

આદર્શ દંપતી : દાદાશ્રી - હીરાબા

સંપૂર્ણ ટેસ્ટેડ થઈ, નિર્દેશ્યું આદર્શ વ્યવહારજ્ઞાન;
સંસારી છતાં અસંસારી પદની, પૂર્ણ ઝળકે છાંટ !

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ॥૧॥
ૐ નમો ભગવતે વાસુદેવાય ॥૨॥
ૐ નમઃ શિવાય ॥૩॥
જય સચ્ચિદાનંદ





## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

'સંસાર કાજળ કોટડી' વદેલ સહુ જ્ઞાનીઓએ પૂર્વે;
નિર્લેપ રહી સ્થાપ્યો દાદાશ્રીએ દાખલો અધ્યાત્મક્ષેત્રે !

સંપૂર્ણ ટેસ્ટેડ થઈ, નિર્દેશ્યું આદર્શ વ્યવહારજ્ઞાન;
સંસારી છતાં અસંસારી પદની, પૂર્ણ ઝળકે છાંટ !

જીવન રંગમંચે ભજવ્યું નાટક હૂબહૂ પત્ની સંગ;
સંગ-પ્રસંગે તારણ, પ્રેમ-વૈરાગના અનેરા રંગ !

કર્યું વ્યતિત જીવન 'હીરાબા' સંગ ક્લેમ રહિત;
અંતે નવાજ્યા 'બા'એ પણ, 'દાદા ભગવાન' કહી !

દીધી હામ સર્વ સંસારીઓને મોક્ષ દોટ કાજે;
આત્મજ્ઞાન સંગ બોધ-જ્ઞાનકળાની લહાણ સાથે !

સાધકના ફાંફા, પત્ની સાથે સમભાવે નિકાલ કાજ;
અર્પશે આ ગ્રંથ, અદ્ભુત દાદાઈ કૂંચી ભંડાર !

ન ભૂતો-ન ભવિષ્યતિ દાદાનો અસામાન્ય સાંધો;
ન જડશે કોઈ શાસ્ત્રે છૂટવાની આ અપૂર્વ વાતો !

ગૃહસ્થી વેશે વીતરાગતા, વર્તીને વર્તાવનાર;
અસંયતિ પૂજા, અગિયારમું આશ્ચર્ય ધીટ કળિકાળે !

અહો ! અનુભવ સિદ્ધ પ્રસંગો, વર્ણવાયા જ્ઞાની સ્વમુખે;
છૂટવાના ધ્યેયી કાજે, આ ગ્રંથ જગને સમર્પણ !



# સંપાદકીય

અક્રમમાર્ગે સંસારીઓને પણ મોક્ષમાર્ગ પમાડનાર આ કાળના અગિયારમા આશ્ચર્ય સમાન પરમ પૂજ્ય 'દાદા ભગવાન' (દાદાશ્રી) જાણે એક અનોખું ઉદાહરણ પ્રસ્થાપિત કરવા તથા આપણા જેવા અનેક પૂર્વે ચૂકી ગયેલા, રખડી મરેલા, કળિચોળિયા, સંસારી દશામાં રહેનાર જીવોને મોક્ષમાર્ગ નિર્વિઘ્ને પૂરો કરાવવા અર્થે જ જાણે પોતે સંસારી વેશે ના પ્રગટ્યા હોય !

ક્રમિકમાર્ગે સર્વ જ્ઞાની ભગવંતો 'સર્વસંગ પરિત્યાગ' ગ્રહણ કરી પોતાની આત્મદશાની પૂર્ણાહુતિ સાધતા હોય છે. જેથી એ લોકોનું દામ્પત્યજીવન અને એ સઘળા હિસાબોમાંથી છૂટવાની બોધકળા કે જ્ઞાનકળાઓ તો કેમ કરીને જોવા-જાણવા મળે ? જ્યારે આ ગ્રંથમાં અક્રમવિજ્ઞાની દાદાશ્રીએ પોતે સંસારમાં ધર્મપત્ની 'હીરાબા' સાથે રહી જીવનપર્યંત એટલે કે પોતાને જ્ઞાન થતા પહેલાથી લઈને જ્ઞાન થયા બાદ જ્ઞાની દશામાં રહીને કેવી રીતે એમની સાથે ફાઈલનો સમભાવે નિકાલ કર્યો તે વિસ્તારપૂર્વક જાણવા મળે છે, જે આપણું અહોભાગ્ય જ ગણાય ! આ પુસ્તક વાંચતા સહુને જ્ઞાની અક્ષરદેહ થકી તાદૃશ જ થશે અને જાણે આપણે દાદાશ્રીના આ પ્રસંગો આપણી આંખ સમક્ષ જોઈ રહ્યા હોય એવો જ અનુભવ થશે.

પ્રસ્તુત ગ્રંથમાં દાદાશ્રીના હીરાબા સાથેના લગ્નજીવન દરમિયાન એમની અદ્‌ભુત વીતરાગદશા સાથે આદર્શ વ્યવહારનો સંપૂર્ણ ચિતાર મળે છે. જે સર્વે મહાત્માઓને અઢળક બોધકળાની ચાવીઓ અર્પશે અને ચીકણી ફાઈલોના સમભાવે નિકાલ માટે એક નવો જ દૃષ્ટિકોણ અર્પી આવરણ ભેદક બનશે ને 'ફાઈલોનો સમભાવે નિકાલ કરવો' એ આજ્ઞાની સમજણના કેટલાય પગથિયા સહેજમાં ચડાવી દેશે.

પંદર વર્ષે લગ્નવેળાએ જ વૈરાગ્યમય વિચારધારા તો આવા કો'ક વિરલ જ્ઞાનીને જ હોય ને ! લગ્નની ચોરીમાં, મોહથી વ્યાપ્ત વાતાવરણમાં 'આ મંડાપાનું ફળ તો રંડાપો આવશે'ની વિચારધારા પ્રગટનાર પુરુષની અપૂર્વતા ક્યાંથી છાની રહે ? વળી લગ્ન થયા પછી ઘેર છોકરા અને છોકરીના જન્મ અને મરણ પ્રસંગે સમદૃષ્ટિ રાખી પેંડાની વહેંચણી કરી

કહ્યું કે 'આ તો મહેમાન આવ્યા'તા તે ગયા.' પોતાના બાળકો માટે આવી મમતા રહિત દૃષ્ટિ ધરાવનાર આવા મમતા રહિત પુરુષ આપણને ક્યાં જોવા મળે ? અને તેઓ કહેતા કે 'અમને કોઈ દહાડો કોઈ કોઈનો છોકરો થયો હોય એવું લાગ્યું જ નથી. આ રિલેટિવ સગાઈઓ જ જાણી છે, આ આત્માની સગાઈ ન્હોય !'

લગ્ન બાદ નાની ઉંમરમાં હીરાબા સાથે અમુક વર્ષો સુધી અણસમજણ અને પાટીદારિયા ક્ષત્રિય લોહીના કારણે થયેલી નાની-નાની અથડામણો અને એમાંથી બોધ લઈને પોતે કેવી રીતે બહાર નીકળી ગયા એની વાતો દાદાશ્રી નિખાલસતાથી ખુલ્લી કરે છે. જે એમની એક ફેર ભૂલ થયા બાદ એ પ્રસંગનું તારણ કાઢી ફરી એ ભૂલમાંથી કાયમ માટે બહાર નીકળી જવાની દૃષ્ટિ તેમજ સામાને સો ટકા નિર્દોષ જ જોઈ અને પોતાના દોષો ખોળી કાઢી તેમાંથી મુક્ત થવાની એમની તમન્ના ખુલ્લી કરે છે.

સમજણના સાંધા વડે મતભેદોથી મુક્ત થતા થતા થતા હીરાબા સાથે સંપૂર્ણ મતભેદ વગરનું જીવન જીવ્યા, જેની આખી સફર આપણને અત્રે જાણવા મળશે. જેમાં એમના બેનમૂન આંતરિક અને બાહ્ય એડજસ્ટમેન્ટની ઝાંખી અને એમની ઉચ્ચ કોટીની અંતરદશા એમના જ શબ્દો દ્વારા છતી થશે, જે વાંચતા દાદાશ્રી પ્રત્યે હૃદયમાંથી અહોભાવ સર્યા વગર રહેશે નહીં અને અંતર પોકાર્યા વગર રહેશે નહીં કે 'આપણા દાદા મહાન છે !'

જેમના જીવનનું લક્ષ્ય જ કેવળ આત્મપણે વર્તવાનું હોય, તેમને સહેજે ધણીપણે વર્તવાનો મોહ તો નહીંવત્ જ હોય ને ! એ દશા ખુલ્લી કરતા દાદાશ્રીના શબ્દો છે કે 'જે દેશમાં છેલ્લી દશા મરણ હોય તો ત્યાં વર્ચસ્વને શું કરવું છે ? જ્યાં કાયમનું જીવન હોય ત્યાં વર્ચસ્વ હોય !' આવા પ્લોટોની માલિકી છોડી બ્રહ્માંડના માલિક થઈ અનંત સમાધિ સુખ ભોગવનારને આ અન્ય સુખ તૃણવત્ લાગે એમાં નવાઈ પણ શું ?

દાદાશ્રીની પોતાના ગૃહસ્થજીવનમાં મતભેદ ટાળવા માટેના એડજસ્ટમેન્ટની અનુભવ સિદ્ધ મૌલિક રીતો, જેમ કે હોમ (રસોડું)-

ફોરેન (ધંધો) ડિપાર્ટમેન્ટની વહેંચણી અને ત્યારબાદ એકમેકમાં ડખો નહીં, ચલણ છોડી દઈ ઘરમાં ગેસ્ટ તરીકેનો વ્યવહાર, પત્નીની ખાવા બાબતે કે અન્ય કોઈ ખોડ કદી ન કાઢી પોતાની મર્યાદામાં રહેવું, લગ્ન વખતે બ્રાહ્મણ દ્વારા સાંભળેલ વાક્ય 'સમય વર્તે સાવધાન'નું એમના પ્રેક્ટિકલ જીવનમાં મતભેદ પડતી વખતે સાવધાની રાખી મતભેદ પડતો અટકાવવો, ઈત્યાદિ પ્રસંગો દ્વારા અહીં વિસ્તારપૂર્વક જાણવા મળશે. જેમાં એક-એક મતભેદના પ્રસંગને તેઓ કેટકેટલી સમજણના પ્રકાશથી છેદી શક્યા છે એ દેખી શકાય છે અને એમની સમજણની અથાગતાની થોડી ઝાંખી જોવા મળે છે.

સઘળા એડજસ્ટમેન્ટ સાથે વ્યવહારમાં આદર્શપણાની ઉણપ કોઈ ખૂણે જણાતી નથી. દરરોજ હીરાબા પૂછે કે 'શું શાક લાવું ?' અને દાદાશ્રી કહે, 'જે ઠીક લાગે તે.' આમ વિનયસભર વ્યવહારની ગોઠવણી કરેલ. તેમજ સમજણપૂર્વક વિષયનો વ્યવહાર બંધ થયા બાદ કાયમ એમને 'બા' તરીકે જ સંબોધ્યા છે. એમના માટે લાગણીઓ ખરી પણ લોકો જેવી નહીં. દાદાશ્રી કહે છે કે આ લોકોને તો લાગણીઓ નથી પણ આસક્તિ જ છે. જે ચઢ-ઉતર થયા કરે, જ્યારે અમારી લાગણીઓ પરમેનન્ટ હોય એટલે કે વધે નહીં, ઘટે નહીં એવી, એટલે કે પ્રેમ જ ! રિયલ ભાવે પણ પ્રેમ અને રિલેટિવ ભાવે પણ પ્રેમ ! હીરાબાને તેઓશ્રી કહેતા કે અમે પરદેશ ગયા હતા ત્યાં તમારા વગર અમને ગમતું નહોતું. તમામ બંધનોથી મુક્ત થયેલા એવા મુક્ત પુરુષનો કેવો શુદ્ધ નાટકીય વ્યવહાર ! છતાં જ્ઞાની પુરુષનો એક ગુણ, 'એક આંખમાં કડકાઈ અને એક આંખમાં પ્રેમ'નું અદ્ભુત સમતોલન પણ તેઓના વ્યવહારમાં હંમેશાં રહ્યું છે.

લગ્ન વખતે આપેલ પ્રોમિસ જીવનભર નિભાવવાની સિન્સિયારિટી અને મોરાલિટી આલેખતો પ્રસંગ પણ દાદાશ્રીના વ્યવહાર શુદ્ધિની યશકલગીમાં એક ઓર પીંછાનો ઉમેરો કરે એવો છે. જેમાં જ્ઞાનીની સિન્સિયારિટી અને મોરાલિટી વ્યવહારમાં પણ કેવી હોય તેનું દર્શન થાય છે.

દાદાશ્રીના ધર્મપત્ની થવાનું સૌભાગ્ય સાંપડનાર હીરાબાની પુણ્યૈય પણ કેવી ગજબની ! સરળ-સીધા-સાદા અને ભલા-ભોળા હીરાબા કળિયુગી રંગથી અસંગ હોય એવા કળિયુગના સતી સમ જીવન જીવ્યા

છે. દાદાશ્રીએ હીરાબાને 'કબીર પત્ની' સમ કહી એમના ગુણોને બિરદાવ્યા છે. દાદાશ્રીને જગત કલ્યાણ કાજે મુક્ત કરી આ જગત પર એમણે કરેલા ઉપકારને પણ વિસરવા યોગ્ય નથી.

છેલ્લે બાની માંદગીના સમયમાં એમને અશાતા વેદનીય ના રહે અને શાંતિથી દેહ છૂટે એ કાજે દાદાશ્રી એમની દરરોજ વિધિઓ કરતા અને કહેતા કે આ જ અમારી એમના માટેની સેવા છે, બીજી દેહથી સેવા તો અમારાથી થાય એમ નથી પણ અમે આ રીતે સેવા કરીશું. આ શબ્દોમાં એમને દેહથી સેવા કરવાની અસમર્થતા પાછળ એમનો રહેલો ખેદ પણ એમની સિન્સિયારિટી દેખાડે છે. એમણે કરેલી વિધિઓના ફળ સ્વરૂપે હીરાબા સહેજ પણ અશાતા વેદનીય વગર સમાધિ મૃત્યુ પામ્યા !

હીરાબાનો દેહ છૂટ્યો ત્યારથી અગ્નિસંસ્કાર અપાયા ત્યાં સુધી દાદાશ્રીની સંપૂર્ણ વીતરાગ, દેહાતીત દશા વ્યવહારમાં સહુ કોઈને જોવા મળી હતી. જેનો થોડો ચિતાર અહીં એમની સાથે ત્યારબાદ થયેલા સત્સંગ રૂપે આપણને મળે છે, જેમાં દાદાશ્રી કહે છે કે અમને એ વખતે સમયે સમયે સમયસારનું જ્ઞાન હાજર રહ્યું હતું.

એમની દૃષ્ટિએ 'બળવાની વસ્તુ બળી ને ના બળવાની રહી ગઈ. એ તો કાયમના છે. મારા જ્ઞાનમાં કોઈ જીવતું-મરતું જ નથી.' આવી અસામાન્ય અધ્યાત્મ દૃષ્ટિધારક આવા પ્રસંગે અસરમુક્ત તો સહેજે રહે જ ને !

આ કળિકાળમાં 'અસંયતિ પૂજા' નામનું ધીટ્ આશ્ચર્ય સર્જાયું. ગૃહસ્થ વેશે જ્ઞાની પ્રગટ્યા. એ તો આ કાળના લોકોનું મહાન પુણ્ય જ ગણાય કે જ્ઞાની પુરુષનું ગૃહસ્થ જીવન જોવા મળ્યું. આવા મહાન જ્ઞાનીના ગૃહસ્થ જીવન વિશેની સંપૂર્ણ વિગતો એમના જ સ્વમુખે જાણવી એ પણ એક અનેરો લહાવો છે.

દાદાશ્રીને હીરાબાનો સંયોગ થયો ત્યારથી લઈને હીરાબાનો વિયોગ થયો ત્યાં સુધીના એમના ગૃહસ્થ જીવનની વાતોનું દાદાશ્રીના જ શબ્દોમાં પ્રસ્તુત ગ્રંથમાં સંકલન થયું છે. જેમાં આપણને એમનો આદર્શ વ્યવહાર, દરેક વ્યવહારમાં પોઝિટિવ દૃષ્ટિ, એમની એડજસ્ટમેન્ટ

લેવાની કળાઓ, બોધકળાઓ તેમજ એમની નિર્મોહી, મમતા રહિત, દુઃખના પ્રસંગોમાં ભોગવટા રહિત દશા અને છેવટની વીતરાગ દશા જાણવા ને માણવા મળશે.

સામાન્ય જીવન પ્રસંગોમાં અસામાન્ય રીતે જીવી જાણનાર આ મહાવિભૂતિની બહારના અલૌકિક વ્યવહાર સાથે અંદરની વીતરાગદશા આ હળાહળ કળિયુગમાં એમની જ પોતાની વાણીમાં શબ્દશઃ પ્રકાશિત થાય છે. તો ચાલો, એમના યશોગાન ગાઈ તેઓ જે રીતે આ સંસાર વ્યવહારમાં રહીને પણ સંપૂર્ણ મુક્ત દશા અનુભવી શક્યા, તે દશા તરફની પ્રગતિના પગરણ માંડીએ અને આ સંસાર સાગરમાંથી આ દીવાદાંડીનો આધાર લઈ છૂટી જઈએ એ જ હૃદયની પુનઃ પુનઃ પ્રાર્થના !

દાદાશ્રીને મહાત્માઓ એમના જીવન વિશે જુદા-જુદા સમયે જુદા-જુદા પ્રશ્નો પૂછતાં અને દાદાશ્રીએ એ સર્વે પ્રશ્નોના જવાબ જેમ છે તેમ એમના દર્શનમાં જોઈને આપ્યા છે. એ સર્વેનું સંકલન અત્રે કરવામાં આવ્યું છે. વાચકને દરેક ચેપ્ટર વાંચતા-વાંચતા કદાચ એવું લાગે કે એ જ વાત કે શબ્દોનું પુનરાવર્તન થયા કરે છે, પરંતુ દાદાશ્રીએ પોતાના જીવનપ્રસંગો જુદા જુદા સત્સંગોમાં વર્ણવ્યા છે અને દરેક વખતે નવા જ દૃષ્ટિકોણથી વાત રજૂ કરી છે. પરિણામે દાદાશ્રીની એક જ પ્રસંગને કેટલી બધી રીતે જોવાની દૃષ્ટિ હતી અને કેટલી બધી વિચારણા એક જ બાબત પર કરી શકતા હતા, તે જાણવા મળે છે. જે અનુભવની ચાવીઓ રૂપી એમની બોધકળા આપણને પણ આપણા જીવનપ્રસંગોમાં સહાયરૂપ બની રહેશે. આ સંકલનમાં જો ક્યાંક ક્ષતિ ભાસે તો એ સંકલનકર્તાની જ ક્ષતિ ગણી ક્ષમ્ય કરશો. દાદાશ્રીના જીવન પ્રસંગોની પાછળ સૂક્ષ્મ બોધ છૂપાયેલો છે અને એ બોધ પાછો આદેશાત્મક નહીં પણ ઉપદેશાત્મક છે. એ બોધને આપણે જેમ છે એમ સમજીને આત્મસાત કરવાનો પ્રયત્ન કરી કૃતાર્થ થઈએ.

પ્રસ્તુત ગ્રંથનું અધ્યયન આપણા વ્યવહારને આદર્શ બનાવી વિના અડચણે મોક્ષમાર્ગ પૂરો કરવામાં સહાયભૂત બની રહે એ જ અંતરની અભ્યર્થના.

**- દીપક દેસાઈ**

# ઉપોદ્‌ઘાત

પરમ પૂજ્ય દાદાશ્રીના જીવનચરિત્ર શ્રેણીનો બીજો ભાગ એટલે કે જ્ઞાની પુરુષ ભાગ-૨, આ ગ્રંથમાં દાદાશ્રી એમના ધર્મપત્ની હીરાબા સાથે પરણ્યા ત્યારથી તે આખું જીવન સાથે વિતાવ્યું ને છેલ્લે હીરાબાનો દેહવિલય થયો ત્યાં સુધીના સર્વ પ્રસંગોને આવરી લેવામાં આવ્યા છે. પોતે આદર્શ ગૃહસ્થ જીવન જીવ્યા એમાં પણ ભૂલચૂક થયેલી. પ્રકૃતિ પ્રમાણે એડજસ્ટમેન્ટ લેવા પડેલા. તે કેવા એડજસ્ટમેન્ટ, કેવી પરિસ્થિતિમાં અને શું હેતુપૂર્વક પોતે હીરાબાની સાથે લીધેલા, તે વિગતો એમના જ શ્રીમુખે ખુલ્લી થયેલી છે, તે અત્રે ગ્રંથમાં સંકલિત થઈ છે. ખરેખર એમનું જીવન ચરિત્ર જાણવા જેવું છે અને પોતે સમજણપૂર્વક સામી વ્યક્તિને-વાઈફને જુદી જુદી પરિસ્થિતિમાં એડજસ્ટ થયા, તે સમજણ આપણા જીવનમાં ઉતારવા જેવી છે.

## [૧] દાદા - હીરાબાના લગ્ન

### [૧.૧] પરણતી વેળાએ

લોકો સત્સંગમાં એમને બધું પૂછતા, તેમાં આધ્યાત્મિક-ધાર્મિક તેમજ વ્યવહારિક બાબતો પણ પૂછતા. એમને તો નિરાવરણ દશા, તે જેમ છે તેમ વૈજ્ઞાનિક ફોડ પાડી દેતા. લોકોએ તો એમના જીવનની અંગત વાતો પણ પૂછી છે. તે પણ એમણે અત્યંત સરળતાથી બધી જ વિગતો જેમ છે તેમ ખુલ્લી કરી દીધી છે.

એમના જીવનમાં નાનપણથી શું બન્યું તે જાણવાની લોકોને ઉત્સુકતા હોય જ ને એમને એ વાતો જણાવવામાં કશો સંકોચ પણ નહોતો. કારણ કે પોતે દેહની સાથે પાડોશીની જેમ રહેતા. પરાયા વ્યક્તિની વાતો જણાવતા હોય તેમ પોતાની બધી વાતો કહી નાખી છે.

એમના કુટુંબની વાત લોકોએ પૂછી, તો એમણે કહી દીધું કે મારે એક છોકરો ને એક છોકરી બે હતા પણ નાની ઉંમરમાં ગુજરી ગયેલા. બ્રધર-ફાધર-મધર પણ ઑફ થઈ ગયા હતા. હવે હું અને મારા વાઈફ હીરાબા અમે બે રહ્યા છીએ.

તેઓ પરણ્યા ત્યારે એમની ઉંમર પંદર વર્ષની હતી ને હીરાબા તેર વર્ષના હતા. એ જમાનાને અનુરૂપ એમને એટલી ઉંમરે જ પરણાવી દીધા હતા.

દાદાશ્રીની વિશેષતા એ છે કે તેમને પ્રસંગો પૂછે તો યાદ કરવું ના પડે, એમને ઉપયોગ મૂકાય ને દેખાય, જેમ છે તેમ પ્રસંગો બનેલા દેખાય. વ્યક્તિઓ, આજુબાજુ કોણ હતા, શું બન્યું હતું, તે વ્યક્તિઓની માનસિક સ્થિતિ, અહંકાર-બુદ્ધિ બધું આરપાર જોઈ રહ્યા હોય એમ વાતો કહી દેતા. પ્રત્યેક વ્યક્તિમાં શુદ્ધાત્મા જોવાનું તો ક્યારેય ચૂકતા જ નહીં.

લગ્ન પ્રસંગે સાસુને ખૂબ વહાલ આવવાથી એમને કેડમાં ઘાલીને ઊંચકી લીધેલા અને બીજી બહેનોને જણાવ્યા કરતા કે જુઓ, અમારા જમાઈ ! કેવા રૂપાળા છે ! લાડવા જેવું તો મોઢું છે, ગોળ ! સાસુને તો જમાઈ રૂપાળા લાગે જ ને !

દાદાશ્રીના મધર ઝવેરબાયે રૂપાળા હતા. તેથી એમના બન્ને દીકરા પણ એવા જ રૂપાળા હતા. નાના બાળકને જુએ તો લોકોને નાનું બાળક ગમે, એને બોલાવે, રમાડે. પોતે પોતાની પ્રકૃતિને નાનપણથી ઓળખી ગયેલા કે નાનપણમાં લોકો એમને બોલાવે તો પોતે માન ખાઈ લેતા. રૂપનું કારણ અંદરખાને માલ સારો તેથી. દાદા ઓગણ્યાએંસી વર્ષેય રૂપાળા લાગતા, પણ તે જ્ઞાની દશાના તેજને લઈને !

દાદાશ્રીને હીરાબાય રૂપાળા મળ્યા. ચામડી પોચી પોચી, ગુલાબની પાંદડી જેવી, શરીરેય ગુલાબી ! મોટી ઉંમરના થયા તોયે શરીર-હાથ ગુલાબી જ, શરીર નિરોગી તેથી !

હીરાબા બોલે ખરા કે 'હું તો રૂપાળી, દાદા શામળા' પણ દાદા કોઈ વખત ગમ્મત ખાતર કહે કે 'હું શામળો, તમે ગોરા.' તો બા પાછું કહે, 'ના, તમે તો કૃષ્ણ ભગવાન જેવા રૂપાળા. આવા દીકરાને ઝવેરબાએ જન્મ આપ્યો. એ અજાયબી કહેવાયને !'

તે જમાનામાં લગ્ન વખતે વરરાજાના કપડાં ડ્રેસવાળાને ત્યાંથી ભાડૂતી લાવતા. દાદાશ્રી પોતાનું કહે છે, અમે તો ફોરેનના કાપડમાંથી કપડાં અને લાંબો કોટ સિવડાવેલો. પાછું ફાધરે સોનાના દાગીના

પહેરાવેલા ! પરણાવતી વખતે નવો સાફો પહેરાવેલો. પાલખીમાં બેસાડીને લઈ ગયેલા. ધામધૂમથી વરઘોડો નીકળેલો, વિક્ટોરિયા ફેટનમાં, બેન્ડવાજા સાથે ! પોતાનેય મહીં દેખાડવાનો અહંકાર હોય, મોહ હોય. લોકો મને જુએ, મારો સાફો જુએ !

લગ્ન પહેલા હીરાબાને જોયેલા ? મોસાળમાં જાય ત્યારે ત્યાં જોયેલા અને રૂપાળા લાગ્યા. એટલે લગ્ન માટે વાત આવી ત્યારે મહીં સહમતી થઈ ગયેલી.

એ જમાનામાં ત્રણ હજાર રૂપિયાની પૈઠણ (દહેજ) લીધેલી. એ જમાનામાં ખાનદાન ઘરના છોકરા માટે આવી પૈઠણ આપતા. કારણ કે છોકરાની પાસે મિલકત ભલે નથી, પણ આ ઘરમાં તો કકળાટ જ નથી, કોઈને દુઃખ આપતા નથી, ખાનદાન કુળ છે, ચોરી-લુચ્ચાઈઓ નથી, કોઈને ફસવે નહીં, હલકા કામ ના કરે. એટલે ખાનદાન ઘર તેથી પૈઠણ આપે.

સ્ત્રી અને પુરુષ લગ્ન કરે ત્યારે રૂપિયાની રમત રમાડે. તે વખતે પુરુષે મનમાં નક્કી કરેલું હોય કે આપણે વહુને જીતવા ના દેવી. એટલે પરણ્યા ત્યારથી જ આ બે વચ્ચે ભાંજગડ પડવાની શરૂઆત થાય ! દાદાશ્રી કહે છે, અમે ચૂંટીઓ ખણીને રૂપિયો જીતેલા. વહુ રૂપિયો લે તો બધાની વચ્ચે આબરૂ જાય ને !

હીરાબા જાતે જ કહેતા કે સાસુ ઝવેરબા મને સારા મળ્યા હતા. મારા કરતાય એ સારા હતા. અને જેઠાણી દિવાળીબા કઠણ સ્વભાવના મળેલા.

હીરાબા કહેતા કે દાદા તો પરણ્યા ત્યારથી ઓછું સાંભળતા હતા. એમનું બધું કાનનું તેજ આંખોમાં આવી ગયું છે.

હીરાબાને પૂછેલું, દાદા નાનપણથી રમતો કઈ રમતા ? ત્યારે કહે, 'ગિલ્લીદંડા, લખોટીઓ રમતા.'

દાદા સાથે હીરાબા સિનેમા જોવા પણ ગયેલા, નાટકેય જોયેલા. હોટલમાં ચા-ભજિયા, જલેબી ખાવાય ક્યારેક ગયેલા.

દાદા નાનપણથી ધોતિયું ને ખમીસ પહેરતા. લેંઘો નહીં પહેરેલો.

ધોળો લાંબો કોટ પહેરતા, દિવાળી હોય ત્યારે. બાકી આમ ભૂરો રંગીન ટૂંકો કોટ પહેરતા. દાદા ચાર-પાંચ જોડી કપડાં સિવડાવતા. અને બા જાતે ટિનોપોલ નાખીને ધોઈને ઉજળા રાખતા.

દાદા નાનપણથી ટાઢા પાણીએ નહાતા. ત્યારે તો શરીર સારું હતું ને !

ભાદરણ ગામની વાત આવે તો હીરાબા ખુશ ખુશ થઈ જાય. કોઈ આવ્યું હોય ભાદરણ ગામનું તો એમનું હેત ઉભરાતું.

## [૧.૨] ફેંટો ખસ્યો ને આવ્યો વિચાર

મહાત્માઓ પ્રશ્ન પૂછતા કે પરણતી વખતે શું બન્યું હતું, તો તે બધું વર્ણન બોંતેર-પંચોતેર વર્ષે પોતે કરેલું છે. લગ્ન વખતે ચોરીમાં બેઠા હતા ત્યારે વહુ જોવાની ઈચ્છા થયેલી. તે જોવા ગયા, પણ ફેંટો પહેરાવેલો ને ઉપરથી ફૂલના ભારે વજનવાળા ખૂંપ ચઢાવેલા, તેથી ફેંટો નીચે ઊતરી આવેલો. તે વાઈફ બાજુમાં હોવા છતાં દેખાયા નહીં બરોબર. તે ફેંટો ખસેડીને જોવાનો પ્રયત્ન કર્યો પણ ભારે એટલે પાછું ખસી જાય ને હીરાબા દેખાયા નહીં.

એમનું બ્રેઈન તો વૈજ્ઞાનિક હતું, પરિણામનો વિચાર હરેક બાબતમાં આવે. તે ઘડીએ એમને વિચાર આવ્યો કે આ લગ્ન તો કરીએ છીએ, પણ છેવટે બેમાંથી એકને રાંડવું પડશે. ડેવલપ્ડ મગજ હોય તો જ આવા વિચાર આવે ! લગ્ન વખતે તો કેવું પૈણ ચઢ્યું હોય ! કેટલો બધો મોહ વ્યાપેલો હોય ત્યારે એમને વૈરાગ્યનો વિચાર આવેલો. તે વખતે લોકો મોહના આનંદમાં હતા, પોતે અહંકારના આનંદમાં હતા છતાં ત્યાં આવો વિચાર આવ્યો કે કાં તો એમને રાંડવું પડશે, કાં તો મારે રાંડવું પડશે. પૈણવા આવ્યા તે મોહ તો ખરો, પણ જોડે વૈરાગ પણ આવ્યો ! છેવટે સરવૈયું તો આ જ આવશે !

નાનપણથી એમની પ્રકૃતિનો આ ગુણ કે દરેક બાબતમાં આનું પરિણામ શું આવશે, એ ખ્યાલમાં આવે. પહેલેથી કશામાં રુચિ જ નહીં એટલે આ પરિણામની સમજ પહેલેથી બહુ હતી. એટલે લગ્ન થતી વખતે થયું કે બેમાંથી એકે તો રાંડવાનું છે જ. રાંડવાનો બિઝનેસ સહન

થઈ શકશે, તેથી શાદી કરેલી. આ તો દરેક અવતારમાં સ્ત્રી અને પુરુષ, જાનવરમાં, દેવોમાં, મનુષ્યમાંય, તોય આ લગ્નનો મોહ છૂટતો નથી, એ જ માયાને !

લગ્ન વખતે એમને પોતાને આ દુનિયા ઉપર જબરજસ્ત વૈરાગ્ય આવી ગયો હતો. છતાં ભરેલો માલ, તે પરણવું પડેલું. પરણવાનો માલ ભર્યો હતો તેથી હિસાબ આવ્યો, નહીં તો સાધુ-બાવા થાત તો એય ભરેલો માલ, એય એક જાતનો મોહ જ છે ! લગ્ન એય મોહ જ છે. દાદાશ્રી કહે છે, અમે લગ્ન એ મોહ પસંદ કરેલો. સંસારમાં રહીને ટેસ્ટ એક્ઝામિનેશન પાસ કરાય ને ! પેલું બાવા થવું એ તો કસરતશાળામાં મનને મજબૂત કરવા જવાનું અને પાછુ અહીં તો આવવું જ પડે !

જન્મથી મરણ સુધીની ક્રિયા બધી ફરજિયાત છે, પ્રકૃતિના નચાવ્યા નાચવાનું. લગ્ન એય ફરજિયાત છે. બાકી ધણીમાંય કલ્પિત સુખ છે ને સાચું સુખ, સનાતન સુખ આત્મામાં છે. એ આવ્યા પછી ક્યારેય જાય નહીં.

દાદાશ્રી કહે છે, લગ્નના પ્રસંગો-વ્યવહારના પ્રસંગો તમેય પતાવો છો ને હુંયે પતાવું છું. તમે તન્મયાકાર રહીને પતાવો છો ને હું એનાથી જુદો રહીને પતાવું છું. સીટ બદલવાની જ જરૂર છે ! આ તો પોતાનો મોહ તન્મયાકાર કરે છે. બાકી જે તન્મયાકાર નથી રહેતા ને, તે સંસારને વધુ ઉપકારી છે, સ્વ-પર ઉપકારી છે !

## [૧.૩] બુદ્ધિના આશયમાં હીરાબા

નાનપણથી જ વૈરાગ્ય ભારે હતો છતાં પરણવાનું કેમ ઉદયમાં આવ્યું ? એને માટે દાદાશ્રી કહે છે કે 'અમે પહેલા કોઈ અવતારમાં ભાવના કરેલી, બુદ્ધિના આશયમાં લાવેલા કે વાઈફ આવી હોવી જોઈએ. મારા સામા ના થાય, મને મુશ્કેલીમાં ના મૂકે.' કુદરતનો નિયમ છે કે પોતાની પુણ્યૈ વપરાઈને પોતાના બુદ્ધિના આશય પ્રમાણે ભેગું થાય. દાદાશ્રીના આશયમાં હતું કે 'રૂપાળી જોઈશે. હાઈલેવલના કુટુંબવાળી તો બહુ હોશિયાર હોય, તે મને હઉ દબડાવે. તેથી મને ભગવાન જેવા માનતી હોય એવી જોઈએ. બહુ ડેવલપ થયેલી નહીં હોય તો ચાલશે, હું

ડેવલપ કરી દઈશ. મને અનુકૂળ આવે એવી સ્ત્રી જોઈએ. ઓછું ભણેલી હશે તો ચાલશે.' એટલે અમારા ધાર્યા પ્રમાણે હીરાબા એવા જ આવ્યા !

નાનપણમાં ગામમાં એમણે જોયેલું કે પાંચ-છ ધોરણ ભણેલી બાઈઓ ઘરમાં ક્લેશ કરાવી નાખે. ત્યારથી એમણે નક્કી કરેલું વિપરીત બુદ્ધિવાળી બૈરી ના જોઈએ. ગામડાની સીધી-સાદી-ભોળી, નિર્દોષ હોય એવી જોઈએ. તે હીરાબા એવા જ મળ્યા !

શરૂઆતમાં મિત્રમંડળમાં એમની પત્નીઓ જોઈ, તે પોતાના પતિ સાથે સિનેમામાં જોડે આવે, બીજી વાતોચીતો કરે. ત્યારે દાદાને પોતાની પત્ની સાથે સરખામણી થઈ કે મારે આવી ગામડાની કેમ આવી ? પણ ભાઈબંધો એમને કહેતા કે તમારા જેવો સુખિયો કોઈ નથી. હીરાબા કશું સામું બોલતા નથી, તમે કહો 'ચા' તો તરત આપી જાય. તે પછી એમને સમજાયેલું કે 'જેમ દોરવણી આપીએ એમને, તેમ એ ચાલે. મતભેદ નહીં, તે અમારે બહુ સારો મેળ પડ્યો. જેવું ટેન્ડર ભરેલું, તેવા મળ્યા. ધર્મના કામમાં હીરાબાએ ક્યારેય ડખોડખલ નથી કરી.'

## [૨] દીકરો ને દીકરી, મહેમાન આવ્યા ને ગયા

બાળક પોતાને ત્યાં જન્મે ત્યારે મા-બાપને કેવો ઉમંગ હોય ! અને જ્ઞાનીની દૃષ્ટિ કેવી ! બાળકો જન્મ્યા તો મહેમાન આવ્યા છે, એમ કહી મિત્રમંડળને પેંડા ખવડાવ્યા. શાદી કરી એટલે મહેમાન તો આવે ને ! જેમ દૂધીનું બી રોપ્યું તો પાંદડે પાંદડે દૂધી બેસવાની એમ બાળકને માટે પોતે માનતા હતા.

બાબો જન્મ્યો ત્યારે તો મિત્રોને પેંડા ખવડાવ્યા પણ બે વર્ષ પછી બાબો મૃત્યુ પામ્યો ત્યારે પહેલા પેંડા ખવડાવ્યા, ને પછી ફોડ પાડ્યો કે મહેમાને વિદાય લીધી. મિત્રોએ કહ્યું કે આવું કરાતું હશે ? અરે, ગેસ્ટ આવ્યા ત્યારે આનંદ કરવાનો અને ગેસ્ટ જાય તોયે આનંદ ! 'બાબો મૃત્યુ પામ્યો' કહેત તો મિત્રોને દુઃખ થઈ જાત. ભલે ઉપલકનું દુઃખ પણ તેય કોઈને દુઃખ ના થવું જોઈએ એવી એમની ભાવના !

પછી બેબીબેન જન્મ્યા ત્યારે આવું જ કર્યું. આ તો ભ્રાંતિ હોય ત્યાં સુધી જન્મે તો ખુશી ને મરે તો દુઃખી થાય. આ તો પોતે સમજીને બેઠા

હતા કે આ દેહ આપણો થતો નથી, તો દેહના છોકરાં આપણા શી રીતે થાય ? આ તો હિસાબ હતો તે ચૂકતે કરીને જતા રહેવાના. ફાધર, મધર, બ્રધર બધા ગયા. પોતાનો દેહ પણ રહેવાનો નહીં. આત્મા સાથે સાચી સગાઈ, કારણ કે આત્મા એ કાયમનો માટે ! બાકી કોઈ છોકરો કોઈનો થતો જ નથી. આ તો ઋણાનુબંધના આધારે છોકરો થાય, બાપ થાય. પછી રાગ કે દ્વેષના હિસાબ ચૂકતે કરીને ચાલવા માંડે. આ તો મોહને લઈને દેહને પોતાનો માને છે તેથી છોકરો પોતાનો મનાય છે. બાકી આ રિલેટિવ સગાઈ તો બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે ! આ તો બધા ગેસ્ટ છે. કોઈ કોઈનો બાપ હોય નહીં, કોઈ કોઈનો છોકરો હોય નહીં. આ વ્યવહારથી છે બધું. વ્યવહાર એટલે સુપરફ્લુઅસ.

બેબી માંદી હોય ને ડૉક્ટર કહે, જીવવાની નથી, છતાં આપણે ઠેઠ સુધી બચવાની છે એમ માનીને પ્રયત્નો કરવા ને મૃત્યુ પામે પછી વ્યવસ્થિત કહેવું. પણ સુપરફ્લુઅસ, અંદર હાર્ટને અડે નહીં અને મન-બુદ્ધિ બધાને ટચ થાય ! આવી ગોઠવણી જ્ઞાન પહેલાયે એમને સમજણપૂર્વક થતી !

આપણે આપણા છોકરાના બાપ થયા. ત્યારે આપણા ફાધર આપણને છોકરો કહેતા હોય ! બાપ થનાર માણસ કોઈનો છોકરો હોઈ શકે ?

દાદાશ્રી કહેતા, અમને બાળકો હોત તો સારી રીતે ઉછેરત, પરણાવત. બાકી અમને બાપ થવાનું ગમતું જ નહોતું. એટલે દ્વેષ-તિરસ્કાર નહીં, પણ આપણી દુકાનમાં જે આવ્યા એ ઘરાક ને જતા રહ્યા તો એય ઘરાક !

છોકરાં જતા રહ્યા તો છૂટ્યા એવું લાગે ? ત્યારે દાદાશ્રી કહે છે, ''અમે બંધાયેલા જ નહોતા, તો છૂટ્યા ક્યાંથી ? આ તો અમને 'ગેસ્ટ આવ્યા ને ગેસ્ટ ગયા' એવું લાગેલું !''

એમને છોકરાં નહોતા તો લોક ફરી પરણાવવા માટે તૈયાર થયેલા. પણ પોતે ના પાડેલી. આ તો છોકરાંને શું કરવાનું ? આ કુદરતી રીતે બન્યું, નહીં તો માંગતાવાળા છોડે કે ? હિસાબ હોય તો આવે. હિસાબ

વગર શી રીતે આવે ? મોટામાં મોટો પુણ્યશાળી એ કહેવાય કે જેને ઘેર છોકરાં ના હોય. કારણ કે ગયા ભવમાં ચોપડા ચોખ્ખા કરીને આવેલા હોય !

આ બાબા-બેબી ફેમિલીમાં જન્મે છે, તે પોતપોતાનું વાપરવાનું લઈને જ આવે છે. મા-બાપે તો ખાલી વહીવટ જ કરવાનો હોય છે. આ તો બાપા બોલે કે મેં આમ તમને ભણાવ્યા, આમ પરણાવ્યા, આમ ખર્ચા કર્યા, તે બધું ઈગોઈઝમ જ છે !

દાદાશ્રી કહેતા કે છોકરાં આવે ને જાય. અમને હતા કે ગયા, મારે મન બન્ને સરખું જ હતું. જગતની વાસ્તવિકતા જાણતા નથી, તેથી 'હું બાપ છું, મારો છોકરો છે' એવું લઈ બેઠા છે. ગીતામાંય ખુદ કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું જ છે ને કે 'હે અર્જુન ! હું ને તું બન્ને કેટલાય અવતારથી છીએ જ.' આ તો ઘણા અવતારથી ડેવલપ થતો થતો આવે ત્યારે આવું સરવૈયું સમજાય કે આ ઋણાનુબંધના હિસાબ છે બધા ! તો પછી મોહ ના થાય.

દાદાશ્રીનો હિસાબ હતો તે એક બાબો ને એક બેબી બે જ આવ્યા. હિસાબ ના હોય તો કોણ આવે ? એ પોતાના હિસાબ લઈ લે પછી કેસ પૂરો થઈ જાય. હિસાબ છે તેથી આવ્યા. તેથી લોક ઊંચકીને બાબાને રમાડે. કાં તો રાગ હોય તો છોકરો થઈને આવે ને કાં તો દ્વેષ હોય તો વેર વાળવા માટે આવે. ચોપડામાં કશું લેવાદેવા ના હોય તો આવે જ નહીં આપણે ત્યાં.

એટલે વીસ વર્ષની ઉંમરે દાદાશ્રીને એવું લાગતું હતું કે આ મહેમાન આવ્યા છે તે જાય છે, તો એનું દુઃખ શું કરવાનું હવે ? ને જો એ ના જવાના હોય તો આપણે સારી રીતે રાખીએ અને જવું હોય તો છૂટ ! આટલી નાની ઉંમરે મમતા નહોતી, માત્ર અહંકાર હતો ! કેટલાય ભવથી સિલક ભેગી કરતા કરતા આવેલા ! વાસ્તવિકતા શું છે એ જ્ઞાન પહેલેથી જ હતું.

પોતાના છોકરાં છે કે નહીં, તે કેટલીય રીતે જ્ઞાનની દૃષ્ટિએ સમજીને મુક્ત રહ્યા પોતે.

છોકરાં હોય તો રમાડે, હાથમાં ઝાલે પણ મહીં મમતા નહીં. મારા છોકરાં એવું રાખેલું નહીં, છોકરાં હીરાબાના. આ તો કોણ આવ્યા, કોણ ગયા ? ફરી પાછા ક્યાં મળશે ? ભેગા થયાય હોય, આમ બીજા રૂપે આવે. પોતે કેટલાયના છોકરા થયા હોય, અને પોતાને આવા કેટલાય છોકરા થયા હશે ! બાકી કંઈ લેવાય નહીં ને દેવાય નહીં. જાગૃતિમાં એવું દેખાય કે મને ટાઢ વાય તો એ ઓઢે તો મારે ચાલે ? ના, મારે ઓઢવું પડે. તો પછી એ મારે શું કામનો ? પછી મમતા જ ના રહે ને ! આવું બધું જ્ઞાન એમને પ્રગટ રહ્યા જ કરે ! પહેલેથી વર્તન જ્ઞાની જેવું જ હતું ! મોહ જ નહીં કોઈ જાતનો !

જગતના લોકોના મોહ-મમતા એમને દેખાય. છોકરો મરી ગયો ત્યારે રડે. જો તું રડીને બંધ ના થવાનો હોય તો રડ્યા કર. પણ આ તો પાછો હસે થોડીવાર પછી ! સંસારના લોકોનો રાગ દેખાયા કરે એમને !

હીરાબા રૂપાળા હતા, તેથી બાળકો જન્મ્યા તે પણ રૂપાળા હતા. છોકરા-છોકરીને ઊંચકવાનું મન થાય પણ મહીં મોહ નહીં બિલકુલેય ! મોહ તો હીરાબા ઉપરેય નહીં ! ફક્ત મધરના સુંદર ગુણોને લઈને મધર પ્રત્યે જરા મોહ ઉત્પન્ન થયો હતો !

જો છોકરો પોતાનો હોય તો એને કલાક ટૈડકાવો, તો પોતાનો થશે કે નહીં એ ખબર પડી જશે.

બુદ્ધિના આશયમાં જેવું લાવેલા તેવું જ છોકરા માટે થયું. આ વળી જંજાળ શી તે ? છોકરામાંય સુખ માનેલું નહીં.

હીરાબાને છોકરો-છોકરી મૃત્યુ પામ્યા ત્યારે દુઃખ રહેલું. દાદાશ્રી સમજી ગયેલા કે આ નાનપણમાં જાય છે તે હિત થાય છે. મોટા થયા પછી તો હિસાબ હોય તે ચૂકવવા પડશે. કારણ કે કળિયુગમાં ઘરના માણસો પૂર્વના વેરથી ભેગા થશે. હીરાબાને પૂછેલું કે 'એ મોટો થઈને દારૂ પીને આવશે, એ તમને ગમશે ?' ત્યારે કહે, 'એ તો ના ગમે.' પછી હીરાબા અનુભવથી સમજી ગયેલા કે બધાના છોકરાં બહુ દુઃખ દે છે.

જ્ઞાન થતા પહેલા હીરાબા કહેતા કે છોકરાં છે નહીં, ઘૈડપણમાં

સેવા કોણ કરશે ? દાદાશ્રી કહેતા કે છોકરાં નહીં હોય તો ચાકરી કરનારા વધારે લોકો મળશે. અને ખરેખર એમની ઘણાં મહાત્માઓએ સેવા કરેલી. પુણ્ય તો જોર કરે ને !

હીરાબાને પૂછેલું કે તમારા બાબાનું, બેબીનું નામ શું હતું ? નાના હતા ત્યારે કેવા હતા ? કેવડા થયા ત્યારે ગયા ? તો બાએ કહેલું કે દીકરો બે વરસનો થયેલો, એનું નામ મધુસૂદન, બહુ રૂપાળો હતો. આખો દહાડો રમતો અને હસ્યા કરે એવો ! બેબીનું નામ કપિલા હતું. એય બહુ રૂપાળી હતી. એ છ મહિના સુધી જ રહી.

## [3] મતભેદ નહીં

દાદાશ્રી પોતાના આદર્શ વ્યવહારની વાતો કહેતા કે અમારે છેલ્લા પિસ્તાળીસ વર્ષોથી ઘરમાં મતભેદ પડ્યો જ નથી. રોજ જોડે રહેવાનું છતાં મતભેદ નહીં, એવું સુંદર જીવન ! પાડોશી જોડેય મતભેદ નહીં. આજુબાજુ પૂછવા જાવ તો લોક કહે, 'ના, કોઈ દહાડો એ લઢ્યા જ નથી. કોઈ દહાડો બૂમ પાડી જ નથી. કોઈ દહાડો કોઈની જોડે ગુસ્સે થયા નથી. એ તો ભગવાન જેવા છે.' અને હીરાબાને પૂછે તો કહે કે ભગવાન જ છે ! મિત્રો જોડેય મતભેદ નહીં, તો વાઈફ જોડે તો મતભેદ હોતો હશે ? ધીસ ઈઝ માય ફેમિલી. બીજા લોકો ઘરની વ્યક્તિઓને 'માય ફેમિલી' કહે પણ ત્યાં જઈએ તો ત્યાં જમતી વખતે જ કચકચ ચાલતી હોય. પોતાનું ફેમિલી એટલે એમાં કશો ડખો ના હોય. હીરાબા સાથે અમારે મતભેદ બંધ થઈ ગયા, કારણ કે અમે 'માય ફેમિલી' કહેતા. માય ફેમિલીમાં વિચારભેદ હોય, પણ ભાંજગડ હોય નહીં, ક્લેશ તો ના જ હોય.

દાદાશ્રી કહે છે કે અમે બધાને આત્મસ્વરૂપે જોઈએ છીએ, તેથી અમને જુદું ના લાગે. સામો અવળું-સવળું બોલે તોયે જુદું ના લાગે. કારણ કે અમે વન ફેમિલી રીતે જોઈએ બધાને. હીરાબાને છોડી બેઠો એટલે આખી દુનિયા મારી ફેમિલી થઈ ગઈ, નહીં તો એમને એકલાને ફેમિલી તરીકે રાખીને બેઠો હોત તો શું થાત ?

લગ્ન જીવનના શરૂઆતના વર્ષોમાં મતભેદ હતો. હીરાબાને કહેતા

કે તમે આમ વાપરો છો, તમે વધારે પડતું આમ કરો છો. તમને આ ફાવતું નથી, તમે એટિકેટમાં રહેતા નથી. તેઓશ્રી કહેતા કે સિનેમા જોઈને એટિકેટવાળું થઈ ગયેલું અમારે, તેથી એમની એટિકેટ ખોળું. પણ પછી પોતાની ભૂલ સમજાઈ. અણસમજણ કાઢી નાખી, એટલે પછી બધી ભાંજગડ મટી ગઈ. પચ્ચીસમે વર્ષે ડખોડખલ વધારે હતી, તે ધીમે ધીમે ઓછી થતા થતા તેત્રીસમે વર્ષે ખલાસ થઈ ગઈ.

ડખોડખલનું કારણ પોતાની અણસમજણ, પોતે બૈરીના ધણી થઈ બેઠેલા. પછી ભૂલ સમજાઈ કે પોતે ધણી નથી, આ તો પાર્ટનર છીએ. પછી રસોડાનું કામ, ઘરનું કામ એમણે સંભાળવાનું, બહારનું કમાવવાનું કામ મારે સંભાળવાનું. મારા કામમાં તમારે ડખલ નહીં કરવાની અને તમારામાં મારે ડખલ નહીં કરવાની. એમ પોતપોતાના ડિવિઝનની વહેંચણી કરી નાખેલી પછી મતભેદ વગરનું જીવન થઈ ગયું.

લોકો તો સત્સંગમાં કંઈ વાતો નીકળે તેના કનેક્શનમાં દાદાશ્રીને પૂછી કાઢે, તમે તમારી વાઈફ રિસાયેલી હોય તો મનાવી શકો ? ત્યારે દાદાશ્રી કહે છે કે અમારે છેલ્લા પિસ્તાલીસ વર્ષથી મતભેદ જ નથી. બાકી ગમે તેવી પરિસ્થિતિ હોય તો અમે રિસાયેલાને મનાવી શકીએ.

બીજા લોકો ધણીપણું બજાવે ને તમે બજાવો એમાં ફેર ? ત્યારે દાદાશ્રી કહે છે, ધણીપણું બજાવવું એટલે ગાંડપણ. પછી અંધારામાં કેટલા ભેદ હોય ? છતાં કહે છે કે અમે ધણીપણું બંધ કર્યા પછી ફરી મતભેદ પડવા દીધો નથી. પડ્યો હોય તો વાળી લેતા આવડે અમને. કારણ કે અમારી દાનત ખોરી નથી, વાળી લેવામાં કદી સંસારી ચીજ આપણે એમની પાસેથી પડાવી લેવી હોય તો ખોટું. આપણે તો એમનું મન સ્વચ્છ કરવા માટે વાળી લઈએ છીએ.

પરણ્યાના શરૂઆતના વર્ષોમાં બહુ રોફ મારેલા. તેથી હીરાબાને બહુ સહન કરવું પડેલું. તે દહાડે કડકાઈ બહુ તેથી હીરાબા કહેતા કે દાદા તો તીખા ભમરા જેવા છે. પછી સમજણ આવી તે પછી એ ભૂલો ફરી થવા દીધી નથી.

અણસમજણથી હીરાબાને લઢેલા ખરા. નાની નાની બાબતમાં, કઢી ખારી થઈ હોય તો ભાંજગડ થાય. ક્યારેક સાણસી લઈને ફેંકેલી

હઉ. આમ પોતાની બધી ભૂલો સત્સંગમાં ખુલ્લી કરી દેતા. અણસમજણનો કોથળો, આવું તે કંઈ શોભે ? પાટીદારિયા લોહી ને અણસમજણ બે ભેગું થાય તેથી આવા મતભેદો પડેલા. પછી સમજાયું કે આ તો ભૂલ થઈ રહી છે, ઘરના માણસને દુઃખ કેમ અપાય ? લૌકિક જ્ઞાન સાંભળેલું 'બૂધે નાર પાંસરી', તે બધી ઘોર અજ્ઞાનતા છેવટે ગઈ ને હીરાબા સાથે સુધારી લીધું. પછી કેટલાય વર્ષથી મતભેદ પડેલો નહીં.

પોતે વાઈફના ધણી નથી, ખરેખર પાર્ટનર છે. ધણી તરીકે હક્ક-દાવો ના બજાવાય, સમજાવી-સમજાવીને બધા કામ કરવા જોઈએ !

ધણીપણાની સત્તા વાપરવાની નથી. બીજા આપણને ધણી કહેશે, એ પદના લાભ ભોગવો પણ સત્તા વાપરવાની નથી. સત્તા જાણીને ભોગવવા માટે છે. ધણી થવામાં વાંધો નથી, ધણીપણું કરવામાં વાંધો છે !

દાદાશ્રી કહે છે કે આંતરિક મતભેદો મટાડવાનો કોઈ ઉપાય છે ? પછી જાતે શોધખોળ કરી કે આનો ઉપાય આપણે પોતાનો મત જ કાઢી નાખો, તો મતભેદ પડે જ નહીં. મારો મત જ નહીં, તમારા મતે મારો મત.

આપણો મત ના મૂકવો સામા ઉપર. સામાને પૂછવું કે આ બાબતમાં તમારે શું કહેવું છે ? એ એનું પકડી રાખે તો આપણે પોતાનું છોડી દઈએ. કયે રસ્તે સામાને દુઃખ ના થાય એ જોવું. આપણો અભિપ્રાય સામા ઉપર ઠોકી બેસાડવો નહીં, સામાનો અભિપ્રાય આપણે લેવો.

દાદાશ્રી એક વિશેષ વાત કહી જાય છે કે પાછલી જિંદગી અમે હીરાબાના કહ્યા પ્રમાણે ચાલ્યા છીએ, મતભેદ પડે નહીં એટલા માટે !

પોતે પચ્ચીસ વર્ષના હતા ત્યારે જે લાઈફ હતી ઝઘડા-તોફાનવાળી, તે બહુ વિચારી વિચારીને, શોધખોળ કરી કે આની પાછળ કૉઝિઝ શું છે, કેમ આમ થાય છે ? છેવટે પાંત્રીસ વર્ષે બધા તોફાન બંધ થઈ ગયા. તે પછી ઈઠ્યોતેર વર્ષની ઉંમર સુધી કોઈ મતભેદ પડ્યો નથી.

જ્ઞાન તો પચાસ વર્ષની ઉંમરે થયેલું. તે પહેલા જ્ઞાન નહોતું, પણ બુદ્ધિકળાઓ બહુ સારી આવડે. તે બુદ્ધિથી પૃથક્કરણ કરી લે કે આમાં શું

હોવું ઘટે ને શું નહીં ? જેથી કરીને આ મતભેદ ના થાય. ઘરના માણસોને લડે એ બાયલો કહેવાય. ઘરના માણસો આશ્રિત છે, ખીલે બાંધેલા છે, એને લડે એનો અર્થ જ શું ? હીરાબાને લગ્ન પછી લડેલા, તે પચ્ચીસ-અઠ્યાવીસ વર્ષની ઉંમરે સમજણ આવી ત્યારે અરેરાટી છૂટી ગઈ. તેના પ્રતિક્રમણો કરેલા પોતાની ગરજે, કારણ કે પોતે મોક્ષે જવું છે !

વાત સાંભળી કે 'નબળો ધણી બાયડી ઉપર શૂરો.' તે પોતાને થયું કે હું નબળો ! મેં આમની ઉપર આવી શૂરવીરતા કરી ! પોતાની જાતને તપાસી જોવાની કે પોતે નબળો છે કે નહીં ? પછી અમારે મતભેદ પડ્યા નથી. અમે કોઈને કચડેલું જ નહીં, એ સિદ્ધાંતને માનતા આવેલા ઘણા કાળથી. પોતાની સત્તામાં આવ્યો, હાથ નીચે આવ્યો તેનું રક્ષણ કરવું.

પુરુષે મોટું મન રાખવું પડે. સ્ત્રીઓને મોટું મન ક્યારે થાય ? કે આપણે બહુ મોટું મન કરીએ ત્યારે એય પછી મોટું મન કરે. તે વળી આપણા કરતા વધારે વિશાળ કરે ! જો આપણે મન સંકુચિત કરીએ તો એ તાળા જ વાસી દે. એમને દેવી તરીકે જોશો તો આપણે દેવ થઈશું.

એક બેને દાદાશ્રીને પૂછેલું કે પુરુષ પ્રભુત્વવાળો સમાજનો અંત ક્યારે આવશે ? દાદાશ્રીએ કહ્યું કે કાં તો બહેનો તમે ડહાપણવાળી થાવ અથવા કાં તો ભાઈઓ ડહાપણવાળા થાય. બેમાંથી એક ડહાપણવાળો થાય તો અંત આવે. હીરાબા ડહાપણવાળા જ હતા, જેમ તેમ ટૈડકાવીને અમે એમને બગાડેલા. કારણ કડકાઈ ખરી ને ! પાછું હું એમને, એ પોતે કર્તા છે એવું જાણું ને હું પોતાની જાતનેય સંપૂર્ણ કર્તા માનું એટલે મને એમની ભૂલ જ દેખાય. એ તો પછી જ્ઞાનના આધારે સમજાયું કે આ તો પોલું છે !

પચ્ચીસ-ત્રીસ વર્ષ સુધી ભૂલ થયેલી, તે પછી અમારે બેને મતભેદ થયા નથી. એમને એમ ના લાગે કે આમણે મને દુઃખ આપ્યું. અમનેય એમ ના લાગે કે એમણે દુઃખ દીધું છે ! આપણે મનુષ્યમાં છીએ તો સુધારી શકાય તેવું છે ! મેં ત્રીસ-બત્રીસ વર્ષેય સુધાર્યું ને !

જેની જોડે એક ઘરમાં રહેવાનું તેની જોડે ઝઘડા કરાતા હશે ? શું

જોડે લઈ જવાનું છે ? મરવાના ના હોય તો ફરી બાઝીએ ! મરવાના તો છે જ, તો આ સંસાર સારી રીતે ભોગવો અને આવતો ભવ સુધારો !

મતભેદ પડવાનું કારણ શું કે પેલી જાણે હું અક્કલવાળી, ભાઈ જાણે હું અક્કલવાળો ! પછી બે અક્કલ ટકરાય, ત્યાં સોલ્યુશન આવે ? દાદાશ્રી કહે છે, જો હીરાબા કહે કે તમારામાં અક્કલ નથી, ખરેખર તો કહે એવા નથી, છતાં આવું કહે તો અમે કહીએ, બરોબર છે, સારું થયું તમે મને ચેતવ્યો. આપણે શું કામ મતભેદ પાડીએ ? ભેગું રહેવું ને મતભેદ પાડવો, શો અર્થ છે ? એમની વાત ના ગમતી હોય તોય કહીએ કે તમારી વાત તો મને બહુ ગમી. મોઢે કહેવામાં શું વાંધો છે ? સંસારમાં સુખ-શાંતિમાં રહેવાય અને મોક્ષે જવાય એવો રસ્તો ખોળી કાઢો ! નહીં તો કોઈને સહેજ દુઃખ થશે તો વેર બંધાશે ને મોક્ષે નહીં જવા દે.

દાદાશ્રી કહે છે, હીરાબાને હાથે ઘી ઢોળાતું હોય તોય અમારે જ્ઞાન હાજર હોય કે એ ઘી ઢોળે જ નહીં, છતાં ઢોળાય છે તો જોવા જેવું છે માટે જુઓ ! આમ મતભેદ ના પડવા દઈએ. હીરાબા જોડે અનુભવ બધો મેળવી લીધો. એ અવળું કરે તોયે ભાવ બગડે નહીં. એક અવતાર હિસાબ પૂરા કરો.

પરણવાનું ને પરણીને પછી પસ્તાવાનું. પસ્તાવાથી અનુભવ જ્ઞાન થાય. એ કંઈ ચોપડી વાંચ્યે અનુભવ જ્ઞાન ના થાય. દાદાશ્રી કહે છે કે અમે જે બોલીએ છીએ એ પ્રમાણે આખી લાઈફમાં વર્તેલા છીએ. મારી જાત ઉપર ટ્રાયલ લીધા પછી કહું છું.

મતભેદ પ્રૂફ થઈ ગયો ને, એ જ ભગવાન થવાની તૈયારી ! મતભેદ એટલે ભીંત સાથે માથું અથાડવું ! બિઝનેસમાં બે ભાગીદાર અથડાય તો સમજાય કે બે સમજદાર અથડાયા. પણ ઘરમાં મતભેદ કરાતો હશે ? એક બેલેન્સ અને બીજા આઉટ ઑફ બેલેન્સ ! આપણે એડજસ્ટ થવું જોઈએ. દાદાશ્રી કહે છે કે અમે હીરાબા સાથે એડજસ્ટ થતા હતા. અથડામણ ઊભી ના થવી જોઈએ. અથડામણમાં આવવાથી પ્રતાપ જતો રહે ! દાદાશ્રી પોતે નાના નાના પ્રસંગોનું વર્ણન કરે છે, સામેવાળો ના ફરે તો પોતે એડજસ્ટ થઈ જતા પણ મતભેદ પડવા દેતા નહીં. સામી

વ્યક્તિ શું કહે છે, કેવા આશયથી કહે છે, શું હેતુથી કહે છે, એ પોતે તરત સમજી લેતા અને એડજસ્ટ થઈ જતા. આ લોક તો કેવા કે ભીંત જોડે અથડાય ને કહે, ભીંત મને વાગી ! આ ઊંધી દૃષ્ટિ છે, તેના દુઃખ છે દુનિયામાં !

દાદાશ્રી કહે છે, અમે બુદ્ધિના ડિવિઝનથી બધો મતભેદ બંધ કરી દીધેલો. છતાં હીરાબાની ઓળખાણ અમને સાઠ વર્ષે પડી. પિસ્તાળીસ વર્ષ નિરીક્ષણ કર કર કર્યું, ત્યારે એમને ઓળખ્યા કે આવા છે ! પ્રકૃતિ કેવી છે જોવાનો અભ્યાસ કરવા માંડ્યા. પ્રકૃતિ ઓળખાય ક્યારે કે એક તો સરખાપણાનો દાવ આપીએ ત્યારે. એ સવળું-અવળું બોલે તોય સરખા છીએ, બરોબરીનો દાવ આપીએ, દબાણ ના લાવીએ. સામાની પ્રકૃતિ ઓળખી લેવાની કે આવી પ્રકૃતિ છે. પછી એડજસ્ટમેન્ટ લેવાના. સામા જોડે કામ લેવાની નવી રીતો શોધી કાઢવાની પણ મતભેદ નહીં પડવા દેવાનો.

## [૪] ઘી પીરસવામાં...

લગ્નના થોડા વર્ષોમાં અથડામણ થઈ હતી, તે કેવા પ્રકારે તેની વિગત અહીં મળે છે. ઘરે મહેમાનો આવેલા ને જમવામાં ચૂરમું બનાવેલું. પાંચ-સાત મિત્રો સાથે જમવા બેઠેલા. હીરાબા પીરસવા આવ્યા. તે ઘી આમ ધીમે ધીમે રેડે. દાદાશ્રીની પ્રકૃતિમાં એમ કે ઘી સારી રીતે રેડો ને ! અને હીરાબાની પ્રકૃતિમાં કે એમને જરૂર હશે એટલું રેડી આપીશ. પણ પેલી ક્ષત્રિય પ્રકૃતિ તે દાદાશ્રીનો મિજાજ ખસી જતો કે આ શું, આવી રીતે ઘી પીરસાતું હશે ? થોડી થોડી ડિગ્રીએ ઘી રેડવાનું નહીં, આમ સીધું નાઈન્ટી ડિગ્રીએ ઘી રેડી દેવાનું. આવું ઓછું ઘી મૂકતા દેખીને દાદાશ્રીને અકળામણ થાય કે આ મારું ખોટું દેખાશે ! ભાઈબંધ આગળ પોતાની આબરૂ જતી રહેશે, એવું લાગે ! પોતાને એ ફાવે નહીં. બાકી ખાનારા ટેવાયેલા હતા કે હીરાબા જરૂરિયાત પ્રમાણે ઘી મૂકશે અને હીરાબા જરૂરિયાત પ્રમાણે ઘી મૂકતાય ખરા પણ પોતાને રીસ ચઢી. પછી રીસમાં જ હીરાબા આમ ઘી રેડતા હતા તે દાદાશ્રીએ ઘીનું પાટિયું આમ ઊંચું કર્યું કે આમ ધાર પાડો. તે પછી હીરાબાને ખોટું લાગી ગયું. બધા મહેમાન ગયા પછી હીરાબાને વઢ્યા કે આવું ના ચાલે. ઘીનું પાટિયું

એકદમ વાળી દેવાનું. ત્યારે હીરાબા કહે છે, 'હું કંઈ તમારા ભાઈબંધને ઓછું મૂકવાની હતી ? જરૂર પ્રમાણે ધીમે ધીમે આપત. વધારાનું ઘી ઢોળી દેવાનો શો અર્થ છે ? તમે બધાની વચ્ચે મારું અપમાન કરી નાખ્યું.' એવું બોલ્યા તે દાદાશ્રીને એમની ભૂલ સમજાઈ કે આ તો જુદા જુદા પ્રકૃતિ સ્વભાવ છે.

પછી દાદાશ્રીને સમજાયું કે આ તો એમનું ડહાપણ હતું અને મારું ગાંડપણ હતું. વધારે પડતું ઘી ઢોળી દેવું એ તો ગાંડપણ જ કહેવાય ને ! જેને ન્યાય બુદ્ધિથી જોવું છે એને સાચું સમજાય. આ તો પ્રકૃતિની આદતો, જેવું જોયું હોય એવું શીખે.

પછી પોતે હિસાબ કાઢ્યો કે આ તો એમનું પદ્ધતિસરનું છે ને પોતાનું લાફાપણું છે ! પછી તારણ કાઢી નાખ્યું કે એમની વાત કરેક્ટ છે. કરેક્ટનેસ નક્કી કરી દીધી પછી બીજું જોવાનું નહીં.

## [૫] ના ચલણિયું નાણું, રહીએ ગેસ્ટની પેઠ

દાદાશ્રી કહે છે, 'હીરાબા જોડે ચાલીસ-પચાસ વર્ષથી મતભેદ નથી. હાથમાં લગામેય અમે રાખી નથી. અમે હીરાબાને કહેતા કે હું તો તમારો ગેસ્ટ છું.'

એક વખત કિસ્સો એવો બન્યો હતો કે એક ભાઈ આમ એમના ભત્રીજા જમાઈ થતા હતા, તે આમ આવે ત્યારે સત્સંગની વાતો કરે, એમને મજા આવે. એ ભાઈ આવે ત્યારે એમની જોડે ચા-પાણી પીવે. એકાદ પાપડ-પાપડીનો નાસ્તો કરે. એક દિવસ પેલા ભાઈને ઉતાવળ હતી. તે ફક્ત મળીને પછી જતા રહેવું હતું. ત્યારે દાદાશ્રી એમને કહે છે, ચા પીધા વગર ના જવાય. તે પછી હીરાબાને રસોડામાં બૂમ મારીને કહ્યું કે 'આ ભાઈ આવ્યા છે, એમને માટે ચા મૂકજો.'

હીરાબા જાણે કે રોજ આવે છે એમ બેસશે અને આજે પેલા ભાઈને ઉતાવળ હતી. અંદર રસોડાના સંજોગ બદલાયેલા. પાડોશીને ત્યાં મહેમાન આવેલા તે સ્ટવ બગડ્યો હશે એમનો, તે હીરાબા પાસેથી સ્ટવ લઈ ગયા. બહાર દાદાશ્રી પેલા ભાઈને કહે છે, 'પાપડી ખાધા વગર ના જવાય.' રસોડામાં હીરાબાને કહેવામાં આવ્યું કે 'આમને જવું છે, જરા

જલદી લાવો.' પેલાય કહે છે, 'હા, હમણે લાવું છું.' પણ સંજોગ ત્યાં બદલાયેલા, બહાર આમને ખબર નહીં.

પછી પેલા ભાઈ જવાની ઉતાવળ કરે. તેથી દાદાશ્રીએ રસોડામાં તપાસ કરી કે શું થયું ? ત્યારે ખબર પડી કે સ્ટવ પાડોશી લઈ ગયા છે. સગડી ઉપર દાળ થાય છે. ચાનું ઠેકાણું પડ્યું નથી. પછી દાદાશ્રી પોતે સમજી ગયા કે આ સંજોગ બધા બદલાઈ ગયા છે, મેં જ આ ડખો કર્યો છે.

પછી તો પોતે બહાર આવીને પેલા ભત્રીજા જમાઈને શું કહ્યું કે 'તમને આ મોડું થઈ ગયું, એમાં કારણ એટલું જ છે કે હવે ઘરમાં મારું ચલણ રહ્યું નથી.' હવે આ શાથી કહ્યું કે એ ભત્રીજા જમાઈ, આમ સાધનવાળા, તોય શું કરે, પતિ-પત્ની બે જણ જમનારા હોય ને એમની પત્ની શાક લાવી હોય તો આ ભઈ ડખો કર્યા કરે, બાર આને રતલના ભીંડા લેવાય જ કેમ કરીને ? આવી પ્રકૃતિ તે એમને પાંસરા કરવા દાદાશ્રીએ સંભળાવ્યું કે 'ઘરમાં અમારું ચલણ રહ્યું નથી.' હીરાબા સાંભળી ગયા, તે કહેવા માંડ્યા કે 'આ શું બોલો છો ? મારી આબરૂ બગાડો છો ? આવું બોલો છો ?' તે પેલા ભત્રીજા જમાઈ બોલવા માંડ્યા કે 'આવા દેવી જેવાને તમે આવું બોલો છો ?' ત્યારે દાદાશ્રીએ પેલા ભાઈને કહ્યું કે 'આ આમની આબરૂ નથી લેતો, પણ મારું ચલણ નથી હવે.' પછી પાછળથી હીરાબાને કહ્યું કે 'તમારો દોષ નથી, આમને સમજાવવા બોલ્યો હતો.' પેલા ભાઈ સમજી ગયા કે આવું ભગવાન સિવાય કોઈ બોલે નહીં. ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'બોલતા શીખો, ચલણવાળા આવ્યા ! તમે ઘરે જઈને બોલજો કે મારું ચલણ નથી.' આ તો ના ચલણી નાણું તેને લોકો ભગવાન પાસે મૂકે. તમારે ચલણી થવું છે કે ના ચલણી ? ત્યારે પેલા ભાઈ કહે છે, 'મારાથી આવું ના બોલાય !' પણ પછી પેલાને પૂજ્યભાવ બેસી ગયો.

દાદાશ્રી કહે છે, અમે ઘરમાં રહીએ છીએ પણ હીરાબાના ગેસ્ટ ને ચલણેય અમારું નથી ઘરમાં. ઘરમાં મહેમાન આવે તો હીરાબા જમાડે, એમાં અમારે શું લેવાદેવા ? એ લાડુ ખવડાવે કે શીરો કે રોટલા. પોતાને કશું ભાંજગડ રહી નહીં. આવું સમજાય કે પોતાનું ચલણ રાખવા જેવું

નથી તો આ સંસારથી છૂટાય. જ્ઞાની પુરુષના એક-એક અભિપ્રાય જો સમજમાં લેવામાં આવે તો જ છૂટકો છે ! જ્ઞાની પુરુષના શબ્દો પ્રમાણે ચાલ્યો તો કામ થઈ જાય !

ઘરમાં ગેસ્ટ તરીકે રહો. ગેસ્ટે રાગ-દ્વેષ કરવાના હોય ? ગેસ્ટે તો ઘરના લોકો કહે કે અહીં સૂવાનું, તો તેમ. આ જમવાનું, તો તેવું. ગેસ્ટના કાયદા પાળવાના. જેને ત્યાં ગેસ્ટ તરીકે રહ્યા હોય એમને હેરાન નહીં કરવાના, આમેય કુદરતના ગેસ્ટ જ છીએ ને ! ગેસ્ટ કઢી હલાવવા ના જાય. ગેસ્ટ તો રૂમમાં બેસી રહે. માટે ગેસ્ટ જેવું વર્તન રાખો.

## [૬] દાદાનું એડજસ્ટમેન્ટ - કઢીમાં પાણી...

દાદાશ્રી જમતી વખતે ખાવા-પીવાની બાબતમાં કેવી રીતે એડજસ્ટમેન્ટ લેતા, તેમની કેવી સમજણ હતી, શા માટે એડજસ્ટમેન્ટ લેવાનું, કેવી જાગૃતિ રહેલી તે બહુ સમજવા જેવું છે.

હીરાબાથી કોઈ ફેરો રસોઈ બરોબર ના બને તો કોઈ દહાડો ભૂલ કાઢતા નહીં. એક ફેરો કઢી ખારી થઈ હતી. આમ તો કોઈ દહાડો ના થાય ને તે દહાડો કઢી ખારી થઈ ગયેલી. દાદાશ્રી ના બનાવનારને વગોવે, કે ના કઢીને વગોવે. કઢી કે જેની જોડે રોજની ઓળખાણ તેને કેમ વગોવાય ? પણ પછી કંઈક ઉપાય ખોળી કાઢે. તે દહાડે પછી ધીમે રહીને કઢીમાં પાણી રેડી દીધું થોડું. એ હીરાબાએ જોઈ લીધું તે કહેવા માંડ્યા કે આ કઢીમાં પાણી કેમ રેડ્યું ? ત્યાં દાદાશ્રીનું એડજસ્ટમેન્ટ એવું હતું કે કઢી સ્ટવ ઉપર હોય તો પાણી રેડાય, તો અમે અહીંયા રેડ્યું. અમારે તો મનનું સમાધાન જ છે ! ચૂલા ઉપર રેડે તો પાકી ને આ કાચી ! મનની માન્યતા જ છે ને ! પાંચ તત્ત્વોની બનેલી ચીજો, આમાં કશું બગડવા જેવું હોય નહીં. આ તો ખાવા સાથે કામ છે. મહીં પાણી રેડીને ખાવા લાયક બનાવીને ખાઈ લે પોતે !

મહીં મોઢામાં પેસવું જોઈએ. એટલે અમે જીભને અનુકૂળ આવે તેમ કરી નાખીએ. શોખ માટે નથી ખાતા, પૂરણ માટે ખાઈએ છીએ. જેનાથી ભૂખ મટે.

કોઈ ફેરો ભાત લૂખો હોય તો ભાતમાંય પાણી રેડી જરા મરચું-મીઠું નાખીને હલાવીને ખાઈ લેતા. એમને બધી કળા આવડે. બધી જાતના એડજસ્ટમેન્ટ લેતા આવડે. કઢી વધારે ખારી હોય ને તો ભાત વધારે ને કઢી ઓછી એમ એડજસ્ટમેન્ટ કરીને ખાઈ લેવાનું. પણ એક ક્ષણવાર ઊંધો વિચાર નથી આવ્યો અને ક્લેશ થવા દીધો નથી.

નહાવામાંય પાણી ગરમ હોય, ઠંડું પાણી હોય નહીં, તો ગરમ પાણી ચોપડી ચોપડીને નાહી લે. કંઈ પણ એડજસ્ટમેન્ટ કરીને ઉકેલ લાવી નાખતા.

લોકો તો મોંઘા ભાવની કેરી લાવ્યા હોય, રસ-પુરી જમણમાં હોય પણ જો કઢી ખારી હોય તો કકળાટ કરી આખું જમણ બગાડી નાખે. એક ચીજ બાજુએ મૂકીને બીજું બધું જમાય ને ? સાંજે પાછું બીજું જમવાનું આવશે તો આ શું ઝઘડો ઊભો કરવો ? તે કઢું ખારું કર્યું, આમ ભૂલ કાઢે તો શું થાય ? છોકરાંય ભડકે બિચારા ! કકળાટ કરવાની જગ્યાએ ઠંડક કરીએ તેનું નામ ધર્મ કહેવાય.

આ લોકો તો દુઃખ નથી હોતા પણ દુઃખ ઊભા કરી નાખે છે. કો'ક દહાડો કઢી ખારી થઈ હોય તો વાઈફની આબરૂ લઈ નાખે. ઘરમાં માણસની ભૂલ ના થાય ? કરનારની ભૂલ થાય કે ના કરનારની ? તો 'કઢું ખારું છે' કહીને ભૂલ ના કઢાય. પણ આ તો ટેવ છે કે ભૂલ ખોળી કાઢીને દબડાવવા. પછી વાઈફેય ક્યારેક બદલો લે ! આવો કકળાટ પોતાની ફેમિલીમાં કેમ થવા દેવાય ? કઢીની ભૂલ કાઢી વાઈફનું અપમાન કરીએ, એ સારું ના કહેવાય. કહીએ નહીં, ભૂલ ના કાઢીએ એ તપ કર્યું કહેવાય. કહેવું હોય તો એમને દુઃખ ના થાય તેવી રીતે કહેવાય.

બાકી મોક્ષે જવું હોય તો અંતરતપ કરવું પડે. દાળમાં મીઠું વધારે હોય તો આપણે અંતરતપ કરીને ખાઈ લઈએ. પછી ઘરવાળા જમશે ત્યારે એમને ખબર પડી જશે. આપણે નોટિસ બોર્ડ થવાની શી જરૂર છે ?

દાદાશ્રી કહેતા કે ખાવાની બાબતમાં પોતે કોઈ દહાડો ભૂલ કાઢી જ નથી. ઘણા ફેરો પોતાની જીભ ખરાબ હોય તો જમવાનું બધાને સારું

લાગે ને પોતાને ના ભાવે. ખરેખર બનાવનાર બનાવે છે કે પછી એ શા આધારે થાય છે ? કોની સત્તા છે, એ જ્ઞાન જાણવા જેવું છે. બાકી અક્ષરેય ભૂલ કાઢવા જેવું નથી.

એક રાઈ પોતે ખાઈ શકે એવી સત્તામાં નથી. અરે, સંડાસ જવાની પોતાની સ્વતંત્ર શક્તિ નથી. આ તો સત્તા બીજી શક્તિના હાથમાં છે. ખાવાનું થાળીમાં આવે છે તે પોતાનો જ હિસાબ છે, ભોગવનારનો હિસાબ. ખાનારના પુણ્ય-પાપના આધારે ત્યાં બનાવનાર બનાવે છે. ખાનારના ભાગ્યના આધારે બને છે, બનાવનાર તો બિચારા નિમિત્ત છે ! તેથી કઢી ખારી થાય તો કશું બૂમાબૂમ ના કરાય.

ધણીએ વાઈફની ભૂલ કાઢવાની ના હોય તેમ વાઈફે ધણીની ભૂલ કાઢવાની ના હોય. ઘરમાં બિલકુલ શાંતિ રહેવી જોઈએ. અશાંતિ કરવાથી તો આવતો ભવ બંધાય છે, વાઈફ જોડે વેર બંધાય છે !

એક ફેરો ઢેબરામાં મીઠું વધારે હતું તો દાદાશ્રીએ ઢેબરું દૂધમાં ચોળીને ખાઈ લીધું. કોઈને જાણવા ના દે કે શું બન્યું ને ઉપાય કરી નાખે. એડજસ્ટ એવરીવ્હેર.

ઘરમાં એક મતભેદ નહીં પડવા માટે કેટલું બધું એડજસ્ટમેન્ટ લેવું પડે ! કોઈ દહાડો ચામાં ખાંડ ભૂલી ગયા હોય તો ખાંડ વગરની ચા પી લેવાની. પોતાનો કશો ડખો જ નહીં.

કાલનો ઉપવાસ હોય, જમવા બેસે તો વેઢમી મોળી હોય, દાળ ખારી હોય ને શાક ચઢ્યું ના હોય તો શું થાય ? જ્ઞાની તો શું કરે ? એ તો તરત 'વ્યવસ્થિત' સમજી જાય, ને વેઢમીમાં ભાવથી સ્વાદુરસ નાખે કે બહુ ગળી છે, તો ગળી લાગે. રીંગણા-બટાકાનું શાક કાચું હોય તો રીંગણા ચાવીને ખાવાના ને બટાકા કાચા ખાઈએ તો નડે એટલે એ બાજુએ રહેવા દેવાના. એડજસ્ટમેન્ટ લે તો જમાડનાર ખુશ થઈ જાય. તે ઘડીએ સંયમ રહેવો જોઈએ. વાઈફ જો આવું જુએ તો કહે કે કહેવું પડે, જરાય અકળાયા નહીં, મોઢુંય બગાડ્યું નહીં. કચકચ કર્યા વગર જમી લીધું. તો એ ખુશ થઈ જાય. સંયમને વખાણનાર પણ સંયમી થાય. વાઈફ પણ સંયમી થાય.

જ્ઞાની પુરુષ પાસે અનંત બોધકળાઓ હોય. તે જો સાંભળે તો સાંભળતા જ કામ કાઢી નાખે. અને જો સંયમ ના પાળ્યો તો વઢવાડ થાય. શાંતિથી જમવાનુંય ના મળે ને પોતે ગાંડો દેખાય. વાઈફ જોડે કચકચ થાય તે વાઈફ વેર બાંધે કે તમે પકડાઓ ત્યારે વાત છે, હું પણ જોઈ લઈશ.

આપણે છોકરાની સાત ખોડ કાઢીએ તો છોકરો પણ આપણી એકાદ ખોડ કાઢશે. તમે એની ખોડ નહીં કાઢો તો એ તમારી ખોડ નહીં કાઢે. વ્યવહારમાં કેવું છે કે જો તમારી ખોડ કાઢે એ તમને ના ગમતું હોય તો તમે બીજાની ખોડ ના કાઢશો. એ મહીં જ સમાવી દેજો.

જ્ઞાની પુરુષની પાસે બોધકળા સાંભળી હોય તો જ્યારે એવો સંજોગ આવે ત્યારે સાંભળેલી બોધકળા હાજર થઈ ઉપયોગી થઈ પડે.

શું અવલંબન લેવાનું ? પ્રાપ્તને ભોગવો. પ્રાપ્ત જે આવ્યું, જેટલું ઠીક લાગે તેટલું ખાઈ લેવું. કષાય ઉત્પન્ન ના થાય એમ રહેવું. ના ભાવતું આવ્યું થાળીમાં તો ત્યાં સમભાવે નિકાલ કરજો ! કોઈને છંછેડશો નહીં.

ના ભાવતું આવ્યું થાળીમાં, તો દાદાશ્રી કેટલા બધા એડજસ્ટમેન્ટ લઈને સમભાવે નિકાલ કરતા ! ના ભાવતું થાળીમાં આવ્યું એ સંજોગ છે, એને ધક્કો મારીશ તો તને એ ધક્કો વાગશે. ના ભાવતામાંથી થોડું ખાઈને ઉકેલ લાવજો. નહીં તો ના ખાઈએ ને, તો જે બનાવીને લઈ આવ્યો છે એની જોડે ભાંજગડ પડે અને બીજું ખાવાની ચીજનું અપમાન થાય. તે પછી ભવિષ્યમાં ભેગી ના થાય.

ખાવામાં ના ભાવતી ચીજની ભૂલ કાઢો તો સુખ વધે કે ઘટે ? સુખ ઘટે એ વેપાર ના જ કરાય ને !

દાદાશ્રી કહે છે, અમને ના ભાવતું હોય તોયે 'બહુ સરસ છે' કહીને ખઈ લઈએ. 'ભાવે છે' કહીએ તો ગળે ઉતરે. ઘરમાંયે કોઈ જાણે નહીં કે દાદાને આ નથી ભાવતું કે ભાવે છે !

દાદાશ્રીએ પોતાના જીવનના પ્રસંગોનું ઝીણવટથી નિરીક્ષણ કર્યું

છે. અથડામણ થાય ને મતભેદ થાય તેના કારણો શોધી કાઢ્યા ને કારણો ટાળ્યા, તેથી જીવનમાં મતભેદ જ નહોતા રહ્યા.

સંસારમાં તો તમે કોઈની ખોડ કાઢો, તો એ પણ તમારી ખોડ કાઢવા તલપી રહ્યા હોય. દાદાશ્રીએ એવું અનુભવ્યું. એક ફેરો હીરાબાની ભૂલ કાઢી તો બે-ત્રણ દહાડામાં હીરાબાએ દાદાની ભૂલ ખોળી કાઢી ત્યારે જ જંપ્યા. ત્યારથી દાદાશ્રીએ નક્કી કર્યું કે આમનું નામ ના લેવું. એટલે પહેલેથી ચેતી ગયેલા, તે સ્ત્રીને (વાઈફને) છંછેડવાના બારા જ બંધ કરી દીધેલા. આપણે એમની ભૂલ કાઢીએ તો એ પણ વખત આવે ત્યારે આપણી ભૂલ કાઢે. એટલે આમાં કોઈ સુખી ના થાય. પુરુષ પાસે શક્તિ છે, આને બંધ કરી દેવાની. તે દાદાશ્રી કહે છે કે અમે ત્રીસ-પાંત્રીસ વર્ષની ઉંમર સુધી આવું તોફાન ચલાવ્યું. પણ પછી આ કોલ્ડ વૉર સમજી-વિચારીને બંધ કરી દીધું. ત્યાર પછી આ 'જ્ઞાન' પ્રગટ થયું.

સ્ત્રીઓની ભૂલ ના કાઢવી, નહીં તો અવશ્ય નોંધમાં રાખે અને ત્રીસ વર્ષ પછી તાજી કાઢે. જ્યારે પુરુષ ભોળા, કશી નોંધ ના રાખે, ભૂલી જાય.

એટલે શા માટે આપણે વાઈફને દુઃખ થાય એવું કરીએ ? એ આપણને દુઃખ આપે તો જમે કરી લેવું અને આપણે એને દુઃખ ના આપવું. એટલો નોબિલિટી ગુણ પુરુષમાં હોવો જોઈએ.

પતિ-પત્નીના જીવનમાં શાંતિથી રહેવાય એવા કીમિયા દાદાશ્રીએ અનુભવીને જગતને આપ્યા છે. સંસાર એ રિલેટિવ સંબંધ છે. રિલેટિવ એટલે વાઈફ ચિઢાઈ હોય તો એ સંબંધ ફાડ ફાડ કરે, તો આપણે સાંધ સાંધ કરવું, તો સંબંધ ટકશે. એમને ક્ષણે ક્ષણે જાગૃતિ રાખવી પડેલી, ત્યાર પછી આ 'જ્ઞાન' પ્રગટ થયું હતું.

## [૭] પતિ-પત્ની બેઉના ડિવિઝન જુદા

જીવન વ્યવહારની બાબતોમાં પોતે ખૂબ જ વિચારશીલ હતા. પોતે મોટા પ્રોબ્લેમ ઊભા થાય તે પહેલા સોલ્યુશન લાવી નાખતા. તેઓ કહે છે, કે હું કમાઉ અને મેં કોઈને પૈસા આપ્યા હોય ને હીરાબા કહે, 'તમે

આ પૈસા આવું લોકોને આપી આવો છો, એ સારું ના કહેવાય.' તો મારું મગજ તે ઘડીએ ચઢી જાય. પછી મેં વિચાર કર્યો કે હું એમના ડિપાર્ટમેન્ટમાં હાથ ઘાલતો હોઈશ તો એમનુંય મગજ ચઢી જતું હશે. પછી નક્કી કર્યું કે બે ડિપાર્ટમેન્ટ વહેંચણ કરી નાખો. આ તમારા ડિપાર્ટમેન્ટમાં મારે હાથ ઘાલવો નહીં, મારા ડિપાર્ટમેન્ટમાં તમારે હાથ ના ઘાલવો. એ રસોડામાં ઘી ઢોળી દે તો હું બોલું નહીં અને હું કોઈને પૈસા આપું તો એ બોલે નહીં. રસોડું તમારું, બિઝનેસ મારો. પછી ભેળા રહીને ઘર ચલાવવું. તે વ્યવહાર સારો ચાલ્યો. એમના ડિપાર્ટમેન્ટમાં હાથ જ ના ઘાલીએ, ગમે તે થાય તોયે. પછી એ પણ આપણા ડિપાર્ટમેન્ટમાં હાથ ના ઘાલે.

એટલે હોમ ડિપાર્ટમેન્ટ હીરાબાનું. ફોરેન ડિપાર્ટમેન્ટ અમારું. તે ઝીણવટથી વિભાજન કરી પછી હીરાબાના ડિપાર્ટમેન્ટમાં ક્યારેય ડખલ ના કરી. તેથી આખી જિંદગી મતભેદ વગર જીવી શક્યા.

ધંધામાં તમારે પૂછવું નહીં, મેં શું કર્યું ને શું નહીં ? આ સાલ શું કમાયા ? હું એમનામાં હાથ ઘાલું ત્યારે એ મને પૂછે ને !

ઘરમાં જરૂરિયાતના પૈસા હીરાબાને મળ્યા કરે, એમને કોઈ દહાડો ખૂટે નહીં એવું દાદાશ્રીએ રાખેલું.

દાદાશ્રીએ પોતે દુ:ખ બધું વહોરેલું, પણ હીરાબાને દુ:ખ પડવા દીધેલું નહીં. કોઈ પણ અથડામણ થાય તો સામો અથડાય પણ પોતે એને ના અથડાય એવી રીતે જીવન જીવેલા. દાદાશ્રીનો તો એક જ ધ્યેય હતો મોક્ષે જવાનો, એટલે આ જગત એક મિનિટ પોસાતું નહોતું. તેથી અથડામણ ન થાય એવા કાયદા કરી રાખેલા. બિઝનેસ-કમાણી ડિપાર્ટમેન્ટમાં તમારે હાથ ઘાલવો નહીં, ઘર-રસોડા ડિપાર્ટમેન્ટમાં મારે હાથ ઘાલવો નહીં.

## [૮] સુંદર વ્યવહાર - 'શું શાક લાવું ?'

નાનપણમાં બાળકો મૃત્યુ પામ્યા હતા એટલે દાદાશ્રી ને હીરાબા બે જ ઘરમાં. ઘરનું શાક લાવવાનું કામ દાદાશ્રી કરતા. તેઓ થેલી લઈને નીકળે, પોળને નાકે જઈને શાક લાવે. પછી ઘરે જેમ જેમ સત્સંગ ભરાવા માંડ્યો, જ્ઞાન પહેલા, ક્રમિક માર્ગની રીતે, સત્સંગીઓ ભેગા થાય. એટલે

પછી હીરાબા શાક લાવતા. તે જતી વખતે પૂછે કે શું શાક લાવું ? શરૂઆતમાં દાદાશ્રી કહેતા કે અમુક શાક લાવજો. પછી તો રોજ જતી વખતે પૂછે તો કહેતા કે તમને ઠીક લાગે તે લાવજો. રોજ આવું પૂછે તો દાદાશ્રી રોજ આવો જવાબ આપે, તે પછી પાંચ-સાત દહાડા પછી હીરાબા પૂછયા વગર લાવવા માંડ્યા. તે પછી દાદાશ્રી સમજી ગયા કે આ તો પૂછયા વગર લાવે છે ! તે ખાતી વખતે પૂછે કે આજે કારેલાનું શાક કેમ બનાવ્યું છે ? ત્યારે હીરાબા કહે, તમે જ કહો છો, ગમે તે લાવજો. ને આમ લાવ્યા પછી આવું કહો છો ? ત્યારે દાદાશ્રીએ સમજણ પાડી કે તમારે અમને પૂછવું ને અમે કહીશું, તમને ઠીક લાગે તે, પણ પૂછવું. તો આપણો વ્યવહાર ઊંચો દેખાય. આ ગોઠવેલું તે વિનય કહેવાય. હું કહું તે જ શાક તારે લાવવું એ અવિનય કહેવાય. આ પૂછવું એ સંસ્કાર કહેવાય. લોકોય જુએ કે કહેવું પડે આ વ્યવહાર ! આ સંસ્કાર બહુ ઊંચા લાગે એમને. દાદાશ્રી વ્યવહાર પણ શિખવાડે છે ને ધર્મેય શિખવાડે છે અને મોક્ષમાં કેમ જવાય તે પણ સમજણ આપે છે. એમાં જીવનમાં અડચણ ઓછી થાય તે હેતુ છે.

## [૯] ફરી જઈને પણ ટાળ્યો મતભેદ

જ્ઞાન પહેલા મતભેદ વગરનું જીવન જતું હતું, છતાં એક ફેરો જ્ઞાન પછી મતભેદ પડી ગયો હતો, પણ પછી પોતાની ભૂલ ભાંગીને તરત વેલ્ડિંગ કરી મતભેદ ટાળી દીધો. પ્રસંગ એવો બન્યો હતો કે હીરાબાના ભાઈને ત્યાં ચાર દીકરીઓ, એમાં મોટી દીકરીનું લગ્ન થવાનું હતું. તે હીરાબા પૂછવા માંડ્યા કે આ દીકરીને લગ્નમાં શું આપવું ? હીરાબાએ પૂછ્યું એટલે દાદાશ્રીએ પોતાની સમજણ પ્રમાણે જવાબ આપ્યો કે ઘરમાં ચાંદીના જે તૈયાર વાસણ પડ્યા છે તે આપજો, નવું અત્યારે મોંઘા ભાવનું બનાવવા કરતા. ત્યારે આ શબ્દો એમને વાંકા લાગ્યા ને કહેવા માંડ્યા કે તમારા મામાના દીકરાની દીકરી પૈણે છે તો આવડા આવડા તાટ કરાવો છો ને અમારે ત્યાં આટલું જ. આવું બોલ્યા કે તમારા ને અમારા થયું એટલે દાદાશ્રી પોતે સમજી ગયા કે આ ભેદ પડી ગયો, આ મારી ભૂલ થઈ ગઈ આજે. એમને આવું કહેવાનો વખત આવ્યો ? આ તો બહુ જ ખોટું કહેવાય, તરત મહીંથી અજવાળું થયું. ત્યાં પોતે તરત ફરી ગયા. કહેવા માંડ્યા કે મારું એવું કહેવાનો ભાવાર્થ

નથી, આમને આ ચાંદીના વાસણ આપવા અને પાંચસો રૂપિયા રોકડા આપજો ! ત્યારે હીરાબા કહેવા માંડ્યા કે તમે તો ભોળા માણસ છો, એવા પાંચસો રૂપિયા અપાતા હશે ? ત્યારે દાદાશ્રી કહે છે, તમને ઠીક લાગે તે !

મતભેદ ન પડવા દેવા પોતે આવું બોલી ફરી ગયા. જેને મતભેદ નથી કરવો, તેને મતભેદ કેમ ટાળી શકાય એનું જ્ઞાન એની મેળે કુદરતી રીતે ઉત્પન્ન થાય. મતભેદ પડે તો એમને કેટલું દુઃખ થઈ જાય !

દાદાશ્રી કહે છે કે મતભેદ પડે તો હું જ્ઞાની શેનો ? તમારે મતભેદ પાડવો હોય તોયે હું પડવા ના દઉં. અમારે કાયમ જાગૃતિ હોય.

અમારે પિસ્તાળીસ વર્ષથી મતભેદ જ નથી કોઈ જાતનો. પછી એમની મહીં રહેલા ભગવાન મારી ઉપર એટલા બધા ખુશ થઈ ગયા કે તમે જે માંગો એ ફળ આપું. તમારા ભગવાન તમને ફળ ના આપે. એમના ભગવાન તમને ફળ આપે, તમારા ભગવાન એમને ફળ આપે. તમે જો આવી રીતે એને દુઃખ ના આપો તો એનું ફળ આવું જ આવે. આ સાયન્ટિફિક વાત છે.

## [૧૦] દાદા ભોળા, હીરાબામાં કપટ ?

હીરાબા દાદાશ્રીને હંમેશાં કહેતા, 'તમે બહુ ભોળા છો.' ત્યારે દાદાશ્રી વાતને વધાવી લે, કે આ તમે સરસ શોધી કાઢ્યું, મને ગમી વાત. પછી એક દહાડો દાદાશ્રીએ હીરાબાને પૂછયું કે તમે તો સીધા માણસ, તમારે કોઈ દહાડો ઊંધુંચતું કરવાનું નહીં ને ? તમારામાં તો કપટ હોય નહીં ને ? તમે વધારે પડતા સરળ હશો ને ? ત્યારે હીરાબા કહે, 'ના, એ તમે ના જાણો. અમે તો બધું કરીએ, તમને ખબર ના પડે. મારામાં કપટ ખરું. દાદાશ્રીએ પૂછયું, 'બીજી સ્ત્રીઓ જૂઠું બોલે, તમે તો...' તો કહે, 'અમેય બોલીએ, એ તો અમને આવડે.'

શાથી એવું કપટ કરે ? આપણે પૂછીએ કે 'પેલી ચીજ ક્યાં ગઈ ?' તો કહે, 'મને ખબર નથી, કોઈ લઈ ગયું લાગે છે !' હવે ખરેખર એ કો'કને આપી દીધી હોય. બસ આવા, બીજા કેવા કપટ ! નાની નાની બાબતમાં જૂઠું બોલે. હવે કંઈ વઢવાના નથી, પણ એ સ્વાભાવિક થઈ

ગયું હોય. સ્ત્રીઓમાં આ ગ્રંથિ પડેલી હોય, હીરાબા સરળ તે કહી દેતા, 'તમે વઢો નહીં એટલા સારુ અમે જૂઠું બોલીએ.' દાદાશ્રી કહે, 'અમે વઢવા નવરા જ નથી.' ત્યારે બા કહે, 'સ્વભાવ જ એવો કે બોલી જઈએ.'

હીરાબા દાદાશ્રીની પ્રકૃતિ ઓળખે કે કોઈ આવે ને કહે, 'મારે આમ તકલીફ છે ને તેમ...' તો તમે કબાટમાંથી કાઢી તરત આપી દો છો. ત્યારે દાદાશ્રી કહે છે, 'હું જાણીને આપતો હતો, એનું દુઃખ ઓછું થાય ને !' અને હીરાબાનું અજાણતામાં જતું રહે.

દાદાની આ અનોખી સમજણ હતી. સંસારમાં લોકો 'મારે આમ અડચણ છે, આમ છે, તેમ છે' કહે, ને કાકલૂદી કરે ત્યારે દાદાશ્રી સમજે કે આ છે જૂઠો, પણ કાકલૂદી કરે છે બિચારો. એનો આત્મા વેચે છે, તે પોતે ખરીદી લેતા. પોતે છેતરાઈને પૈસા આપી દે, પણ એનો અહંકાર ખરીદી લેતા હતા ! એટલે લોકો એમની પાસેથી લઈ જાય અને દાદાશ્રી આપી પણ દે. કશું પાસે રહે નહીં. સામાનું દુઃખ સહન થાય નહીં એટલે કબાટ ઉઘાડીને પૈસા આપી દેતા !

ત્યારે હીરાબા શું કહે ? 'તમે બહુ ભોળા, બધાને આપ આપ કરો છો. પછી પાછા તો આવતા નથી.' દાદાશ્રીને પાછા માગવાનું ફાવે નહીં, મરવા જેવું લાગે. પછી છેવટે દાદાશ્રીએ વ્યવહાર-વહીવટ હીરાબાને સોંપી દીધો. કબાટની ચાવી હઉ આપી દીધી. મારા હાથમાં કશું ના રાખશો. તમે આ ચાવી તમારી પાસે રાખો.

દાદાશ્રીએ વ્યવહાર સોંપી દીધો તે પછી હીરાબા બધો વ્યવહાર, લગ્ન-પ્રસંગ બધું સાચવે. પછી હીરાબા કહે, 'તમે વ્યવહારમાં કશો હાથ જ નથી નાખતા.' ત્યારે દાદાશ્રી કહે, 'મને સમજણ પડતી નથી. તમને સમજણ પડે બધી.' એટલે હીરાબા ખુશ થઈ જાય. 'ભોળા છે ને પહેલેથી, એટલે એમને સમજણ ના પડે' એવું કહે. દાદાશ્રી કહે છે, 'આમ કરીને અમારે તો મોક્ષે જતું રહેવું છે ને એમનેય મોક્ષે તેડી જઈશું !'

અને મને ભોળો માની લીધેલો એટલે એમની કોર્ટમાં નિર્દોષ ગણાઉં ને !

## [૧૧] દાદા તીખા ભમરા જેવા

સત્સંગમાં પ્રોફેસરો આવે તે એક પ્રોફેસરે હીરાબાને પૂછયું કે 'દાદાનો સ્વભાવ પહેલેથી બહુ સારો ?' ત્યારે હીરાબાએ કહ્યું, 'પહેલા તો તીખા ભમરા જેવા હતા. હમણે આવા થયા.' દાદાશ્રી એ પણ કબૂલ કરે, 'હા, એવું જ હતું. સાચે જ, બહુ તીખો.' દાદાશ્રી કહે છે, અમારી પાસે સિક્રસી ના હોય. દીવા જેવી ખુલ્લી વાતો. અને કંઈ ખોડ કાઢવા જેવું હતુંય નહીં મહીં. સિક્રસી રાખે એ ગુનાવાળો હોય. હીરાબા કહે કે દાદા તીખા ભમરા જેવા, તો દાદાશ્રી તરફથી કોઈ દલીલ જ નહીં. કોઈ પણ જાતની દલીલ એ ગુનો છે. બધાની રૂબરૂ જ સ્વીકારી લેતા કે હા, હું તીખા ભમરા જેવો હતો. હવે પાંસરો થઈ ગયો.

હીરાબા સરળ સ્વભાવી, તે ચોખ્ખું બોલે. કારણ કે પ્યોરિટીને બધી. સહજ ભાવે જે આવે તે બોલવાનું, કશી ડખોડખલ નહીં. કોઈની શરમ જેવુંય નહીં. જેવું લાગે તેવું બોલી નાખે. સાહજિક માણસનું કોઈને દુઃખ ના થાય.

દાદાશ્રી કહેતા કે અમે કરપ રાખેલો ને લાગણીયે રાખવી પડે. બેઉ સાથે રાખવું પડે, કારણ કે આ તો સ્ત્રીજાતિ કહેવાય. તેથી હીરાબા કહેતા કે દાદા તીખા ભમરા જેવા. બાકી આમ બનાવટી રીતે દાબ રાખેલો. કો'ક દહાડો વધુ પડતું બગાડે, તો જરા કડક થઈ જવાનું. તેથી ડિરેલમેન્ટ ના થાય. તેથી હીરાબાના મનમાં રહી જવાનું કે દાદા તીખા ભમરા જેવા છે. બાકી ખરેખર તીખાપણું નથી દાદામાં એવું હીરાબા જાણે નહીં. જ્ઞાનીમાં પ્રતાપ અને સૌમ્યતા બન્ને ગુણ હોય !

બધી સ્ત્રીઓ દાદાને દેખે તો એમની એક આંખમાં કડકાઈ દેખે અને એક આંખમાં પૂજ્યતા દેખે. એક આંખમાં કરપ અને એક આંખમાં પ્રેમ. તેથી સ્ત્રી બેલેન્સમાં રહે. કોઈની જોડે ઊંચે અવાજે રહેલા નહીં ચાલીસ વર્ષથી, આજુબાજુવાળાય જાણે કે ભગવાન જેવા છે.

એક આંખમાં ધમક અને એક આંખમાં પ્રેમ, પ્રેમ તો જોઈએ જ. પ્રેમ વગર તો માણસ જીવે શા આધારે ?

ટૈડકાવવાની જગ્યાએ વાઈફને ના ટૈડકાવી એનાથી એ વધારે

સીધી રહે. જે ગુસ્સો નથી કરતો એનો તાપ બહુ સખત હોય. દાદાશ્રી કહે છે, અમે કોઈને કોઈ દહાડોય વઢતા નથી, છતાં અમારો તાપ બહુ લાગે.

વાઈફ ગમે તેવી અકડાઈ જાય, છતાં પોતે ઠંડકમાં રહે, ત્યારે પેલીને સુધારી કહેવાય. દાદાશ્રી કહે છે કે હીરાબાને કોઈ દિવસ વઢવાનું નહીં, ગમે તેવું ઊંધું-છતું થાય તોય. વઢું તો હું નાલાયક કહેવાઉં. સ્ત્રીને વઢાય નહીં, વઢવું એ ગુનો છે. લઢવાથી માણસનું વજન તૂટી જાય. દાદા પોતે ના લઢે એટલે જ હીરાબાને ગભરામણ પેસી જાય.

સ્ત્રીનું જો માન રાખતા હોય તો જ એ પુરુષ કહેવાય. દાદાશ્રી કહે છે, અમે ઠેઠ સુધી હીરાબાનું માન રાખેલું. એ વઢે તોયે ચલાવી લઉં. કારણ કે એમનું મન નબળું હોય, મારું મન કંઈ નબળું છે ? તમે મને વઢો માટે કંઈ મારાથી તમને વઢાય ? નહીં બોલવાથી જ વજન પડે.

## [૧૨] દાદાએ કર્યું ત્રાગું પણ નાટકીય

દાદાને અને હીરાબાને કોઈ દહાડો મતભેદ નહોતા પડતા, છતાં જ્ઞાન થયા પછી એક પ્રસંગ એવો બન્યો હતો કે મતભેદ પડી જાય.

દાદાશ્રીના ઘરની સામે એક કુટુંબ રહે. ઝવેરબાના વખતથી એમની સાથે મેળાપ હતો, તે હીરાબા અને દાદાને એમની સાથે બેઠકનો વ્યવહાર. જ્ઞાન થયા પછી લોકો દાદાને ત્યાં દર્શન માટે આવવા માંડ્યા. ત્યારે હીરાબા ઘણીવાર સામા ઘરે ત્યાં બેસવા જતા.

તે પેલી બેને હીરાબાને ફટવ્યા કે જુવાન છોકરીઓ દાદાશ્રીને પગે લાગે છે, તે દાદાનું મન ફરી જશે. તે હીરાબા ગભરાયેલા કે આપણી આબરૂ શી રહે ? દાદાશ્રી જાણતા હતા કે પેલી બઈએ આમનામાં રોગ ઘાલ્યો છે.

તે પછી એક દહાડો એક બેન દાદાશ્રીને પગે વિધિ કરતી હતી. હીરાબાએ કચરો વાળતા વાળતા ભડાક કરતું બારણું અથાડ્યું. તે પેલી બેન ચમકી ગઈ. વિધિ પૂરી થયા પછી બેન ગઈ. પછી દાદાશ્રીએ હીરાબાને પૂછ્યું, શું થયું હવે ? આ બારણું કેમ અથાડ્યું તમે આવું ? હીરાબા તો કહેવા માંડ્યા, 'કશું નહીં, મેં તો સાધારણ અથાડ્યું.' દાદાશ્રી કહે છે, 'તમે શું ભાવથી અથાડ્યું, તે હું સમજી ગયો. આની પાછળ ચાળા છે ! તમને શોભે નહીં, તમે મોટા માણસ. કોઈને ત્રાસ પડે એવું ના

કરો.' તો હીરાબા કહે છે, 'મને આ બધું તમારું ગમતું નથી.' ત્યારે દાદાશ્રીએ કહ્યું કે, 'તમારું બધું મને ગમે છે, મારું તમને ગમતું નથી. માટે આપણે જુદું કરી નાખીએ.'

પછી તો સામા ઘરવાળા સાંભળે એવી રીતે જોશથી, મોટેથી બોલવા માંડ્યા, કે આ હીરાબા જેવી દેવીને કોણે આ દવા ઘાલી ? જે એમનામાં હતું નહીં એ ક્યાંથી આવ્યું આ ? કોણે પોઈઝન નાખ્યું છે હીરાબામાં ? હોંકારીને બોલવા માંડ્યા, તે આજુબાજુવાળા બધા ભેગા થઈ ગયા.

પછી તો હીરાબા રસોડામાં જઈને ચા બનાવવા બેસી ગયા, પણ પેલો સ્ટવ જરા જોરથી ખખડાવ્યો. તે દાદાશ્રીએ કહ્યું, આજ શાની ખખડામણ ચાલી છે ? કોણ છે મહીં અત્યારે તે આ ખખડાય ખખડાય કરે છે ? પછી તો અંદર જઈને ચા-ખાંડના ડબ્બા બધું નીચે ફેંકવા માંડ્યું. બધું ભેળસેળ કરી નાખ્યું. તે આજુબાજુવાળા બધા ફફડી ગયા ને કહેવા માંડ્યા કે 'ભઈ, આવું ના કરો, આવું ના કરો.'

દાદાશ્રી તો કહેવા માંડ્યા, 'આ રોગ કોણે ઘાલ્યો ? હવે એમને છૂટું રહેવાનું થયું. હવે હીરાબાને ભાદરણ મોકલી આપીએ. દર મહિને રૂપિયા મોકલી આપીશું. માટલાને તિરાડ પડી ગઈ, હવે પાણી રહે નહીં. તો માટલાને શું કરવાનું ?'

આજુબાજુવાળા પાડોશીઓ ગભરાઈ ઊઠ્યા. બધાને લાગ્યું કે દાદા આજે વિફર્યા છે. પછી તો કેસ માંડવાળ કર્યો કે આ ફેરો નિભાવી લઈએ છીએ. ફરી આવું ના હોવું જોઈએ.

પેલી બઈ શિખવાડતી હતી તે તો ગભરાઈ જ ગઈ. એટલે પછી હીરાબાને કહે કે ભઈને ઉપાધિ થાય એવું કશું કરશો નહીં. દાદાશ્રીએ એક ફેરો ઓપરેશન કર્યું તે દહાડે, તે હીરાબા એવા ભડકી ગયા કે ફરી જિંદગીમાંય આવું ના કરે. હીરાબાયે જાણે કે તીખા ભમરા જેવા છે, એટલી છાપ પાડી દીધી.

દાદાશ્રી કહે છે, અમને સહેજે ક્રોધ ચઢ્યો નહોતો. આ તો અક્રોધીનો ક્રોધ ! બધું પાંસરું કરી નાખે. ક્રોધ વગરનો ક્રોધ. અમે ઉપયોગમાં રહીને ક્રોધ કર્યો છે. વાળી લેતા આવડે તો આવું કરવાની છૂટ.

અમે લઢીએ એવું કે એનું મન જુદું થાય જ નહીં. જ્ઞાની પાસે બધી જ બોધકળાઓ છે, જ્ઞાનકળાઓ છે, નહીં તો આ લોકોનું શી રીતે કલ્યાણ થાય !

હીરાબાએ બારણું પછાડ્યું, સ્ટવ પછાડ્યો એ નાના પ્રકારનું ત્રાગું કર્યું, દાદાશ્રી કહે છે કે એની સામે અમે મોટા પ્રકારનું ત્રાગું કર્યું. આખી જિંદગીમાં અમે એટલું ત્રાગું કરેલું તેય પારકા હારુ, ધર્મને માટે કરવું પડેલું. એમણે એમના કર્મના નિયમથી ત્રાગું કરેલું, જ્યારે દાદાશ્રીએ જ્ઞાનમાં રહીને જાણીબૂઝીને કરેલું. દાદાશ્રી કહેતા કે અંબાલાલભાઈ કર્યા કરે ને 'હું' જ્ઞાનમાં રહું.

## [૧૩] દાદા-હીરાબા, કબીર સાહેબ ને એમના પત્ની જેવા

દાદાશ્રીના ભાગીદાર કહેતા કે સંસારમાં તમે બીજા કબીર સાહેબ છો. ત્યારે હીરાબા કબીર સાહેબના બીબી જેવા જ છે ! દાદાશ્રી કહે છે, કબીર સાહેબના બીબી જેવા હીરાબા, પણ અમને ધણી થતા ના આવડતું હોત તો લગ્નજીવન ફ્રેક્ચર થઈ જાત. હું તો જ્ઞાની પુરુષ, અમને ધણી થતા આવડે. હીરાબા કંઈ જ્ઞાની છે ? તે અમારી જોડે એડજસ્ટ થાય છે ? ના, અમે જ્ઞાની છીએ, એટલે દરેક વખતે અમે હીરાબાને એડજસ્ટ થઈ જઈએ. જ્ઞાનીએ જ દરેક જગ્યાએ એડજસ્ટ થવું પડે. છતાં હીરાબા સાથે ક્યારેય મતભેદ નથી પડ્યો એ તો અમારી પુણ્યૈ અને એમનીયે પુણ્યૈ ! આ અમે નિવેડો શી રીતે કરીને બેઠા છીએ, તે અમે જ જાણીએ છીએ. કારણ કે અમારું બોધકળાવાળું જીવનને !

## [૧૪] દાદાની દૃષ્ટિએ હીરાબાના ગુણ

દાદાશ્રીની દૃષ્ટિએ હીરાબા બહુ સારા માણસ. એ પોતે નિર્દોષ સ્વભાવના. કોઈને માટે ખરાબ વિચાર તો એમને આવેલો જ નહીં. એમનું નુકસાન કરી ગયો હોય ને, તોય એને માટે ખરાબ વિચાર ના આવે. દિવાળીબાનો ખેતરમાં ભાગ નહોતો તોયે તે ભાગ માંગતા હતા, તો હીરાબા કહે છે, 'એમની જોડે ક્લેશ-કંકાસ ના કરશો. એ કંઈ જોડે લઈ જવાના છે, હુંયે કંઈ જોડે લઈ જવાની છું !'

બાકી સ્ત્રીજાતિ તો સ્ટેનલેસ સ્ટીલના વાસણ ને બધું સંભાર સંભાર

કરે, એવું તેવું હીરાબાને કશું સંભારવાનું જ નહોતું. કશું યાદ જ ના હોય. દાદાશ્રી કહે છે કે તેથી અમને હીરાબા થકી કશી અડચણ નહીં પડેલી, હીરાબાને કોઈ જાતની ઈચ્છા નહીં, કે મારે આ જોઈએ છે, તે જોઈએ છે. કશી ઈચ્છા વગર જીવવાનું, કશી મમતા નહીં. સોનું-દાગીના કશું માગે-કરે નહીં. લોકો કહે, હીરાબા માટે સોનાના દાગીના કરાવો, તો કરાવે. તેય જ્યારે દાદાને પૈસાની અડચણ પડેલી ત્યારે હીરાબાએ દાગીના બધા વેચવા આપી દીધેલા. એટલે હીરાબા વખાણવા જેવા.

ઝવેરબા(દાદાશ્રીના મધર)ના ગયા પછી ઘરનો વહીવટ-વ્યવહાર હીરાબાએ સાચવેલો. તેઓ કોઈને વઢ્યા નથી, કોઈને દુઃખ દીધું નથી, બધાને સારી રીતે પ્રેમથી-ભાવથી જમાડેલા ! લોકો તો હીરાબાને 'અન્નપૂર્ણા' કહેતા.

દાદાશ્રીએ વિશેષ નોંધ એ કરેલી કે એમનામાં આવા ભયંકર કળિયુગમાંય વિકારી દોષ નહોતો. એકેય ડાઘ નહોતો પડ્યો. હીરાબાની જેમ દિવાળીબાએ (દાદાશ્રીના ભાભી) પણ ચારિત્રની બૂમ પડવા દીધી નથી. એની જ દાદાશ્રીને બહુ મોટી કિંમત હતી.

દિવાળીબાથી પ્રકૃતિવશાત્ હીરાબાને અડચણ પડેલી, પણ હીરાબાએ ક્યારેય દાદાશ્રીને કે કોઈનેય ફરિયાદ કરેલી નહીં. પોતે સહન કરી લે. રાંડ્યા પછી પાછલી ઉંમરમાં વડોદરા રહેવા આવવાનું થયું દિવાળીબાને, પણ હીરાબા તરફથી કોઈ વેર નહીં, કોઈ રીસ રાખી નથી.

## [૧૫] 'પ્રૉમિસ ટૂ પે'

હીરાબાને આંખમાં કંઈક તકલીફ થયેલી, તે ડૉક્ટર પાસે બતાવવા ગયેલા. પછી એવું થયું કે સારવાર પછી એક આંખનું વિઝન જતું રહેલું. લોક કહે કે ડૉક્ટરની ભૂલથી આંખ જતી રહી. તે દાવો માંડો ડૉક્ટર ઉપર. ત્યારે હીરાબા કહે, 'ના, એની ઈચ્છા એવી નહોતી. એની ભાવના મારા તરફ સારી હતી, એનો બિચારાનો શો ગુનો ? મારે ભોગવવાનું હશે તે આવ્યું, એનો શો દોષ ?'

દાદાશ્રીને બાળકો નહોતા. હીરાબાની એક આંખ જતી રહી, તેથી સમાજના લોકોને માટે એક નવો વર ઊભો થયો. તે દહાડે કન્યાની બહુ

છૂટ. લોકો દાદાશ્રીને કહેવા આવ્યા કે ફરી લગ્ન કરો બીજી સાથે. દાદાશ્રીએ કહ્યું કે પરણતી વખતે અમે એમને વચન આપેલું તે ના ફરે. બેઉ આંખો જાય, બેઉ પગ જાય તોય હું પાલવીશ. અમે પ્રોમિસ કરેલું છે. પ્રોમિસ ટૂ પે, પછી અમે કોઈ દહાડો ફરીએ નહીં.

## [૧૬] આદર્શ વ્યવહાર દાદા-હીરાબાનો

### [૧૬.૧] ગમ્મત કરી, હસાવે હીરાબાને

દાદાશ્રી હીરાબા સાથે આ મોટી ઉંમરે નિર્દોષ ગમ્મત કરતા, એમના મનને બહેલાવતા. હીરાબાને હસાવતા, કે 'આ ઘૈડપણ કોણે મોકલ્યું ?' તો હીરાબા કહે, 'એ તો આવે. જવાની આવી, પછી ઘૈડપણ આવે. એ તો એની મેળે આવે.' એમને સારું લાગે, આનંદ થાય.

### [૧૬.૨] દાદા કહેતા હીરાબાને - 'તમારા વગર ગમતું નથી'

આ ઉંમરે હીરાબા માટે લાગણીઓ થાય. એમને કહેતાય ખરા કે તમારા વગર મને ગમતું નથી. તે લાગણીથી કહેતા. તે પછી હીરાબા અંદરખાને જાણે કે દાદાશ્રીને મારી માટે બહુ લાગણી છે. લોક પૂછે કે એવી લાગણીથી શું ફાયદો થાય ? દાદાશ્રી કહે છે કે અમારી લાગણી એને ચિંતા મટાડે અને લોકોની લાગણી એને ચિંતા કરાવે. લાગણી ત્યાં સુધી જ કહેવાય કે સામાને હેલ્પ કરે, નહીં તો ચિંતા કહેવાય.

દાદાશ્રી હીરાબા પ્રત્યે કાયમ લાગણીવાળા. ઘડીકમાં લાગણીઓ આમ વધી ગઈ ને ઘડીકમાં ઘટી ગઈ એવું ના હોય. એ અવળું કરે તોયે લાગણી રહે એવો એમનો પ્રેમ. લાગણી ચડ-ઊતર થયા કરે તે આસક્તિ.

દાદાશ્રી હીરાબાને કહેતા, અમે અમેરિકા ગયા, તે તમે સાંભર સાંભર થયા કરતા'તા. તે હીરાબાને એટલો બધો આનંદ થાય ! દાદાશ્રી કહે છે કે અમને સાંભરે એટલે યાદ ના હોય, અમને દેખાય અમારા જ્ઞાનમાં.

વ્યવહારમાં આમ હીરાબાને મળીએ, પણ અંદરથી અમે છૂટું કરી નાખેલું હોય. એ.એમ.પટેલ સિન્સિયર છે જ એમને, પણ હું સિન્સિયર નથી. વ્યવહાર નાટકીય કરવાનો છે. જ્ઞાની પુરુષનો વ્યવહાર જ જોવાનો છે. હીરાબાને ત્યાં જવાનું, ત્યાં જમવાનું. હીરાબા 'હું શુદ્ધાત્મા છું' બોલે અને દાદાશ્રીના ચરણે વિધિ કરે.

દાદાશ્રીએ હીરાબાને કિંચિત્‌માત્ર દુઃખ ના પડે એની નિરંતર જાળવણી કરેલી. હીરાબાના પંચોતેર વર્ષે, પોતાના સિત્યોતેર વર્ષે દાદાશ્રી કહેતા કે તમારા વગર ગમતું નથી. તે બા સાચું જ માને. શાથી, ત્યારે દાદાશ્રી કહે છે કે અમે પિસ્તાળીસ વર્ષથી ધણીપણું છોડી દીધું ત્યારે એમને વિશ્વાસ બેઠો, નહીં તો વિશ્વાસ બેસે નહીં ને !

બે જાતના પ્રેમ રાખવા, એક શુદ્ધાત્મા ભાવે રિયલ પ્રેમ રાખવો અને બીજો આસક્તિ ભાવનો રિલેટિવ પ્રેમ.

દાદાશ્રી અમેરિકા હોય તોય દહાડામાં પંદર-વીસ વખત યાદ કરવાના. એમની તબિયત સારી રહે તેને માટે આશીર્વાદ મોકલવાના, બીજું મોકલવાનું. કેટલો લાગણીવાળો વ્યવહાર કહેવાય ! જ્ઞાની પાસે આ શીખવા જેવું છે બધું.

## [૧૭] વિષય બંધ થયા પછી મતભેદ બંધ

જ્યારથી પત્ની સાથે વિષય બંધ થયો ત્યારથી પોતે એમને 'હીરાબા' કહેતા. ત્યારથી કંઈ ખાસ અડચણ આવી નથી. વિષયના સંબંધને લીધે અથડામણ થતી હતી. વિષય હોય ત્યાં સુધી એ ડંખ સામસામે માર્યા કરે. અહંકારને લઈને પણ છેવટે હીરાબા સાથે સમાધાન કર કર કરવું પડેલું. સમજણ પાડીને ધીમે ધીમે સમાધાન કરાવેલું. સમાધાનપૂર્વક બંધ થયા પછી બેઉને શાંતિ રહેવા માંડી. એ છૂટ્યા પછી નિરંતર સમાધિ રહેતી.

## [૧૮] હીરાબાએ પણ સ્વીકાર્યા ભગવાન તરીકે

દાદાશ્રીનો ને હીરાબાનો આદર્શ વ્યવહાર હતો. હીરાબાએ દાદાશ્રી પાસે જ્ઞાન લીધેલું પછી કહેતા કે મારેય મોક્ષે જવું છે.

પહેલા હીરાબા માનતા કે કૃષ્ણ ભગવાન એ જ ભગવાન. પછી ધીમે ધીમે એમને સમજાતું ગયેલું. દાદાશ્રી પણ કહે, કે 'હું કંઈ ભગવાન છું ? ભગવાન એ જ ભગવાન છે.' ત્યારે હીરાબા કહે, 'તમે જ ભગવાન છો, નહીં તો આટલું બધું લોક આવતું હશે ?'

દાદાશ્રીની સમજણના રિવોલ્યુશન અને હીરાબાની સમજણના

રિવોલ્યુશનમાં ઘણો ડિફરન્સ હતો. દાદાશ્રી ક્યારેય પોતાની સમજણ બાની ઉપર ઠોકી બેસાડતા નહીં. એમને એવી રીતે ધીમે રહીને વાત કરે તો હીરાબા પછી માને. દાદાશ્રી કહે, 'હું શાનો ભગવાન, ભગવાન તો કૃષ્ણ ભગવાન !' તો બા કહેશે, 'ના, તમે જ ભગવાન.' દાદાશ્રીની દૃષ્ટિ એક ડગલું પણ સમ્યક્ માર્ગે હીરાબાને વાળવા એ હતું. સો ટકા ફેરફાર થઈ જાય એવું દબાણ જ નહીં, પણ એક ડગલું, એક ટકોય સવળી સમજણે ચઢ્યા તો બહુ થઈ ગયું.

એટલે દાદાશ્રીએ ધીરજથી કામ લીધેલું. એમણે સમજણપૂર્વક કળાથી કામ લીધેલું. અલબત્ત દાદાશ્રીની નજીકની ફાઈલ બનેલા હીરાબા, તે ઊંચી સમજણેય લાવેલા. અને જ્યાં એમની કચાશ હોય ત્યાં દાદાશ્રી ધ્યાનમાં રાખીને ઝીણવટથી ઊંચી સમજણ ફીટ કરાવી શકતા હતા.

દાદાશ્રી હીરાબાની પ્રકૃતિ ઓળખીને ખૂબ વીતરાગતાથી પતિપણાના કોઈ દબાણ વગર અને એમને કેમ આનંદ રહે તેનું જ ધ્યાન રાખીને અવળું બોલીને પણ સવળું જ્ઞાન ફીટ કરાવતા. દુઃખ થાય એવા પ્રસંગોમાં જેમ કે ડૉક્ટરની ભૂલથી આંખ ગઈ, ઘડપણના દુઃખ આવ્યા ત્યારે દાદાશ્રી અવળું બોલીને પણ હીરાબાને સહી કરાવી દેતા કે જે બન્યું તેમાં મારા જ કર્મનો દોષ છે ને મારે કોઈ સામે ફરિયાદ નથી. દાદાશ્રીએ પ્રકૃતિ ઓળખી હતી કે હીરાબા બહુ સરળ છે, કોઈને દુઃખ આપે એવા નથી પણ જો કોઈ ઊંધું ચડાવી જાય તો પાછા એવા સરળ છે કે અવળે પણ ચઢી જાય. તો એમનાથી ખોટા કર્મ ન બંધાય એટલે પોતે જાતે ખરાબ બનીને પણ હીરાબાને અવળે ચઢવા દીધા નહોતા. દિવાળીબા જેવી ચીકણી ફાઈલ સાથે પણ દાદા બનાવટી વઢે એટલે હીરાબા દિવાળીબાનું ઉપરાણું લે તેમ કરીને પણ વેર ના રાખે તેવી દિશામાં હીરાબાને ફેરવી નાખે. મોક્ષના ખરા સાથી કેવા હોય, તે આવી દાદાની બોધકળા જોઈને શીખવા મળે.

હીરાબાના જીવનમાં દિવાળીબા તરફથી તકલીફો આવેલી છતાં દિવાળીબા ઉપર રીસ નહીં, બદલો નહીં. એવી કેટલીયે સ્ત્રી-પ્રકૃતિ હીરાબામાં ખલાસ થઈ ગયેલી. સદા સંતોષ, ચીજવસ્તુઓ માટે મોહ નહીં. છોકરાં પ્રત્યે મોહ હતો, તે દાદાશ્રી કહે કે મોટા થઈને દારૂ પીને મારશે એવા જોઈએ ? તો બા ના પાડે. આજુબાજુના છોકરાં મોટા થઈને મા-

બાપને દુઃખ આપે છે એવી દાદાશ્રીની વાત સમજાયેલી ને અનુભવમાં આવેલી. આમ દાદાશ્રીએ ઝીણી ઝીણી વાતો સમ્યક્પણે ફીટ થાય એવી રીતો અજમાવેલી.

અમારે એમને પણ મોક્ષે લઈ જવા છે. તે સાચી સમજણ દરેક વ્યવહારમાં ફીટ કરાવી. ધર્મમાં આફત આવે એવું હતું તો જરા મોટું ત્રાગું કરીને હીરાબાને ધર્મ સંબંધી ક્યારેય ડખલ ના કરે તેવા કરી નાખ્યા. આમ હીરાબા સરળ હતા, જેમ વાળો તેમ વળે. તે દાદાશ્રીએ પ્રેમથી સવળી સમજણ ફીટ એવી કરાવી કે એમને સંસારમાર્ગેથી વાળી મોક્ષમાર્ગે ચઢાવી દીધા.

દાદાશ્રી એવી વાત કરે, એવું બોલે તે હીરાબા પાસે પેલી સવળી સહી કરાવી નાખે. આમ બોધકળા-જ્ઞાનકળાથી વાતવાતમાં દાદાશ્રી બાની કેટલીય સંસારી બાબતો છોડાવી નાખતા. જેનાથી એમનું આખું હૃદય પરિવર્તન કરાવી નાખેલું.

હીરાબાને પૂછયું 'તમારામાં કપટ ખરું' ત્યારે સરળતાથી બાએ કહી દીધેલું. 'એ તો હોય, તમને ખબર ના પડે. અમે કપટ કરીએ.' પોતાને કપટ છે, પોતે ઢાંકે છે એવી ઝીણી સમજણ બાને હતી, નહીં તો પોતાના દોષ ખબર પડવા મુશ્કેલ હોય. 'મેં ગોરી (માટલી) ફોડી નાખી હતી તે છુપાવેલું', પાછળથી કહી દીધુંયે ખરું.

સંસારી અપેક્ષાઓ દાદાશ્રી પ્રત્યે બાને કેટલી બધી ક્ષીણ કરાવી નાખી હતી. હીરાબામાં સરળતા, ભદ્રિકતા, સંતોષ, નિર્વેર બુદ્ધિ થઈ ગઈ હતી. સંસારી મોહ તેમજ કેટલાય સ્ત્રી પ્રકૃતિના દોષો હીરાબાના ખલાસ થયેલ દેખાય છે.

હીરાબાએ દિવાળીબાને પોતાના તરફથી કંઈ પીડા નથી થવા દીધી, હીરાબા પોતે એવા મોટા મનના ઠેઠ સુધી રહ્યા હતા. દાદાશ્રીએ હીરાબાના મનને ખૂબ સાચવ્યું હતું. એમને આધીન રહીને એમનું પણ સમાધિમરણ થાય એવું કલ્યાણ કરી નાખ્યું.

જ્ઞાની પુરુષ ભાગ-૨માં (આ ગ્રંથમાં) હીરાબા અને દાદાશ્રી વચ્ચેનો પતિ-પત્નીનો આદર્શ વ્યવહાર દૃષ્ટિગોચર થાય છે. અમે જ્ઞાની છીએ, પટેલ વ્યવહાર કરે છે, મારે લેવાદેવા શી ? એવું એકાંતે નિશ્ચય તરફ

ઢળી પડેલા નથી તેમ જ 'મારી વાઈફ' એવા મોહથી વ્યવહાર તરફ ઢળી પડેલા નથી. આદર્શ પતિ તરીકેનો વ્યવહાર પોતે કર્યો અને વાઈફનેય આદર્શ પત્ની તરીકે વ્યવહારમાં લાવ્યા. ક્યાંય મતભેદ નહીં, ક્લેશ નહીં એવું જીવન નિભાવ્યું. ભર્તૃહરી રાજા તરીકે આબેહૂબ અભિનય અને અંદરખાને લક્ષ્મીચંદ તરગાળો એ જેમ નાટક ભજવી જાય તેવું બહાર પતિ તરીકેનો હાર્ટિલી લાગણીવાળો અસલ વ્યવહાર અને અંદરથી પોતે આત્માપણે રહી નિર્લેપ રહ્યા, અસંગ રહ્યા. વ્યવહાર-નિશ્ચય બન્નેની પૂર્ણતાવાળી અદ્‌ભુત દશા આપણને જાણવા મળે છે.

''માનીને માન આપી લોભિયાથી છેતરાય,
સર્વનો અહમ્ પોષી વીતરાગ ચાલી જાય;
છતાં મૌન આશિષે જ્ઞાનબીજ રોપીને,
સહુને મોક્ષમાર્ગે લઈ જાયે.''

એ ઉક્તિ અહીં દર્શાવેલ પ્રસંગો પરથી સાર્થક થાય છે.

## [૧૯] હીરાબાના હાથે દાન

મહાત્માઓ મંદિરમાં દાન કરે તે એક ભાઈએ હીરાબાના હાથે દાન અપાવ્યું. તો હીરાબા કહે છે કે આમાં હું લઈને આપું છું, એમાં મારું શું ? તમારા એ તમારા ને મારા એ મારા. આવું બોલ્યા તે દાદાશ્રીને થયું કે આમની ભાવના છે, બે લાખ આપવાની. તે પછી એમના હાથે બે લાખ દાન મંદિરમાં અપાવેલું.

## [૨૦] રહ્યા મામાની પોળમાં જ

મામાની પોળમાં જે ભાડાનું ઘર હતું ત્યાં હીરાબા રહેતા. કોઠી ઉપર જે નવું ઘર બાંધ્યું ત્યાં દાદાશ્રી રહેતા. હીરાબા તોંતેર વર્ષના ને દાદાશ્રી પંચોતેર વર્ષના. મકાન બંધાવ્યું કોઠીમાં, ત્યાં રહેવા જવાનું થયું પણ હીરાબાથી ઉપર દાદરા ચઢાય નહીં, તેથી તેઓ કોઠીના નવા ઘરે ના આવ્યા. અને છેલ્લે મામાની પોળમાં જ રહ્યા.

## [૨૧] હીરાબાના અંતિમ દિવસોમાં...

હીરાબાની ઉંમર તોંતેર વર્ષની, પગની તકલીફ છતાં આખો દહાડો આનંદમાં જ રહેતા. આ સારું છે ને આ ખરાબ છે એવી ભાંજગડ જ

નહીં ને ! હીરાબાની લાગણી દાદાશ્રી રાત-દહાડો રાખવાના, કારણ કે એમના એક પગ-હાથથી કામ થતું નથી. લાગણી રાખવાની છતાં અંદર વળગાડવાનું નહીં. દાદાશ્રી ઘેર જાય ત્યારે વિધિ કરાવડાવે. જ્યાં હોય ત્યાંથી આશીર્વાદ મોકલ્યા કરે. એમના આત્માને કહે કે એમની કાળજી લેજો.

દાદાશ્રીની આંગળીમાં વાગ્યું હતું. તેના લીધે દરેક કામમાં અડચણ પડતી હતી, મોં ધોવામાં, કપડાં પહેરવામાં. તે હીરાબાને તો એક આંખ નહીં ને એક પગે તકલીફ થઈ ગઈ હતી, તે કેવી અડચણ પડતી હશે ! પોતાની આંગળીની તકલીફનો અનુભવ થયો તેના આધારે હીરાબાની તકલીફ કેટલી બધી હશે તે સમજાયું. હીરાબાનું શરીર આવું થઈ ગયું તે દાદાશ્રીનું મન એક ફેરો બોલ્યું કે આ દુ:ખ પડે છે એમને, એના કરતા એમનો આ દેહ છૂટે તો સારું. તે પછી તો બહુ વિધિઓ કરી, પ્રાર્થના કરી કે સો વર્ષના થાવ. હું દવા-ચાકરી બધું કરીશ પણ જીવો.

હીરાબાને એક હાથ ને એક પગ નબળો પડી ગયો હતો, તે પલંગમાં બેસી રહેવું પડે. બે મહાત્માઓ એમની સેવામાં રહેતા. દાદાશ્રીએ હીરાબાને આનંદ થાય એવો રસ્તો ખોળી કાઢ્યો. પાંચ-દસ કિલો ફ્રૂટ લાવીને બધા છોકરાંઓને હીરાબા દ્વારા એક-એક ફ્રૂટ અપાવતા. તે રોજ સાંજે આ પ્રયોગ કરે, તે દોઢ કલાક ચાલે. તે હીરાબાને ખૂબ આનંદ રહે. ચિત્ત કાંઈ લેવામાં ના રહે, ચિત્ત આપવામાં રહે. કંઈ પણ આપતી વખતે હંમેશાં આનંદ થાય.

છેલ્લે વડોદરામાં હોય ત્યારે મામાની પોળે જાય દાદાશ્રી ને હીરાબાને માથે પગ મૂકે, દસ મિનિટ એમની વિધિ કરાવડાવે. હીરાબા 'હું શુદ્ધાત્મા છું...' બોલે. દાદાશ્રીએ કેવા સાચવ્યા હશે કે એ પગે લાગી વિધિ કરતા હશે !

## [૨૨] હીરાબાના દેહવિલય વખતે દાદાની સ્થિતિ

હીરાબા કહેતા કે હું હવે જઉ તો સારું, સૌભાગ્યવંતી થઈને જઉ. અને એવું જ થયું. એમની ઈચ્છા પૂરી થઈ. હીરાબા કહેતા કે હું દેહ છોડીશ ત્યારે દાદા હાજર હશે. તે એવું જ બન્યું. એવી પોતાની જાતની ખાતરી હોય તો એ કામ કર્યા વગર રહે જ નહીં ને ! હીરાબાના અંતિમ

સમયે છેલ્લા ત્રણ મહિના એકધારો દાદાશ્રી વડોદરા રહેલા. રોજ એમની વિધિ થતી. બાની ઉંમર છોંતેર વર્ષની, મૃત્યુ પણ સારી રીતે થયું. કેવી સરસ પુણ્યૈ !

અશાતા વેદનીય ઉદયમાં હતી પણ હીરાબાને અંદરથી રોજ શાતા વેદનીય રહેતી હતી પછી મરતી વખતે સમાધિ મરણ જ હોય ને !

મૃત્યુ વખતે દાદાશ્રીને ખબર આપી કે હીરાબાએ દેહ છોડી દીધો છે. ત્યારે દાદાશ્રીએ કહ્યું કે અમે વિધિ કરીએ છીએ, તમે તમારે બધી વ્યવસ્થા કરો.

બીજે દહાડે સવારે લોકો સુખડના હાર પહેરાવીને દર્શન કરતા હતા. લોકોનો પ્રેમભાવ હીરાબા ઉપર કેટલો બધો ! એમનું કલ્યાણ થઈ ગયું, જ્ઞાનીના કહ્યા પ્રમાણે પામીને ચાલ્યા ગયા.

સ્મશાન યાત્રામાં દાદાશ્રી પણ વ્હીલચેરમાં બેસીને આવેલા. લોકો દાદાશ્રીને જુએ. પોતે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટાપદમાં ! કોઈ અસર જ ના હોય એવી દશામાં ! વ્યવહારમાં આદર્શ ! હીરાબા ગયા તોય દાદાશ્રી સંપૂર્ણ વીતરાગ ! આ જગતની એવી કોઈ ચીજ નથી, જે એમને અડે. કોઈ દુઃખ એમને અડે નહીં. પોતે આ શરીરમાં જ રહેતા નથી. શરીરમાં રહેતા હોય તેને દુઃખ થાય.

૧૯૨૩માં પરણ્યા હતા ને ૧૯૮૬માં છૂટા પડ્યા. સંયોગ વિયોગી સ્વભાવનો છે ! સંયોગી તો પોતે ચાલ્યા ગયા. બાકી આ બધું સંયોગ સંબંધ છે. ફાધરનો ઓગણીસમે વર્ષે સંયોગ પૂરો થયો, બ્રધરનો વીસમે વર્ષે સંયોગ પૂરો થયો. મધરનો અડતાળીસમે વર્ષે ને હીરાબાનો ઓગણ્યાએંસીમા વર્ષે સંયોગ પૂરો થયો.

લોકોને લાગે કે હીરાબા ગયા. દાદાશ્રી કહે છે, પોતે તો છે જ, મૂળ વસ્તુ તો છે જ ને એ તો કાયમના છે. બળવાની વસ્તુ બળી ગઈ, ના બળવાની રહી ગઈ. કાયમના છે તે તો ગયા જ નથી ને ! એ તો અમારી સાથે જ છે !



# અનુક્રમણિકા

## [૧] દાદા - હીરાબાના લગ્ન

### [૧.૧] પરણતી વેળાએ



### [૧.૨] ફેંટો ખસ્યો ને આવ્યો વિચાર



### [૧.૩] બુદ્ધિના આશયમાં હીરાબા

## [૨] દીકરો ને દીકરી, મહેમાન આવ્યા ને ગયા



## [૩] મતભેદ નહીં



## [૪] ઘી પીરસવામાં...

## [૫] ના ચલણિયું નાણું, રહીએ ગેસ્ટની પેઠ



## [૬] દાદાનું એડજસ્ટમેન્ટ - કઢીમાં પાણી...

**[૧૧] દાદા તીખા ભમરા જેવા**



**[૧૨] દાદાએ કર્યું ત્રાગું પણ નાટકીય**



**[૧૩] દાદા-હીરાબા, કબીર સાહેબ ને એમના પત્ની જેવા**

## [૧૪] દાદાની દૃષ્ટિએ હીરાબાના ગુણ



## [૧૫] 'પ્રૉમિસ ટૂ પે'



## [૧૬] આદર્શ વ્યવહાર દાદા-હીરાબાનો

### [૧૬.૧] ગમ્મત કરી, હસાવે હીરાબાને



### [૧૬.૨] દાદા કહેતા હીરાબાને - 'તમારા વગર ગમતું નથી'

## [૧૭] વિષય બંધ થયા પછી મતભેદ બંધ



## [૧૮] હીરાબાએ પણ સ્વીકાર્યા ભગવાન તરીકે



## [૧૯] હીરાબાના હાથે દાન



## [૨૦] રહ્યા મામાની પોળમાં જ



## [૨૧] હીરાબાના અંતિમ દિવસોમાં...



## [૨૨] હીરાબાના દેહવિલય વખતે દાદાની સ્થિતિ

# જ્ઞાની પુરુષ

## 'દાદા ભગવાન' ભાગ-૨

## [૧]

## દાદા - હીરાબાના લગ્ન

### [૧.૧]

### પરણતી વેળાએ

#### અમારી પંદર વર્ષની ઉંમર, સાસુને આવ્યું વહાલ

**પ્રશ્નકર્તા :** દાદા, તમારા પૂર્વજીવનની એટલે કે તમારા કુટુંબ વિશે વાત કરો ને !

**દાદાશ્રી :** મારે એક છોકરો ને છોકરી બે હતા, તે નાનપણમાં જ ગુજરી ગયા. પછી બ્રધર હતા તેય ઑફ થઈ ગયા. બ્રધરને છોકરાં કંઈ હતા નહીં. પછી મધર ઑફ થઈ ગયા. અને ફાધર તો વીસ વર્ષનો હતો ને ઑફ થઈ ગયેલા. એટલે હવે હું ને મારા વાઈફ બે રહ્યા.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પૈણ્યા ત્યારે ઉંમર કેટલી હતી ?

**દાદાશ્રી :** મારી ઉંમર હતી પંદર વર્ષની. પણ એ તો મોટો કહેવાય તે વખતમાં.

**પ્રશ્નકર્તા :** એ પૈણ્યા કે તમે પૈણી લાવ્યા ?

**દાદાશ્રી :** એ પૈણ્યા ને ! પણ એમની ઉંમર તેર વર્ષની, બિચારાની. એમાં શું સમજે, પૈણવામાં ? આ મારો વર છે, એવું સમજે.

**પ્રશ્નકર્તા :** કેડમાં ઘાલીને લાવ્યા'તા ?

**દાદાશ્રી :** હા, મનેય કેડમાં ઘાલીને લઈ ગયા'તા. અમારામાં સાસુ કેડે બેસાડે. તે મને હઉ મારા સાસુએ કેડે બેસાડેલો, પંદર વર્ષનો હતો તોય. એવા મજબૂત હતા એ. જોને, ભૂલથી બોલાઈ જવાયું ને, પંદર વરસનો હતો તોય મને ઊંચકી લીધો ને કેડમાં ઘાલ્યો'તો.

**પ્રશ્નકર્તા :** એમાં ભૂલ શું થઈ, દાદા ?

**દાદાશ્રી :** ના પણ, 'ઘાલીને' બોલાય એવું ? આવું બોલાતું હશે ?

**પ્રશ્નકર્તા :** છે એવું કહ્યું, દાદા !

**દાદાશ્રી :** અત્યારે કોઈ ઘાલે ? કેડે બેસાડે ?

**પ્રશ્નકર્તા :** ના, અત્યારે તો ઊંચકાય જ નહીં, પાડા જેવા પચ્ચીસ વર્ષના.

**દાદાશ્રી :** ઊંચકાય શી રીતે ? પેલા ઊંચકે શી રીતે તે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે તો ખાલી નાક ખેંચે વહાલમાં.

**દાદાશ્રી :** પહેલા આટલું બધું નાક નહોતા ખેંચતા. આ અત્યારે વહુ (પક્ષે) નાક પકડે છે બધું. અને પહેલા જો આટલું બધું પકડવા જાય ને, તો વરરાજા એને બે તમાચા મારી દે એવા હતા. એ તો વરરાજા કાંઈ જેવા તેવા નહોતા !

મને તો અમારા સાસુ જો જો જ કર્યા કરે ! પંદર વર્ષે ઊંચકી લીધેલો એ બઈએ. આવું મોટું શરીર ! પણ સાસુને વહાલો લાગ્યો તે કેડમાં ઘાલેલો ! 'આવા જમાઈ મળે નહીં, મારા જમાઈ... મોઢું ગોળ-ગોળ લાડવા જેવું છે', એવું હઉ બોલેલા. શરીર બહુ ભરેલું નહીં, બહુ પાતળું નહીં, ભરેલી સીંગ જેવું. બેડોળ ના દેખાય. એટલે સાસુને બહુ વહાલ આવ્યું, તે મને આખોય ઊંચકી લીધો, માંહ્યરામાં. પેલા ગોતીડો* તો બીજા લઈને આવ્યા'તા પણ એમને આ વહાલ આવ્યું તે ઊંચકી લીધો.

*ગોતીડો - લગ્ન વખતે માટલી લાવવાની ક્રિયા

પંદર વર્ષનો સારો દેખાય ? એ તો સાત-આઠ વર્ષનો હોય ત્યાં સુધી સારો દેખાય. પણ એમને બહુ વહાલ આવેલું, તે તેડી લીધો. અને પછી બધે ગા-ગા કરે, 'લાડવા જેવું મોઢું છે' કહે. એ છે તે સો-બસ્સો બૈરાઓને તેડી લાવ્યા, 'જુઓ અમારા જમાઈ !'

## સાસુને લાગે રૂપાળા

**પ્રશ્નકર્તા :** તો બહુ રૂપાળા લાગતા હશો ને, દાદા ?

**દાદાશ્રી :** ભગવાન જાણે, રૂપાળા હતા કે કેવા હતા ? સાસુને લાગે રૂપાળા બસ એટલું ! સાસુએ એની છોડી પૈણાવી એટલે રૂપાળા ના લાગે ?

**પ્રશ્નકર્તા :** દાદા, ઓગણ્યાએંસી વર્ષે આટલા રૂપાળા લાગો છો, તો પંદર વર્ષે કેવા લાગતા હશો ?

**દાદાશ્રી :** તમને ગુણાકાર આવડે બા ! મને તો એવો ગુણાકાર આવડતો નથી. માણસ જેવા માણસ વળી ! બધા રૂપાળા જ છે ને ! આ બધા કેવા રૂપાળા, નહીં ? રૂપાળા નહોય બધા ?

**પ્રશ્નકર્તા :** દાદા જેવા ના લાગે.

**દાદાશ્રી :** તમે રોજ જોડે રહો છો એટલે એવું લાગે. જોડે રહે એટલે રૂપાળું દેખાય, કાં તો ચીઢ ચડી જાય. બેમાંથી એક થઈ જાય.

## પાંચ વર્ષે કે ઓગણ્યાએંસી વર્ષે લાગે આકર્ષક સહુને

**પ્રશ્નકર્તા :** દાદા, ઝવેરબાય રૂપાળા હતા ને ?

**દાદાશ્રી :** એ મૂળથી રૂપાળા હતા, ગયા અવતારેય રૂપાળા હતા.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા એવા લાગે છે.

**દાદાશ્રી :** સ્ત્રીઓને, પુરુષોને, છોકરાઓને, બધાને ગમે. નાનું બાળકેય જુએ તો ગમે. બા રૂપાળા હતા. એમના બે દીકરા, તે બેઉ રૂપાળા. અમારા છ ગામમાં રૂપાળા બધા !

હું તો પાંચ વર્ષનો હતો ને, તોય લોકોને ગમે મને બોલાવવાનું, રમાડવાનું, બધું ગમે એવું. પ્રકૃતિ એવી, નાનપણથી બોલાવે બધા. 'આવો, આવો.' એટલે માન ખાતો હું તે દહાડે. લોકોની માન્યતા હતી કે ત્યારે રૂપ વધારે હતું ! રૂપાળું હતું શરીર.

**પ્રશ્નકર્તા :** તો અત્યારેય રૂપાળા જ છો ને, દાદા !

**દાદાશ્રી :** ના, ના, કંઈથી રૂપાળો, ઓગણ્યાએંસી વર્ષ થયા ને, તું રૂપાળો કહું છું ?

**પ્રશ્નકર્તા :** ના, પણ બીજા તમે એંસી વર્ષના ભાઈઓ સાથે બેસાડો, તો તમારું રૂપ વધી જાય, દાદા. એંસી શું પચાસ વર્ષના જોડે બેસાડો તોય તમે રૂપાળા લાગો.

**દાદાશ્રી :** એ તો ફરક પડે.

## ફેર, જ્ઞાન પહેલા અને પછીના તેજમાં

**પ્રશ્નકર્તા :** આપનો ચહેરો એટ્રેક્ટિવ (આકર્ષક) છે, દાદા. આમ બધાને ગમી જાય, તરત.

**દાદાશ્રી :** નાનો હતો ત્યારે બધાને બહુ ગમતો હતો.

**પ્રશ્નકર્તા :** અત્યારેય બહુ ગમે ને !

**દાદાશ્રી :** એ વાત જુદી છે. પણ નાનો હોય ને, તે દહાડે તો વાત જ જુદી ! અત્યારે તો ડિઝાઈન (રૂપરેખા) રહી ફક્ત, મૂળ જે ભરાવો-બરાવો બધો જતો રહ્યો ને ! મોઢું જે ભરાયેલું હોય ને, એ બધુંય જતું રહ્યું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ જ્ઞાનીનું તેજ !

**દાદાશ્રી :** હા, આ તેજ તો જુદું. તે દહાડે જ્ઞાનીનું તેજ નહીં. પણ અંદરખાને માલ ખરો બધો સારો.

**પ્રશ્નકર્તા :** આજે પણ જબરજસ્ત આપની પર્સનાલિટી છે !

**દાદાશ્રી :** એ તો હોય ને પણ હવે ! એ તો જ્ઞાન ખરું ને ! અંદર ભગવાન પ્રગટ થઈ ગયા પછી શું જોઈએ ? પણ તે બહારના અજાણ્યા માણસને તો એમ જ લાગે કે આ શરીર સૂકાયેલું છે, એટલે એમને બધું એવું જ લાગે.

## હીરાબાનું રૂપ

**પ્રશ્નકર્તા :** હીરાબાય રૂપાળા મળ્યા. યુરોપિયન લેડીને બાજુએ મૂકી દે એવા રૂપાળા !

**દાદાશ્રી :** પહેલેથી જ રૂપાળા, બહુ રૂપાળા.

**પ્રશ્નકર્તા :** અત્યારેય કેટલા રૂપાળા !

**દાદાશ્રી :** પણ તે દહાડે ચામડી બહુ જુદી જાતની !

**પ્રશ્નકર્તા :** આમ પોચી-પોચી રૂ જેવી.

**દાદાશ્રી :** પોચી-પોચી રૂ જેવી ને પાછું અહીં આગળ આમ ગુલાબી.

**પ્રશ્નકર્તા :** ઉજળા બહુ છે, સફેદ.

**દાદાશ્રી :** હા, ઉજળા બહુ. એ તો એમના બા ઉજળા હતા એટલા માટે. એમનું ફેમિલી (કુટુંબ) સારું હતું. તે દહાડે પૈસો અઢળક ખર્ચ્યો હતો અમારી પાછળ લગ્નમાં.

**પ્રશ્નકર્તા :** હીરાબા અત્યારેય આવા દેખાય છે, તો એ વખતે તો પેલા અમેરિકન લેડી જેવા લાગતા હશે !

**દાદાશ્રી :** એ અમેરિકન લેડી જેવા નહીં, એ તો આ શરીર બધું ગુલાબના ફૂલ જેવું સુંવાળું, આમ અહીં બધી ગુલાબી દેખાય. સફેદી ખરી પણ શરીર આખું ગુલાબી.

**પ્રશ્નકર્તા :** ગુલાબી રંગ છે ને, હજુ હાથ જુઓ તો ગુલાબી !

**દાદાશ્રી :** ચોખ્ખું શરીર ને ! મહીં રોગ-બોગ નહીં કશો.

## બાળી મેલવાની વસ્તુને રૂપાળી શી રીતે કહેવાય ?

દુનિયાને દેખાવ ગમતો હોય, માણસનો દેખાવ, તે હીરાબા એ બધી સો સ્ત્રીઓમાં પહેલો નંબર લાગે એવા દેખાવડા ! એટલે પછી આપણે બહાર ખોળવા જવાનું જ ના હોય ને !

ફાલ બેઠો ના હોય ને, ત્યાં સુધી સારું દેખાય બધું. તુવેરનો ફાલ બેઠો એટલે પછી પહેલા ફાલવાળું ને બીજા ફાલે, ત્રીજે ફાલે તો ખખડી ગયું હોય. એટલે મને સમજણ પડે કે આ પહેલા ફાલવાળું લાગે છે.

એક જણ તો શું કહે ? આ હીરાબા તો નાનપણમાં બહુ રૂપાળા હશે ને ? મેં કહ્યું, 'પહેલો ફાલ હતો (પહેલું બાળક જન્મ્યું) ત્યાં સુધી.' 'રૂપાળા માણસ છે' એવું કહીએ. તે આ છે તે ચામડી ગોરી, દેહકર્મી એવા સારા. પણ બાળી મેલવાની વસ્તુને તે આ રૂપાળા શી રીતે કહેવાય ? પણ વ્યવહારમાં કહેવું પડે. બાળી મેલવાની વસ્તુ નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, બાળે જ છે ને બધા.

**દાદાશ્રી :** એ તુવેર ખખડી ગયેલી એને તમે જોવા જાવ ને, મહીં પેસવાનું ના ગમે. અને ફાલ બેઠો ના હોય તે જોવા જઉ તો એના પાંદડામાં હાથ અડે ને તોય હાથને કકરા ના લાગે આમ પાંદડા.

**પ્રશ્નકર્તા :** આમ રેશમ જેવા પાન.

**દાદાશ્રી :** હા, આ સિમિલિ.

**પ્રશ્નકર્તા :** સિમિલિ બહુ ઊંચી છે, દાદાજી. અને આપની સિમિલિનો જેટલો જેટલો વિચાર કરીએ છીએ, એવું અંદરથી તત્ત્વ (સાર) બધું ખુલતું જાય છે.

**દાદાશ્રી :** તો જ ગેડમાં બેસે. સિમિલિ સારી હોય ને, તો ગેડમાં આવે.

## દાદા કૃષ્ણ જેવા શામળા પણ રૂપાળા

**પ્રશ્નકર્તા :** હીરાબાને મેં પૂછેલું ને, કે દાદા પૈણવા આવ્યા ત્યારે કેવા લાગતા હતા ? એટલે આમ મલકાઈ ગયા !

**દાદાશ્રી :** છતાંય હીરાબાને તમે પૂછો તો 'આ રૂપાળા નથી' એવું કહે, એમનું રૂપ ઓછું થાય નહીં એટલા માટે. અને અંદરખાને જાણે કે 'તે બહુ રૂપાળા છે' પણ દુનિયામાં એમનું રૂપ ઓછું ગણાય ને એટલા હારુ બોલે નહીં. અને હુંયે કહું કે એ રૂપાળા છે બા.

અને પાછા એમનામાં કાળા ઓછા હોય. કેવા હતા ?

**પ્રશ્નકર્તા :** એકદમ ગોરાગપ.

**દાદાશ્રી :** અને દેહકર્મી હતા ને ?

**પ્રશ્નકર્તા :** બહુ જ.

**દાદાશ્રી :** દેખાવડા.

**પ્રશ્નકર્તા :** બહુ રૂપાળા હતા.

**દાદાશ્રી :** શું થાય ? હવે અત્યાર સુધી જોડે જ હતા ને ! ફોટો છે ને ! એ તો ગોરા, હું શામળો. 'હું શામળો' એવું હીરાબાને કહું, ગમ્મત કરવા હારુ, ખીલવવા હારુ એમને. તો 'શામળો ના બોલશો હવે, તમે તો કૃષ્ણ જેવા છો. બહુ રૂપાળા છો. રૂપાળા આવા હોય !' એવું કહે. મેં કહ્યું, 'કેવા રૂપાળા ?' તો કહે, 'આવો ઝવેરબાએ કોઈને જન્મ આપ્યો તે અજાયબી છે ! ઝવેરબાએ જન્મ આપ્યો ને, અને બાને પેટે જ આવો અવતાર થાય !' અને પહેલેથી તેઓ માનતા, દાદા કંઈક વિશેષ છે.

## પોંખનારીને સમજ્યા હીરાબા

અમે તો પૈણવા ગયા ત્યારે પોંખનારી આવીને તે હીરાબા કરતા વધારે રૂપાળી દેખાતી'તી. ત્યારે મને થયું, 'આ જ હશે એ પેલા.' અને નાની ઉંમરના હતા. ત્યારે મેં કહ્યું, આમનામાં રિવાજ એવો હશે, તે ખોટું પડ્યું પછી. પોંખનારીને પૈણે એવા લોક નથી હોતા ? અમને પોંખનારી આવી, આ પણ ફજેતો થયો બધો ! ફજેતો ના કહેવાય બધો ?

## પરણતી વખતનો વેશ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પરણતી વખતે કપડાં કેવા પહેરેલા ?

**દાદાશ્રી :** તે દહાડે બધા છોકરાંઓ ભાડૂતી કપડાં પહેરે. ડ્રેસવાળાને ત્યાં કપડાં મળે, બધા જરી-કસબના, ટોપી-બોપી બધું જ. મેં તો ફોરેનના (વિદેશી) કાપડના કપડાં પહેરેલા. લાંબો કોટ પહેરેલો, એ શેરવાની જેવો. અને ત્યારે ફાધરે અહીં આગળ છે તે ભાભીના સોનાના પાટલા પહેરાવડાવ્યા અને સોનાનું અહીં આગળ લોકિટ પહેરાવ્યું'તું.

**પ્રશ્નકર્તા :** તમને પહેરાવ્યું ?

**દાદાશ્રી :** હા, એવોય કાળ હતો ! સોનાના કડા પહેરેલા અહીંયા આગળ. તે દહાડે શણગારતા. શણગારે ત્યારે જ રૂપાળો દેખાય ને ? નહીં તો રૂપાળો શી રીતે દેખાય ? શણગારે ત્યારે રૂપાળો દેખાય. હવે મૂઆ, સ્ત્રીઓની જણસો પહેરાય ? ત્યારે પહેલા પહેરાવી દેતા હતા.

**પ્રશ્નકર્તા :** શા માટે પહેરાવતા હતા ?

**દાદાશ્રી :** સોનું છે ને ! 'વરરાજાના કેવા દાગીના છે !' કહેશે. અલ્યા, દાગીના શું કરવા ચડાવે છે ? એનું મોઢું જુએ છે લોકો. ત્યારે કહે, 'ના, દાગીનાય જોવાના છે.' ના જુએ ? હેં ?

**પ્રશ્નકર્તા :** જુએ.

**દાદાશ્રી :** અને પૈણતી વખતે સાફો નવો બાંધેલો, ફેંટો. અમે ક્ષત્રિયપુત્ર કહેવાઈએ ને, અને તમેય ક્ષત્રિયપુત્ર કહેવાવ ને ! તે દહાડે ફેંટા પહેરતા'તા અને પહેરણ પહેરીને પંદર-સોળ વર્ષનો છોકરો, એય રૂપાળો બમ દેખાય ! ચોગરદમે ભરેલા હોય ક્ષત્રિયપુત્રો એટલે. અને કાંડા જોરદાર હોય. આવું કાંડું ના હોય. તે દહાડે તો બહુ જોરદાર કાંડું ! આ તો બધું સૂકાઈ ગયું. જેમ દૂધિયું સૂકાઈ જાય ને, તેમ સૂકાઈ ગયું. તે પંદર વર્ષે પૈણવા બેઠેલો અને ધામધૂમથી પૈણેલો.

## પાલખીમાં બેસી નીકળ્યા પરણવા

**પ્રશ્નકર્તા :** પરણવા શેમાં ગયેલા ?

**દાદાશ્રી :** તે દહાડે મોટર-બોટરો, ગાડીઓ-બાડીઓ નહીં ને ! ફૂમતા ઝાલે ને મહીં છે તે કટાર લઈને બેઠો હોય ! અને પાઘડી પહેરેલી. શું વેષ હતા એ ? આમ છોકરાં ગોરા હોય ને, દેખાય સારા પાછા. અને પાછા ક્ષત્રિયપુત્ર ને !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પાલખીમાં ગયેલા ?

**દાદાશ્રી :** તો બીજા શેમાં જાય ? એ પહેલા તો ઘોડા આપે કે પાલખી. ઘોડા ઉપર ના ફાવે પંદર વર્ષની ઉંમરે.

**પ્રશ્નકર્તા :** ઘોડો ઉલાળી પાડે ?

**દાદાશ્રી :** ના, ઉલાળી પાડે એવા ઘોડા ના હોય. ઘોડા તો નાના છોકરાનેય બેસવા દે એવા હોય. પણ ખૂંચે બળ્યું ! આ પાલખીમાં નિરાંતે બેઠા ફૂમતું ઝાલીને, અને કઠેડા હોય બે બાજુ.

ઘોડો પાડે નહીં, એ તો ટેવાયેલા હોય બિચારા. ત્રણ વર્ષનો બાબો હોય તોય ઘોડો એને પાડે નહીં, પ્રેક્ટિકલ થયેલા, એ લગ્નમાં ફરેલા હોય ને બિચારા.

**પ્રશ્નકર્તા :** એટલે જ એ ટેવાઈ ગયેલા.

**દાદાશ્રી :** હં... એ પાલખીમાં ફૂમતું ઝાલીને ગયા ત્યાં. પાલખીમાં ફૂમતું ઝાલીએને એટલે ઊંઘ ઊડી જાય. તે મને યાદ રહ્યું એ બધું. પાલખીનું ફૂમતું ઝાલતા'તા ને ? તેં નહીં જોયેલા, નહીં ? પાલખી જ જોયેલી નહીં ?

**પ્રશ્નકર્તા :** પાલખી નહીં જોયેલી, દાદા.

**દાદાશ્રી :** શું વાત કરો છો ? એય... અમે તો પાલખી ઝુલાવતા ઝુલાવતા... પાછા પાલખીમાં બેસી પૈણેલા.

**પ્રશ્નકર્તા :** દાદા, ફોટા પાડેલા ?

**દાદાશ્રી :** ફોટા ! કોણ રૂપિયા મહીં ઘાલે ? એકાદ પાડ્યો હશે ! કોઈ આવે નહીં ને ફોટાવાળો. ફોટોગ્રાફરના ભાડાના પૈસા છૂટી જાય. આવવા-જવાનું ભાડું કોઈ આપે નહીં. કંઈથી લાવે ? આ પાટીદારો ફોટાના પૈસા કંઈથી લાવે ? ફોટા ના પાડે, જ્યાં જોડાના પૈસાનું ઠેકાણું નહીં તો ! એ પૈણનારના પગમાં જોડા હોય, બાપના પગમાં હોય. બીજા આપણા છ ગામવાળાના બધાના પગમાં જોડા ખરા, બીજાને એવું નહીં. બધા પાટીદાર દેખાય સારા, કસુંબો ભરે ને, તે ફક્કડ દેખાય ! બીજા ગામડાવાળાને તો એવું જ બધું.

## ધામધૂમથી કાઢ્યો વરઘોડો

**પ્રશ્નકર્તા :** આ ભાઈ એવું કહે છે, કે દાદાએ જે રીતે લગ્ન કર્યા હશે, એવી રીતે અમે લગ્ન કરીશું. વરઘોડો જો ધામધૂમથી કર્યો હશે તો ધામધૂમથી, સાદા તો સાદા એમ !

**દાદાશ્રી :** અમારે તો ધામધૂમથી વરઘોડો કરેલો. એય વિક્ટોરિયા ફેટન-બેટન, વાજા-બાજા, હાઈ ક્લાસ બેન્ડ. ૧૯૨૩ની સાલમાં પૈણેલો. તે દહાડે બહુ મંદી, જબરજસ્ત, છતાં ધામધૂમથી. ચાર ઘોડાની ફેટન આમ, અને ફેટનને બધા લાઈટો લગાડે. એના પેલા દીવા હતા મહીં ચિનાઈ માટીના. પછી પૈણવા બેઠો, તે માંહ્યરામાં બેઠો પછી માંહ્યરામાં હીરાબાને એમના મામા પધરાવી ગયા.

## પરણતી વખતની ને જ્ઞાન પછીની દૃષ્ટિનો ફેર

**પ્રશ્નકર્તા :** દાદા, પેલું બગીમાં બેસો તે કેવું રહે ?

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** એટલે બે જણા બેસે, એક તો જે પૈણવાવાળો હોય એ બેસે, કાં તો હવે આ બીજું જ્ઞાની (શોભાયાત્રા વખતે) બેસે છે, તો કેવું રહે ?



**દાદાશ્રી :** ૧૯૨૩માં બેઠેલો. પૈણ્યો ત્યારે બેઠેલો ચાર ઘોડાની ફેટનમાં.

**પ્રશ્નકર્તા :** આવી જ હતી ઘોડાગાડી ? બગી આવી જ હતી, ફેટન ?

**દાદાશ્રી :** એમાં ઘોડા ચાર હતા. તે પણ એ તો રાતે ચાલવાની ને ! દીવા-બીવા ફર્સ્ટ ક્લાસ બધા. તે બહુ મૂકે. દેખાવ બધો સારો કરે.

**પ્રશ્નકર્તા :** જાનૈયા આટલા બધા નહીં હોય તે દહાડે ? આવા આટલા બધા મહાત્માઓ જેટલા તો ના હોય ને એ વખતે ?

**દાદાશ્રી :** પાંચ-પચાસ માણસ હોય.

**પ્રશ્નકર્તા :** તોય દાદા, લાઈટ-બાઈટનો ઝબકાર હતો !

**દાદાશ્રી :** એ તો 'વેચેલો માલ' કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, વાજા-બાજા હતા ?

**દાદાશ્રી :** હા, હાઈ ક્લાસ બેન્ડ, પણ વેચેલો માલ કહેવાય અને આ (જ્ઞાન પછી) વેચેલો માલ ના કહેવાય. રોફ...

**પ્રશ્નકર્તા :** રોફવાળો.

**દાદાશ્રી :** પેલો માર્કેટ મટિરિયલ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ વખતે બેઠેલા અને આ વખતે બેઠા, એમાં અંદરની જે પરિસ્થિતિ હોય એમાં કેવું રહેતું હતું ? પહેલા કેવું રહેતું હતું ને હમણાં આ આવા ટાઈમમાં કેવું રહે ?

**દાદાશ્રી :** આ ટાઈમમાં તો સમતા જ હોય ને બિલકુલેય. તે દહાડે તો મોહ ખરો ને !

**પ્રશ્નકર્તા :** એટલે કેવું રહે એમાં ? કરુણા રહે છે આ ફેરે, દાદા ?

**દાદાશ્રી :** આ ફેરે કરુણા, બીજું શું ? આ કરુણા એટલે આમ...

**પ્રશ્નકર્તા :** જગત કલ્યાણ થાય એવું હોય ને ?

**દાદાશ્રી :** બધા લોકોનું કલ્યાણ થાય અને બધે જે' જે' કરતા કરતા જઈએ ને !

**પ્રશ્નકર્તા :** એ કરુણા જ કહેવાય ને, દાદા ?

**દાદાશ્રી :** અને તે દહાડે અહંકાર હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ વખતે તો મનમાં એમ થાય ને કે બધા મને જુએ ?

**દાદાશ્રી :** હા, એવું બધું.

**પ્રશ્નકર્તા :** એ બધું દેખીને જરાકે મહીં ટાઈટ...

**દાદાશ્રી :** હા, હા, એ દેખાડવાનો અહંકાર હોય. કેમ કરીને લોકો મને જુએ, મારો સાફો જુએ, એવું બધું હોય.

## લગ્ન પહેલા સાધારણ જોયેલા હીરાબાને

**પ્રશ્નકર્તા :** દાદા, આપે હીરાબાને જોયેલા લગ્ન પહેલા કે એમ પહેલાની માફક જ લગ્ન થયેલા ?

**દાદાશ્રી :** હા, જોયેલા, સાધારણ... અમારા મોસાળમાં જઈએ ને, ત્યાં લગ્નમાં આવેલા તે જોયેલા. પેલા બધાની ઈચ્છાઓ પહેલેથી, તે આ ચોંટી પડવાની ઈચ્છા અહીં કે આ રતન લઈ જવું, એવું એ લોકોની ઈચ્છા, એ ગામવાળાની.

**પ્રશ્નકર્તા :** આ લઈ જ ગયા ને નક્કી કરેલું તે !

**દાદાશ્રી :** અરે, એ તો બનવાકાળ તે બની ગયું !

**પ્રશ્નકર્તા :** હીરાબાને તમે જોઈને જ પસંદ કરી લીધેલા ?

**દાદાશ્રી :** ના, ના, એ તો મેં સાધારણ જોયેલા એમને. તે પછી આ લોકોએ વાતો ચલાવી, ત્યારે હું 'ના' ના બોલ્યો એટલે એ સમજી ગયા કે આને કંઈ વાંધો નથી. નહીં તોય જોવા નહોતા દેતા પહેલા. આમ જોવા ના મળત તો હું પૈણું એવો નહોતો ! એ તો હીરાબા બેઠા હતા, તે મને દેખાડ્યા, તે નાના રૂપાળા બમ જેવા દેખાયા, એટલે મેં કહ્યું, 'સારી છે છોડી, આપણે શું વાંધો છે ? છે તો રૂપાળા.' એટલે મેં જોયેલા પહેલેથી. મારી સહમતી ફાધર-મધર સમજી ગયેલા. તે એક ફેરો જોયેલા. એટલે પછી આ લોકો વાત કરે એટલે મનમાં 'હા-ના' બોલું નહીં, એટલે પેલા સમજી જાય કે 'છોકરો સમજે છે આ.' મેં એમને જોયેલા હતા એટલે આમ તો હા જ પાડી હતી મેં. એટલે મારા ફાધરની ઈચ્છા એવી કે એની જો મરજી છે તો કરીએ. નહીં તો એમને કરવાની ઈચ્છા નહીં નાને ગામ, પણ મારી ઈચ્છા જાણી ગયેલા અંદરખાનેથી એટલે એમણે 'હા' પાડેલી. અને ફાધરને પૈસાની જરૂર હતી, તે પૈસા એમને મળી ગયા, મારે જે જોઈતું હતું તે મને મળી ગયું.

## પૈઠણ લીધેલી ત્રણ હજાર રૂપિયાની

**પ્રશ્નકર્તા :** પૈઠણ લીધેલી, દાદા ?

**દાદાશ્રી :** મારા ફાધરે લીધેલી, મેં નહીં લીધેલી. પણ આ હીરાબાને મેં જોઈ લીધેલા એટલે મારા ફાધરે મનમાં કહ્યું કે મોઢા ઉપર રાજી દેખાય છે, માટે કરો આપણે.

એટલે એમને એમનો માલેય વેચાયો, ત્રણ હજાર રૂપિયા આવવાના થયા. માલ વેચાયોને, સારી રીતે ? અને મનેય વાંધો આવ્યો નહીં. ફાધરનો માલ વેચાયો, નહીં ? ત્રણ હજાર રૂપિયા ઉપજ્યા ! પૈઠણ તે દહાડે ત્રણ હજાર રૂપિયા લીધી, ૧૯૨૩ની સાલમાં. અત્યારે તો સિત્તેર હજાર રૂપિયા કહેવાય. તે વીસ-પચ્ચીસ ગણા ના થઈ ગયા ?

**પ્રશ્નકર્તા :** વધારે થઈ ગયા, પચાસ ગણા હવે.

**દાદાશ્રી :** તે દહાડે બાવીસ રૂપિયે તોલાનું સોનું. તે દહાડે ત્રણ હજારમાં તો બાપાનું થોડું દેવું થયું હતું તે વળી ગયું અને રૂપિયા થોડા વધ્યા.

## સસરાને જોઈતો હતો સારા કુટુંબનો છોકરો

**પ્રશ્નકર્તા :** એ વખતે હીરાબાના ઘરની સ્થિતિ કેવી હતી ?

**દાદાશ્રી :** હીરાબાના ફાધરને પૈસા ખેતીવાડીમાંથી ઉત્પન્ન થયેલા. એટલે આ અહીં દહેજ આપીને લઈ ગયેલા. દહેજ સારા પ્રમાણમાં કહેવાય એ જમાનામાં, ૧૯૨૩માં.

**પ્રશ્નકર્તા :** ૧૯૨૩માં ?

**દાદાશ્રી :** હા, તે ઘડીએ રૂપિયો તો બહુ કિંમતી, સોનાના પેંડા જેવો હતો.

**પ્રશ્નકર્તા :** હવે એ વખતે તો બસ્સો રૂપિયાના મકાનો મળતા હતા અમદાવાદમાં.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને કે એ દહેજ એટલું આપેલું એમના બાપાએ. કેવા પુણ્યશાળી માણસ ! પુણ્યશાળી ત્યારે ને ! એ પૈસા પેલા કમાયેલા ને, એટલે આપે. એમને એવું કે સારા ઘરનો છોકરો લાવવો આપણે, સારા ફેમિલીનો, જ્યારે અમારે ઘેર પૈસા-બૈસા ના મળે. અમારે તો ફેમિલી સારી એટલું જ. પૈસા-બૈસા લાંબા હોય નહીં અમારી પાસે, ઘર ચાલે એટલું જ. એમને ઘેર તો પૈસા સારા હતા. એટલે હીરાબા કહેય ખરા ને, 'મારે ત્યાં તો બધું બહુ હતું, પણ અહીં ઓછું છે.'

## ક્ષત્રિયો પૈઠણ લેવામાંય શૂરા અને આપવામાંય શૂરા

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તમે પૈઠણમાં માનતા ?

**દાદાશ્રી :** હા, અમે ક્ષત્રિય લોકો તો પૈઠણ લીધા વગર તો પૈણે જ નહીં. એ તો જોઈએ જ એને.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમને બેન નહીં ને, એટલે એટલો ખ્યાલ ના આવે કે પૈઠણ ના લેવાય એમ !

**દાદાશ્રી :** ના, ના, અમારે કોઈનેય બેન નહીં. બેન ના હોય તોય અમે ભત્રીજીઓના પૈઠણના પૈસા આપતાને. આપવાનુંય ખરું ને લેવામાંય શૂરા.

ક્ષત્રિય તે ક્ષત્રિય સંબંધ, અમે તો પટેલો થયા, જમીનદારો થઈ ગયા. આપણે ત્યાં તો ગામનો ઠાકોર હોય ને, અગર સ્ટેટનો એ હોય, બહુ પૈસા આપે એને. ક્ષત્રિયો ના આપે તો બીજા કોણ આપે ? બીજા લોકોને રાઈટ (હક) નથી પણ બીજા લોકો લેતા થઈ ગયેલા. તેનો પણ અનાચાર થઈ ગયો પછી. દબાણથી ને ટૈડકાવીને, ડફળાવીને લેવા માંડ્યા.

## પૈઠણ ખાનદાનીની

પૈણવા જઈએ તો પૈઠણ આપે લોકો. કોના પર પૈઠણ આપે છે ? એના હારુ આપતા હશે કે ઘરમાં વાઈફને બાંધીને મારવા હારુ આપતા હશે ? પહેલા તો પૈઠણ શેની આપતા'તા, કે આ ઘરમાં તો કકળાટ જ નથી બિલકુલ ! ઘરમાં કોઈ કકળાટ નહીં, કોઈને દુઃખ ના આપે, એ સ્થિતિ હોય તો બીજા નાના ગામવાળા આવે ને એ પૈઠણ બધી આપે. ભલે છોકરાવાળા પાસે મિલકત નથી, ભલે ઓછી મિલકત છે, પણ ખાનદાન કુળ છે, કુળ સારું છે અને સુગંધીય ખરી એમાં, ખોટું તો ના કહેવાય. ચોરી-બોરી ના કરે, લુચ્ચાઈઓ, કોઈને ફસવે કે એવું તેવું હોય નહીં. હલકા કામ ના કરે. તે એના પૈસા આપે છે, એમ ને એમ આપે છે ? એ મોઢું જોવાના પૈસા આપે છે ? ના, આ તો ખાનદાની હોય એની ! ખાનદાન એટલે શું ? બે બાજુ ઘસાય એનું નામ ખાનદાન.

બે બાજુ ઘસાય એટલે શું ? ખરીદી કરવા જાય તો ત્યાં મનમાં એમ થાય કે આ ઓછું આપે છે પણ એ બિચારો કમાશે ને ! ઓછું લઈ આવે. અને કો'ક લેવા આવ્યો હોય તેને પોતે વધારે આપે તે વખતે. થોડું વધારે જાય તો સારું બિચારાને ! એટલે બેઉ બાજુ ઘસાય એનું નામ ખાનદાન. એટલે આ પૈઠણ તેની આપે છે.

## ખાનદાની રહી નહીં ને પૈઠણ લીધી એટલે વેચાયા

**પ્રશ્નકર્તા :** હવે તો આવી ખાનદાની રહી નહીં ને પૈઠણ લીધી તે નુકસાન કરે ને ?

**દાદાશ્રી :** આ તો પહેલેથી, નાનપણથી છોકરાને ઉછેરતી વખતે લોકો એવું કહે, 'ચેક મળ્યો.' એટલે આ ગાંડા ચક્કર થઈ જાય ! આ તમે જાણો નહીં આ બધું ? આ ચેકો જોયેલા નહીં ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, કે એ ચેક એટલે શું ?

**દાદાશ્રી :** એટલે આ નાનપણથી આવું પાણી પાય છે આ પાટીદારો છોકરાંઓને. તમે સાંભળેલું નહીં એવું પાણી ? લોકો 'ચેક' બોલે એવું સાંભળેલું નહીં ?

**પ્રશ્નકર્તા :** સાંભળેલું ને !

**દાદાશ્રી :** હં... એટલે પેલો મસ્તીમાં કૂદ્યા કરતો હોય. ખોટું પાણી આપે છે, યૂઝલેસ (નિરર્થક) પાણી ! એ તો માલ વેચ્યા બરાબર છે. એ તો આ માલ વેચ્યો ત્યાં આગળ. એ તો પછી મારા મનમાં એમ થયું કે આ તો વેચાયા કહેવાય !

## દાદા-હીરાબા સાથે વાત

### દાદાનો ટીખળી સ્વભાવ

**નીરુમા :** બા, દાદા નાના હતા ત્યારથી ટીખળી હતા ખરું ?

**હીરાબા :** હા.

**નીરુમા :** બહુ ટીખળ કરે ?

**હીરાબા :** હા.

**નીરુમા :** અત્યારે તમારી જોડે કરે છે ને ટીખળ ?

**હીરાબા :** હા, ટીખળ કરે.

**નીરુમા :** બધાય જોડે કરે છે, બા.

**હીરાબા :** હા.

**નીરુમા :** ટીખળ એટલે કેવું કરે, બા ?

**હીરાબા :** આવું બોલે, અવળસવળ.

**નીરુમા :** નાના હતા ત્યારે તો કરતા હશે ને ?

**હીરાબા :** કહે 'હીરા, ધોતિયું લઈ જવાનું, ધોવા.' મેં કહ્યું, 'હું નહીં લઈ જઉં.' તો અત્યારે મારે ધોવાનું આવ્યું.

## પૈણ્યા પહેલાની વાત

**નીરુમા :** તમને હીરા કહેતા'તા ?

**હીરાબા :** હા, ત્યારે પૈણેલી નહીં ને !

**નીરુમા :** પૈણ્યા પહેલાની વાત છે આ બધી ?

**હીરાબા :** હંઅ.

**નીરુમા :** તમે તરસાળી ભેગા થાવ ?

**હીરાબા :** હાસ્તો.

**નીરુમા :** મામીની પાસે. મામી તમારા કાકાની છોડી થાય ને ?

**હીરાબા :** હા, સગા કાકાની.

**નીરુમા :** અને દાદાના મામી થાય.

**હીરાબા :** હં.

**નીરુમા :** અને ત્યારના તમે ત્યાં જાવ ત્યારે...

**હીરાબા :** હં.

**નીરુમા :** તો ત્યાં તમને ધોતિયું ધોવા આપતા ?

**હીરાબા :** હા.

**નીરુમા :** પૈણ્યા નહોતા તોય ?

**હીરાબા :** હા, કારણ કે કપડાં ધોવા તો હું જ જઉં ને !

**પ્રશ્નકર્તા :** તે બા, પહેલેથી દાદાને ધોતિયું જ પહેરવાનું ?

**હીરાબા :** હા.

**નીરુમા :** પછી મામીએ ગોઠવ્યું ?

**હીરાબા :** મામીએ ગોઠવ્યું.

**નીરુમા :** એટલે તમે પહેલેથી જોયેલા ખરા ?

**હીરાબા :** હા, જોયેલા ખરા.

**નીરુમા :** રમતાય હશો, પહેલા ?

**હીરાબા :** ના, કશું રમેલા નહીં.

**નીરુમા :** તરસાળી તમે મળતા'તા ને ?

**હીરાબા :** હા.

**નીરુમા :** ત્યારે પણ તમને ખબર હતી કે આમને પૈણવાના એ તો ?

**હીરાબા :** ના.

**નીરુમા :** તો ક્યારે ખબર પડી ?

**હીરાબા :** કર્યા પછી.

**નીરુમા :** વિવાહ કર્યા પછી. પછી મળતા'તા વિવાહ કર્યા પછી ?

**હીરાબા :** ના, પછી તો પૈણ્યા.

## માંહ્યરું ક્યાં બાંધ્યું હતું ?

**પ્રશ્નકર્તા :** દાદા, લગ્ન તમારું ક્યાં થયું હતું ? માંહ્યરું ક્યાં બાંધ્યું હતું ?

**દાદાશ્રી :** વડોદરામાં જ બાંધ્યું હશે મને લાગે છે, વડોદરામાં કે બીજે કંઈ ?

**પ્રશ્નકર્તા :** લગ્ન કંઈ થયેલું બા તમારું ?

**દાદાશ્રી :** આપણું માંહ્યરું ક્યાં બાંધેલું, વડોદરામાં નહીં ?

**હીરાબા :** ના રે, લગ્ન તો ત્યાં થયું હતું, ત્યાં આગળ.

**નીરુમા :** જાંબુવા ગામે થયેલું ?

**હીરાબા :** હં...

**દાદાશ્રી :** વડોદરામાં નહીં ?

**નીરુમા :** જાંબુવા થયેલું.

**દાદાશ્રી :** એમ ? તે દહાડે આવું વડોદરે કરતા ન હતા, નહીં ?

## બગીમાં આવ્યા હતા

**પ્રશ્નકર્તા :** મેં પૂછયું હતું, કે દાદા કેવા લાગતા હતા લગ્ન વખતે ?

**દાદાશ્રી :** ત્યારે શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** એમને હસવું આવે છે, શરમાઈ ગયા.

**નીરુમા :** હેં, બા ? શું પહેર્યું હતું ?

**હીરાબા :** ફેંટો.

**નીરુમા :** ઘોડા ઉપર આવ્યા હતા કે મોટર પર ? શેમાં ઊઘલ્યા હતા ?

**હીરાબા :** બગીમાં.

**નીરુમા :** ચાર ઘોડા કે બે ઘોડાવાળી ?

**હીરાબા :** ચાર ઘોડાવાળી.

**દાદાશ્રી :** હજુ યાદ છે.

**હીરાબા :** ગાનારો આવ્યો હતો.

**દાદાશ્રી :** શું ગાતો હતો ?

**હીરાબા :** એ કંઈક ગાતો હતો.

**નીરુમા :** યાદ છે બા, શું ગાતો હતો ? લગ્નના...

**હીરાબા :** ના, એ તો વાજાપેટી લઈને આવ્યો હતો.

## લગ્ન વખતે રૂપિયાની રમતમાં અમે જીતેલા

**દાદાશ્રી :** એ તો રૂપિયા રમતી વખતે જીતી ગયો હતો ને હું.

**નીરુમા :** એ જીત્યા હતા, બા ?

**હીરાબા :** હં.

**દાદાશ્રી :** ચૂંટી ખણીને જીતી ગયો હતો હાથેથી. એમ તો એય જોરદાર હતા પાછા.

**નીરુમા :** હેં બા, સાચું કહે છે દાદા ? રૂપિયો દાદા જીતી ગયા હતા ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** જીતી જાય ને રૂપિયો. અત્યારે હવે રૂપિયા નથી રમાડતા, નહીં ?

**નીરુમા :** રમાડે છે ને ! બા, દાદા કહે છે, 'ચૂંટી ખણીને જીતી ગયો', એવું કર્યું હતું ?

**હીરાબા :** દૈ (દેવ) જાણે.

## લગ્ન વખતે રમાડે રૂપિયા, ચૂંટી ખણીને જીતે ચલણિયા

**દાદાશ્રી :** સ્ત્રી અને પુરુષ લગ્ન કરે છે, પણ લગ્ન કરતી વખતે જ પુરુષે મનમાં નક્કી કર્યું હોય છે કે આપણે કોઈ દહાડો વહુને જીતવા ના દેવી, એને આગળ આવવા જ ના દેવી. એટલે આ બેની ભાંજગડો પડ્યા કરે છે. આપણે ત્યાં રૂપિયા રમાડે છે તે તમે રમેલા કે ? તે કોણ એ રૂપિયો સ્ત્રીના હાથમાં જવા દે ? અરે, હું જ કહું કે મેં જ ચૂંટી ખણી હતી ને ! વહુ રૂપિયો લઈ લે તો આ બધાની વચ્ચે આબરૂ જાય ને ! પરણ્યાને ત્યાંથી જ ભાંજગડ છે ને ! અંદરથી જ ભાંજગડ છે ને ! એટલે આ જગત સમજવા જેવું છે.

## સાસુ તો મળ્યા સારા

સાસુ સારા મળ્યા હતા ? પૂછી જુઓ ને !

**નીરુમા :** બા, સાસુ કેવા મળ્યા હતા તમને ?

**હીરાબા :** સારા.

**નીરુમા :** સાસુ તમને વઢતા હતા ખરા કોઈ દહાડો ?

**હીરાબા :** ના, સાસુ તો સારા હતા.

**દાદાશ્રી :** આવા મળે જ નહીં, સાસુ ના મળે. ત્યારે ઝવેરબાને વહુએય સારા મળ્યા ને, હીરાબા !

બાના જેવા તો બધાને સાસુ મળે જ નહીં ને !

**હીરાબા :** આ મારા સાસુ તો સારા હતા, પણ તમે નકામા હતા. (મજાકમાં)

**દાદાશ્રી :** હા, એ બરોબર છે, પણ સાસુ તો સારા ને ?

**હીરાબા :** મેં તો જે હોય એ કહી દીધું.

**દાદાશ્રી :** હેં... મારા કરતા સારા ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** એમ ? વાત તો ખરી જ કહે છે, આ દિવાળીબા કરતાય સારા ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** પણ તમારા કરતા સારા હશે ઝવેરબા ?

**હીરાબા :** હા, મારા કરતાય સારા.

**દાદાશ્રી :** એમ ? મારા કરતાય સારા, એમના કરતા સારા. ત્યારે ઝવેરબા સારા જ હશે ને, નહીં ? કેટલા પુણ્યશાળી, તે ઝવેરબા જેવા સાસુ મળ્યા ! કોઈ દહાડો કશું જ કહે નહીં, નહીં તો સાસુ તો તેલ કાઢે.

**હીરાબા :** જેઠાણી હતા ને, તેલ કાઢે એવા !

**નીરુમા :** ઝવેરબા બહુ પ્રેમાળ હતા, નહીં ? કોઈ વખત કોઈને ખસ ના કહે, નહીં ?

**હીરાબા :** ના.

## હીરાબા ગોરા, દાદા શામળા

**નીરુમા :** ઝવેરબા તમારા કરતા રૂપાળા હતા ?

**હીરાબા :** હા, જરીક...

**નીરુમા :** તમે વધારે રૂપાળા નહીં, બા ?

**હીરાબા :** ના.

**પ્રશ્નકર્તા :** તમે તો બહુ ઉજળા છો. નાના હશો ત્યારે તો તમે બહુ રૂપાળા દેખાતા હશો, નહીં ?

**હીરાબા :** હંઅ.

**દાદાશ્રી :** હું તો શામળો, એ તો ગોરાગબ જેવા હતા. જુઓ ને, એમના પગ કેવા સારા છે ! રેશમ જેવા પગ ! રેશમ જેવું છે આ બધું !

**નીરુમા** (હીરાબાને) **:** શું કહે છે દાદા ? જુઓ બા, દાદાનાય પગ કેવા રેશમ જેવા જ છે ને ! કેવા છે, બા ?

**હીરાબા :** મારા વધારે છે.

**નીરુમા** (દાદાશ્રીને) **:** તમારા સુતરાઉ જેવા અને એમના આ રેશમ જેવા એવું કહે છે.

**દાદાશ્રી :** ઘેર બેસી રહેવાનું, તમારે બીજું કામ શું હતું ?

**પ્રશ્નકર્તા :** દાદાને ગામેગામ ફરવાનું.

**દાદાશ્રી :** મારે તો કણીઓ હઉ પડેલી.

**હીરાબા :** કણી કાઢી હતી ને !

**દાદાશ્રી :** કાઢી હતી.

**હીરાબા :** જયરામભાઈ તેડી લાવ્યા હતા કણીઓ કાઢવા.

**દાદાશ્રી :** હા, હા, તેડી લાવ્યા હતા, હજુ યાદ છે એમને.

## 'એ' પહેલેથી ઓછું સાંભળે

**નીરુમા :** દાદા ઓછું ક્યારથી સાંભળતા'તા ?

**હીરાબા :** હમણે ઓછું સાંભળે... એ તો સાંભળવું હોય તો સાંભળે.

**નીરુમા :** એમ ? પણ નાના હતા ત્યારથી, તમે પૈણીને આવ્યા ત્યારથી ઓછું સાંભળતા'તા ?

**હીરાબા :** તે ઘડીએય ઓછું સાંભળે.

**નીરુમા :** પહેલેથી જ ?

**હીરાબા :** હા.

**નીરુમા :** બા, તે દહાડે ખબર નહીં હોય કે દાદા ઓછું સાંભળે છે.

**હીરાબા :** ના, એવી ખબર શાની હોય ?

## કહે કાનનું તેજ આંખોમાં આવી ગયું

**નીરુમા :** હીરાબા કહેતા'તા કે 'દાદા તો બહુ નાની ઉંમર હતી ત્યારથી જ ઓછું સાંભળતા'તા.'

**દાદાશ્રી :** હા.

**નીરુમા :** અને કહે, 'એમનું બધું કાનનું તેજ આંખોમાં આવી ગયું છે.'

**દાદાશ્રી :** એવું કહેતા'તા ?

**નીરુમા :** હા, એવું કહેતા હતા.

**દાદાશ્રી :** આંખોમાં આવી ગયું છે, નહીં ?

## 'એ' ત્યારે ભણતા'તા

**નીરુમા :** બા, પછી ભાદરણમાં તમે પૈણીને આવ્યા ત્યારે દાદા સ્કૂલમાં ભણતા હતા કે ભણી રહ્યા'તા ?

**હીરાબા :** ભણતા હતા.

**નીરુમા :** શેમાં ભણતા હતા ?

**હીરાબા :** સ્કૂલમાં.

**નીરુમા :** એમ ! કયા કલાસમાં હશે, ખબર નહીં હોય ?

**હીરાબા :** હા, મેટ્રિકમાં.

## નાનપણમાં દાદા શું રમતા'તા ?

**નીરુમા :** દાદા નાના હતા ત્યારે કઈ રમત બહુ રમતા હતા ?

**હીરાબા :** ગિલ્લીદંડા.

**નીરુમા :** પછી બીજું ?

**હીરાબા :** લખોટીઓ રમે.

**નીરુમા :** તમે જોયેલા રમતા ?

**હીરાબા :** હા.

## નાટકોય જોયા ને બધુંય જોયું

**નીરુમા :** દાદા જોડે સિનેમા જોવા જતા હતા ને બા તમે, નહીં ?

**હીરાબા :** હં.

**નીરુમા :** કેટલા સિનેમા જોયા ? કયું યાદ છે તમને ?

**હીરાબા :** નામો યાદ નથી.

**નીરુમા :** નાટક જોયેલા કે સિનેમા જોયેલા ?

**હીરાબા :** નાટકેય જોયેલા અને મેં તો સિનેમાય જોયા ને બધુંય જોયું.

**દાદાશ્રી :** બહુ જોયું તમે, બહુ નસીબદાર કહેવાય. પહેલુંય જોયું, પછી જોયું, આય જોયું ને તેય જોયું.

## હૉટલમાં ગયેલા

**નીરુમા :** અને હૉટલમાં ગયા હતા બા કોઈ દિવસ ? ચા, ભજિયાં ને જલેબી ખાવા ?

**હીરાબા :** હા, ગયેલા.

**નીરુમા :** બહુ વાર ગયેલા ?

**હીરાબા :** ના, કોઈક દિ'.

**નીરુમા :** દાદા જોડે ?

**હીરાબા :** હાસ્તો. (બા હસે છે) તમેય તે, આ છોડીઓ કેવું પૂછે છે !

**નીરુમા :** તમારી છોડી ના પૂછે તો કોણ પૂછે ? વહુ ઓછી પૂછવાની હતી ?

## તે જમાનામાં દાદાનો પહેરવેશ

**નીરુમા :** બા, દાદા નાના હતા ત્યારે ધોતિયું ને આવું જ પહેરતા હતા ?

**હીરાબા :** હંઅ.

**નીરુમા :** ખમીસ.

**હીરાબા :** ખમીસ ને ધોતિયું. એમણે લેંઘો નથી પહેર્યો.

**પ્રશ્નકર્તા :** સફેદ ખમીસ પહેરતા કે રંગીન પહેરતા ?

**હીરાબા :** આવું સફેદ.

**નીરુમા :** ત્યારે આવું ધોતિયું ને ખમીસ પહેરતા, આવું જ ?

**હીરાબા :** હા, એ ખમીસ ને ધોતિયું.

**નીરુમા :** અને કોટ કેવો પહેરતા ?

**હીરાબા :** ધોળો અને આવો રંગીન.

**નીરુમા :** રંગીન પહેરતા ? કેવા રંગનો ?

**હીરાબા :** ભૂરો અને આવો. આ ધોળા પહેરે છે એવો વળી.

**નીરુમા :** લાંબો પહેરતા'તા કે હમણાં પહેરે છે એવો ટૂંકો ?

**હીરાબા :** એ લાંબો તો ક્યારેક કશું હોય, દિવાળી, તો પહેરે.

**નીરુમા :** રોજ તો ટૂંકો જ પહેરે.

**હીરાબા :** હં....

**નીરુમા :** લાંબો નહીં ?

**હીરાબા :** ના. અને ખમીસ પહેરે.

**નીરુમા :** દાદા કેટલા જોડી કપડાં રાખતા, બા ? આમ સીવડાવે ત્યારે એકસાથે બે જોડી કે ચાર જોડી ?

**હીરાબા :** ના, પાંચ-પાંચ સીવડાવે.

**નીરુમા :** તે કેટલા, બાર મહિના ચાલે ?

**હીરાબા :** હં..

**નીરુમા :** તમે દાદાના કપડાં હાથે ધોતા'તા, બા ?

**હીરાબા :** હા.

**નીરુમા :** ઉજળા ને ઉજળા રાખતા ?

**હીરાબા :** હા, ઉજળા.

**નીરુમા :** અને ગળી-બળી કરતા ?

**હીરાબા :** ગળી કરીએ, મહીં પાવડર નાખીએ.

**નીરુમા :** એમ ? શેનો પાવડર ?

**હીરાબા :** આ ટિનોપોલ.

**નીરુમા :** ટિનોપોલ, બાને બધી ખબર છે !

**હીરાબા :** મને બધી ખબર છે.

## 'એ' ટાઢા પાણીએ નહાતા

**હીરાબા :** એ ટાઢા પાણીએ નહાતા હતા.

**નીરુમા :** કેમ ?

**હીરાબા :** એ તો પહેલેથી ટાઢા પાણીએ નહાતા.

**નીરુમા :** એમ ! પહેલેથી ટાઢા પાણીએ નહાતા ?

**હીરાબા :** હા, ત્યારે શરીર સારું ને !

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

## તે દહાડે 'સુખપાલ'માં

૧૯૮૬માં અમેરિકાથી આવ્યા બાદ પૂજ્ય દાદાએ પૂજ્ય બાની તબિયત જોઈને નક્કી જ કરેલું કે બા પાસેથી એક દિવસ પણ ખસવું નથી. તેથી વડોદરામાં જ નાના રસિકભાઈને ત્યાં મુકામ રાખેલો. દરરોજ રાત્રે પૂજ્ય બાની વિધિ કરે ને બે કલાક પૂજ્ય બા પાસે બેસે. મહાત્માઓ પણ બેસે.

એક દહાડો આમ જ બધા બેઠા હતા. વરઘોડાની વાત નીકળી. પહેલા બગી ને ઘોડા ઉઘલતા, પૂજ્ય દાદાને મેં પૂછ્યું, 'દાદા, તમે શેમાં ઉઘલેલા (પરણવા નીકળેલા) ?' ત્યારે પૂજ્ય દાદાએ કહ્યું, 'સુખપાલમાં (પાલખીમાં). એ જમાનામાં તો એમાં ઉઘલવાનો વટ હતો. બે જણ એને ઊંચકે અને અમે પાછા પૈઠણિયા વરને ! તે જમાનામાં અમારા ફાધરે ત્રણ હજાર રૂપિયાની પૈઠણ લીધી. અમારી કિંમત બહુ ને !'

મેં બાને પૂછ્યું, 'બા, દાદા ત્યારે કેવા દેખાતા હતા ? શું પહેર્યું હતું ?' બાએ કહ્યું, 'માથે સાફો પહેર્યો હતો. બહુ રૂપાળા લાગતા હતા.' બાએ સત્યોતેર વર્ષની ઉંમરે નવોઢાની જેમ શરમાતા શરમાતા કહેલું !

મેં પૂછ્યું, 'બા, તમે તો કેવા ગોરા ગોરા છો ને દાદા તો શામળા

દેખાય છે, ત્યારેય આવા જ દેખાતા ?' ત્યારે પૂજ્ય બાએ કહ્યું. 'હા, હું તો ગોરી ને દાદા તો શામળા જ હતા.'

## ભાદરણ ભવોભવ હોજો

એક દિવસ થોડીક બેનો સાથે બા બેઠા હતા. મેં બાને પૂછયું, 'બા, આપણા પાટીદારોના છ ગામોમાંથી કયું ગામ સારું ?' ત્યારે બાએ કહ્યું,

'કરમસદ કરમેય ના હો,
ધર્મજ ધરમેય ના હો,
નડીયાદ નામેય ના હો,
વસો વિચારમાંય ના હો,
સોજિત્રા સ્વપ્નેય ના હો,
ને ભાદરણ ભવોભવ હોજો.'

ભાદરણનું નામ આવે કે બા ખુશ ખુશ થઈ જાય. ભાદરણ ગામનું કોઈ હોય, તેમાંય ભાદરણની કોઈ છોડી આવી હોય, બાનું હેત ઉભરાય. 'આ તો અમારા ભાદરણની', કહીને બાનું વહાલ એમની આંખોથી, એમની વાણીથી, એમના અંગેઅંગથી ઉભરાય !



# [૧.૨]
# ફેંટો ખસ્યો ને આવ્યો વિચાર

## હીરાબાને જોવાનો ઊભો થયો મોહ

**પ્રશ્નકર્તા :** દાદા, તમને પરણતી વખતે પેલો વિચાર આવેલો ને ?

**દાદાશ્રી :** હા, એટલે અમે તે દિવસે નાની ઉંમરના. અમે નાના છોકરાની ઉંમરમાં પૈણેલા, પંદર વર્ષે. તે વહુ જોવાની મહીં ઈચ્છા થયા કરે, 'કેવી દેખાય છે ? કેવી નહીં ?' તે આમ આમ જોવા ગયો, તે પહેલા ફેંટો આડો આવ્યો. પછી શી રીતે જોવું તે ?

હવે ચોરીમાં પૈણવા બેઠા હોય તે માણસની ઈચ્છા શું થાય ? સામી બૈરી બેસાડી હોય એટલે જોવાનું મન થાય, ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય.

**દાદાશ્રી :** હું તો રોફથી પૈણવા બેઠેલો. નવો-નવો ફેંટો પહેરેલો, તે ખસી ગયો. જૂનો હોય તો ખસે નહીં, પણ નવો હતો ને ઉપર ખૂંપ આવ્યો, અમારે પાટીદારના, ક્ષત્રિયોના ખૂંપ એટલે બહુ ભારે હોય, મોટા-મોટા ફૂલના. તે ઉપર ચઢાવેલો, તે પેલો ફેંટો ખસી ગયો. તે અહીં (આંખ) સુધી આવી ગયો. આ દેખાતા તો છે નહીં, હવે શું જોઈશું આપણે ? જોવા તો પડે ને એમને, સામા બેઠા હોય તો. પૈણવા આવ્યા છે, તો પૈણનારને જોવા પડે ને, ના જોવા પડે ? દેખાયા નહીં એટલે આમ ખુલ્લું કરીને જોયા એમને. શું થાય બળ્યું ? ગૂંચાઈએ ને !

તે ઘણું ઊંચું કરું પણ ખસી જાય પાછું. શું થયું છે તે તો લોકોને કંઈ ખબર નહીં અને હું ગૂંચાયા કરું.

## વૈજ્ઞાનિક બ્રેઈને કાઢ્યું તારણ

પણ મહીં બ્રેઈન (મગજ) છે તે વૈજ્ઞાનિક, તે મહીં વિચાર આવ્યો કે આ લગ્ન તો કરીએ છીએ પણ બેમાંથી એક જણને રાંડવું પડશે ને ? એક એમને રંડાપો આવે, કાં તો મને આવે. તે તે દહાડે વિચાર આવેલો. આ લગ્ન થતી વખતે આવો વિચાર ના આવે. વૈજ્ઞાનિક બ્રેઈન એટલે આવા આવા વિચાર આવે કે બળ્યું, આ આપણે પૈણવાના તો ખરા, પણ રાંડવાનું તો ખરું ને પાછું ! બેમાંથી એક જણ તો રાંડશે જ ને ? એય વિચાર આવ્યો. આવો વિચાર આવે નહીં લોકોને, નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, ના આવે.

**દાદાશ્રી :** કોઈ ડેવલપ્ડ મગજ હોય તો જ આવે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને અંડરડેવલપ્ડને ના આવે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** એને તો મોહ જ આવે, વધારે વધારે મોહ. પણ મને એ વિચાર આવ્યો, તેય અજાયબી છે ને !

## મોહના વાતાવરણમાંય વૈરાગ

**પ્રશ્નકર્તા :** એટલી ઉંમરે તમને એવા વિચાર આવેલા ?

**દાદાશ્રી :** હા, ના આવે બળ્યું આ ? એક તો ભાંગે ને પૈડું, બળ્યું ? મંડાયું એ રંડાયા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પૈણતી વખતે તો પૈણ ચઢેલું હોય, કેટલો બધો મોહ હોય ! એમાં આવો વૈરાગ્યનો વિચાર કંઈથી ?

**દાદાશ્રી :** ના, તે વખતે વિચાર આવ્યો કે આ મંડાયું ને પછી

રંડાપો તો આવશે બળ્યો ! બેમાંથી એકને તો રંડાપો આવશે. કાં તો એમને આવશે, કાં તો મને આવશે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી લગ્નનો આનંદ જતો રહ્યો એ વિચારથી ?

**દાદાશ્રી :** આનંદ તો હતો જ નહીં. અહંકારનો જ આનંદ હતો, 'હું, હું...' મોહનો આનંદ નહોતો, અહંકારનો. 'હું કંઈક છું, હું કંઈક છું' તેનો આનંદ હતો. લોકોને મોહનો આનંદ હોય.

એટલે પછી એ એના મોહમાં ને આપણે અહંકારમાં, હં... હં... પણ છેવટે પૈડું ભાંગી જવાનું. ત્યારથી જ મને ખબર, કે 'આ રંડાપો આવવાનો.' પછી શું થાય આપણને ?

## વગર કારણે વૈરાગ કોઈ વિરલાને જ આવે

લોકોને પૈણતી વખતે જ વૈરાગ આવે ને ? ક્યારે વૈરાગ આવે ?

**પ્રશ્નકર્તા :** ત્યારે તો ના જ આવે, પછી જ આવે !

**દાદાશ્રી :** તે વખતે ના આવે ?

**પ્રશ્નકર્તા :** એ વખતે તો ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** એ શું કારણ ? પૈણતી વખતે વૈરાગ ના આવે ?

**પ્રશ્નકર્તા :** એ સામી થાય ત્યારે વૈરાગ આવે.

**દાદાશ્રી :** એ વૈરાગ આવે ત્યારે એ કારણથી કાર્ય બન્યું કહેવાય. અને વગર કારણે વૈરાગ આવે તે જુદું. મને પૈણતી વખતે વૈરાગ આવ્યો હતો. આમ સાફો નવો હતો ને, તે એના ઉપર ખૂંપના બોજા ! અમારે ત્યાં તો બોજા બહુ નાખે ને મૂઆ, બધા ઢગલાબંધ ફૂલો ખૂંપના. તમારામાંય નાખતા જ હશે ને ?

**પ્રશ્નકર્તા :** હા, થોડા નાખે.

**દાદાશ્રી :** ઊલટું સાફો નવો તે ખસી ગયો. માંહ્યરામાં બેસાડ્યા, પણ આપણે જોવાય નહીં ત્યારે શું થાય ? આમ ઊંચું કરીને જોવા માંડ્યું

પછી. પછી વિચાર આવ્યો કે 'આ આપણે બે લગ્ન કરવા બેઠા છીએ, પણ આ એકને તો રાંડવું જ પડશે ને જ્યારે ત્યારે.' એવો વિચાર આવ્યો. એકને રાંડવું પડશે ને ? ના રાંડવું પડે ? એટલે એ વિજ્ઞાન હાજર થયું. પૈણવાનો મોહ તો ખરો જ, પણ એ મોહમાં આ વૈરાગેય ઊભો રહેલો. પણ સજ્જડ મોહ નહીં. સજ્જડ મોહ હોય તેને કશુંય વિચાર ના આવે ને !

**પ્રશ્નકર્તા :** ના આવે.

## મૂર્છા વગરનો મોહ

**દાદાશ્રી :** તને વિચાર આવ્યો'તો આવો ?

**પ્રશ્નકર્તા :** ના, નરી મૂર્છા, દાદા. અને પેલું દાદાજી આવું કહે ને ત્યારે ખ્યાલ આવે કે આપણે આવું કોઈ દિવસ વિચાર નહોતો કર્યો.

**દાદાશ્રી :** ખબર ના પડે આપણને માંહ્યરામાં બેસીએ ત્યાંથી, કે કચાશ છે તેથી માંહ્યરામાં બેઠા ને ? મોહના માર્યા બેસે ને ? મોહ હોય ત્યારે જ માંહ્યરામાં બેસે ને ? મનેય મોહ હતો ત્યારે માંહ્યરામાં બેઠો હતો ને ! પણ માંહ્યરામાં બેઠો ત્યારે જ પેલો ફેંટો ખસી ગયો ને એટલે વિચાર આવ્યો કે હારું પૈણવાનું તો ખરું, પણ રાંડવાનુંય ખરું ને, બેમાંથી એક જણને ! રંડાપો તો બેમાંથી એક જણને આવવાનો ને !

**પ્રશ્નકર્તા :** જેણે જન્મ લીધો એને જવાનું તો ખરું જ ને, વહેલું કે મોડું ?

**દાદાશ્રી :** ના, પણ આ તો પૈણતી વખતે બળ્યો આવો વિચાર આવ્યો ! એ વિચાર બહાર પડે ને, તો લોકો મારે.

**પ્રશ્નકર્તા :** એ તો પહેલાના વખતમાં આપને ખબર હોય તો પેલા વાજાવાળા હોય ને, એ લોકો ગાયન ગાય, વાજા વગાડે, પૈણવા બેસે ત્યારે કહે, 'ન જોયો સાર આ સંસારમાં...' એમ કરીને એ વૈરાગ્યના ગીતો વગાડતા.

**દાદાશ્રી :** હા, વૈરાગ્યના ગીતો વગાડે.

## તે દિવસને યાદ કરતા દેખાય બધું

અમે તો અત્યારેય એ વખતે જે પૈણવા બેઠા'તા ને, એ યાદ કરીને બોલીએ, ''ઓહોહો, તમે તો કંઈ પૈણવા બેઠા'તા ને ! મોડ (સાફો) ખસી ગયેલો. પછી રાંડવાના વિચાર આવ્યા'તા તમને.'' એવું હઉ હું કહું.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે પૈણવા બેઠા હોય એવી રીતે ?

**દાદાશ્રી :** દેખાય પેલું. કેવો મોડ ખસી ગયેલો'તો ! પૈણવામાં માંહ્યરું કેવું હતું એ દેખાય. વિચાર કરતાની સાથે દેખાય. અમે બોલીએ અને અમને હસવું આવે, આનંદ આવે. એ (અંબાલાલભાઈ) ખુશ થઈ જાય. અને તે મેં પુસ્તકમાં જાહેર કરેલું, તે લોકો હસે છે ! 'તમને પૈણતી વખતે ?' મેં કહ્યું, 'હા, પૈણતી વખતે વિચાર આવેલો.' બળ્યું, માંડીએ એટલે રાંડવું તો પડે ને ?

તું જાણતી નહોતી ? પૈણે એ રાંડે, માંડે એ રાંડે ?

**પ્રશ્નકર્તા :** પૈણતી વખતે નહોતી જાણતી.

**દાદાશ્રી :** નહોતી જાણતી ?

**પ્રશ્નકર્તા :** તે ઘડીએ પૈણતી વખતે તો એમ જ હોય કે જનમ જનમ કા સાથ હો.

**દાદાશ્રી :** હા. પણ વૈરાગી મન થયા પછી આવું ખબર પડે ને ! સરવૈયું કાઢે ને બળ્યું ! એક દહાડો સરવૈયું કાઢતા આવડે કે ના આવડે ?

**પ્રશ્નકર્તા :** આવડે, દાદા.

**દાદાશ્રી :** આ જગતનું સરવૈયું કાઢવું એક દહાડો. આવડે એ તો નફો ના જ કાઢે ને કોઈ દહાડોય. નરી ખોટ જ કાઢે ને ! સરવૈયું કાઢતા ના આવડતું હોય એ તો નફો જ જુએ આમાં. બેફામ નફો છે, કહેશે.

## જ્ઞાન પહેલા પણ પરિણામલક્ષી દૃષ્ટિ

**પ્રશ્નકર્તા :** આપને પરણતા જ આવો વિચાર કેમ આવ્યો ?

**દાદાશ્રી :** પૈણતી વખતે જ મને એવો વિચાર આવ્યો, કાં તો એમને રાંડવું પડશે, કાં તો મારે રાંડવું પડશે. પણ સરવૈયું તો આ જ આવશે. એવો વિચાર તો પૈણતી વખતે ના આવે, કોઈનેય ના આવે. જનમથી અમને આ ગુણ હોય. પરિણામ તરત પકડે. આનું શું પરિણામ છે એ ખબર જ પડી જાય. શું થાય ?

**પ્રશ્નકર્તા :** ખબર પડી જાય.

**દાદાશ્રી :** જગતને પરિણામ ના ખબર પડે, કાર્ય કરે જાય. એનું પરિણામ શું આવશે એવું બધામાં બધી વાતનો ખ્યાલ ના હોય, અમુક બાબતનો ખ્યાલ હોય. અને અમને દરેક બાબતમાં ખ્યાલ આવે. પરિણામ એટલે કાં તો એ રાંડશે ને કાં તો હું રાંડીશ. પણ રાંડવું તો પડે જ ને બેમાંથી એકને ? ગાડું ભાંગે પછી શું મઝા આવે ? પણ શું થાય તે ? પણ પૈણવું તો પડે ને ?

**પ્રશ્નકર્તા :** આપની સમજ જ્ઞાન પહેલાની આવી જ હતી ?

**દાદાશ્રી :** બધી બહુ સમજ હતી. એટલે ત્યારથી જ કશામાં રુચિ જ નહીં. એટલે આ મુશ્કેલીઓ આગળ આગળની દેખાયા કરે કે આમ મંડાણ તો થાય છે, મંડાપો ઊભો થશે, પછી તે બેમાંથી એક જણને રંડાપો આવવાનો કે નહીં ? તમને અનુભવ ખરો ? માજી કહે છે, 'મને અનુભવ છે.' રંડાપો આવ્યો, નહીં ? જો મંડાપો આવ્યો તો આવ્યો રંડાપો. માંડ્યું જ ના હોય તો રંડાપો ક્યાંથી આવે ? માંડે એ રાંડે. બેમાંથી એક જણને રાંડવું પડે કે ના પડે ? તમને કેમ લાગે છે ? તો આ જોખમદારી લેવાની જ છે ને ? તે મને ત્યાં આગળ વિચાર આવ્યો, બળ્યો ! આ ક્યાં ફસામણમાં પેઠા ? એટલે મને આ બધું નહોતું ગમતું.

## માંડીએ તો રાંડવું પડે ને

'અને પૈણ્યા ત્યારે રાંડ્યા શું કરવા ?' ત્યારે કહે, 'મરી જાય

ત્યારે રાંડે, શું કરે ?' ત્યારે કહે, 'પણ તે પૈણ્યો શું કરવા ?' માંડીએ તો રાંડવાનું થાય ને ? અને માંડીએ નહીં તો ?

**પ્રશ્નકર્તા :** કશું નહીં.

**દાદાશ્રી :** માંડ્યા પછી રાંડ્યાનું રડવાનું હોતું હશે ? માંડીએ એટલે આપણે સમજવાનું કે રંડાપો આવવાનો છે. બેમાંથી એક રાંડે કે ના રાંડે ? ત્યારે અમારે તો પેલો ઓળખાણવાળો ભઈ આવ્યો હતો મોહન, તે એની વહુને શું કહે ? 'તું ના રાંડીશ પણ હું રાંડીશ.' એવું કહે. તે વહુ બહુ ખુશ થઈ જાય. ''અમારા ધણી બહુ સારા છે. મને કહે છે, 'તું ના રાંડીશ, હું રાંડીશ.' કેટલું મન મોટું છે !'' તે મેં કહ્યું, 'હું સમજી ગયો તને. તું વાણિયો !' મોહનભાઈ તે બહુ પાકો વાણિયો ! વાક્ય કિંમતી છે ને ? વહુને ખુશ કરી નાખી. 'તું ના રાંડીશ, હું રાંડીશ', કહે છે.

## સાધુ થવું કે પૈણવું એ બન્ને મોહ

અમારે લગ્ન થયા, ત્યારે અમને થયેલું કે બેમાંથી એકને તો રાંડવાનું જ છે ને ! પણ રાંડવાનો બિઝનેસ (ધંધો) સહન થઈ શકશે તેથી શાદી કરેલી. આ લગ્નનો મોહ શાને ? દરેક અવતારમાં સ્ત્રી અને પુરુષ, દેવોમાંય સ્ત્રી અને પુરુષ, જાનવરમાંય સ્ત્રી અને પુરુષ, તોય તે મોહ છૂટતો નથી, એ જ માયા ને !

હવે લગ્ન વખતે આ વિચાર, એટલે એટલો બધો વૈરાગ, જબરજસ્ત વૈરાગ દુનિયા ઉપર ! પણ છતાંય પૈણ્યાને જો ! ભરેલો માલ, હીરાબાના ખાતાનો માલ ભર્યો. નહીં તો સાધુબાવા થાત, પણ એય માલ, એય મોહ છે એક જાતનો ! એય મોહ અને આય મોહ, બન્નેય મોહ છે. એટલે હું આ મોહને વધારે પસંદ કરું છું. આ ટેસ્ટ એક્ઝામિનેશન છે. જગતમાં રહીને કાર્ય પૂરા કરે તે ટેસ્ટેડ અને પેલું તો કસરતશાળા એટલે મનને મજબૂત કરવા જવાનું અને પાછું અહીં તો આવવાનું જ.

## શાશ્વત જોડે પરણે તો થાય મોક્ષ

**પ્રશ્નકર્તા :** બન્ને મોહ કીધા તો પછી કરવું શું ? લગ્ન કરવા કે નહીં ?

**દાદાશ્રી :** લગ્ન કરવા તો શાશ્વત જોડે કરવા, તે મોક્ષે જવાય. આ સંસાર એટલે તો દગો કહેવાય, છતાં પણ ફરજિયાત છે. જન્મથી મરણ સુધીની બધી જ ક્રિયા ફરજિયાત છે. પુરુષ થયા પછી, જ્ઞાન પામ્યા પછી મરજિયાત થાય. નહીં તો છેક સુધી પ્રકૃતિના નચાવ્યા જ નાચવાનું છે, ફરજિયાત.

એટલે સુખ નથી એવું કશું નથી, બધું કલ્પિત સુખ છે જ. ધણીમાંય કલ્પિત સુખ છે અને બીજી વસ્તુઓમાં કલ્પિત સુખ છે. સાચું સુખ આત્મામાં છે. સનાતન સુખ એ ક્યારેય જાય નહીં. અમારે ક્યારેય જતું નથી. તમે રાત્રે બે વાગે આવીને ઊઠાડો તોયે અમે આવા ને આવા દેખાઈએ. અને હમણે કહો કે 'આવ્યું, આવ્યું, આવ્યું', તો પૂછીએ કે 'શું આવ્યું ?' ત્યારે કહે, 'દોઢસો માઈલની સ્પીડે આવ્યો, વંટોળિયો.' તોય અમે આવા ને આવા દેખાઈએ.

## ભૂમિકા જ બદલવાની જરૂર

**પ્રશ્નકર્તા :** સાચું દાદા, આ બધું કલ્પિત જ છે પણ વ્યવહાર જે લઈને આવ્યા છીએ તે પતાવવો પડે છે, ત્યાં શું જાગૃતિ રાખવી ?

**દાદાશ્રી :** લગ્નના, વ્યવહારના પ્રસંગો પતાવવાના છે, તે તમેય પતાવો છો ને હુંયે પતાવું છું. વ્યવહારથી તો આ સંસાર ઊભો રહ્યો છે. વ્યવહારથી તો હુંયે પતાવું છું અને વ્યવહારથી તમેય પતાવો છો. તમે તન્મયાકાર થઈને પતાવો છો, હું એનાથી જુદો રહીને પતાવું છું.

**પ્રશ્નકર્તા :** બાકી ભૂમિકા જુદી છે આખી.

**દાદાશ્રી :** હા, એટલે ભૂમિકા ફેરવવાની જરૂર છે, બીજું કશું ફેરવવાની જરૂર નથી. ભગવાન મહાવીરેય છે તે થોડોક કાળ સુધી વ્યવહારમાં રહ્યા'તા. જન્મથી જ જ્ઞાની હતા એ.

**પ્રશ્નકર્તા :** એ તો પૂર્વભવનું જ્ઞાન એમને ચાલ્યું જ આવતું'તું.

**દાદાશ્રી :** જન્મથી જ જ્ઞાની હતા, છતાંય પણ વ્યવહારમાં ભઈ જોડે, મા-બાપ જોડે રહ્યા, સ્ત્રી જોડે રહ્યા, દીકરી પણ થઈ. બધા

વ્યવહારમાં રહ્યા છતાં તીર્થંકર ગોત્ર પૂરું કર્યું. એટલી શક્તિ તમારામાંય છે. તમારામાં શક્તિ આવરણ મુક્ત થઈ નથી, એ અવરાયેલી પડી છે.

## કશામાં નહીં તન્મયાકાર, તેનો છે મહાન ઉપકાર

એટલે સત્સંગમાં થોડો લાભ લેજો. આ લગ્નમાં બહુ તન્મયાકાર ના રહેશો. હવે અત્યારે આપણે આ માંડવાનો તો કશો વાંધો નથી, બધે હરીએ-ફરીએ, લગ્નમાં બધે આવીએ-જઈએ. એ એમ નથી કહેતા કે તમે તન્મયાકાર રહો. તમારો મોહ તન્મયાકાર કરે છે. તમને આ જેટલો પણ મોહ છે એ તન્મયાકાર કરે છે. તમે તન્મયાકાર ના રહો તેથી કરીને પેલા તમને વઢે નહીં, કે તમે તન્મયાકાર કેમ નથી રહેતા ? હું કોઈના લગ્નમાં જઉં, મોટે ભાગે જતો નથી, પણ જઉં તો મને કોઈ વઢે નહીં. એ તો જાણે કે તમે તો ઊલટું મારું કલ્યાણ કરી નાખ્યું, એવું કહે. અને તમે તન્મયાકાર રહો તોય તમારાથી કંઈક ભૂલ થઈ જાય તો બૂમાબૂમ કરે તમારી જોડે. એટલે વધુ ઉપકારી કોણ છે ? જે તન્મયાકાર નથી રહેતા ને, તે સંસારનેય વધુ ઉપકારી છે, પોતાને ઉપકારી છે ને પરને ઉપકારી છે. બધી રીતે ઉપકારી છે. એટલે તન્મયાકાર ના રહેવાય એવો કંઈક રસ્તો શોધવાનો રહ્યો. પોતાની ભૂમિકામાં જ રહેવાય, પારકી ભૂમિકામાં ના જવાય. ચંદુભાઈ એટલે પારકી ભૂમિકા.



# [૧.૩]
# બુદ્ધિના આશયમાં હીરાબા

## ગયા ભવની ભાવનાનું પરિણામ

**પ્રશ્નકર્તા :** દાદા, તમને પરણતી વખતે આવો વિચાર આવેલો એટલે ખરેખર કેટલો બધો વૈરાગ હતો, તો પણ આ પરણવાનું કેમનું ઉદયમાં આવ્યું ?

**દાદાશ્રી :** એ બધી અમારી પહેલા ભાવના હતી ને !

**પ્રશ્નકર્તા :** ભાવના કરેલી ગયા અવતારમાં ?

**દાદાશ્રી :** હા, આ હીરાબા એ અમારી ભાવના પ્રમાણે જ મળેલા. વહુ આવી હોવી જોઈએ, મારા સામી ના થાય. મને મુશ્કેલીમાં મેલે નહીં. કોઈ દહાડો મેં તો એમના તરફથી અક્ષરેય સાંભળ્યો નથી.

## બુદ્ધિના આશયમાં આવું ટેન્ડર ભરેલું અમે

અમે તો અમારી મેળે નક્કી કરેલું કે 'પૈણવું છે કે કુંવારા રહેવું છે ? તો ભઈ, પૈણ્યા વગર ના ચાલે. હું કરીશ ખરો આત્માનું, પણ મને પૈણ્યા વગર નહીં ચાલે. પાછો સંસારમાં રહીને કરીશ.' કોઈ પૂછનાર નથી, આપણો ને આપણો નિશ્ચય જ છે. ત્યારે કહે, 'કેવી જોઈશે ?' આપણે પૂછીએ કે 'મારા હાથમાં છે, કેવી જોઈશે તે ?' ત્યારે કહે, ''બધું તમારા હાથમાં છે, આ તમારી દુનિયા 'તમે' ક્રિએટ કરી

(બનાવી) છે. તમને જે ભેગું થાય છે, એના તમે 'પોતે' જ ક્રિએટર (બનાવનાર) છો.'' એટલે 'મારા હાથમાં છે સ્ત્રીનું ? મારા હાથમાં શાથી ? મારી સત્તામાં છે ?' ત્યારે કહે, 'પુણ્ય તમારું જ વપરાવાનું છે. તે તમારું આટલું પુણ્ય છે. તમારે જેમાં જેમાં વાપરવાનું હોય એ નક્કી કરી નાખો.'

'બોલો, સ્ત્રી જોઈશે ?' ત્યારે કહે, 'એ તો જોઈશે.' 'તો કેવી જોઈશે ? ગમે એવી ચાલશે ?' 'ના, ગમે એવી નહીં ચાલે, રૂપાળી જોઈશે.' જો એમાં વધારે ટકા ગયા. રૂપાળી કહ્યું ને, શરત કરીને એટલે એમાં પુણ્યના વધારે ટકા ગયા.

પછી 'હાઈ લેવલના (ઊંચા સ્તરના) કુટુંબની જોઈએ ?' તો કહે, 'ના ભઈ, હાઈ લેવલના કુટુંબની તો પછી બહુ હોશિયાર થઈ ગયેલી હોય ને, તો મને હઉ દબડાવે. હું તો ભલો-ભોળો માણસ.' એ લોકો મને ભગવાન જેવા માનતા હોય ત્યાં પૈણવાનું એટલે ત્યાં પૈણ્યો. હું શું કહેતો હતો કે મારે ડેવલપ્ડ સ્ત્રી નહીં જોઈએ. ડેવલપ હું કરી દઈશ. મને અનુકૂળ આવે એવી સ્ત્રી જોઈએ. મારે ડેવલપ્ડ એટલે હાઈ કુટુંબની નહીં જોઈએ અને પણ બન્યુંય એવું પછી.

## જેવું ટેન્ડર ભરેલું, તે પ્રમાણે જ હીરાબા

હીરાબા આવ્યા, ગમ્યા, ડિઝાઈન (યોજના) પ્રમાણે મને મળ્યા. 'ગ્રેજ્યુએટ (સ્નાતક) થયેલી જોઈએ ?' મેં કહ્યું, 'ના, બા. ઓછામાં ઓછું ગુજરાતી આવડવું જોઈએ, બીજું કશું નહીં. હું જ મેટ્રિક ફેલ (નાપાસ) થવાનો છું ને !'

એટલે મેં ગયા અવતારે નક્કી કરેલું કે સ્ત્રી ઘરમાં કેવી હોવી જોઈએ ? ત્યારે કહે, 'નિર્દોષ હોવી જોઈએ. જરા ભણતર ઓછું હશે તો ચાલશે ?' ત્યારે કહે, 'બહુ સારી રીતે. થોડુંક ગુજરાતી આવડે ને, બહુ થઈ ગયું.' અને 'ડિઝાઈન-બિઝાઈન બધી કેવી જોઈએ ? છ ગામની ચાલશે કે નાના ગામમાં પણ ચાલશે ?' તો ''અમારે 'ઍની વ્હેર (ગમે ત્યાં)' ચાલશે. પણ બહુ આબરૂદારની છોકરી નહીં જોઈએ

કે જે આવતા જ મા-બાપને જરા સળીઓ કરતી શીખી જાય.'' એટલે મારા ધાર્યા પ્રમાણે એક્ઝેક્ટ (આબેહૂબ) એવા આવ્યા, તે કોઈ દહાડો ભાંજગડ નહીં. કારણ કે નાના ગામની, ખાનદાન ઘરની હોય એટલે ડખો હોય જ નહીં ને કોઈ જાતનો !



**પ્રશ્નકર્તા :** બરાબર, ગયા અવતારમાં નક્કી કર્યું હશે, પછી પાછું આ અવતારમાં પણ વિચાર્યું હશે ને કે કેવા જોઈએ છે ?

**દાદાશ્રી :** મારી તેર વર્ષની ઉંમરે જોયેલું કે જ્યાં જ્યાં પાંચ-છ ધોરણ ભણેલી બૈરી હોય ત્યાં ક્લેશ હતો. ત્યારથી મેં નક્કી કરેલું કે ભણેલું વિપરીત બુદ્ધિવાળું બૈરું ન જોઈએ.

**પ્રશ્નકર્તા :** પછી બીજું શું નક્કી કર્યું હતું ?

**દાદાશ્રી :** અમને નાનપણમાં પૈણ્યા નહોતા ત્યારે ભાવ થયેલા કે આ જમાનાની બગડેલી છોકરીઓ જોડે ક્યાં પૈણવું ? પછી મનમાં ભાવ કર્યો કે એવીને પૈણવું કે 'જે ગામડાની સીધી-સાદી, ભોળી હોય. આ છ ગામની છકેલી છોડીઓ તો આપણનેય વેચી ખાય એવી, એમની જોડે ક્યાં પોસાય ? આપણનેય ગીરવે મૂકી આવે.' પછી મારું એ સ્વપ્નું સાચું પડ્યું, તે હીરાબા સીધા-સાદા મળ્યા.

જેવા માગેલા કે આવા હોય તો સારું. સરળ-સીધા, આ છ ગામના નહીં, નાના ગામના નિર્દોષ હોય એવું. જાણે કબીર સાહેબના ઘેરથી આવ્યા હોય ને એવું જ !

## શરૂઆતમાં દેખાઈ ઊણપ, પછી થયું સમાધાન

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબા આવા સાવ સીધા-સાદા મળ્યા તે તરત એક્સેપ્ટ (સ્વીકાર) થઈ ગયા કે પછી એમનામાં ઊણપ દેખાઈ ?

**દાદાશ્રી :** શરૂઆતમાં મારો અહંકાર જબરો હતો, તે પેલા પચ્ચીસ ફ્રેન્ડના ટોળામાં ફરીએ ત્યારે મનમાં એમ થાય કે, બધાની સ્ત્રીઓ સિનેમામાં જોડે આવે છે, બીજી વાતચીત કરે, ફ્રેન્ડ જેવી રહે છે અને મારે આવી ક્યાંથી આવી ? એટલે મને ચેન નહોતું પડતું. પછી તો ભાઈબંધો મને શું કહે, ''તમારા જેવો સુખિયો કોઈ નથી. જોને, તમારા પત્ની કશું સામું બોલતા નથી. કોઈ દહાડો સામું બોલ્યા નથી. તમે કહો, 'ચા' તો તરત બનાવીને આપી જાય.'' તે આ મહીં હિસાબ તો ખરો કરી રાખેલો ! ભાઈબંધોને ક્યાં આગળ એની વાઈફ કડવી લાગે છે,

તે મને ખબર નહીં. હું તો એની પર મીઠાશ જોઉ ઉપરથી, ભઈબંધને મહીં કડવી લાગતી હશે ! તે તો એ જાણે, એમના અનુભવ એ જાણે. તેથી જ તો મને કહે કે 'તમે ખરા સુખિયા છો.'

તો બોલો, અમારે કશી ડખલ નથી. જેમ દોરવણી આપીએ એમને તેમ ચાલે. મતભેદ નહીં, ભાંજગડ નહીં. તે બે મન ભેગા થયા, હીરાબા મળ્યા તે અમારા કહ્યા પ્રમાણે જ બધું, કોઈ દહાડો બીજું આઘુંપાછું નહીં. હું કહું કે 'સિનેમા જોવા જવું હોય તો તમે જજો, આ બધા જાય છે એની જોડે.' ત્યારે કહે, 'ના, તમને ના ગમે એ મને ના ગમે.' એવું જ રાખેલું ને, તે બહુ સારું. અમારે તો મેળ બહુ સારો પડ્યો. જેવું ટેન્ડર ભરેલું હતું તેવું જ મળ્યું. ટેન્ડર જ એવું ભરેલું, કે આવું હોવું જોઈએ.

**પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...**

આ વાતોનો તાળો પૂજ્ય દાદાશ્રી પાસેથી મળતો. દાદાશ્રી કહેતા 'અમે તો એવું નક્કી કરેલું કે અમારા ધર્મમાં, અમારા કામમાં ક્યારેય ડખોડખલ ના કરે, સીધા-સાદા હોય, ભદ્રિક હોય, તેવા મળે તેની સાથે પરણવું. અમારા લગ્ન માટે ઘણી જગ્યાએ વાતચીતો ચાલતી, તેમાં હીરાબાની વાત આવી ને અમે એમને 'હા' પાડી. અમને તે જ યોગ્ય લાગેલા. વળી દેખાવમાંય હીરાબા બહુ રૂપાળા હતા.'



# [૨]

# દીકરો ને દીકરી, મહેમાન આવ્યા ને ગયા

## મહેમાનના આવન-જાવન બન્ને વખતે ખવડાવ્યા પેંડા

**પ્રશ્નકર્તા :** તમને કેટલા સંતાનો થયા ?

**દાદાશ્રી :** સંતાનો બે થયેલા; એક છોકરો ને એક છોકરી હતા.

**પ્રશ્નકર્તા :** અચ્છા.

**દાદાશ્રી :** અને બેઉ મરી ગયેલા.

**પ્રશ્નકર્તા :** એ મરી ગયા ત્યારે આપની અવસ્થા, પરિણતિ કેવી હતી ?

**દાદાશ્રી :** છોકરાનો જન્મ ૧૯૨૮માં થયેલો ત્યારે હું વીસ વર્ષનો હતો. તે છોકરો જન્મ્યો ત્યારે પેંડા ખવડાવ્યા અને પછી હું બાવીસ વર્ષનો થયો ત્યારે એ મરી ગયો, ૧૯૩૧માં એ ઑફ થઈ ગયો. ત્યારે મેં ફરી પેંડા ખવડાવ્યા બધાને. 'આવ્યો હતો તે ગયો', કહ્યું. પહેલા જે મહેમાન આવ્યો'તો એ ગયો. તે એમને 'મહેમાન' કહેતો. મહેમાન આવ્યા'તા તે ગયા. પછી દીકરી આવી તેય ગઈ. તે મહેમાન તરીકે કહેતો'તો. શાદી કરી એટલે મહેમાન તો આવ્યા વગર રહે જ નહીં ને ! અને પછી છે તે પાછું દૂધીનું બી નાખ્યું, પાણી નાખ્યું, ખાતર નાખ્યું, એટલે પછી શું થાય ? ઊગી નીકળે દૂધી. અને દૂધી નીકળી

એટલે પાંદડે-પાંદડે પાછા દૂધિયાં બેસવા માંડ્યા. એ તો દૂધિયાં હઉ બેસે પાછા. દૂધીને વેલો હોય, પાને પાને દૂધિયાં બેસે ને ?

**પ્રશ્નકર્તા :** હાસ્તો !

**દાદાશ્રી :** એને શું વાર લાગે તે ? તે પહેલું દૂધિયું બેઠું, તે બે-ત્રણ વર્ષ રહીને એ ચાલ્યું ગયું. તે જન્મ થયો ને ત્યારે મેં પેંડા ખવડાવ્યા ભઈબંધોને, દોસ્તારને. કંઈ કરવું તો પડે ને ! આ તો વ્યવહાર દુનિયા છે. નહીં તો મૂઆ ટોકી ખાય. 'એ ચીકણા લાટ જેવા છે, કંઈ પેંડાય નથી ખવડાવતા' એવું કહે. તે પેંડા ખવડાવ્યા.

## સમજો તો ગેસ્ટ, ના સમજો તો છોકરાં

**પ્રશ્નકર્તા :** છોકરો મરી ગયો અને પેંડા ખવડાવ્યા એ તો બહુ ગજબ કહેવાય !

**દાદાશ્રી :** ત્યારે હું એ લોકોને એમ કહું કે બાબો મરી ગયો, એટલે મારે મોઢું કેવું રાખવું પડે ? બનાવટી. તે એમનુંય મોઢું કેવું થઈ જાય બિચારાનું ! હેં...?

**પ્રશ્નકર્તા :** એવું જ થઈ જાય પછી.

**દાદાશ્રી :** મને ના ફાવે. તે મેં કહ્યું, 'ચાલો, આજ પેંડા ખવડાવું.' તે આઠ-દસ જણની ટોળી હતી, તે પેંડા ખવડાવ્યા, ચા-પાણી-નાસ્તો કરાવડાવ્યો. 'બીજો બાબો છે કે બેબી ?' મેં કહ્યું, 'પછી કહું. નાસ્તો કરી લો.' ત્યારે કહે, 'બાબો હોય તો વધારે ખઈએ.' ત્યારે મેં કહ્યું, 'તમે ખાવ વધારે, પછી તમને કહું.' પેંડા ખવડાવતા સુધી મેં ફોડ ના પાડ્યો. જો મરી ગયો એમ કહું, તો ખાય નહીં માણસ. એટલે ખવડાવ્યા પછી મેં કહ્યું, 'પેલા ભાઈ આવ્યા હતા ગેસ્ટ (મહેમાન), તે ગયા.' શું ?

**પ્રશ્નકર્તા :** ગેસ્ટ ગયા !

**દાદાશ્રી :** એટલે બૂમાબૂમ કરવા માંડ્યા પેલા બધા. 'આવું કરો છો, આવું કરો છો ?' મેં કહ્યું, 'અલ્યા, હું બાપ થઈને કરું છું ને તમારે

શું વાંધો છે હવે ?' તોય વઢવા માંડ્યા. મને કહે છે, 'પેંડા ખવડાવાતા હશે ? આવું કરાતું હશે ?' મેં કહ્યું, 'ભાઈ, તમે જો સમજો તો એ ગેસ્ટ છે અને ના સમજો તો તમારો છોકરો છે.'

તે બધાના મોઢા આમ ઉતરી ગયા. મેં કહ્યું, 'મારું નથી ઊતરતું, તે તારું કેમ ઉતરે છે ? એ તો મહેમાન હતો, ગેસ્ટ હતો.' એ તો ગેસ્ટ હતો, તે ગેસ્ટ ના જાય ? ગેસ્ટને ઝાલી રખાય ? મને કહે, 'આવું ના બોલાય, ના બોલાય આવું, અમે આ પેંડા ખાધા છે !' મેં કહ્યું, 'હું હઉ ખાવા લાગું છું ને !' મેંય પેંડા ખાવા લાગ્યા. પછી કકળાટ કરવાનો હોય ? એ તો ફરી આવશે, આના આ જ દૂધિયાં બેસતા વાર કેટલી લાગશે ? વેલો છે, નર્યા દૂધિયાં બેસ્યા જ કરે. પાછી છોડી છે તે પછી બેઠેલી (જન્મેલી). તે પાછું મરતું જાય ને બેસતું (જનમતું) જાય, બેસતું જાય ને મરતું જાય.

## શા માટે ખવડાવ્યા પેંડા ?

પણ બધાના મનમાં ખરાબ લાગ્યું કે 'આવું કર્યું ?' મેં કહ્યું, ''તમે ખાત નહીં પેંડા. અને આનંદ પામવો જોઈએ. મહેમાન આવે તોય આનંદ, જાય તોય આનંદ... ગેસ્ટ છે આ બધા. એટલે જો મેં તમને 'મરી ગયો' એમ કહ્યું હોત તો તમારા મનમાં દુઃખ થયા કરત, કે 'અરેરે, બહુ ખોટું થયું !' ભલે ઉપલકનું ! ઉપલકનુંય દુઃખ ના થવું જોઈએ. તમારા મોઢા ઉપર ઉદાસીનતા ના આવી હોય અને હાર્ટિલી (હૃદયથી) ના આવી હોય તોય તમારે બનાવટીયે પણ કરવું પડે. એના કરતા આ કશું ભાંજગડ જ નહીં. ખાઈ-પીને મોજ કરો. હું રડતો હોઉ તો તમારે રડવાનું. હું હસું એટલે તમારે હસવાનું જ.'' રડવાથી ઊલટું એને દુઃખ થાય, આમાં આ રડનારાને દુઃખ થાય. એ રડવાનું તો બંધ જ રાખવું જોઈએ, રડાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પેંડા વહેંચવા એ કેવી રીતે યોગ્ય કહેવાય ?

**દાદાશ્રી :** યોગ્ય કહેવાય નહીં, એ તો હુંય જાણું. પછી મનેય સમજાયું કે વ્યવહારમાં આવું ના કરાય. પણ હું થોડું મોડું સમજ્યો'તો.

તે વખતે મને એમ હતું કે 'હું કશુંક છું.' પણ બહુ મોડું સમજાયેલું, કે આવા પેંડા ખવડાવાતા હશે ? પણ પેંડા ખવડાવતા પહેલા કહીએ તો મૂઆ ખાય નહીં ! પણ જો પેંડા વહેંચું નહીં અને પછી એમને કહું કે 'પેલો બાબો આજ ઑફ થઈ ગયો', તો એમના મોઢા ઉપર કેટલું દુઃખ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ભલે સાચું કે ખોટું, પણ મોઢું કેવું રાખે એ લોકો ? કેવું રાખે ? એવું મોઢું નહીં થવા દેવા માટે આ કરેલું. એટલે એમને એમ થાય કે 'આમને નથી થતું તો આપણે શું કરવા કરીએ ?' એ એની મેળે જ પોતે બોલ્યા કે 'તમને આવું ?' મેં કહ્યું, 'હા, હા, આ આવું જ છે, આ તો મહેમાન જ છે.' તે છતાંય એમને દુઃખ ન થાય એટલા માટે. એમના દુઃખની મને પડેલી. વગર કામનું આમ દુઃખ કરીને શું ફાયદો ? એમને શાથી દુઃખ થાય છે કે 'ઓહોહો, આમને કેટલું દુઃખ થતું હશે !' એટલે મેં મારું જાહેર કર્યું, 'ભાઈ, મને દુઃખ નથી થતું. આ તો મહેમાન આવ્યો હતો તે ગયો.' અને ખરેખર મને થયેલુંય નહીં તે. અનંત અવતાર હું છોકરાનો બાપ થયો છું ! મેં જોયા છે સુખ બધા ! પાછલા મને યાદ હઉ છે બધા. યાદ હોય તો પછી કોણ આમાં આ અવતાર ઉમેરે ?

## મૂર્છિત અવસ્થા એટલે ભૂલતા વાર જ નહીં

એના કરતા મેલ. આ તો ગેસ્ટ છે ! આવ્યા તો ભલે અને જાવ છો તોય ભલે બા. પછી બેબીબેન આવ્યા. મેં કહ્યું, 'આવ્યા તો ભલે ને જાવ તોય ભલે.' વગર કામની ઉપાધિ કરવાની ! જાય તેની પાછળ આપણે જવું ? આ તો બધું ગેસ્ટ સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** બેબીબેન ગયા ત્યારે પેંડા ખવડાવ્યા હતા ?

**દાદાશ્રી :** બેબીના વખતેય આવું ને આવું જ થયેલું. બધા ભૂલી ગયા ને પેંડા ખાધા. બેબી મરી ગઈ ત્યારેય બધાએ પેંડા ખાધા. આપણા લોકો તો ભૂલી જાય પાછા. આ લોકોને ભૂલતા શું વાર લાગે ? વાર

લાગે ખરી ? મૂર્છિત અવસ્થા ખરી ને ! મૂર્છિત અવસ્થા એટલે શું કે ભૂલતા વાર જ નહીં ને !

## આવે ને જાય એનું નામ ગેસ્ટ

અમારો છોકરો મરી ગયો, છોડી મરી ગઈ ત્યારે હું ખુશ થતો'તો. ખુશ થતો હતો એટલે એમ નહીં કે સારું, પણ હોય તોય હા, બરોબર છે અને ના હોય તોય કંઈ વાંધો નથી. કારણ કે એ ગેસ્ટ છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે મહેમાન જાય છે ને, ત્યારે દુઃખ થાય છે.

**દાદાશ્રી :** આ તો પેલો ભ્રાંતિનો અમલ છે ને, એટલે આ બધું... આપણે જાણતા નથી કે ગેસ્ટ છે આ. બાકી આ તો બધા ગેસ્ટ છે, આવે છે ને જાય છે. આવે-જાય એનું નામ ગેસ્ટ કહેવાય. તમારે ત્યાં ગેસ્ટ આવે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** અમારે આ બે...

**દાદાશ્રી :** હા... ગેસ્ટ, ત્યારે પછી ! ગેસ્ટને રાખીએ તોય ના રહે. ચાર દહાડા રહેવાના હોય ને પાંચમે દહાડે રાખીએ તોય ના રહે, નાસી જાય પાછો છાનામાનો. જો માનભેર આવ્યા'તા તો માનભેર કાઢો આપણે. એટલે આ માન આપ્યું, તે બધા મને વઢવા જ માંડ્યા. અરે, ના વઢાય. માનભેર જવા દેવા જોઈએ. પછી બેબીબેન આવ્યા'તા ને એમને માનભેર બોલાવ્યા, માનભેર કાઢ્યા. તે આવ્યા ને ગયા બધા. પછી તો કોઈ છે નહીં, હું ને હીરાબા બે જ છીએ.

## દેહ જ નહીં પોતાનો, તો છોકરાં ક્યાંથી પોતાના ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ વખતે આપને અંદર શું સમજણ ઊભી થઈ હતી એ કહો ને !

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, આ મારે કંઈ લેવાદેવા છે આની જોડે ? હિસાબ હતો એ ચૂકતે કરી એ હેંડ્યો એને ઘેર, હું મારે ઘેર જતો રહીશ. બા એમની ઘેર જતા રહ્યા, મૂળજીભાઈ એમને ઘેર જતા

રહ્યા, ભાઈ એમને ઘેર જતા રહ્યા, સબ સબકે ઘર. તમેય 'દાદા-દાદા' કરતા જતા રહેશો અને હુંય જતો રહીશ. આ દાદા વ્યવહાર પૂરતા, નાટકમાં. પછી કંઈ દાદા ખરા ? પછી તો આત્મા. આત્માની સગાઈ સાચી ! કારણ કે કાયમ રહે એ મૂળ ધણી !

આ વ્યવહારની સગાઈ તો જ્યાં સુધી છે ત્યાં સુધી. કોઈ કોઈનો છોકરો થતો જ નથી. મને એવું કોઈ દા'ડો સમજાયું નથી, કોઈ કોઈનો છોકરો હોય એવું. એવું છે ને, આ હિસાબ છે. ઋણાનુબંધના આધારે બધું થાય છે. કોઈ કોઈનો છોકરો થયો નથી ને કોઈ કોઈનો બાપ થયોય નથી. આ તો ખાલી ઋણાનુબંધનો સંબંધ છે. શું છે ? ઋણનો અનુબંધ છે. માગતા લેણાનો. રૂપિયાનું માગતું લેણું નહીં, મેં દુઃખ તમને દીધેલું, એ દુઃખ દેવા તમે આવો મને. તે આ બાંધેલા વેર છોડે છે લોકો. એટલે છોકરો-છોડી મરી ગયા ત્યારે મને તો થયું કે 'આપણું કોઈ થયું ?' આ દેહ આપણો નહીં થતો, તો વળી દેહનો છોકરો તે વળી શી રીતે આપણો થતો હશે ? થાય ખરો ? છોકરો દેહનો કે આત્માનો ?

**પ્રશ્નકર્તા :** દેહનો.

**દાદાશ્રી :** તો પછી આ દેહ આપણો થતો નથી, તો છોકરો શી રીતે આપણો થાય ? આ બધી રિલેટિવ (વિનાશી) સગાઈ છે, રિયલ (કાયમની) સગાઈ નથી. ઑલ ધીસ રિલેટિવ્સ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ (આ બધા વિનાશી સંબંધો છે). આ બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે, ત્યાં આપણે શું કરવાનું ? આ તો બધું દેહને પોતાનો માને છે એટલે પોતાનો છોકરો માને છે, પણ દેહને પોતાનો નથી એવું જ્યારે જાણે, ત્યારે કોનો છોકરો માને ? પણ આ મોહને લઈને પોતાનો છોકરો લાગે છે.

## હાર્ટને ટચ ન થાય એવું સુપરફ્લુઅસ રહેવું

એટલે ગેસ્ટ છે બધા આ. કોઈ કોઈનો બાપ હોય નહીં ને કોઈ કોઈનો છોકરોય ના હોય. આ બધું વ્યવહારથી છે. વ્યવહાર એટલે સુપરફ્લુઅસ (ઉપલક). વ્યક્તિ જીવતી હોય ત્યાં સુધી, વ્યવહાર ઠેઠ સુધી. ડૉક્ટરે કહ્યું કે આ વ્યક્તિ જીવવાની નથી. છતાં આ જીવતી હોય

અને આપણે 'વ્યવસ્થિત' પર ના છોડી દેવાય. મરવાનું 'વ્યવસ્થિત' પર ના છોડી દેવાય. આપણે નક્કી કરવાનું કે એ છો ડૉક્ટર કહે. 'ડૉક્ટર, એ જીવવાની જ છે.' તમારે ઠેઠ સુધી દવા પાવી, છેક છેલ્લે સુધી... અને જ્યારે મરી જાય ત્યારે 'વ્યવસ્થિત' કહેવું. પણ સુપરફ્લુઅસ, અંદર અડે નહીં, હાર્ટમાં અડે નહીં. હાર્ટમાં અડે એ માણસ નહીં. હાર્ટને ટચ ના થાય (હૃદયને અડે નહીં) એનું નામ સુપરફ્લુઅસ. મન-બુદ્ધિ બધાને ટચ થાય, પણ હાર્ટને ન ટચ થાય.

**પ્રશ્નકર્તા :** બરોબર છે દાદા, વ્યવહારને ડિસ્ટર્બ (ખલેલ) ના કરાય.

**દાદાશ્રી :** હા, અમારા ભઈ બોલતા'તા એવું નહોતો બોલતો હું. અમારા ભઈ તે વળી એવું બોલતા'તા, 'છોકરાં ધાડે દેવા છે ?' તે પછી એમને છોકરું ના થયું. એમને છોકરું હતું ને એક, એ મરી ગયું. પછી થયું જ નહીં. બીજી પૈણ્યા તોય ના થયું. 'ધાડે દેવાના', એવું કહે, તે ના જ થાય ને ? એવું તિરસ્કાર ના કરાય. આપણે ત્યાં જે આવે તે પધારે ત્યારે કહીએ, 'આવો ભાઈ, બહુ સારું થયું બા.' એ કંઈ આપણા બાબા છે ? આ તો મનમાં માની બેસે ને ફૂલાયા કરે, 'બાબાનો બાપો ને હું ! હું વળી એનો બાપ કહેવાઉં.' તે બાપ ક્યાંથી થયો ? એ બાપ શી રીતે થયો, મૂઆ ? તો એ કોઈનો છોકરો ના હોય. બાપ થનારો માણસ છોકરો હોતો હશે કોઈનો ?

**પ્રશ્નકર્તા :** છોકરો કેમ ના હોય, દાદા ?

**દાદાશ્રી :** તે આ છોકરો હતો ત્યારે તું બાપ થયો. મેર મૂઆ, આ આબરૂને શું કરવાની તે ? કાયમનો બાપ થવો જોઈએ. આપણા બાપા પાછા કહે, 'આ અમારો છોકરો આવ્યો.' તે આપણે પેલાને કહીએ, 'અમારો છોકરો.' અરે, મેલ પૂળો એ આબરૂ કરતા ! એ કંઈ શોખ કરી નાખવા જેવી ચીજ છે, બાપા થવું એ ? વાત તો સમજવી પડે ને ?

## માંગતાનો હિસાબ હોય તો આવે

મને તો પપ્પો થવાનું નથી ગમતું, બળ્યું ! હતો જ ને, પપ્પો.

છોકરો ગયો ત્યારે મેં કહ્યું, 'સચ્ચિદાનંદ.' રહ્યો હોત તો વાંધો નહોતો. બેબીયે પૈણાવત નિરાંતે. ના, એ વાંધો નહોતો.

**પ્રશ્નકર્તા :** તમને કેમ પપ્પો થવું નહોતું ગમતું ?

**દાદાશ્રી :** ના, નહોતું ગમતું એવું નહીં. એટલે ડિસ્લાઈક (ના ગમતું) જેવું નહીં, તેમ લાઈક (ગમતું) જેવું પણ નહીં. જે હો તે, આપણી દુકાનમાં જે આવ્યા એ ઘરાક. જતા રહ્યા તોય ઘરાક.

**પ્રશ્નકર્તા :** પણ જતા રહે ત્યારે હાશ લાગે ને ? જતા રહ્યા ત્યારે આપણે છૂટ્યા એવું લાગે ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** બંધાયેલા જ નહોતા, તો છૂટ્યા ક્યાંથી ? મને તો એવું લાગ્યું કે આ ગેસ્ટ આવ્યા'તા ને ગેસ્ટ ચાલ્યા ગયા. ગેસ્ટ આવે ને જાય.

છોકરાં નહોતા તે લોકો ફરી પૈણાવવા તૈયાર થયા. છોકરાને શું કરવાનું છે તે ? ના આપ્યા હોય તો ભગવાનની પાસે પ્રાર્થના કરવા જેવી નથી અને આપ્યા હોય તો લઈ લે એવી પ્રાર્થના કરવા જેવી નહીં. શું બન્યું ? આ કુદરતી રીતે બન્યું છે. છોકરાં તો મહીં માગતું હોય તો રહે ને ? વગર માગતે ઊભા રહે ? માગતું હોય તો આવે કે ના માગતું આવે ? હિસાબ હોય તો આવે ને, હિસાબ વગર શી રીતે આવે ?

## પોતે મહા પુણ્યશાળી હોય તો બોલાવે તોય ના આવે

ગેસ્ટ છે આ તો બધા. માંગતો, ઋણાનુબંધનો હિસાબ હોય ને તો આવે. હિસાબ વગર કોઈ આવે જ નહીં. અને મોટામાં મોટા પુણ્યશાળી એ કે જેને ઘેર પ્રજા બોલાવે તોય ના થાય. કારણ હિસાબ હોય, ચોપડામાં હોય તો આવે ને ! હિસાબ ચોખ્ખા કરતા કરતા આવ્યા હોય.

એટલે તો હું આ મારે ત્યાં બાબો-બેબી જનમ લેતા'તા ને, તે જાય ત્યારે પેંડા ખવડાવતો'તો. એનું શું કારણ ? એ મેં કહ્યું, જો હિસાબ ચોખ્ખા ને ચોખ્ખા. નહીં તો એ હોય તો આપણે મહેમાન છે. એ હોય તો મોટો કરવાનો બધુંય. બેબીય રહી હોય તો પૈણાવત-બૈણાવત, બધુંય કરત. પણ મહેમાન તરીકે એમ, છોકરી તરીકે નહીં. એ તો બધા મહેમાન, હોય તો આપણે કંઈ એને કાઢી મેલવા નથી. ના હોય તો અમારે બોલાવવા જવા નથી. ચોપડામાં હશે તે એનાથી કંઈ બીજું ફેરફાર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ લેણું જ ચૂકવવાનું કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, એ ઋણાનુબંધ ચૂકવવાનું, ઋણ. તે બાબાનું-બેબીનું જેટલું જેટલું હતું એ ઋણ ચૂકવાઈ ગયું, એટલે ચાલ્યા ગયા. બીજું ઋણ હોય નહીં. આ બેબી પૈણવાની છે તો એનો પૈણવાનો ખર્ચો એ પહેલેથી એના બાપાના ખાતામાં ભરેલો જ હોય. એના ફાધરે તો વહીવટ જ કરવાનો ખાલી. પોતપોતાનું લઈને જ આવે દરેક. એક ફેમિલીમાં રહે બધાય પણ પોતપોતાનું લઈને આવે એવો આ હિસાબ અને પેલો એકલો કહે, 'મેં તને આમ પૈણાવી ને મેં ખર્ચો કર્યો.' અલ્યા મૂઆ, તું શું કરવાનો હતો તે ? ખાલી ઈગોઈઝમ (અહંકાર) છે બધો આ !

## ઘણા કાળથી ડેવલપ થયેલાને આ સરવૈયું સમજાય

મને છોકરાં અને પૈસાનો તો ક્યારેય ખ્યાલ નહીં આવેલો. હોય તો ભલે હોય, ન હોય તોય ભલે, છોકરાં આવે ને જાય તોય. હતા ને ગયા તોય મારે મન બધું જ સરખું હતું. એટલે અમને તો એમ લાગે કે આપણા ગેસ્ટ છે. ખરી રીતે તો આ જીવમાત્ર કુદરતના ગેસ્ટ છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** કુદરતના ગેસ્ટ. તે દહાડે તમને જ્ઞાન નહોતું તો પણ આવું બધું રહેતું'તું કે આ દીકરા તો મહેમાન જ છે ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન નહોતું તોય બિલકુલ મમતા જ નહોતી, પહેલેથી. નાનપણથી જ કોઈ જાતની મમતા નહોતી. અહંકાર ગાંડો

હતો પણ મમતા નહોતી. મમતા તો કોઈ આપે તોય ના લઉ. એટલે શું કરવાની એને ? નરી ઉપાધિ-ઉપાધિ ! જંજાળ બધી, જૂઠી જંજાળ અને કૈડે. પાછા ફાધર સ્મશાનમાં બળતા હોય ને છોકરો ઘેર મજેથી બિસ્કિટ ખાતો હોય. ના ખાય બિસ્કિટ ?

**પ્રશ્નકર્તા :** ખાય ને, દાદા.

**દાદાશ્રી :** ત્યારે પછી એવા સંસારમાં સમજવું તો પડે ને ? આમ કોઈ કોઈની લેવાદેવા નથી. આ તો ઋણાનુબંધ છે. તે હિસાબ સામસામી ચૂકતે કરવાના બાકી છે, બીજું કશું લેવાય નથી ને દેવાય નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, દીકરો થઈને આવે છે તે કેવા હિસાબથી આવે છે ?

**દાદાશ્રી :** એ આપવા કે લેવા ! દુઃખ દેવા આવ્યો હોય કે સુખ આપવા આવ્યો હોય; બેમાંથી એક કરવા આવ્યો હોય. દુઃખ દેનારો હોય તે સુખ આપે જ નહીં અને સુખ આપનારો હોય એ દુઃખ આપે નહીં, એવા જુદી જુદી જાતના છોકરાંઓ હોય. એટલે બધી લેણદેણ છે. પછી કહે છે ને, 'મારી લેણદેણ જ નથી છોકરા જોડે.' 'મારા સાસુ તો ગયા અવતારના વેરવી જ છે' કહે છે. લેણદેણ નથી એટલે વેરવી જ કહે.

સાચો અભિપ્રાય જાણતા નથી એટલે આવું લઈ બેઠા છે. એટલે કોઈ છૂટવા તૈયાર જ ના થાય ને ! આ આમાંથી છૂટતા હશે ? એ તો કેટલાય અવતારનું, જેમ કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે ને કે 'ઘણા અવતારથી આપણે, તમે ને હું બે છીએ.' તે ઘણા અવતારથી ડેવલપ (વિકસીત) થતો થતો થતો થતો આવે ત્યારે એને આનું સરવૈયું સમજાય કે આ ખોટું છે, નહીં તો ગળ્યું લાગતું હોય એને કડવું કોણ કહે ?

**પ્રશ્નકર્તા :** ના કહે.

**દાદાશ્રી :** મેં નાની ઉંમરમાં છોકરાંને વળાયા તે ઘડીએ પેંડા ખવડાવ્યા, ત્યારે કોણ ગેસ્ટ માને ? અને છોકરાં તો રૂપાળા હતા, એવું નહોતું કે કદરૂપા હતા, ફર્સ્ટ કલાસ, લોકો ખુશ થઈ જતા'તા. ત્યાર પછી

તે શાના ઉપર આ બધું કરેલું ? ત્યારે કહે, એમાં આપણે સમજી ગયા કે આ તો મહેમાન છે બધા. આપણે આ શી ઉપાધિ ? હિસાબ હશે તો આવશે ને ના હિસાબ હોય તો આવે જ કોણ તે ! તમારે શાથી બે જ આવ્યા, નહીં તો કંઈ દસ ના આવે ? પણ હિસાબ હોય એટલું જ. બાબો એ બાબાનો હિસાબ, બેબી એ બેબીનો હિસાબ. એનો હિસાબ લે એટલે પતી ગયો કેસ અહીં. બાબો તમારો હિસાબનો છે, ચોક્કસ.

આપણે ત્યાં કંઈ હિસાબ બાકી છે તેથી આવ્યા, નહીં તો લોક ઊંચકીને એમને રમાડે ? ના, હિસાબ બાકી છે ત્યારે જ ને ! કાં તો આપણે એની જોડે રાગ હોય તો છોકરો થઈને આવે, કાં તો દ્વેષ હોય તો વેર વાળવા આવે. રાગ હોય તો કંઈ આપણું જ હશે, શાંતિ આપવા આવે. અને ચોપડામાં કશુંય લેવાદેવા ના હોય, તો એ આવે જ નહીં આપણે ત્યાં. મારે ત્યાં આવીને જતા રહ્યા. અને પછી આ ચોખ્ખાચટ, કોઈ નામ જ ના દે આપણું. ખાતામાં બાકી જ નહીં ને કોઈની પાસે. તે બાકી હતું એ લઈ ગયા. આ બધા ખાતા છે ઋણાનુબંધના ! અમે બેબી વખતે પેંડા ખવડાવ્યા'તા, એના પછી કોઈ માગતું ઋણ નહીં, પછી શેનું કોઈ ઊભું રહે ? કોઈ નહીં. આ થોડુંઘણું માગતા હતા તે આ બધા છે ને, ભેગા થયા છે ને !

## પહેલેથી જ હતું વાસ્તવિકતાનું જ્ઞાન

મને તો વીસ વર્ષની ઉંમરે એવું લાગતું હતું કે 'આ મહેમાન આવ્યા છે તે જાય છે, એનું શું દુઃખ કરવાનું હવે ?'

**પ્રશ્નકર્તા :** હં, મહેમાન આવ્યા છે ને જાય છે.

**દાદાશ્રી :** ના જતા હોય તો આપણે રાખીએ સારી રીતે ને જવું હોય તો છૂટ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો ઘણી સમતા કહેવાય ને ? એ વીસ વર્ષની ઉંમરે આ જાતના વિચાર, એ તો ઘણી સમતા કહેવાય. એ તો ઘણું ઘણું ભરેલું છે આપનું આગલું બધું.

**દાદાશ્રી :** મમતાય ન હતી બળી, વીસ વર્ષે મમતાય નહીં. અહંકાર ભારે ફક્ત એટલું. ગાંડપણ બધું અહંકારનું.

**પ્રશ્નકર્તા :** તો એ આગલો કેટલાય ભવનો પુરુષાર્થ છે બધો આ ?

**દાદાશ્રી :** કેટલાય ભવમાં સિલક કરતા કરતા આવ્યા હોય ત્યારે આ સિલક થયેલી છે. અને સિલક, પણ માલ એવો સરસ નીકળ્યો કે લોકોને ઝટ કામ લાગી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે મમતા જ નહીં થયેલી.

**દાદાશ્રી :** જ્ઞાન જ એવું થયું અજાયબ તે ! બધી હકીકત, વાસ્તવિકતા શું છે એવું જ્ઞાન પહેલેથી જ ખરું, વાસ્તવિકતાનું.

**પ્રશ્નકર્તા :** પહેલેથી એવું જ ?

**દાદાશ્રી :** પહેલેથી, ગયા અવતારોનું લઈને આવેલા ને ! મમતા જ ખલાસ થઈ ગયેલી ને ! એટલે કંઈ આ ઓછું ચોંટે છે આમ ?

## જ્ઞાન પ્રગટ રહી, રાખે મમતા રહિત

**પ્રશ્નકર્તા :** તો દાદા, તમે એને રમાડો-કરો કશું નહીં, બાબાને ?

**દાદાશ્રી :** રમાડું ને, હાથમાં ઝાલું-બાલું બધુંય. રમાડું બધુંય કરું પણ બીજું નહીં. આમચા એ આમચા નહીં, બધુંય તુમચા (અમારું એય બધું અમારું નહીં, બધું તમારું). હીરાબાને કહ્યું, 'તુમચા. આ તાટ (વાસણો) બધા તમારા, એમાં જમજો નિરાંતે.'

**પ્રશ્નકર્તા :** બાને તો હજુ યાદ આવે, બા તો હજુ યાદ કરે.

**દાદાશ્રી :** તે મીનિંગલેસ વસ્તુઓ, કીસકા હૈ ને કીસકા નહીં. આ કોણ આવ્યા ને ક્યાં ગયા ને ક્યારે ફરી આવશે ? ફરી ભેગાય થયા હશે, અત્યારે ભેગાય થયા હશે. અત્યારે ભેગાય હશે અને અત્યારે ઊંચકતાય હશે એમને ! પેલો ઊંચકીને ફરે છે ને એમને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જુઓ ને, એય અજાયબી છે ને દુનિયાની ! એટલે આમ બીજા રૂપે આવે છે. એ તો આવ્યા જ કરવાના, ભટકવાના.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** મારે તો આવા કેટલાય થયા હશે ને હુંય કેટલાનો થયો હોઈશ ! આ ક્યાં ભાંજગડ કરું ?

**પ્રશ્નકર્તા :** એ તો થયા જ કરવાનું ને, દાદા ! એ તો ચાલુ જ રહેવાનું ને !

**દાદાશ્રી :** કંઈ લેવાય નહીં ને દેવાય નહીં, વગર કામના. ટાઢ વાય તો મારે આ ઓઢવું પડે. એ કાંઈ ઓઢીને સૂઈ ગયો હોય તો ચાલે મારે ?

**પ્રશ્નકર્તા :** ના ચાલે.

**દાદાશ્રી :** ત્યારે પછી એને શું સગાઈ તે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ તમને એટ એ ટાઈમ (તત્ક્ષણ) આ બધા વિચારો આવે ને ? જાગૃતિમાં એવું દેખાય કે ટાઢ વાય તો મારે ઓઢવું પડે છે, ત્યારે એ શું કામનો ? તે પછી મમતા ક્યાં ઊભી રહે ? એના પર મોહ જ ના આવે.

**દાદાશ્રી :** ના, એટલે મમતા ઊભી ના રહે. આ જ્ઞાન અમને પ્રગટ રહ્યા કરે, પ્રગટ ! પછી આને શું કરે ? આ વિષયો ખદબદ ખદબદ ખદબદ દેખાયા કરે. ગમે નહીં આ બધું.

## જ્ઞાની જેવા લક્ષણો પહેલેથી જ

**પ્રશ્નકર્તા :** એ વખતે તમારું વર્તન જ્ઞાની જેવું જ હતું ને ?

**દાદાશ્રી :** વર્તન જ્ઞાની જેવું જ બધું. ફક્ત ભાષા એવી કે નજીકના માણસોને હું બોલું એટલે આધાશીશી ચઢે.

**પ્રશ્નકર્તા :** આધાશીશી ચઢે ?

**દાદાશ્રી :** હા. એટલે જ્ઞાની જેવું વર્તન તો ખરું બધું, મોહ નહીં કોઈ જાતનો.

## મોહવાળાને પણ શીખવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** આપના જેટલી વીતરાગતા કોનામાં હોય, કે જેને મોહ ના હોય એને.

**દાદાશ્રી :** હા, પણ એ તો મારું કહેવાનું કે જેને ના હોય તેને, એટલે પેલા મોહવાળાનેય શીખવું જોઈએ ને થોડુંઘણું ? આખી વીતરાગતા ના રખાય, તો થોડીકેય રાખવી જોઈશે ને ? નહીં તો રડી-કરીનેય કાઢવું પડશે ને ? દહાડા તો કાઢવા પડશે ને ? છોકરો મરી ગયો એટલે હવે. રડીને જો તું બંધ ના થવાનો હોય તો રડ્યા કર. રડીને જો બંધ થવાનો હોય તો રડું છું શું કરવા ? આપણે તો એક કાયદો, રડવું એટલે રડવું. પછી હસવાનું નહીં, એન્ડ (અંત) સુધી. એક જ કાયદો ! રડીને પછી હસવું એ તો ફૂલિશનેસ (મૂર્ખાઈ) કહેવાય. ત્યારે રડતો'તો શું કરવા, જો હસવાનો હતો તો ?

**પ્રશ્નકર્તા :** રડ્યો પણ પછી હસવું તો પડે જ.

**દાદાશ્રી :** નહીં, એવું હસવાનું શું કામનું ? હસવું એટલે નિરંતર હસો. એ રડતો'તો ત્યારે મેં જાણ્યું કે હવે કાયમ રડ્યા કરશે, મારા મનમાં દુઃખ થવા માંડ્યું. આ તો પાછો હસવા માંડ્યો થોડીવાર પછી. કો'ક ગલીપચી કરે તો હસે. આમને એવું કશું નહીં. કોઈ ગલીપચી કરે ને, 'હા... હા... હા... હા...' કરી નાખે. અને હું તો જો કદી ઉદાસીન થઈ ગયો ને, તો મને લાખ ગલીપચી કરે તોય એ ગલીપચીવાળા થાકે. જ્ઞાન નહોતું ને, હું ઉદાસીન થઈ ગયો હોઉં, તો લાખ ગલીપચી કરો તોય હસું નહીં.

## સંસારનો રાગ નાનપણથી જ દેખાયા કરતો

આ સંસારનો રાગ અમને નાનપણથી દેખાયા કરે. છોકરો-છોડી થયા પણ મારે અંદરનો રાગ નહીં, બહારથી હોય.

**પ્રશ્નકર્તા :** બહારનું નાટક...

**દાદાશ્રી :** તે હીરાબા રૂપાળા એટલે રૂપાળા તો હોય જ ને ! પછી કુરકુરિયાં કંઈ જેવા તેવા હોય ? તે એને ઊંચકવાનું મન થાય. મારા મોટાભાઈએ કોઈનું છોકરું જ ઊંચકેલું નહીં, તેય એને ઊંચકી ઊંચકીને ફર્યા કરતા'તા. એમનેય મોહ ઉત્પન્ન થયો. એટલે ક્યારેક હુંય ઉપાડું, તેડું ઘડીક, પણ અંદર નહીં કશું. એ ગયો ત્યારે કશુંય નહીં. મને તો મહેમાન આવ્યો'તો ને જતો રહ્યો એવું લાગે. મોહ નહીં, બિલકુલેય મોહ નહીં. મોહ તો હીરાબા ઉપરેય નહીં, ખાલી સંસારી રાગ, સંસારી ભાવ.

## ટૈડકાવો તો કોન્ટ્રાક્ટ ફેલ કરતા વાર નહીં

**પ્રશ્નકર્તા :** પણ બાબા માટે ને બેબી માટે થોડી લાગણી તો હોય ને તમને ?

**દાદાશ્રી :** હોય બધી લાગણી. પણ અમે જાણીએ કે આના જેવડો થાય, મૂછોવાળો થાય ને ત્યારે કલાક લેફ્ટ-રાઈટ લઈ જુઓ જોઈએ. જો તમારો છોકરો હોય ને મોટો થાય ત્યારે પછી ટૈડકાવજો એક કલાક, તમારો છે કે નહીં ખબર પડશે. રૂપિયો ખખડાવીએ ને, તો બોદો છે કે સાચો છે એ ખબર પડે. એક કલાક છોકરાને ખૂબ આવડા આવડા (ભારે શબ્દોથી) ટૈડકાવીએ તો ?

**પ્રશ્નકર્તા :** જતો રહે ઘરમાંથી.

**દાદાશ્રી :** એટલે આ તો મૂછો ઊગી નથી ત્યાં સુધી. એ બાબો આવડો છે ને, ત્યાં સુધી પપ્પો-પપ્પો. આપણે દરિયામાં લઈ જતા હોય છોકરું, તે મહીં પગ અડાડી જુએ નીચે, ના અડતા હોય ત્યાં સુધી ચોંટી રહે અને પગ ભોંયે અડ્યા, પગ સ્થિર થયા કે તમને છોડી દે મૂઓ. એ એના ઘાટમાં જ હોય.

એટલે બહુ અતિશય કરવા જેવું નહીં આ બધું, રીતસરનું સારું છે. નાટકીય ડ્રેસમાં કોઈ આંગળી ના કરે એવું જોઈએ. નાટકમાં આંગળી થાય તો પગાર ઓછો થઈ જાય, કપાઈ જાય. એટલે તે અભિનય બરાબર

કરવો પડે. હા, છોકરો મરી ગયો નાટકનો, એટલે જરા પાણી ના હોય તો આમ આમ એ કરીને લાવવું પડે. નહીં તો છોકરાના તો સ્વાદ ભવોભવ જોયેલા ને ! આ એક કલાક લેફ્ટ-રાઈટ લઈ જુઓ જોઈએ, અને કાઢો સ્વાદ પછી. જો માખણ કાઢે વલોવીને તે ! આ બધી મર્યાદા હોય તે સારું છે બધું. કોઈ એના બાપાની પાછળ જવા તૈયાર થયેલો નહીં. એને આંતરવો પડે નહીં આપણે, કે 'ના બા, તારા બાપ જોડે નહીં જવાનું, હેંડ પાછો.' ઝાલી ઝાલીને લઈ જવા પડે એવું નહીં. પણ જાય જ નહીં, મૂઓ. 'એ બાપા ગયા તો મારે શું ? હું પૈણીશ ઘેર જઈને...' કહેશે.

અરે ! ઘેર આવીને બિસ્કિટ, પાઉં, રોટી ને બધું ખાય નિરાંતે. અને વ્યવહારે એવો જ છે.

એટલે આ બધું છોકરાં-બોકરાંનું પહેલેથી જ નહીં. પણ કોના છોકરા, કિસકા લડકા ને કિસકી બાત ? કલાક તમે ટૈડકાવશો ને મોટા છોકરાને, તો મોટો છોકરો શું કહે ? 'તમારું મોઢું નહીં જોઉં' કહેશે. 'અલ્યા મૂઆ, હું બાપ ને તું છોકરો નહીં ?' ત્યારે કહે, 'શેના તમે બાપ ?' આ કોન્ટ્રાક્ટ (કરાર) ફેલ કરતા વાર નહીં લાગે. પેલા કોન્ટ્રાક્ટ ફેલ કરતા વાર લાગે, કોર્ટમાંય (અદાલતમાંય) દાવો માંડી શકાય. મૂઆ, આનો દાવોય ના લે. બાપ-દીકરાનો કોન્ટ્રાક્ટ ફેલ કરતા વાર નહીં લાગે. આ ન્હોય સાચી, ફેક્ટ વસ્તુ નથી, આ તો મોહને લઈને છે.

આ પારકું તે વળી પોતાનું થતું હશે કોઈ દહાડોય ? નકામી હાય હાય કરીએ. આ દેહ જ્યાં પારકો, તે દેહના પાછા એ સગા. દેહ પારકો અને પારકાની પાછી મૂડી, તે પોતાની થતી હશે ?

## હું કોઈનું જોઈને શીખ્યો નથી

**પ્રશ્નકર્તા :** પુત્ર જન્મે ત્યારે લોકો પેંડા વહેંચે, પણ પુત્ર મરે ત્યારે પેડા વહેંચનાર નહોતા.

**દાદાશ્રી :** હા, મરે ત્યારે પેંડા વહેંચનાર નહીં. એટલે હું કોઈનું જોઈને શીખ્યો નથી. અલ્યા મૂઆ, શેનું ? આ તો લોકોને કટેવ છે. આનું જોઈને શીખ્યો એ. આખી જિંદગીમાં મેં નકલ જ કરી નથી.

આની નકલ કરાતી હશે, આમની ? જે આખો દહાડો ભીખ માગ્યા કરે છે, 'હે ભગવાન, મને ફલાણું આપ, ફલાણું આપ, ફલાણું આપ', એની નકલ કરાતી હશે ?

## છોકરાં મરી ગયા તે બુદ્ધિનો આશય

**પ્રશ્નકર્તા :** આપને બુદ્ધિના આશય પ્રમાણે હીરાબા મળ્યા તો છોકરામાં આવું થયું, તેમાં તમારો બુદ્ધિનો શો આશય હશે ?

**દાદાશ્રી :** અમે બુદ્ધિના આશયમાં એવું લાવેલા કે આ છોકરાંની લપ શું ને ભાંજગડ શી ? તેથી આ છોકરાં મરી ગયા, તે બુદ્ધિનો આશય એવો હતો તેથી.

એટલે આ થિયરી તમને સમજણ પડી કે આ કોણ કાઢી આપે છે, કે આ આટલું આટલું મારે જોઈશે એવું ? તું કંઈ જાતે લખાવું છું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો એમાંથી શી રીતે કુદરત કાઢતી હશે ? ત્યારે કહે કે તારી બુદ્ધિમાં મહીં શું શું રહેલું છે, તે ખેંચી લે, એક્સ્ટ્રેક્ટ (તારવણી) કરી લે. શેમાં તારી બુદ્ધિ સુખ માની રહી છે, તેના પરથી બુદ્ધિનો આશય ! એણે સુખ શેમાં માન્યું છે ? આમાં માન્યું છે ? ત્યારે કહે, 'હા, એય માન્યું છે.' આમાંય માન્યું છે ? ત્યારે કહે, 'એય માન્યું છે.' એ પ્રમાણે તમે વહેંચણી કરી નાખી. અને આ બુદ્ધિના આશયમાં અમે આ સુખ જ નહીં માનેલું ! છોકરાંમાંય સુખ નહીં માનેલું.

**પ્રશ્નકર્તા :** તો તમે દીકરા-દીકરીનું થોડું પણ સુખ આશયમાં નહીં રાખ્યું હોય ?

**દાદાશ્રી :** ઈચ્છા જ નહીં, આ વળી જંજાળ શું તે ?

## હીરાબાને સમજાવ્યું, આમાં મજા નથી

**પ્રશ્નકર્તા :** છોકરો-છોડી બન્ને મરી ગયા ત્યારે હીરાબાને શું પ્રતિભાવ થયો ?

**દાદાશ્રી :** હીરાબાને છોકરો-છોડી મરી ગયા, ત્યારે મહીં મનમાં દુઃખ થયું હતું. ત્યારે મેં કહ્યું, 'આ જાય છે તે હિત થાય છે, અત્યારે. ના જાય તો આપણે વાંધો નથી અને જાય તોય વાંધો નથી, એવું રાખો. નહીં તો આમાં મજા નથી. મોટો થયા પછી મજા નથી આમાં. આ બૉમ્બ એવો ફૂટશે કે મનમાં એમ થશે કે આ ક્યાં...'

**પ્રશ્નકર્તા :** ... મોટો કર્યો !

**દાદાશ્રી :** હા, માટે આ એની મેળે ફૂટી ગયો તે બહુ સારું થયું, નિવેડો આવી ગયો ! એમ ને એમ ના કઢાય. આપણે એવી ઈચ્છા ના કરાય કે તું જતો રહે બા. આવ્યો એટલે કર્મના ફળ ભોગવવા જ પડે ને આપણે ? હિસાબ તો ચૂકવવો જ પડશે ને ? એની જોડે હિસાબ છે અને જેવા ભાવે છે તેવા ભાવે જ ચૂકવાય. ભાવમાંય ફેર ના થાય. માટે આ તો બધું વેરથી બંધાયેલું છે. તે વેરથી કેમ કરીને છૂટવું, એ આવડત આવવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પૂર્વના વેરથી જ ભેગા થાય.

**દાદાશ્રી :** આ તો પહેલેથી આપણે ત્યાં શાસ્ત્રકારોએ કહેલું છે કે કળિયુગમાં ઘરના માણસો પૂર્વના વેરથી આવશે, ભેગા થશે. એટલે મેં તો છોકરો પધાર્યો ને, તે નાનપણમાં જ પેંડા ખવડાવી દીધા. તે મૂઆ, મેલો ને પૂળો, વગર કામના ! શું કાઢવાનું છે ? ત્યારે હીરાબા કહે છે, 'તમને આનો કશો પ્રેમેય નથી આવતો, આવું બોલો છો તે !' મેં કહ્યું, 'આ મોટો થઈને એ દારૂ પીવત અને આ ઉપાધિ થાય, તે મારાથી સહન ના થાત. તે બધું પાંસરું થયું છે આ બધું.'

પછી મેં તેમને કહ્યું, 'આજના છોકરાંઓ દમ કાઢશે તમારો. એ દારૂ પીને આવશે તે તમને ગમશે ?' ત્યારે એ કહે, 'ના, એ તો ના ગમે.' ત્યારે મેં કહ્યું, 'આ આવ્યા હતા તે ગયા, તેથી મેં પેંડા ખવડાવ્યા.' તે પછી જ્યારે એમને અનુભવ થયો ત્યારે મને કહે છે, 'બધાના છોકરાં બહુ દુઃખ દે છે.' ત્યારે મેં કહ્યું, 'અમે તમને પહેલેથી કહેતા પણ તમે નહોતા માનતા !'

## જુઓ ને, છોકરાં નહીં તોય કેટલા સેવા કરનારા !

કોઈ ચાકરી કરનારું હશે એમને ? છોકરાં નથી ને !

**પ્રશ્નકર્તા :** પુણ્યૈ એવી છે ને, ચોવીસેય કલાક કોઈ હોય છે જ.

**દાદાશ્રી :** પછી એ પુણ્યૈ ઓછી કહેવાય ? જ્ઞાન થતા પહેલા હીરાબા રોજ કહે, 'છોકરાં મરી ગયા તે હવે છોકરાં નથી. શું કરીશું આપણે ? ઘૈડપણમાં કોણ સેવા કરશે ?' એવું તેવું બધું કહે ને ! એમને હઉ મૂંઝવે ને ! ના મૂંઝવે ? મેં કહ્યું, 'છોકરાં નહીં હોય તો ચાકરી કરનાર વધારે મળશે.' તે અત્યારે એમની ચાકરી કરનારા પાંચ-દસ માણસ છે તે કર્યા કરે છે. અને પેલા બે-ત્રણ છોકરાં હોય તે છોકરાં એકલા જ કરે, બીજું કોઈ કરે નહીં. અને તે છોકરાને રીસ ચઢી તો જતો રહે. રીસ ચઢે તો જતો રહે કે ના જતો રહે ? અગર તો એની વહુ શિખવાડે તો જતો રહે કે ના જતો રહે ? એની વહુ તો ગુરુ કહેવાય કે ના કહેવાય ?

જુઓ ને, એમને નથી છોકરું કે નથી છોકરાની વહુ, પણ સેવા કરનારા કેટલા છે ! આપણા પેલા મહાત્માની વાઈફ તો આખો દહાડો રહેવાના. એ એમને જમાડે. પછી આમ ખડે પગે બધા હાજર. ત્યારે બોલો, છોકરાંવાળાને ત્યાં ચાર-ચાર છોકરાં હોય પણ પાણી પારકો માણસ આવીને પાઈ જાય ત્યારે. છોકરાં કંઈ કામ લાગે તે વખતે ? એ ક્યાંયે પરદેશ કમાવવા ગયો હોય !

અને આ બધા મારા હાથે મોટા થયેલા છે, અમારા ભાગીદારના છોકરાંઓ એ બધાય મારા હાથે ઉછરેલા છે. કારણ મારે પેલી પ્રજા નહીં એટલે આ બધા છોકરાંની પેઠ રહેલા. એના બાપુજીએ એવું કહેલું કે 'આ જ તમારા ફાધર.' એટલો પ્રેમ મહીં ! બધું આખું કુટુંબ ફરેલું. અત્યારે હીરાબાની સેવા જ એ કર્યા કરે છે ને ! એમને છોકરાં નહીં પણ સેવા કરનારા બધા બહુ. કારણ કે મહાત્માઓ કેટલા બધા આપણે ત્યાં ! તે કોઈ ને કોઈ ત્યાં જાય ને એ બધા સેવા કરવા. ઊંચકે હઉ બધા એમને તો, કારણ કે પોતાના છોકરાં ના હોય તો બીજા કરનાર તો હોય ને ! પુણ્ય તો જોર કરે ને !

**પ્રશ્નકર્તા :** દાદા, મને તો એ અજાયબી લાગે છે કે એને દાદા પાસે બેસવાનું એટલું બધું નહીં, પણ બાની જ સેવામાં એ તન્મયાકાર રહે.

**દાદાશ્રી :** ના, એટલે આ બધી અજાયબીઓ ! આ દુનિયાની અજાયબીઓ આનું નામ ને ! કાંઈ લેવા નહીં, દેવા નહીં.

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં.

**દાદાશ્રી :** એટલે આ (બ્રહ્મચારી) છોકરાં બધા તૈયાર થયા અત્યારે તો. આ હીરાબાની સેવા તો આમ દસ-દસ છોકરાં ઊંચકે. અને તે મોટા-મોટા ગ્રેજ્યુએટ થયેલા. કરે કે ના કરે ? મેં તમને બધી ચીજ આપેલી હોય, બધું સુખ આપેલું હોય તો તમે કરો કે ના કરો ? હેં ? બધા જ પ્રકારનું સુખ આપ્યું ! જે માગો એ સુખ આપ્યું છે ! અને એ સુખ પાછું મોક્ષે લઈ જાય એવું હોય !

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

એક દિવસ આમ જ વાતો કરતા કરતા મેં બાને પૂછ્યું, 'બા, તમારા બાબાનું ને બેબીનું નામ શું હતું ? એ કેવા હતા ? કેવડા હતા ત્યારે ગયા ?'

બા ભાવવાહી વાણીમાં બોલ્યા, 'મારો દીકરો તો બે વરસનો થયેલો. એનું નામ હતું મધુસૂદન. બહુ રૂપાળો હતો. આખો દિવસ બસ રમ્યા જ કરતો ને હસ્યા જ કરતો.'

મેં પૂછ્યું, 'બા, દાદા પણ એને કોઈ વખત રમાડતા ખરા ?' બાએ સહજપણે કહ્યું, 'હોવે, ખોળામાં લઈને રમાડતા હતા ને !' 'અને બેબીનું નામ કહ્યું નહીં ને બા તમે ?' મેં પૂછ્યું ત્યારે બા બોલ્યા, 'બેબીય બહુ રૂપાળી હતી. એય છ મહિના સુધી જ રહી. બેબીનું નામ કપિલા હતું.'



# [૩]
# મતભેદ નહીં

## જોડે રહેવાનું પણ મતભેદ નહીં

અમારે તો ઘેર મારા વાઈફ છે, હીરાબા. તે આજ કેટલાય વર્ષોથી અમારામાં મતભેદ નથી કોઈ દહાડો, એ રૂપિયા નાખી દેતા હોય તોય હું એમ ના કહું કે આમ કેમ કર્યું ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલા પણ હીરાબા સાથે મતભેદ નહોતા કોઈ દિવસ ?

**દાદાશ્રી :** હા, પહેલા થતો. પણ છેલ્લા પિસ્તાળીસ વર્ષથી નથી. તે બધા આજુબાજુવાળાય જાણે કે આમને કશો કોઈ દહાડોય મતભેદ નથી. રોજ જોડે રહેવાનું તોય મતભેદ નહીં, એ લાઈફ કહેવાય. કશો મતભેદ જ નહીં એવા વ્યવહારની લાઈફ કેવી સુંદર કહેવાય !

આજે અમારા ઘરમાં વાઈફ હજુ છે, જીવે છે. એમની જોડે મતભેદ નથી. પાડોશી જોડેય મતભેદ નહીં. પાડોશીઓનેય લાગે કે ભગવાન જેવા છે. કંઈ મનુષ્યપણું હોવું જોઈએ કે ના હોવું જોઈએ ? તમારો શો મત છે ?

**પ્રશ્નકર્તા :** એ તો હોવું જ જોઈએ.

**દાદાશ્રી :** અમારો વ્યવહાર આદર્શ હોય. પાડોશમાંય પૂછવા

જાવ ને, ત્યારે કહે, 'ના, કોઈ દહાડો એ લઢ્યા જ નથી. કોઈ દહાડો બૂમ પાડી જ નથી. કોઈ દહાડો કોઈની જોડે ગુસ્સે થયા નથી. એ તો ભગવાન જેવા છે.' શું કહે ? અને વાઈફને પૂછો તોય કહે કે 'એ તો ભગવાન જ છે !' ત્યારે અમે વાઈફ વગરના ઓછા હોઈશું તે ? અમે સિત્યોતેર વર્ષના, તે પેલા ચુંમોતેર વર્ષના છે, પણ છે તો ખરા ને, નહીં ? પણ વ્યવહાર અમારો બધો પ્યૉર. બાકી દરરોજ વિધિ કરાવવાની. એય કહે કે મારેય મોક્ષે જવું છે !

## વાઈફ, કુટુંબીઓ બધાય નમસ્કાર કરે તે અજાયબી જ ને

અત્યારેય હીરાબા અહીં આગળ નમસ્કાર કરી, દર્શન કરે રોજ સવારમાં. રોજ રાત્રે દર્શન કરી, માથે પગ મેલાવડાવીને પછી છે તે વિધિ કરે છે. અમારો અત્યારેય વ્યવહાર આવો છે. અમારો વ્યવહાર બગાડેલો નહીં ને !

અમારો વ્યવહાર સુંદર હોય, આદર્શ હોય, ત્યાં ક્રોધ-માન-માયા-લોભ હોય નહીં. પાડોશી જોડે સંબંધ સારા હોય, ઘરમાં 'વાઈફ' જોડે સંબંધ સારા હોય.

હું આખો દહાડો આદર્શ વ્યવહારમાં જ રહું છું. જ્ઞાની પુરુષ તો વ્યવહાર સાથે હોય. એમનો વ્યવહાર આદર્શ વ્યવહાર હોય. આદર્શ વ્યવહાર એટલે કોઈ સંસારી માણસનો વ્યવહાર એવો આદર્શ હોય નહીં એવો આદર્શ હોય. કોઈ સંસારી માણસનો, અરે કોઈ સાધુનોય એવો આદર્શ ના હોય એવો એમનો આદર્શ વ્યવહાર હોય. આદર્શ વ્યવહાર એટલે બધા આજુબાજુના પાડોશીઓ, બધા એમ કહે કે 'કહેવું પડે એમનું તો !' પાડોશીઓ એમનાથી કંટાળેલા ના હોય, વ્યવહાર એવો આદર્શ હોય. વ્યવહાર તો આદર્શ કરવો પડશે ને, જ્યારે ત્યારે ?

જ્યાં સુધી વ્યવહાર ચોખ્ખો ના હોય ત્યાં સુધી મોક્ષ નથી. વ્યવહારના આધાર પર જ મોક્ષ છે ! આદર્શ વ્યવહાર હોવો જોઈએ, બીજા કોઈને દુઃખદાયી ના થાય એવો. અમારો સંપૂર્ણ આદર્શ વ્યવહાર

હોય. જેના વ્યવહારમાં કંઈ પણ કચાશ હશે, તે મોક્ષને માટે પૂરો લાયક થયો ના ગણાય.

વ્યવહાર જો કદી આદર્શ ના થાય તો મોક્ષમાં જાય જ કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** હા, જાય જ કેવી રીતે ? બહુ સરસ વાત છે !

**દાદાશ્રી :** અને વ્યવહાર આદર્શ ના હોય એટલે એના આજુબાજુવાળાને પૂછીએ આપણે કે ભાઈ, આમનો વ્યવહાર કેવો છે ? ત્યારે કહે, 'જવા દોને વાત ભાઈ.' જ્યારે અમારે ઘેર તો આ બધા બેઠા હોય ને હીરાબાય છે તે અહીં નમીને વિધિ કરવાના. એટલે અહીં તો કશું બીજું હોય જ નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** અને કુટુંબીઓ હંમેશાં વિરોધી હોય, પણ આ એક જ કેસ એવો બન્યો છે કે કુટુંબવાળા બધા જ આમાં નમસ્કારમાં પડેલા. નહીં તો કુટુંબીઓ વિરોધી હોય હંમેશાં. ગામવાળા વિરોધી હોય, અને આ તો ગામમાં વિરોધ નહીં કોઈ જાતનો. કારણ કે આ જ્ઞાન જ એવા પ્રકારનું છે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** ઘરના, સગાંવહાલાંય છે તે બધાય નમસ્કાર કરતા હોય એમને. શું કરતા હોય ?

**પ્રશ્નકર્તા :** નમસ્કાર.

**દાદાશ્રી :** વાઈફ તો નમસ્કાર ના કરે ને ?

**પ્રશ્નકર્તા :** ના કરે.

**દાદાશ્રી :** અમારે છે તે હીરાબા અહીં અડીને નમસ્કાર કરવાના. અજાયબી છે ને એય ! અજાયબી કહેવાય ને, નહીં ? આ અગિયારમું આશ્ચર્ય છે ! હું નહીં હોઉ ત્યારે છપાશે બધું. દસ આશ્ચર્ય મહાવીર ભગવાન સુધી થયા ને આ અગિયારમું આશ્ચર્ય છે !

## શીખ્યા 'માય ફેમિલી' કહેતા

**પ્રશ્નકર્તા :** વાઈફ પગે લાગીને વિધિ કરે એ તો અજાયબી જ કહેવાય. પણ હીરાબાને તમે કઈ રીતે જીત્યા એનું રહસ્ય તો કહો.

**દાદાશ્રી :** અમે કઈ રીતે જીત્યા છીએ એ અમે જ જાણીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ જ બધાને જાણવું છે.

**દાદાશ્રી :** અમારે છેલ્લા ચાલીસ વર્ષથી મતભેદ નહીં પડેલો. જેને મતભેદ થતો હોય વહુ જોડે, એ શું ધોળે ? વાઈફ જોડે મતભેદ પડે ? અલ્યા, બહાર મતભેદ પડે પણ ઘરમાંય મહીં મતભેદ પાડ્યો ? અરે, ઘરમાં હઉ પડે. નબળાઈ તો કાઢવી જ પડશે ને ? ક્યાં સુધી રખાય ? નબળાઈ નહીં કાઢવી પડે ?

વાઈફ જોડે તો સમાધાન કરી નાખવું, વાઈફ જોડે ફ્રેન્ડ તરીકે રહેવું. મિત્રો જોડે મતભેદ નહીં, તો આની જોડે હોતો હશે ? ધીસ ઈઝ માય ફેમિલી (આ મારું કુટુંબ છે). અને આ તો તમારા બધાને તો 'યોર ફેમિલી' હોય છે. કેવી ? માય ફેમિલીમાં આવું હોતું હશે બળ્યું ? બહાર શું કહે ? 'માય ફેમિલી.' આ કોણ છે ? ત્યારે કહે, 'માય ફેમિલી મેમ્બર.' હવે આપણે ત્યાં જઈએ તે જમી રહ્યા પછી કચકચ ચાલતી હોય !

તમારે કોઈ દહાડો ભાંજગડ થાય છે ઘરમાં વાઈફ જોડે ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર થાય.

**દાદાશ્રી :** તો પછી ફેમિલીમાંય એવું ? તમારી એક ફેમિલી ન હોય ? એ તો તમારી ફેમિલી કહેવાય. ફેમિલીમાં હઉ એવું થાય ?

**પ્રશ્નકર્તા :** હા, થાય.

**દાદાશ્રી :** પોતાના ફેમિલીમાં ? બીજી ફેમિલી જોડે તો થાય.

**પ્રશ્નકર્તા :** પોતાની ફેમિલી સાથે પણ થાય.

**દાદાશ્રી :** તો ફેમિલી જાણતો જ નથી, ફેમિલી શું છે એ ! પોતાનું ફેમિલી એટલે પોતાનું, એમાં કશું ડખો ના હોય. તમને શું લાગે છે, ફેમિલીમાં થાય એવું ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય.

**દાદાશ્રી :** અમારે ઘેર હીરાબા જોડે મતભેદ બંધ થઈ ગયા. કારણ કે 'માય ફેમિલી' કહેતા શીખ્યો. ધીસ ઈઝ માય ફેમિલી. 'માય ફેમિલીનો અર્થ શું થાય ?' ત્યારે કહે, 'ત્યાં તો ભાંજગડ હોય નહીં. વિચારભેદ હોય પણ ભાંજગડ ના હોય, ક્લેશ તો ના જ હોય.'

## મતભેદ ને ક્લેશ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ

**પ્રશ્નકર્તા :** એ દાદા, વધારે સમજાવો ને ?

**દાદાશ્રી :** મતભેદનો વાંધો નથી, પણ મતભેદમાંથી ક્લેશ ઊભા થાય તેનો વાંધો છે. ટકરાય એ ક્લેશ કહેવાય. મન ટકરાય અને પછી થોડો વખત છેટો રહે એનું નામ ક્લેશ. ટકરાય ને તરત ભેગો થાય તો વાંધો નહીં, પણ ટકરાય ને બે-ત્રણ કલાક છેટો રહે એટલે ક્લેશ કહેવાય. બાર કલાક છેટો રહે તો આખી રાત ક્લેશમાં જાય. ટકરાયેલો ના હોય ? ગમે તે રસ્તે ક્લેશને હાંકી મેલજો બહાર. મતભેદને પછી મિટાવી દેવો. મતભેદ થઈ ગયો હોય કો'ક વખતે, તો પછી આપણે એવો કંઈક રસ્તો કરીને પાછો મટાડી દેવો ઝટ.

જો ડખલ કરવી હોય ને, તો બહારવાળા જોડે જઈને કરી આવો, ફેમિલીમાં ના થાય. આ વન ફેમિલી કહેવાય. એટલે કાલથી બંધ કરી દો, તો પછી એય તમારી જોડે બંધ કરી દેશે.

**પ્રશ્નકર્તા :** બહુ વર્ષો થયા પરણે.

**દાદાશ્રી :** તે કંઈ આ એને રિપેર કરી કરીને (સુધારી સુધારીને) કેટલુંક રિપેર કરશો (સુધારશો) ? જૂનું મશીન થયું હોય તો રિપેર કરીને કેટલુંક રિપેર થાય ? નવું તો ના જ થઈ જાય ને ? ભલે ને ઘરડી ઉંમરના થયા છે, પણ આવું થોડુંક વિચારવાની જરૂર છે કે આમ

કેમ ચાલે છે ! આટલી બધી ભૂલ ! અને ભણીને આવેલા છો તમે, અભણ માણસો નથી. તમને સમજાય એવી વાત છે કે આપણે કેવું હોવું જોઈએ ? વધારે નહીં, બધો ધર્મ વધારે નથી કરવો આપણે, વન ફેમિલી એટલું જ વિચાર કરવાનો. શોખ હોય મારવા-કરવાનો, ટૈડકાવવું હોય તો બહારના લોકોને ટૈડકાવીને આવો. અહીં ટૈડકાવવાનું હોય, ઘરમાં ? વન ફેમિલીમાં ન શોભે આવું.

અને ઈન્ડિયામાં તો ફેમિલી ડૉક્ટર હઉ રાખે છે લોક. અલ્યા, ફેમિલી થયું નથી હજુ, ત્યાં તું ક્યાં ડૉક્ટર રાખે છે ? આ લોકો ફેમિલી ડૉક્ટર રાખે પણ અહીં વહુ ફેમિલી નહીં ? એક જ ફેમિલી હોય ને, એવું જીવન જીવવું જોઈએ. વન ફેમિલી તરીકે તો જીવો. ફેમિલી એટલે હું જ ! તેમાં વખતે બાળક કચાશ કરે, વાઈફ કચાશ કરે, પણ ભઈએ કચાશ ના કરવી જોઈએ. તમને કેમ લાગે છે ?

તમને હું જુદો લાગું છું પણ મને તમે જુદા નથી લાગતા, કારણ કે હું આત્મસ્વરૂપે જોઉં છું બધું અને મારા પોતાના રૂપે જ જોઉં છું. મને જુદું ના લાગે, તમે અવળું-સવળું બોલો તોય જુદું ના લાગે. કારણ કે હું વન ફેમિલી રીતે જોઉં છું. અને તમે તમારી ફેમિલીને જ ફેમિલી નથી ગણતા. હું આવડી મોટી ફેમિલીને, એક ફક્ત અમારા વાઈફ હીરાબાને છોડીને બેઠો એટલે આ આખી દુનિયા મારી ફેમિલી થઈ ગઈ. નહીં તો એમની એકલી ફેમિલી રાખીને બેસી રહ્યો હોત, તો શું થાત ? આ તો આખી દુનિયા મારી ફેમિલી થઈ ગઈ.

## પહેલા એટિકેટનું ભૂત પેસી ગયેલું

**પ્રશ્નકર્તા :** પત્નીથી તમે એકદમ છૂટા ક્યારે થયા ?

**દાદાશ્રી :** ના, ક્યારેય નથી થયા. હજુય ભેગા છીએ.

**પ્રશ્નકર્તા :** એમ ?

**દાદાશ્રી :** હજુ ભેગા છીએ. એ ત્યાં (મામાની પોળમાં) રહે છે ને હું અહીં (કોઠીમાં નવા મકાનમાં) રહું છું. જુદા રહીએ પણ વઢવાડ નથી

કોઈ જાતની. રોજ ભેગું થવાનું. મતભેદ જ નહીં ને, ભાંજગડ જ નહીં. ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી મતભેદ પડ્યો હોય એવું મને ખબર નથી.

**પ્રશ્નકર્તા :** અચ્છા !

**દાદાશ્રી :** હવે પહેલા મતભેદ હતો, પણ છેલ્લા ચાલીસ વર્ષથી...

**પ્રશ્નકર્તા :** પહેલા શું મતભેદ હતો ?

**દાદાશ્રી :** પહેલા મતભેદ હતો કે આ તમે આમ વાપરો છો ને તમે વધારે પડતું આમ કરો છો ને તમને આ ફાવતું નથી ને તમે એટિકેટમાં (રીતભાતમાં) રહેતા નથી. સિનેમામાં જેવું રહે એવું રહેવું જોઈએ તમારે.

**પ્રશ્નકર્તા :** તમે સિનેમા જોવા જતા ?

**દાદાશ્રી :** સિનેમા જોઈને એટિકેટવાળું થઈ ગયેલું એટલે એમની એટિકેટ ખોળું. હવે એ ભલા માણસ, એમણે ક્યાં જોયેલું આવું બધું ? આ ભાંજગડ હતી તે બધી નીકળી ગઈ, જ્યારે સમજણ આવી ત્યારે. અણસમજણમાં બધા તોફાન કર્યા.

એમાં બધા મિત્રો સિનેમા જોતા થયા અને મને સિનેમા જોતા શિખવાડ્યો. અને પછી તો એટિકેટ ખોળવા માંડ્યો. સિનેમામાં આ બધી સ્ત્રીઓ એટિકેટવાળી અને આ ઘરમાં એટિકેટ નથી. ગયા અવતારમાં આ સહી આવી કરેલી અને આ હું ફરી ગયો અહીંયા. એટલે એના થોડા મતભેદ થવા માંડ્યા, ભાંજગડ થવા માંડી. એમના તરફ ક્રુઅલ (કઠોર) નજર રહેવા માંડી. પછી પાછલો હિસાબ સાંભર્યો કે બીજું શું ખોટું છે ? આ તો શેના આધારે, તમને આ ઘરમાં કંઈથી ભૂત પેઠું આ ? પહેલા ભૂત હતું નહીં. આ તો વડોદરા આવ્યા પછી થયું. આ ભૂત પેસી ગયું. માટે ભૂત બહારનું પેઠું છે. આપણે ભૂત કાઢો આ. એટલે પાછું કાઢી નાખ્યું બધું.

## ધણી માનીને ફસાયા, પાર્ટનર સમજીને છૂટ્યા

પચ્ચીસમે વર્ષે ડખોડખલ વધારે હતી અને ધીમે ધીમે ડખોડખલ

ઓછી થતા તેત્રીસમે વર્ષે ખલાસ થઈ ગઈ. કારણ કે પહેલા સમજણ નહીં એટલે ડખો પેસી ગયો હતો.

**પ્રશ્નકર્તા :** દાદા, કેવો ડખો હતો તમારે ?

**દાદાશ્રી :** લોકોએ સમજણ કેવી પાડેલી કે ધણીએ તો બૈરીને ઠેકાણે જ રાખવી પડે. એટલે હું મારી જાતને ધણી માની બેઠો હતો. ધણી ! ખેતરનાય ધણી, જમીનના ધણી અને સ્ત્રીના પણ ધણી ! તે હું મારી જાતને ધણી માની બેઠો હતો, તેનો ફસાયો હતો. પછી ખબર પડી કે આ તો ધણી નહોય, આ તો આપણે પાર્ટનર (ભાગીદાર) છીએ. વી આર પાર્ટનર. એટલે પછી મેં એમને કહ્યું કે 'ઘરનું કામ તમારે સંભાળી લેવું, રસોડાનું અને બહારનું કામ મારે સંભાળી લેવાનું. તમારામાં મારે ડખલ નહીં કરવાની, મારામાં તમારે ડખલ નહીં કરવાની.'

## વાળી લેતા આવડે

**પ્રશ્નકર્તા :** જ્ઞાની માણસ પોતાની રિસાયેલી વહુને મનાવી શકે કે નહીં ? બીજાની વાત નહીં, પણ તમે તમારી પોતાની વાઈફને એ રિસાયેલા હોય તો મનાવી શકો ?

**દાદાશ્રી :** હા, એ તો રોજ દર્શન કરે પગે લાગીને, પગે અડીને.

**પ્રશ્નકર્તા :** આપના વાઈફ હીરાબા રિસાય તો તમે મનાવી શકો એમને ?

**દાદાશ્રી :** અમારે તો એમની જોડે મતભેદ જ નથી. ગમે તેવા રિસાયેલા હોય તોય મનાવી શકું. ગમે તે પરિસ્થિતિ હોય તોય બચાવી લઉં.

હું તો ત્રીસ-બત્રીસ વર્ષનો હતો ત્યારથી રિપેર કરી નાખેલું બધુંય. ભાંજગડ જ નહીં, મતભેદ જ નહીં ! પહેલા પડી ગયેલા અણસમજણના લોચા બધા, ધણીપણું બજાવવા ગયેલા.

**પ્રશ્નકર્તા :** દાદા, બધા ધણીપણું બજાવે ને તમે બજાવો એમાં ફેર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** ફેર ! શો ફેર ? ધણીપણું બજાવ્યું એટલે બધું ગાંડપણ. મેડનેસમાં કેટલા ભેદ હોય, અંધારામાં કેટલા ભેદ હોય ?

**પ્રશ્નકર્તા :** તોય જરા આમાં જુદી જાતનું હોય, દાદા. તમારું આમ કંઈક નવી જ જાતનું હોય, દાદા.

**દાદાશ્રી :** થોડો ફેર હોય ! બંધ કર્યા પછી નહીં. પછી મતભેદ નથી પડવા દીધો. અને પડ્યો હોય તો વાળી લેતા આવડે અમને.

**પ્રશ્નકર્તા :** એ બહુ સરસ આવડે દાદાને !

**દાદાશ્રી :** વાળી લેતા આવડે. એટલે કુદરતી રીતે પડી જાય. હં કે, કુદરતી રીતે. સામો કઈ રીતે લે એ શું કહેવાય ? હું એને સારા હારુ કહેતો હોઉં, તે એને અવળું પડી જાય, તે શું થાય ? એનો ઉપાય શો ?

## રિસાયેલી વહુને મનાવવાની 'માસ્ટર કી'

**પ્રશ્નકર્તા :** હા, દાદા, એનો ઉપાય શું ? આવું થાય એ વખતે અમારે શું કરવું ?

**દાદાશ્રી :** આ તો ત્યાં સુધી તમારે મનમાં કહેવું પડે કે એ મારા ધણી છે ને હું એની બૈરી છું. એવું પ્લસ-માઈનસ (વત્તું-ઓછું) કરીએ ત્યારે એ સ્ત્રી જોડે રાગે રહે. તમને ના ગમી આ વાત, નહીં ?

**પ્રશ્નકર્તા :** આ જ ગમે એવું નથી, દાદા.

**દાદાશ્રી :** આ દાદા શિખવાડે છે, એ શી રીતે પોસાય ? અમે મનથી હીરાબાને 'અમારા ધણી છે' એવું માનીએ. તે અમારે ડખો નહીં થયેલો કોઈવાર.

માટે આ ગાંડા થઈને છૂટી જવું. વહુ એમ કહે, 'તમે ચક્કરછાપ છો.' તો 'આ ખરેખર મારું મહીં ખસી ગયેલું જ છે, નહીં તો આવું તો બોલાતું હશે મારાથી ?' એટલે આપણે વાળી લેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** વાળી લેવું જોઈએ. વાળી લે તે જ મુખ્ય વાત છે ને ! વાળી લેતા આવડવું એય જે કળા છે એ આપની પાસે શીખવા મળે છે.

**દાદાશ્રી :** એ તો અમે શિખવાડીએ ને તમને, પણ 'હું ચક્કર છું' એવું બોલતા આવડવું જોઈએ ને ! હું તો હીરાબાનેય ખુશ કરી નાખતો આવું બોલીને. 'હં, તમે તો બહુ સારા માણસ છો, આવું શું બોલો છો ?' એવું કહે. આમ વાળી લેવું. આપણી દાનત ખોરી નથી. વાળી લેવામાં કદી સંસારી ચીજ આપણે એમની પાસેથી પડાવી લેવી હોય તો ખોટું. આપણે તો એમનું મન સ્વચ્છ કરવા માટે વાળીએ છીએ.

## માર્યા'તા રોફ, તેથી મળ્યું સર્ટિફિકેટ 'તીખા ભમરા જેવા'

પણ પહેલા મેં તો બહુ રોફ મારેલા.

**પ્રશ્નકર્તા :** દાદા, શું રોફ માર્યા હતા તમે ?

**દાદાશ્રી :** અરે ! બહુ રોફ, આમ કડક બહુ. બહુ સહન કરવું પડે એ બિચારાને, એ જ સહન કરે ! પછી મને સમજણ પડી ગઈ, આ તો ભૂલ થઈ રહી છે આ બધી. એટલે પછી બંધ કરી દીધું. નાનપણમાં તો સમજણ ના પડે ને કે આ ભૂલો છે, નરી ભૂલો જ છે ને બધી !

**પ્રશ્નકર્તા :** એટલે હીરાબા કહેતા હશે કે 'દાદા તો તીખા ભમરા જેવા.'

**દાદાશ્રી :** તીખા ભમરા જેવા. તે દહાડે કડકાઈ બહુ ! આ તો જ્ઞાનને લઈને બધું જતું રહ્યું. આજ છવ્વીસ વર્ષથી બધું જતું રહ્યું.

## ખોટી ખુમારીમાં ગાંડા કાઢ કાઢ કરેલા

**પ્રશ્નકર્તા :** આપે રોફ માર્યા'તા, બીજું શું કર્યું હતું ?

**દાદાશ્રી :** નાનપણમાં અણસમજણમાં લઢેલાય થોડીવાર. સમજણ આવ્યા પછી નહીં.

**પ્રશ્નકર્તા :** શેના માટે લઢેલા ? શી બાબતમાં ?

**દાદાશ્રી :** એમની જોડે અમથી અમથી બાબતમાં કકળાટ, અમથું અમથું ભાંજગડો થાય. જરા કઢી ખારી, જરા એ થઈ ગઈ હોય તેથી.

**પ્રશ્નકર્તા :** એકવાર તો દાદા, ધોલ-ધપાટ હઉ કરેલી ને ?

**દાદાશ્રી :** ના, ધોલ-ધપોટ તો ઠીક. ખોટી ખુમારીમાં ગાંડા કાઢ કાઢ કરેલા, જાણે બે ગામના ઠાકોર હોય ને એવી ખુમારી. મૂળ પાટીદાર સ્વભાવને, જોયેલું બધું તોફાન ! તે ખાવામાં જરા કંઈક માઠું થયેલું હોય ને, તે સાણસીઓ ફેંકેલી. મગજ વાંકું પહેલા, મૂળથી એવું.

**પ્રશ્નકર્તા :** કોણે કોને મારેલી ?

**દાદાશ્રી :** મેં.

**પ્રશ્નકર્તા :** તમે મારેલી, હં.

**દાદાશ્રી :** એ તો શું મારે ? તે એટલા બધા એવા નહીં.

**પ્રશ્નકર્તા :** ના, એવું બને છે આ જમાનામાં.

**દાદાશ્રી :** કારણ કે એવું છે ને, આપણે છ ગામના પાટીદાર, એટલે ચેકવાળા માણસ. પોતાની જાતને બહુ મોટું માને. અને પેલી જાણે કે આપણે ચેક આપ્યા ત્યારે તો આવ્યા છે ! એટલે એ ડિમ થઈ ગયેલી હોય (દબાઈ ગયેલી હોય). એટલે એમનાથી આ આવું તો બને નહીં, જ્યારે આ બહુ રોફ મારે મૂઆ.

## સમજાઈ ભૂલ, સાણસી ફેંકતા આબરૂ થઈ લિલામ

અમે હઉ અમુક ઉંમર સુધી સાણસી લઈને આમ ફટ દઈને ફેંકતા'તા. આબરૂદાર લોક ને ! ખાનદાન ! છ ગામના પટેલ ! પછી ખબર પડી કે આ મારી ખાનદાની નીકળી ગઈ ! આબરૂનું લિલામ થઈ ગયું ! સાણસી મારી ત્યાંથી આબરૂનું લિલામ ના થયું કહેવાય ? સ્ત્રીને સાણસી મારે આપણા લોક ? અણસમજણનો કોથળો ! તે કશું બીજું ના જડ્યું તો સાણસી મારી ! આ તે કંઈ શોભે આપણને ?

અમારે પહેલા મતભેદ બહુ પડતો'તો. કારણ અણસમજણ

હતી ને ! તેમાં પાટીદારિયા લોહી અને અણસમજણ બે ભેગું થાય, પછી શું થાય ? સાણસીઓ છૂટી મારે. સમજણ જ નહીં ને બળી ! પછી અનુભવ થયો કે આ ભૂલ કરી રહ્યા છીએ. કઈ પ્રકારની ભૂલ કરી રહ્યા છીએ ? આ ભૂલ આપણને ન શોભે. શાસ્ત્રો વાંચ્યા, બધું વાંચ્યું, પછી ખબર પડી કે આ તો ભૂલ થઈ રહી છે ! આવી ભૂલ કેમ ચાલે ? ઘરના માણસને દુઃખ કેમ દેવાય ? આ તો લોકોનું કહેલું સાંભળીને બધું કરેલું. 'બૂધે* નાર પાંસરી' એવું કહે આપણા લોક ! હવે તે ઘોર અજ્ઞાનતા. પછી એમની જોડે રાગે પડી ગયું. પછી ચાલીસ વર્ષથી મતભેદ નહીં પડેલો. કારણ કે મેં હિસાબ કાઢ્યો કે એ ઘર ચલાવે છે. તે એમને આટલા રૂપિયા આપી દેવા. એટલે ઘર ચલાવે એટલું બધું. પછી આપણે હિસાબ-બિસાબ પૂછવો નહીં અને આપણા મહીં એ હિસાબ ના પૂછે. પોતપોતાના ડિવિઝનમાં (વિભાગમાં) જુદું જુદું રાખેલું સારું. એટલે મતભેદ ના પડે બને ત્યાં સુધી. તને સમજ પડીને ?

## ધણીપણું ના કરાય

**પ્રશ્નકર્તા :** હા, છતાં મતભેદ થઈ જ જાય છે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** એક્સપર્ટ (નિષ્ણાત) હોય ત્યાં મતભેદ હોય, આમાં કંઈ મતભેદ હોતો હશે ? આ કંઈ એક્સપર્ટની લાઈન છે ? અમારે ઘેર હીરાબા છે, ત્યારે એ આજે છે તે દાળ-ભાત-રોટલી કરે, કાલે કઢી કરે, તો એ જે કરે એ ખરું ! આમાં આપણે એક્સપર્ટ નહીં ને વગર કામના બોલ બોલ કરીએ ! આ તો ધણીપણું બજાવે છે, બીજું કશું નહીં. હવે એ તો ના જ બજાવવું જોઈએ ને ?

પણ લોકો તો ધણીપણું બજાવે છે ને ? ગાયનો ધણી થઈ બેસે, પણ તે ગાયોય સ્વીકારતી નથી તમને ધણી તરીકે. એ તો તમે મનમાં માનો છો કે આ મારી ગાય છે ! તમે તો કપાસનેય મારો કહો છો, 'આ કપાસ મારો છે', કહે. તે કપાસ જાણતોય નથી બિચારો. તમારો

*બૂધું - જાડી ટૂંકી લાકડી

હોય તો તમને દેખતા વધે અને તમે ઘેર જાઓ તો ના વધે, પણ આ તો રાતે હઉ વધે કપાસ. કપાસ રાતે વધે કે ના વધે ?

**પ્રશ્નકર્તા :** વધે, વધે.

**દાદાશ્રી :** એમને કંઈ તમારી જરૂર નથી, એમને તો વરસાદની જરૂર છે. વરસાદ ના હોય તો સૂકાઈ જાય બિચારા.

**પ્રશ્નકર્તા :** પણ એમણે આપણું બધું ધ્યાન કેમ નહીં રાખવું ?

**દાદાશ્રી :** ઓહોહો ! બૈરી ધ્યાન રાખવા લાવ્યા હશે, તમારા હારુ ?

**પ્રશ્નકર્તા :** એટલા માટે જ બૈરી ઘેર લાવ્યા છીએ ને !

**દાદાશ્રી :** એવું છે ને, શાસ્ત્રકારોએ કહ્યું છે કે ધણીપણું કરશો નહીં. ખરેખર તમે ધણી નથી, પાર્ટનરશીપ (ભાગીદારી) છે. એ તો અહીં વ્યવહારમાં બોલાય છે કે, વહુ ને વર, ધણી ને ધણિયાણી ! બાકી ખરેખર પાર્ટનરશીપ છે. ધણી છો, એટલે તમારો હક્ક-દાવો નથી. તમારે દાવો ના કરાય, સમજાવી-સમજાવીને બધું કામ કરીએ.

## ધણી થવામાં વાંધો નથી પણ ધણીપણું ન બજાવાય

**પ્રશ્નકર્તા :** એમના ઘરનાએ કન્યાદાન કર્યું, એટલે પછી આપણે એના ધણી જ થઈ ગયા ને ?

**દાદાશ્રી :** એ સુધરેલા સમાજનું કામ નથી, એ વાઈલ્ડ સમાજનું કામ છે. આપણે સુધરેલા સમાજે સ્ત્રીઓને સહેજ પણ અડચણ ના પડે એ જોવું જોઈએ, નહીં તો તમે સુખી નહીં થાવ. સ્ત્રીને દુઃખ આપીને કોઈ સુખી નહીં થયેલો. અને જે સ્ત્રીએ પતિને કંઈ પણ દુઃખ આપ્યું હશે, તે સ્ત્રીઓય સુખી નહીં થયેલી.

આ જો ધણી થઈ બેઠા હતા ! ઓહોહો ! બહુ મોટા ધણી ! જાણે ફરી પોતાને ધણી ના થવું પડે ! ઘણા ફેરા ધણી થયો છે તોય પાછો ધણી થઈ બેસે છે ! આ તો નિકાલ કરવાની વાત છે. આ સત્તા

વાપરવાની નથી, આ સત્તા ભોગવવાની છે. સત્તા વાપરવા માટે નથી, આ સત્તા જાણીને ભોગવવા માટે છે. આપણા લોક સત્તા વાપરે, નહીં ? 'તું સમજે નહીં, એક તો અક્કલ વગરની ! તું તારે ઘેર જતી રહે' કહે છે. આ અક્કલનો કોથળો મૂઓ ! ધણી થવામાં વાંધો નથી, પણ ધણીપણું બજાવવામાં વાંધો છે. આ તો ધણીપણું બજાવે છે, 'શું સમજે છે તું ?' અલ્યા મૂઆ, આવું પૂછું છું ? આ ગુનેગાર છે ? ગુનેગારનેય એવું ના બોલાય. સરકારે કાયદાય એવા કર્યા છે, કે 'અત્યારે ગુનેગારનેય બહુ આવું કરશો નહીં' કહે છે.

'શું સમજે છે તારા મનમાં આમ ?' અને કેવા કેવા શબ્દો બોલે છે ! એ તો મને આવડેય નહીં. અત્યારે તો એ નથી આવડતું. અત્યારે તો મારી ભાષા બધી બદલાઈ ગઈ ને ! મને ના આવડે હવે, એ ભારે ભારે શબ્દો !

એક બેનને તો એનો ધણી ફરિયાદ કરવા તેડી લાવ્યો, કે 'તું દાદાની પાસે ફરિયાદ કર બધી. મારો કેસ આખો નીકળી જાય.' બેનને મેં પૂછ્યું, 'શું છે બેન તારે, હકીકત કહે ને ! એના તરફનો ઝઘડો છે ?' ત્યારે કહે, 'ધણીપણું રોજ બજાવે છે. આમ કેમ કર્યું ને તેમ કેમ કર્યું ને એવું આખો દહાડો. હવે ઘર હું ચલાવું છું, પાંચ છોકરાનું હું ચલાવું છું, એમને જગાડું છું, કરું છું, તોય આખો દહાડો ધણીપણું બજાવે છે ! તેમાં મન-વચન-કાયાથી અમારે કોઈ સંબંધ નથી દસ વર્ષથી અને તોય પાછો ધણીપણું બજાવે છે.' એટલે પછી મેં પેલાને ઝાલ્યો બરોબર, બરોબર ધૂળધાણી જ કરી નાખ્યો. એ ધણીપણું કરે એ ના હોવું જોઈએ. મેં ધણીને એની ભૂલ દેખાડી દીધી. ધણીપણું ક્યારે કહેવાય ? મન-વચન-કાયાનો પાશવતાનો (વિષય) સંબંધ હોય ત્યારે. એ સંબંધ તો એને છે નહીં, તો પછી ધણીપણાની તો એને લેવાદેવા જ નહીં ને !

આ તો રોફ તો મારે જ... નહીં તો પૈણ્યા શું કરવા, કહેશે ! નહીં તો પૈણત જ નહીં ! આ તો પૈણે છે રોફ મારવા માટે ! વધારે તો રોફ મારવાની ટેવ છે. છતાં આ પુરુષોને શું કહું છું કે ધણીપણું ના કરી બેસશો.

## મતભેદ કાઢવા કાઢ્યો પોતાના જ મતને

તમને આ વાતો બધી ગમે છે કે કંટાળો આવે છે ?

**પ્રશ્નકર્તા :** હાજી, ગમે છે.

**દાદાશ્રી :** કઈ વાત ગમી ?

**પ્રશ્નકર્તા :** આ તમે પેલી સાણસી મારી ધણીપણું કરે એ વાત કરીને, એ વાત બહુ ગમી મને.

**દાદાશ્રી :** આ સમજણનો કોથળો, તે કશું બીજું ના જડ્યું તો સાણસી મારી ! આ તે કંઈ રીત કહેવાય, શોભે આપણને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ સાણસી મારી એ તો એક માર્યા પછી પતી ગયું, પણ જે પેલા આંતરિક મતભેદ હોય ને, જે બિહેવિયરમાં (વર્તનમાં) એનું પરિણામ પામે, એ તો બહુ ભયંકર કહેવાય ને ?

**દાદાશ્રી :** બહુ ભયંકર. પછી મેં શોધખોળ કરેલી કે આ આંતરિક મતભેદનો કંઈ ઉપાય છે ? તો કોઈ શાસ્ત્રમાં જડ્યો નહીં એટલે પછી મેં શોધખોળ કરી જાતે કે આનો ઉપાય એટલો જ છે કે હું મારા મતને જ કાઢી નાખું તો મતભેદ નહીં પડે. મારો મત જ નહીં, તમારા મતે મત.

આપણે પહેલા આપણો મત ના મૂકવો. સામાને પૂછવું કે આ બાબતમાં તમારે શું કહેવું છે ? સામો એનું પકડી રાખે તો આપણે આપણું છોડી દઈએ. આપણે તો એટલું જ જોવાનું કે કયે રસ્તે સામાને દુઃખ ના થાય. આપણો અભિપ્રાય સામા ઉપર બેસાડવો નહીં, સામાનો અભિપ્રાય આપણે લેવો. અમે તો બધાનો અભિપ્રાય લઈને 'જ્ઞાની' થયા છીએ. હું મારો અભિપ્રાય કોઈ પર બેસાડવા જાઉં તો હું જ કાચો પડી જાઉં. આપણા અભિપ્રાયથી કોઈને દુઃખ ના હોવું જોઈએ.

પછી પાછલી જિંદગી હું એમના કહ્યા પ્રમાણે ચાલ્યો, મતભેદ પડે નહીં એટલા હારુ. પણ ઠેઠ સુધી કાઢ્યું. આ નાવ, મછવો કિનારે પહોંચ્યો ને !

## બુદ્ધિથી પૃથક્કરણ કરી ભાંગી ભૂલ

હું પચ્ચીસ વર્ષનો હતો ને, ત્યારથી તપાસ કરતો'તો. આ લાઈફ મારી બહુ ખરાબ હતી, ત્રીસ-બત્રીસ વર્ષની ઉંમર સુધી વાઈફ જોડે ઝઘડા-તોફાન ! પણ બહુ વિચારી વિચારીને શોધખોળ કરી. છેવટે પાંત્રીસ વર્ષની ઉંમરે મેં મતભેદવાળી લાઈફ પૂરી કરી નાખી. પછી મતભેદ નથી પડ્યો અમારે.

મેં મારે ઘેર ભૂલ કાઢી નાખી, ત્યારે મને 'ડાહ્યો થયો' કહે. આજ પિસ્તાળીસ વર્ષથી મતભેદ નામેય નથી. હું અત્યારે સંસારી જ છું. જો આ કપડાં-બપડાં ઘરના, મારા ધંધાના, બિઝનેસના. કોઈનો એક પૈસોય નહીં લેવાનો. અને કો'કનો પૈસો ખાવામાં આવે તો મારું મન કેવું થઈ જાય ! પછી તો ખલાસ જ થઈ જાય ને મન ! આ તો સમજવું જ પડશે ને ? ક્યાં સુધી આવું પોલંપોલ ચલાવીશું ? મેંય બહુ દહાડા પોલંપોલ ચલાવેલું, હં કે ! ત્રીસ-બત્રીસ વર્ષનો થયો ત્યાં સુધી તો ચીઢાતો. પછી બહુ વિચાર કર્યો. મેં કહ્યું, 'આ શું છે આની પાછળ, કૉઝિઝ શું છે ને આ કેમ આમ છે ?' સમજવું પડે કે ના સમજવું પડે ?

**પ્રશ્નકર્તા :** સમજવું પડે.

**દાદાશ્રી :** આ આપણી ભૂલ ને, મૂર્ખાઈ-ફૂલિશનેસ છે, આ વઢંવઢા ને એ બધું તો. હવે આટલું બધું ભણ્યા ને ખાનદાનના છોકરા !

**પ્રશ્નકર્તા :** તે આ કઈ સમજણથી બંધ થઈ ગયું, દાદા ? એ ઉંમરે જ્ઞાન તો નહોતું.

**દાદાશ્રી :** ના, આમ જ્ઞાન નહોતું પણ આમ બુદ્ધિકળા બહુ સારી ચાલે. બુદ્ધિથી એ પૃથક્કરણ કરીએ. પૃથક્કરણ કરી આનું શું હોવું ઘટે, શું નહીં, જેથી કરીને આ ન થાય. અને લડવાનો શોખ હોય તો નિરાંતે પોલીસવાળાને ગાળો દઈને આવવું પણ ઘરમાં એ શોખ નહીં કરવાનો. અને ઘરમાં રીસ ચઢી હોય તો બહાર કાઢી આવવી પોલીસવાળા જોડે. પોલીસવાળા તો રાગે જ પાડી દે આપણને !

## બહાર લડીને આવો પણ ઘરમાં ન લડાય

ઘરમાં જ્યાં આખો દહાડો બેસી રહેવાનું, સૂઈ રહેવાનું, ત્યાં એમની જોડે લડવાડ થતી હશે ? તમને કેમ લાગે છે ? બહાર લડીને આવવું. આપણને લડવાનો શોખ હોય તો પોલીસવાળા જોડે કે કો'કનીય જોડે મારામારી કરીને આવવું પણ અહીં નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલી હિંમત ક્યાંથી આવે પણ ? પોલીસવાળા જોડે લડવાની હિંમત ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** તો બીજી જગ્યાએ, કો'કને...

**પ્રશ્નકર્તા :** એવી કહેવત છે કે કુંભાર પણ જ્યારે કુંભારણ જોડે ના લડી શકે ત્યારે એના ઘરમાં ગધેડી હોય, તો એનો જઈને કાન આમળે. એટલે એની જોડે લડે. એટલે પોલીસવાળા જોડે લડવાનું તો દૂર રહ્યું, ઘરમાં લડી શકે. અને ઘરમાં ન લડાય, તો પછી કોઈ જાનવર હોય તો તેની જોડે લડે.

**દાદાશ્રી :** એવું છે ને, આ ઘરમાં લડે ને, એ બાયલા સિવાય બીજું શું કહેવાય ? હું ચાલીસ વર્ષથી કોઈ દહાડોય ઘરમાં લડ્યો નથી. ઘરમાં લડે એનો તો અર્થ જ શું ? પોતાના ઘરના માણસો તો ખીલે બાંધેલા છે. તે આમથી મારશો તો પેલી બાજુ જશે. પેલી બાજુ મારશો તો આ બાજુ જશે. બીજે ક્યાં જાય બિચારા ?

## આવું કરવા હારુ પૈણ્યા'તા ?

અમારે એક ભાઈબંધ હતો. તે નાની ઉંમરમાં એની વાઈફને મારતો'તો, બે-ચાર ધોલો મારી દે. ત્યારે મેં એને ખાનગીમાં સમજ પાડી. મેં કહ્યું, 'ના મારીશ, અલ્યા મૂઆ.' ત્યારે કહે, 'એ શું કરવાની છે ?' મેં કહ્યું, 'ના, એ અત્યારે તો માર ખાશે. એ જાણે કે હજુ મહીં જોર છે, ત્યાં સુધી મારવા દો. જરા કમજોર થશે એટલે રાગે પાડી દઈશ. હમણે જોર છે તે આપણે માર ખાવ. એ જ્યારે કમજોર થશે ને...' તે મને કહે, 'ત્યાં સુધી યાદ રાખે ?' મેં કહ્યું, 'બધું એને છાતીએ લખેલું

હોય શબ્દે શબ્દ. અને આપણી છાતીએ લખેલું ના હોય એકુંય શબ્દ. કારણ કે આપણે ભોળા અને એને છાતીએ લખેલું હોય. માટે વેર ના બાંધીશ. મારીશ નહીં આ.' તે પછી બંધ કરાવડાવ્યું એને. ના બંધાય વેર. મેં હઉ પહેલા નાનપણમાં આવા કંઈક તમાચા મારેલા, ધોલો-બોલો. પછી મેં બંધ કર્યું. મેં કહ્યું, 'આ તો મારી હારી ભૂલ થાય છે !'

આ તે કંઈ રીત છે માણસોની ? આવું કરવા હારુ પૈણ્યા'તા ? બઈએ આવી આશા રાખી હશે ? એ પીપળા અમથા ફર્યા હશે ?

**પ્રશ્નકર્તા :** એટલે હવે આજકાલ છોડીઓએ પીપળા મૂકી દીધા, દાદા.

**દાદાશ્રી :** ના, ગોયરો-બોયરો કરી હશે, તે બધું અમથું કર્યું હશે ? મનમાં એ કંટાળે બળ્યું, આ આટલી ગોયરો કરી તોય આવા જ મળ્યા !

## અમારી ગરજે કરીએ પ્રતિક્રમણ હીરાબાના

સ્ત્રી તો દેવી કહેવાય. પહેલા નાનપણમાં હીરાબાને લડેલા ને, તે મને પચ્ચીસ-અઠ્યાવીસ વરસે ખબર પડી ત્યારે મને અરેરાટી છૂટી ગઈ.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે હીરાબાના પ્રતિક્રમણ કરો ખરા ?

**દાદાશ્રી :** કરીએ ને, ના કેમ કરીએ ? અમારી ગરજે, અમારે મોક્ષે જવું હોય તો કરવાનું ને ? મોક્ષે ના જવું હોય તો કંઈ નહીં. હીરાબાના શું, છોકરો હોત તો છોકરાનાય કરત. કારણ મારે મોક્ષે જવું છે. મારે ગરજ છે ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જેના ઘરમાં સ્ત્રી પૂજાય છે તેના ઘરમાં દેવ વસે ?

**દાદાશ્રી :** હા. અમેય હીરાબાને પૂજીએ છીએ. પહેલા પાંત્રીસ વર્ષ સુધી ગાંડા કાઢ્યા.

## નબળાઈ સમજાતા બંધ થયું બાયડી પર શૂરો થવાનું

મેં આ વાક્ય જ્યારથી સાંભળ્યું કે 'નબળો ધણી બાયડી ઉપર

શૂરો.' મેં કહ્યું, 'ભલા હું નબળો ! આ આમની જોડે શૂરવીરતા કરી મેં !' પોતાની જાતને તપાસી જોવું જોઈએ કે નહીં ? પોતે નબળો નહીં ? પહેલા નબળાઈ થઈ ગયેલી. અમથો અમથો મતભેદ પડી જાય વાતવાતમાં, પણ છેલ્લા પચાસ વર્ષથી તો નહીં જ. કારણ કે પછી અમે કચડેલા જ નહીં અને આ સિદ્ધાંતને માનતા આવેલા ઘણા કાળથી. તે કચડવામાં માનેલું જ નહીં ને ! પોતાની સત્તામાં આવ્યો, જે પોતાના હાથ નીચે આવ્યો તેનું તો રક્ષણ કરવું, એ જ મોટામાં મોટો ધ્યેય હોવો જોઈએ. કેવું ? ઊલટો એનો ગુનો થયો હોય તોય એનું રક્ષણ કરવું જોઈએ. પોતાના ઉપરી હોય એની જોડે વાંધો નથી, પણ પોતાની સત્તામાં આવ્યો તેનું રક્ષણ કરવું જોઈએ.

## આપણે રામ થઈએ તો એ થાય સીતા

પુરુષે મોટું મન રાખવું પડે. અને સ્ત્રીઓને મોટું મન ક્યારે થાય ? આપણે બહુ મોટું-વિશાળ કરીએ ને, ત્યારે એય મોટું મન કરે. તે વળી આપણા કરતા વધારે વિશાળ કરે. પણ આપણે પહેલા સંકુચિત કરીએ, તે પછી એ તાળા જ વાસી દે.

**પ્રશ્નકર્તા :** પછી એની હરિફાઈ ચાલે છે.

**દાદાશ્રી :** હા, એટલે બહુ વિશાળ મન રાખવું જોઈએ. પાછી સ્ત્રીઓ દેવીઓ પણ છે ! એટલે એવું છે, કે એમને દેવી તરીકે જોશો તો તમે દેવ થશો. બાકી તમે તો મરઘા જેવા રહેશો, હાથિયા ને મરઘા જેવા ! હાથીભાઈ આવ્યા ને મરઘાભાઈ આવ્યા ! આ તો લોકોને રામ થવું નથી ને ઘરમાં સીતાજીને ખોળે છે ! ગાંડિયા, રામ તો તને નોકરીમાંય ના રાખે.

આપણે જો રામ થઈએ તો એ ડાહ્યા છે. પહેલું રામ થવા માટે થોડુંક ઢીલું મૂકવું પડે. વર્ષ-બે વર્ષ ઢીલું મૂકીએ, તો એ સમજી જાય કે ના છે કંઈક, પણ આપણે ટાઈટનું ટાઈટ ઝાલી રાખીએ તો એમને ખબર ના પડે ને ! તપાસી, માપી, જોઈ શકે નહીં ને ! ઢીલું ના મૂકવું પડે ? મેં તો ઢીલું મૂકેલું છે હીરાબા પાસે. હું સમજી ગયો કે આ તો

આપણી જ ભૂલ છે. વાંધો શો છે ? શી આબરૂ જતી રહેવાની છે ? તે આબરૂ તો કોની છે ? તે આ તો લૂગડાં પહેર્યા છે તેથી આબરૂ. અને જો ફાટ્યું હોય તો સીવીને સાંધે. 'અલ્યા, સીવી લે, કોઈ દેખી જશે મૂઆ !' 'એટલે આ લૂગડાંને લીધે આબરૂ છે ?' ત્યારે કહે, 'હા.' એને સીવ્યું નથી તો પણ આબરૂ હોવી જોઈએ ! કપડું હોય, ફાટેલું હોય, ના હોય, તોય પણ જેની આબરૂ જતી નથી એનું નામ આબરૂ કહેવાય ! અને આબરૂ જ્ઞાની પુરુષ પાસે લેવાની છે. આ લોકોની પાસે આબરૂ લેવાની છે ? જ્ઞાની પુરુષનું સર્ટિફાઈડ હોય ત્યારે લોકોય આપ્યા વગર રહે જ નહીં. આબરૂ જ હોય એની પાસે.

## બેમાંથી એક જણ ડહાપણવાળા થાવ

**પ્રશ્નકર્તા :** તે દિવસે પેલી બેન આપને પૂછતી હતી કે 'આ પુરુષ પ્રભુત્વવાળો સમાજનો અંત ક્યારે આવશે ?'

**દાદાશ્રી :** એ તો કાં તો બેનો તમે ડહાપણવાળી થાવ તો આવે, કે કાં તો આ ભઈઓ ડહાપણવાળા થાય. બેમાંથી એક ડહાપણવાળા થઈ જાય ને તો અંત આવી જવાનો. હું ડહાપણવાળો થયો, તે હીરાબાય થઈ ગયા છે. હીરાબા ડહાપણવાળા જ હતા, પણ એમને જેમ તેમ ટૈડકાવીને મેં ઊલટા બગાડ્યા, રોફ મારીને.

અને સાહેબ ટૈડકાવતો હોય મૂઆ ને ! એ તો સારું થયું હું સાહેબની પાસે બેસતો નહોતો ને નોકરી કરું એવો માણસ નહોય. સાહેબ ટૈડકાવે કે ના ટૈડકાવે ? અને ઘેર આવીને બફારો કાઢે. પોલીસવાળો બહાર ટૈડકાવે અને ઘેર આવીને બફારો કાઢે.

**પ્રશ્નકર્તા :** એટલે જ હીરાબા આપને કહેતા હતા ને કે પહેલા તીખા ભમરા જેવા હતા.

**દાદાશ્રી :** હા, તીખા ભમરા જેવા હતા. કારણ કે હીરાબાને ત્રાસ આપેલો લગભગ ત્રીસ વર્ષની ઉંમર સુધી. કડકાઈ ખરી ને ! અને પછી એય પોતે કર્તા છે એવું જાણું, એ મને કર્તા છે એવું લાગે. હું પોતાની

જાતનેય કર્તા માનું સંપૂર્ણ. મને તો એમની ભૂલ જ દેખાય. એ તો પછી આ જ્ઞાનના આધારે સમજાયું. આ તો હારું પોલું છે. એ પછી હીરાબાને ત્રાસ નહીં આપેલો.

## હજુ પણ સુધારી લો

એટલે અમારે વર્ષોથી હીરાબા જોડે મતભેદ નહીં. અમને છોંતેર થયા, તે પચ્ચીસ-ત્રીસ વર્ષ સુધી જરા ભૂલચૂક થઈ હશે, પણ ત્યાર પછી અમારે બેને મતભેદ નહીં કે કશુંય નહીં. હજુય જીવે છે નિરાંતે, છતાંય પણ મતભેદ નહીં. એમને એમ ના લાગે કે મને આ દુઃખ દીધું છે, એક મિનિટેય. અમનેય એમ ના લાગે કે એમણે દુઃખ દીધું છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો લોકોમાં ઠેઠ મનભેદ સુધી પહોંચી ગયું છે.

**દાદાશ્રી :** તે જ કહું છું ને, એ બધું સારું નહીં. બહાર શોભે નહીં. એનો અર્થ નહીં કંઈ. હજુ સુધારી શકાય છે. આપણે મનુષ્યમાં છીએ ને, તે સુધારી શકાય. મેંય ત્રીસ-બત્રીસ વર્ષેય સુધાર્યું ને ! મારું ગાંડપણ હતું, તે ત્રીસ-બત્રીસ વર્ષે મેંય સુધાર્યું ને ! મેં કહ્યું, 'આ શા માટે આવું હોવું જોઈએ ?' જેની જોડે જ્યાં એક જ મકાનમાં રહેવાનું, એક રૂમમાં સૂઈ જવાનું, ત્યાં આગળ ઝઘડા ? બહારથી ઝઘડા કરીને આવવા અને ઘેર રોફ મારો બેઉ જણ, ચા પીને.

આપણા લોક સમજ્યા વગર ટાપસી પૂરે કે, બે વાસણો જોડે હોય તો ખખડે ! મેર ચક્કર, આપણે કંઈ વાસણ છીએ કે આપણને ખખડાટ જોઈએ ? આ દાદાને કોઈએ કોઈ દહાડો ખખડાટમાં જોયા ના હોય ! એકુંય મતભેદ પડેલો નહીં. અને તમારે તો એવા શું વેચાણ છે, તે એના માટે બાઝો છો પાછા, મૂઆ. મેર ચક્કર, મરવાનો ના હોય તો ફરી બાઝ ! અને મરવાનો તો છું જ. ત્યારે નિરાંતે ભોગવી લે ને ! સંસાર તો સારી રીતે ભોગવ, બળ્યો. આવતો ભવ તો સુધાર ! જો મરવાનું છે તો આવતો ભવ સુધાર. અહીં આગળ પાર્લામેન્ટમાં બસ્સો વરસનું એક્સટેન્શન મંજૂર કરાવી લીધું ?

**પ્રશ્નકર્તા :** બસ્સો વર્ષ જીવવા માટે ? કેવી રીતે જીવાય ?

**દાદાશ્રી :** તો પછી આ સુધાર. છે ચપટીક, તેય મારું હારું બગાડીને ખાવું ? આટલું થોડુંક રહ્યું હોય તેય બગાડીને ખાવું, ઉપર કાંકરા નાખીને ?

## પંક્ચર જ પડવા ન દઉં

મારે અમારા ઘરમાં વાઈફ જોડે પિસ્તાલીસ વર્ષથી મતભેદ પડેલો નથી. એય મર્યાદાપૂર્વકની વાત કરે, તો હુંય મર્યાદાપૂર્વકની વાત કરું અને એ કો'ક દહાડો અમર્યાદ થઈ જાય તો હું સમજી જાઉં કે એ અમર્યાદ થઈ ગયા છે. એટલે હું કહું કે 'તમારી વાત બરોબર છે', પણ મતભેદ ના પડવા દઉં. પહેલા તો શુંનું શું બોલી નાખતા હતા ! મહીં પંક્ચર પડ્યા કરે. રોજ રોજ પંક્ચર ને રોજ રોજ સાંધવાનું એ કંઈ બનતું હશે મૂઆ ? ટાયરમાં કંઈ કેટલા કાણા ! મારે તો પંક્ચર જ નથી પડતું. પંક્ચર પડે ત્યારે ભાંજગડ ને ? એ પંક્ચર પાડવા ફરે, પણ હું પંક્ચર પડવા દઉં ત્યારે ને ? પંક્ચર જ પડવા દઉં નહીં. હું સમજી જઉં કે આ કોણે કર્યું ? એ બિચારા શું કરે ?

## અક્કલના કોથળા

**પ્રશ્નકર્તા :** મતભેદ કેમ પડે છે, એનું કારણ શું ?

**દાદાશ્રી :** મતભેદ પડે એટલે પેલો જાણે કે 'હું અક્કલવાળો', અને પેલી જાણે 'હું અક્કલવાળી.' આ અક્કલના કોથળા આવ્યા ! વેચવા જઈએ તો ચાર આના આવે નહીં, અક્કલના બારદાન કહેવાય છે એને. એના કરતા આપણે ડાહ્યા થઈ જઈએ, એની અક્કલને આપણે જોયા કરીએ કે ઓહોહો... કેવી અક્કલવાળી છે ! તો એય ટાઢી પડી જાય પછી. પણ આપણેય અક્કલવાળા અને એય અક્કલવાળી, અક્કલ જ જ્યાં લડવા માંડી ત્યાં શું થાય તે ?

અક્કલવાળો મેં જોયો નહીં કોઈ જગ્યાએ. અક્કલવાળો કોનું નામ કહેવાય કે જે કોઈ દા'ડો કોઈની નકલ ના કરતો હોય. આ તો બધા નકલી લોકો ! હું જોઈ જોઈને શીખ્યો, કહે. આ બેનોને નકલ

કરીને કઢી કરતા આવડી, જોઈને શીખી ગયા. આ સાડી કોઈની જોઈને લાવ્યા અને પછી કહે, 'હું અક્કલવાળી.'

મેં મારી જિંદગીમાં કદી નકલ નથી કરી, અસલ જ. મને અનુકૂળ આવે એ જ કરું હું. બીજી કોઈની ભાંજગડ નહીં, હું ક્યાં શીખું તમારી પાર્ટીનું ? તમારું ડ્રોઈંગ (ચિતરામણ) વાસી હોય ને હું પાછું મારું એ જ ચીતરું તો પાછું મારુંય વાસી થઈ જાય. આ મારે મતભેદ નથી પડતો કોઈની જોડે. કારણ કે મારામાં અક્કલ નહીં ને ! અક્કલના કોથળા બહુ મતભેદ પાડે. અક્કલવાળા વધારે હોય ને, એ બહુ મતભેદ પાડે. તારામાં અક્કલ ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં.

**દાદાશ્રી :** તમારે મતભેદ પડે છે ખરા ને ? માટે અક્કલવાળા છો. આ તો કો'ક દહાડો એવુંય સંભળાવી દે, 'તારામાં પૈણ્યા ત્યારથી જ અક્કલ ઓછી છે' કહે. અરે, મેલને પૂળો અહીંથી. અક્કલ ઓછી છે તે જાણે છે, ત્યારે વળી ગા ગા શું કરવા કરે છે વગર કામનો હવે ? તું અક્કલનો કોથળો ! આપણે અક્કલના કોથળા !

આ તો સિનેમામાં જતી વખતે આસક્તિના તાનમાં ને તાનમાં ને આવતી વખતે 'તું અક્કલ વગરની છે' કહે. ત્યારે પેલી કહે, 'તમારામાં ક્યાં વેતા છે ?' એમ વાતો કરતા કરતા ઘેર આવે. આ અક્કલ ખોળે ત્યારે પેલી વેતા જોતી હોય !

**પ્રશ્નકર્તા :** આ તો આમ આ બધાને અનુભવ છે. કોઈ બોલે નહીં, પણ દરેક જણ જાણે કે 'દાદા કહે છે એ વાત સાચી છે.'

**દાદાશ્રી :** હા, હું તો જ્ઞાનથી જોઈને કહું છું. મેં કંઈ આવા અનુભવ નથી કર્યા. હું કોઈ દહાડો સિનેમામાં લઈને ગયો જ નથી. મારી જોડે હીરાબા આવતાય નહોતા. એ તો 'ના, હું તમારી જોડે નહીં આવું' કહેતા.

અને મને તો 'એટ એ ટાઈમ' દેખાય. બોલો, મારું જ્ઞાન કેવું

હાજર રહેતું હશે ! આ બધું દેખાય મને. અને તમને દેખાતું થાય એવા અમારા આશીર્વાદ હોય. એટલા હારુ તો રોજ વાતચીત કરીએ. તમને થોડું ઘણું દેખાતું થયું કે તમે તમારી મેળે પકડી લો.

## મોહથી આવરાઈ જાગૃતિ

અમારે કોઈ દહાડો મતભેદ પડતો નથી, કશો જ મતભેદ નથી. હીરાબા મને કહે એવા નથી પણ કદાચ કહે, 'તમારામાં અક્કલ નથી.' તો હું કહું કે 'બરોબર છે. સારું થયું તમે આ કહ્યું, મને ચેતવ્યો તે.' શું કામ મતભેદ પાડીએ આપણે ? રહેવું ભેગું ને મતભેદ પાડીને શું અર્થ છે ?

**પ્રશ્નકર્તા :** તમે સમજુ વધારે છો એટલે.

**દાદાશ્રી :** નહીં સમજુ નહીં, જાગૃતિ છે. તમારામાં જાગૃતિ ડલ થઈ ગઈ છે. આ પેલો દારૂ પીવો ને, તે દેહની જાગૃતિ જતી રહે અને આ મોહનો દારૂ પીવો, એટલે કેવા કપડાં ને કેવા રંગ-રૂપ ને આમ અરીસામાં જો જો કરે ! અલ્યા, શું જો જો કરે છે મૂઆ ! કોઈ બાપોય જોનારો બહાર નવરો નથી. સૌ-સૌની ચિંતામાં પડ્યા છે લોકો. પોતપોતાની ચિંતામાં છે કે તમને જોવા ફરે છે ? હેં...? તે મોહના જથ્થાને લઈને આ બધું ખલાસ થઈ ગયું છે. આપણે સમજવું પડે ને, આમ કેમ ચાલે તે ?

## સુખ-શાંતિ રહે ને મોક્ષે જવાય એવું શોધી કાઢો

અમે (વાઈફને) પહેલા ટૈડકાવેલા નાનપણમાં, તેનું ફળ જરા ચાખવું પડેલું. પછી મેં કહ્યું, 'આપણે આ બંધ કરી દો, આપણું આ કામ નહીં.' પછી એ કરે તો કરવા દેતા'તા. કારણ કે એમને પોતાને મતભેદ કાઢતા ના આવડે, તેમાં હું શું કરું ? પણ હું તો પછી સપડાઉ નહીં. મતભેદેય પડવા ના દઉ.

**પ્રશ્નકર્તા :** એ બરાબર દાદા, કબૂલ, એ હવે અમને સમજણ પડી ગઈ બરાબર, એડજસ્ટ (બંધબેસતું) થઈ ગયું.

**દાદાશ્રી :** વગર કામનું, નહીં તો આપણે એ કરીએ એમાં તો

કઢી બગડી જશે. કારણ કે મગજ એમનું ઠેકાણે ના હોય ત્યારે મીઠું-બીઠું વધારે પડી જાય તો વેશ થઈ પડે ને ! એના કરતા કહીએ, 'ના, બહુ સારી છે, તમારી વાત તો મને બહુ ગમી.' ભલે ના ગમતી હોય, પણ મોઢે કહેવામાં શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** મોઢે કહે તો પછી વટ હોય એ જતો રહે ને !

**દાદાશ્રી :** વટ તો કાઢી નાખવો જ પડશે પહેલેથી.

**પ્રશ્નકર્તા :** આ પુરુષોએ તો વટ કાઢી જ નાખવાનો.

**દાદાશ્રી :** હા, નહીં તો વેશ થશે. વટની જરૂર હોય કંઈ ? આમાં મજા જ શું છે ? એવી મજા ખોળી કાઢો કે કઈ રીતે આપણે સુખ-શાંતિમાં રહેવાય અને મોક્ષે જવાય. નહીં તો આટલું જ જરા વેર બંધાયેલું હશે, તો કહેશે, 'તમે મોક્ષે શું જાવ, હું જોઈ લઉ છું !' ગમે તેવું સળી કરે જ.

હીરાબા જોડે રહેવાનું અને મતભેદ પાડીએ તે કેમ પોસાય ? એટલે આખી જિંદગી જોડે રહેવાનું ને મતભેદ પાડીએ તો આપણો ધંધો જ ના કરવા દે ને ? અને આપણો જે ધ્યેય હોય તે થવા ના દે ને ? એટલે આ સમજવું જોઈએ. એ તો મોટા ઉપકારી કહેવાય. મોટા હેલ્પર કહેવાય આપણને, મોક્ષમાર્ગમાં હેલ્પર. એ છે તો આપણે, નહીં તો એ કહેશે, 'મોક્ષમાં નહીં જવા દઉ તમને, જાવ' તો આપણે શું કરીએ ? આપણે ઊલટું એમ કહેવું જોઈએ કે તમે ના કહો છો ને, તેની પાછળેય તમારી બહુ લાગણી જ ધરાવો છો અને તમે જ જવા દેશો, ત્યારે પેલા ફરી હઉ જાય.

## મતભેદ પડતા પહેલા જ્ઞાન હાજર

આપણામાં કલુષિતભાવ રહ્યો જ ના હોય તેને લીધે સામાને પણ કલુષિતભાવ ના થાય. આપણે ના ચિડાઈએ એટલે એય ઠંડા થાય. ભીંત જેવા થઈ જવું એટલે સંભળાય નહીં. અમારે પચાસ વરસ થયા પણ કોઈ દહાડો મતભેદ જ નહીં. હીરાબાને હાથે ઘી ઢોળાતું હોય

તોય હું જોયા જ કરું. અમારે તે વખતે જ્ઞાન હાજર રહે કે એ ઘી ઢોળે જ નહીં. હું કહું કે ઢોળો તોય એ ના ઢોળે. જાણીજોઈને કોઈ ઘી ઢોળતું હશે ? ના. છતાં ઘી ઢોળાય છે એ જોવા જેવું છે, માટે આપણે જુઓ ! અમારે મતભેદ થતા પહેલા જ્ઞાન ઑન ધ મોમેન્ટ હાજર રહે. એટલે આખી જિંદગી મતભેદ જ નહીં પડેલા. નાનપણમાં લગ્ન પછી જરાક બે-ચાર વર્ષોમાં તાજેતાજું જરાક ઠોકાઠોક થયેલી. પણ એમાંથી એક્સપિરિયન્સ થયો ને સમજી ગયા.

## અનુભવનું તારણ

અમેય હીરાબા જોડે અનુભવ બધો મેળવી લીધો. પછી તારવણી કરી કે હવે અનુભવ કર્યો, પણ જો ગોદાગોદ કરીશું, તો ફરી થોડાક છમકલા રહેશે. એના કરતા આપણે હિસાબ ચોખ્ખો કરો ને ! એટલે ક્લિયર કટ. એટલે બસ એટલું જ, ભાવ બગડે નહીં એમની ઉપર ક્યારેય પણ. એ અવળું કરે તોય ભાવ ના બગડે. શા માટે આપણું બગાડવાનું ? એક અવતાર પાનાં પડ્યા, તે પાનાં પૂરા કરવાના ને ! જ્યાં સુધી પૂરા થાય ત્યાં સુધી અને ના થાય તો એ છોડી દેવાનું. દેવતા ક્યાં સુધી પકડવો ? જ્યાં સુધી પકડી શકવાની શક્તિ હોય ત્યાં સુધી અને દઝાય તો...? બધાની હદ હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** પૈણીને પસ્તાવાનું, પણ પસ્તાવાથી જ્ઞાન થાય. અનુભવજ્ઞાન થવું જોઈએ ને ? એમ ને એમ ચોપડી વાંચે તો કંઈ અનુભવજ્ઞાન થાય ? ચોપડી વાંચીને કંઈ વૈરાગ આવે ? વૈરાગ તો પસ્તાવો થાય ત્યારે થાય.

આ લગ્ન થાય છે ત્યારથી મેરીડ લાઈફનું (લગ્નજીવનનું) ગલન થાય છે. તે એક દહાડો બધું જ ગલન થઈ જાય.

## જાત અનુભવનો જ ઉપદેશ

હું તો આ બોલું છું ને, એ પ્રમાણે જ લાઈફમાં વર્તેલો છું. કારણ

કે આ મેં હિસાબ ખોળી કાઢેલો. આમાં ખોટ શું, નફો શું, એમ ખોળી ખોળીને આગળ ચાલેલો છું. એટલે છેલ્લા ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી મારા વાઈફ જોડે મતભેદ નથી. હું કંઈ આ લોકોની જેમ સાધુ કે એવો તેવો વૈરાગી નથી. હું તો વેપારી છું. પણ જ્ઞાની પુરુષ છું એટલે આ દેહનો માલિક સત્યાવીસ વર્ષથી રહ્યો નથી, કોઈ મિલકતનો માલિક રહ્યો નથી, કોઈ ચીજનો માલિક રહ્યો નથી.

હું તો તમને બધાને આ કહું છું ને, તે મારી જાત ઉપર ટ્રાયલ લીધા વગર કહેતો નથી. બધી ટ્રાયલ લઈને પછી કહું છું. કારણ કે મારે વાઈફ જોડે જ્ઞાન નહોતું તોય ત્રીસ-બત્રીસ વર્ષ પછી મતભેદ નહોતો. મતભેદ એટલે ભીંતમાં માથું અથાડવું. ભલે લોકોને સમજણ નથી, મને પોતાને તો સમજણ પડી કે આ ઉઘાડી આંખે ભીંતમાં અથડાયો, મતભેદ પડ્યો એટલે !

## હીરાબા નહીં પણ અમે થતા એડજસ્ટ

મતભેદ પ્રૂફ થઈ ગયો ને, એ જ ભગવાન થવાની તૈયારી.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મતભેદ પ્રૂફ થઈ જવું જોઈએ. ભીંત સાથે અથડાવું ને મતભેદ બેમાં ફેર નહીં. અંધારી રાતે બારણું ના જડે ને ભીંતમાં અથડાય, અહીંયા બારણું છે એમ જાણીને, એ ને આ મતભેદમાં ફેર નહીં. હા, ભાગીયા જોડે મતભેદ પડ્યો હોય તો જાણીએ કે બે સમજદાર અથડાયા, પણ સ્ત્રી જોડે મતભેદ કરાતો હશે ? એક બેલેન્સ અને એક આ આઉટ ઑફ બેલેન્સ એની જોડે મતભેદ કરાતો હશે ? આપણે ના સમજીએ કે આઉટ ઑફ બેલેન્સ છે આ. આપણે સમજવું ના જોઈએ ? આપણે તાળો મેળવી જોઈએ. આપણે એડજસ્ટ થવું જોઈએ. શું કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** આપણે...

**દાદાશ્રી :** એ ના થાય. અમને હીરાબા ઘણા ફેરો એડજસ્ટ થતા

નહોતા, અમે હીરાબાને એડજસ્ટ થતા'તા. વ્યવહારમાં એડજસ્ટ થવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર, બિલકુલ.

**દાદાશ્રી :** અથડામણ ઊભી ના થવી જોઈએ, બીજું ના થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ તો બહુ સરસ વાત છે આપની.

**દાદાશ્રી :** હં. અથડામણમાં આવવાથી પ્રતાપ જતો રહેશે. જુઓ ને, મેં ઘરમાં કહ્યું કે 'આ રોજ ચાર દહાડાનું વાસી શાક હાથગાડીવાળા પાસે લઈને ખાવું તેના કરતા રોજનું તાજું લાવવું સારું.' પણ ઘરમાંથી હીરાબાએ કહ્યું કે 'ના, એ તો હાથગાડીવાળા જોડે બાંધ્યું છે.' એટલે અમે અથડામણમાં આવ્યા વિના ચાર દિવસનું વાસી શાક ખાઈએ છીએ. પણ અથડામણમાં ના આવવું, એટલે ઉપાય કર્યો નહીં. કારણ 'કરસનિયાના કરમમાં લખ્યું ડોળિયું, તે ઘી શા ખાવા ?' તેના જેવું છે.

## બધી બાબતોમાં દાદાનું સાયન્ટિફિક એડજસ્ટમેન્ટ

હમણાં એક દહાડો મતભેદ પડી જાય એવું થયું હતું. રાત્રે મેં કહ્યું, 'આ જમવાનું બનાવનાર બહેન છે, તો પછી હવે રસોઈયાની શી જરૂર છે ?' ત્યારે હીરાબા કહે, 'ના, એમના હાથનું હું નહીં જમું !' પછી બીજે દહાડે મેં કહ્યું, 'રસોઈયો તમને જ્યારે જોઈતો હોય ત્યારે બોલાવી લો, એકને બદલે બે.'

આવું કેમ બોલ્યો હું ? એમને ઠીક લાગે એ કરે. મારે શી જરૂર આ બધી ? હાથ ઘાલીને શું કામ છે તે આપણે ? તમને શું લાગે છે, હાથ ઘાલવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ના, ના, એ એમના સંજોગો ઉપર આધાર છે.

**દાદાશ્રી :** સંજોગો જોવા પડે.

હીરાબા અમને અત્યારે એમ કહે, 'બહાર અંધારું થઈ ગયું છે.' તો અમે કહીએ, 'હીરાબા, જરા તપાસ કરો ને. અમે વિનંતી કરીએ છીએ

કે જરા તપાસ કરો. અજવાળું છે હજુ.' ત્યારે એ કહે, 'નહીં, અંધારું થઈ ગયું છે.' ત્યારે અમે કહીએ કે 'બરોબર છે.' અમારે મતભેદ નથી. લોકો કહે છે, એવું નથી. અમે સાયન્ટિફિક રીતે કહીએ કે બરોબર છે, અમારે મતભેદ નહીં. લોક કહે તે જુદી રીતે કહે. એ તો આપણા નોકરો છે તે શેઠના કહ્યા પ્રમાણે, 'હા શેઠ, હા સાહેબ, હા સાહેબ' કરે, એવું નહીં અમારું. આપણું તો સાયન્ટિફિક, મતભેદ પડે નહીં.

મારી દૃષ્ટિ ઊંચી હોય, એ એમની ના હોય, એ તો બની શકે, પોસિબલ (શક્ય) છે. પણ હુંય એમના જેવો હોઉ તો પછી મતભેદ પડી જાય. એ શું કહે છે ને કેવા આશયથી કહે છે, એ શું હેતુથી કહે છે એ હું તરત સમજી જઉ. એટલે હું એલાઉ કરું (છૂટ આપું) કે બરાબર છે. મતભેદ કેમ પડાય ? મતભેદ પાડવો એ અને ભીંત જોડે અથડાવું એ બે સરખી વાત છે. ભીંત જોડે અથડાય એમાં દોષ કોનો, ભીંતનો ? અને પાછા આપણા લોક શું કહે, 'આ ભીંત મને વાગી.' અલ્યા મૂઆ, ભીંત વાગતી હશે ? તું ભીંતને વાગ્યો. તે મહીં તું એવો કેવો જન્મ્યો કે ભીંતને વાગ્યો. એટલે આ બધી ઊંધી દૃષ્ટિ છે અને તેના જ દુઃખ છે. નહીં તો દુનિયામાં દુઃખ હોતા હશે ?

## આંખ દબાવવાનું નાટક કરીને પણ ટાળ્યો મતભેદ

કાલે હીરાબા જોડે મતભેદ પડી જતો'તો ને, તે ના પડવા દીધો ને પણ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હીરાબા સૂઈ ગયેલા. તે એક જણ આવ્યા. તે મેં મોઢેમોઢ કહેલું, 'જાવ ત્રણ હજારમાં, ત્રણ હજાર બોલી. અમારી જમીન આપવાની હતી, તે આપી દઈશ ત્રણ હજારમાં. વત્તા-ઓછાની કિંમત મારે જરૂર નથી.' તે પેલા માણસ આવેલા કાલે. તો મેં કહ્યું, 'દસ્તાવેજ કરો, સહી કરી આપશે.' ત્યાં તો હીરાબા શું બોલી ઊઠ્યા ?

**પ્રશ્નકર્તા :** પાંચ હજાર લેવાના.

**દાદાશ્રી :** 'એ તો એવું નથી આપવાનું, હવે પાંચ હજારે...' એટલે મેં પેલાને કહ્યું, 'પાંચ હજાર આપવા પડશે. આ હીરાબા કહે છે એટલા.' એટલે પેલો ગભરાયો. પછી કાગળમાં લખીને મને કહે છે, 'ત્રણ હજારનું કહેલું છે ને તમે ?' પછી મેં એને આમ આંખ દબાવી. 'પાંચ હજાર આપવા પડશે, નહીં તો નહીં મળે', કહ્યું. પેલો ગભરાયો એટલે ચિઠ્ઠી લખી આપી, કે તમે ત્રણ હજાર કહેલું છે ને અમને ? એમણે જાણ્યું કે દાદા આપશે નહીં. એ તો પૈસા આપવા પડે ને ! એટલે એમની રૂબરૂમાં તો કહ્યું કે 'આપવા જ પડશે.' પછી એ બધા ગયા પછી મને કહે છે, 'કેટલામાં આપી કહો ?' મેં કહ્યું, 'પાંચસો ઓછા લેખે.' ત્યારે કહે, 'ઓછા નહોતા લેવા જેવા. એ તો આ લોકોની પાસેથી લેવાય, તમે તો બહુ એ રાખો છો.'

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું ને, 'આપણી ખડકીના છે એટલે ઓછા લઈએ.' ત્યારે કહે, 'એવી કોઈની શરમ નહીં રાખવાની.'

**દાદાશ્રી :** શરમ ના રાખવી. અને 'આ રૂપિયા મને આપજો' કહે છે. મેં કહ્યું, 'તમને આપીશ.' પણ મતભેદ ના પડવા દીધો ને આપણે. જાળું ગૂંચવ્યું નહીં ને ! નહીં ? એમના મનમાં વિચાર આવ્યો કે 'આ દાદાજી એમ ને એમ આપી દેવા માંડ્યા છે લોકોને.' આપણે તો મતભેદ ના પડવો જોઈએ. પાછા શું કહે, 'પાંચ હજાર વગર નહીં આપવાનું, ત્રણ હજારમાં ના આપશો.' એટલે મેં પેલાને કહ્યું, 'પાંચ હજાર વગર નહીં મળે, આ હીરાબા કહે છે. માલિક એ છે.' તો પેલો ગભરાયો ઊલટો, મારું હારું આ તો વેશ થઈ પડ્યો ! એટલે પછી ચિઠ્ઠી લખીને કહે છે, ''ત્રણ હજાર તમે કહ્યા'તા ને ?'' એટલે આમ આમ ઈશારાથી એ કર્યું. નહીં તો પેલાને ગભરામણ થઈ જાય ને કે આ હારા ફરી ગયા લોક. ત્યારે હીરાબાના મનમાં એમ કે મૂઆ પાંચસો ઓછા લીધા. એટલા ઓછા લેવાનું એ જાણે. પણ પેલું ત્રણ હજારમાં તે કંઈ આપી દેવાતી હશે ? કેટલી કિંમતી જમીન !

**પ્રશ્નકર્તા :** પાંચસોનો વાંધો નહીં, કહે છે. બીજા પંદરસો વધારે આવ્યા ને ! એટલે હવે વાંધો નહીં પછી.

**દાદાશ્રી :** હા, પણ હવે એમને ગણવા-કરવાના નથી તોય. મેં કહ્યું, 'તમને જેટલા જોઈએ એટલા આપીએ.' 'હું કંઈ મેલું ? તમારે ત્યાં છો રહ્યા' કહે. ત્યારે મેં કહ્યું, 'સારું.' પછી મેં કહ્યું, 'પ્લેનમાં આવવું છે ?' ત્યારે કહે, 'ના, પ્લેન-બ્લેનમાં મારે નથી આવવું.' સાજા-સમા હતા તે દહાડેય કહ્યું'તું મેં, 'પ્લેનમાં જ તમારે આવવા-જવાનું.' ત્યારે કહે, 'ના, એવા પૈસા ખર્ચાતા હશે ? ગાડીમાં બધું મળે છે ને !' એટલે કંઈ નાખી ના દે કોઈ. ત્યારે એ નાખી દેતા હોય તો આપણે જાણવું કે એમની પ્રકૃતિમાં છે, એટલે બોલવું નહીં. નથી નાખી દેતા તેય પ્રકૃતિનું છે ને નાખી દે છે તેય પ્રકૃતિ.

## લગ્નના પિસ્તાલીસ વર્ષ પછી પિછાણી પ્રકૃતિ

**પ્રશ્નકર્તા :** મારા લગ્ન થયા પછી અમે બન્ને વ્યક્તિઓ એકબીજાને ઓળખીએ છીએ અને લાગે છે કે પસંદગીમાં ભૂલ થઈ ગઈ. બન્નેના સ્વભાવનો કોઈ રીતે મેળ ખાતો નથી, તો બન્નેનો મેળ કેમ અને કઈ રીતે કરવો કે જેથી સુખી થવાય ?

**દાદાશ્રી :** આ તમે જે કહો છો ને, આમાં એકેય વાક્ય સાચું નથી. પહેલું વાક્ય તો લગ્ન થયા પછી બન્ને વ્યક્તિ એકબીજાને ઓળખે, પણ એ નામેય ઓળખતા નથી. જો ઓળખાણ થાય તો આ ભાંજગડ જ ના થાય. ખરેખર જરાય ઓળખતા નથી.

મેં તો એક બુદ્ધિપૂર્વકના ડિવિઝનથી જ બધો મતભેદ બંધ કરી દીધેલો. પણ હીરાબાની ઓળખાણ મને ક્યારે પડી ? સાઠ વર્ષે હીરાબાની ઓળખાણ પડી ! પંદર વર્ષનો હતો ત્યારે પૈણ્યો, પિસ્તાલીસ વર્ષ સુધી એમને નિરીક્ષણ કર કર કર્યા ત્યારે મેં આમને ઓળખ્યા કે આવા છે !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન થયા પછી ઓળખાયા ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન થયા પછી ઓળખાયા. નહીં તો ઓળખાણ જ ના પડે, માણસ ઓળખી શકે જ નહીં. માણસ પોતાની જાતને ઓળખી શકતો નથી કે હું કેવો છું ! એટલે આ વાક્ય 'એકબીજાને ઓળખે છે' એ વાતમાં કશું માલ નથી અને પસંદગીમાં ભૂલ થઈ નથી.

**પ્રશ્નકર્તા :** આ વાત લૌકિકમાં લેવાની છે. અમે તો લૌકિકમાં છીએ ને !

**દાદાશ્રી :** હા, લૌકિકની જ વાત કરું છું, પણ એ ઓળખે નહીં ને ! ઓળખે તો ભૂલ થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** હીરાબાને કઈ રીતે ઓળખ્યા તમે ? એવું શું કર્યું કે જેથી ઓળખાણ પડી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ કેવી છે તે બધું જોઈ લીધું. જોવાનો અભ્યાસ કરવા માંડ્યા, બધી પ્રકૃતિ કેવી છે તે અને મનુષ્ય, જીવમાત્ર પ્રકૃતિના આધીન છે, સ્વાધીન નથી.

**પ્રશ્નકર્તા :** હીરાબાની ઓળખાણ તમને સાંઈઠમે વર્ષે પડી ?

**દાદાશ્રી :** ઓળખાણ સાઠ વર્ષે પડી મહાપરાણે. તોય મહીં મતભેદ પડી જાય, નહીં ? તે દહાડે પછી મતભેદ પડી ગયો હતો ને ?

આ જ્ઞાન થયું'તું તોય એક દહાડો મતભેદ પડી ગયો'તો. તે પછી બીજે દહાડે જઈને કહી આવ્યો, મેં કહ્યું, 'હં, ભૂલ થઈ મારી કાલે.' ત્યારે કહે, 'ના, તમારી શાની ભૂલ ? એમાં ભૂલ શાની ?' ઓળખાણ પડે તો આ ડખલ જ નથી.

## પત્ની ઓળખાય કેવી રીતે ?

મિત્રને ઓળખીએ છીએ સારી રીતે, તેય પૂરું નહીં પણ અમુક હદે ઓળખીએ છીએ. મિત્રની ઓળખાણ કરવાનો પ્રયત્ન શાથી કરીએ છીએ ? કે આપણે બંધન નથી ને ત્યાં બંધન બાંધવું છે. રિયલી સ્પીકિંગ (ખરેખર જોતા) બંધન નથી અને પ્રેમથી બાંધવું છે ને, તે બહુ ઝીણવટથી એને ઓળખ ઓળખ ઓળખ ઓળખ કરીએ છીએ. અને આ વાઈફને તો 'માર બૂધું ને કર સીધું', ઓળખવાનો પ્રયત્ન જ નહીં. તે આ તો સાવ કંઈ ગાંડી હોય છે ?

**પ્રશ્નકર્તા :** એ સમજાવો કે ધીમે ધીમે સૂક્ષ્મ રીતે પતિએ પત્નીને પ્રેમથી કેવી રીતે ઓળખવી ?

**દાદાશ્રી :** ઓળખાય ક્યારે ? એક તો સરખાપણાનો દાવ આપીએ ત્યારે. એને સ્પેસ આપવી જોઈએ સરખાપણાની. એને બરોબરીનો દાવ આપવો જોઈએ. જેમ આપણે સામાસામી સોગઠાબાજી (ચોપાટ) રમવા બેસીએ તે ઘડીએ સરખાપણાનો દાવ હોય તો રમતમાં મજા આવે. પણ આ તો સરખાપણાનો દાવ ઓછો છે ? અમે સરખાપણાનો દાવ આપીએ.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે આપો ? પ્રેક્ટિકલી કેવી રીતે આપો ?

**દાદાશ્રી :** મનથી. એમને બીજું જાણવા ના દઈએ. એ અવળું-સવળું બોલે તોય પણ જાણે સરખા હોય એવી રીતે, એટલે પ્રેશર (દબાણ) ના લાવીએ.

## પ્રકૃતિ ઓળખીને લેવું કામ

એટલે સામાની પ્રકૃતિ ઓળખી લેવાની કે આ પ્રકૃતિ આવી છે ને આવી છે. પછી બીજી રીતો ખોળી કાઢવાની. હું બીજી રીતે કામ નથી લેતો બધા લોકોની પાસે ? મારું કહેલું કરે કે ના કરે બધા ? કરે, કારણ કે એ આવડત હતી એટલે નહીં, હું બીજી રીતે કામ લઉં છું.

જ્ઞાન ના આપેલું હોય તો બીજી રીતે કામ લઈ શકે નહીં. તમને જ્ઞાન આપેલું છે, માટે તમે બીજી રીતે કામ લઈ શકો. તે બીજી રીતે કહો તો બહુ ફેરફાર થાય. જ્ઞાન લીધા પહેલા જે રીતે કહેતા હતા, એ જ્ઞાન લીધા પછીનામાં ફેરફાર કરવાનું કહું છું. બાકી બીજો, જે જ્ઞાન ના લીધેલું હોય, એને ના કહેવાય અમારાથી. એકને કાઢી ના નાખીએ ત્યાં સુધી બીજું જડે નહીં. એકને ખસેડો તો બીજું જડે. એવું તમને સમજાયું કે ના સમજાયું ?



# [૪]
# ઘી પીરસવામાં...

## દાદા-હીરાબાના સ્વભાવમાં ભિન્નતા

**પ્રશ્નકર્તા :** દાદા, આપે હીરાબાની પ્રકૃતિ ઓળખીને એડજસ્ટમેન્ટ લીધા હશે ને ? એની કંઈ વાત કરો ને તો અમને શીખવા મળે.

**દાદાશ્રી :** એકવાર મારે ને હીરાબાને ઝઘડો થયો હતો બાવીસ-ત્રેવીસમે વર્ષે. મેં કહ્યું, 'તમારો આ સ્વભાવ મને ગમતો નથી.' બન્યું'તું એવું કે મારે ત્યાં બધા મહેમાન આવેલા ને ચૂરમું બનાવેલું, તે દહાડે તો ઘી છે તે છૂટથી વપરાય એવું બનાવતા. આવું શ્રીખંડ ને એ લોચા ના કરે, એ ચૂરમું કરે. ચૂરમું છે, કંસાર છે, સેવ છે ને જેમાં ઘી ખૂબ છૂટથી પાડે એવું.

**પ્રશ્નકર્તા :** પેલી ઘીવાળી રોટલી બનાવે.

**દાદાશ્રી :** હં... પણ ઘી આમ છૂટથી પાડે. તે મારા પેલા ફ્રેન્ડ સર્કલના હતા પાંચ-છ જણ, અને હીરાબા પીરસવા આવ્યા, તે પાટિયો આમ આમ કરીને પાડે એટલે મહીં આત્મા કપાઈ જાય. હવે હું શું કહેવા માગું છું કે આમ પાટિયું ઢોળી દો. ત્યારે એ શું કહેવા માગે છે કે એમને જરૂર હશે ત્યાં સુધી રેડીશ.

તે આમ ધીમે ધીમે એક-એક ડિગ્રી વધારતા જાય અને પેણે મારો મિજાજ પણ ખસતો જાય. હવે મારા સ્વભાવમાં શું ? પાટિયું ઊંધું

પાડી દેવું. આ બેના સ્વભાવમાં ભિન્નતા. કારણ કે અમે તો પાટીદારો, ખાતું જરા જાડું અમારું. એટલે આમ ઘી મૂકે ને, તે પાટિયું ધીમે ધીમે ડિગ્રીવાળું નમાવવાનું નહીં.

## થોડું પીરસે તો આબરૂ જાય એવું લાગે

**પ્રશ્નકર્તા :** તો એ પટેલ પેલું ઘી આમ રેડે ત્યારે કઈ ડિગ્રી પર પીરસે ?

**દાદાશ્રી :** શી રીતે નમાવતા હઈશું અમે ? આમ નાઈન્ટી ડિગ્રી (કાટખૂણે). અને આ બીજા વણિકોને ત્યાં જઈએ, તો ડિગ્રીવાળું. તે આ હીરાબા ડિગ્રીવાળા હતા. એટલે મને ગમે નહીં કે આ તો આબરૂ જાય છે, આ રીતે ઘી મેલે છે એમાં. કારણ કે બુદ્ધિ જરા કાચી ને, એટલે હું છે તે ઘીનો પાટિયો આમ નમાવું અને એ જરા આમ તીરછો રાખે (ત્રાંસો રાખે). એટલે મને ચીઢ ચઢે કે આ કેવું ! ગરીબી લાગે છે, ખોટું દેખાશે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાની વાત ને, આ તો ?

**દાદાશ્રી :** નાની ઉંમરમાં, બાવીસ-ત્રેવીસ વર્ષની. પેલા ભાઈબંધની આગળ મારી આબરૂ ગઈ, એવું મને લાગે, મને આબરૂની જાણે પડી હતી ને એ ગઈ. એટલે મને તો ફાવે નહીં. મારું તો મગજ તપી જાય તે દહાડે, જ્ઞાન થતા પહેલા. મને તો મહીં ઊંચું-નીચું થાય. પેલા ખાનારને કશું ના થાય. ખાનાર ટેવાયેલા હતા કે ભઈ, આપણે જરૂરિયાત પ્રમાણે મૂકશે અને આય જરૂરિયાત પ્રમાણે મૂકતા'તા બિચારા. પણ આ અમે નોબલ (મોટા મનના) એવા મોટા ! તે પેલું પાટિયું આમ ઢોળવા જોઈએ. તે પેલાથી ના થાય એટલે મને રીસ ચઢી ગઈ, ખૂબ ચઢી. તે પછી આમ લઈને ઘી રેડતા હતા ને, ત્યારે મેં પાટિયો ઊંચો કર્યો. 'આ ધાર પાડો છો ?'

**પ્રશ્નકર્તા :** પછી ?

**દાદાશ્રી :** એટલે એમને લાગ્યું ખોટું. ને પછી પેલા બધા ગયા

પછી ખૂબ વઢ્યો. મેં કહ્યું, ‘આ આવું ના ચાલે. એકદમ પાટિયું ઊંધું વાળી દેવાનું.’ ત્યારે કહે, ‘હું કંઈ ઓછી તમારા ભાઈબંધને ઓછું મૂકવાની હતી ? હું આપત ને, ધીમે ધીમે આપત, તમે બહાર ઢોળી દેવડાવો એનો શો અર્થ ?’ પછી મને કહેવા માંડ્યા, ‘તમે મારું બધાની વચ્ચે અપમાન કરી નાખ્યું.’

## સ્વભાવ છે એની પાછળ

**પ્રશ્નકર્તા :** પણ, દાદા ઘી તો બગાડાય નહીં ને ?

**દાદાશ્રી :** એ બધી વાત સાચી, પણ આ અમારા પટેલો શું કરે ? અમારે ત્યાં લગ્ન હોય ને, આ પટેલોના... તો એ શું કરે ? ઘીની વાઢી પીરસવા કોને મોકલે ? કે જેને કોઈ દહાડો એની જોડે ન ફાવતું હોય અને જે ઘી બગાડ કરે, એવા માણસને મોકલે. એટલે થોડું વધુ ઢોળાય તોય વાંધો નહીં, પણ લોકોના મનમાં એમ થાય કે નર્યું ઘી ઘી ઘી જ કરી નાખ્યું છે. એટલે વિરોધી માણસને મોકલે. અને તમે એ બગાડને ગણવા જાવ તે બગાડ નથી, એની પાછળ સ્વભાવ છે.

એ શું કહે કે બગડવા ના દેવું જોઈએ, એવી એમની ઈચ્છા અને મારું કેવું કે આખી થાળી બગડવી જોઈએ. એટલે ખોટું મારું હતું આમાં. એમાં એમનો ઈરાદો ખોટો નહોતો. એ કહે છે, ‘હું બધું એમને ધરાઈને જમાડીશ પણ તમે તો બહુ ઉતાવળિયા, ધાંધલ-ધમાલ કરી નાખો.’ અને મારે તો આ પાટિયું આમ કરવા જોઈએ. એટલે મારું મગજ તપી જાય. પણ તે આમ પાછું કેવું ? ધીમે રહીને આમ દદૂડી પડે. એ પોસાય નહીં ને ! મગજ આમ થઈ જાય. જ્ઞાન નહોતું ત્યારે બહુ થઈ જતું’તું એટલે હીરાબાય જાણે કે ‘બહુ વસમા માણસ આ તો ! આમની જોડે કંઈ પૈણ્યા ?’ એવું થાય એમને.

## એમનું ડહાપણ હતું ને મારું ગાંડપણ

એ તો પછી મોટી ઉંમરમાં સમજાયું કે એમનું ડહાપણ હતું ને મારું ગાંડપણ હતું. ધીમે ધીમે એટલે એમને જેમ જેમ જરૂર હોય, તેમ

તેમ રેડતી જઈશ. અને આ તો ગાંડપણ જ હતું મારું, આ તો આમ ઢોળી દઉ. ઈઝ ઈટ વે (આ કંઈ રીત છે) ? અને મને પોતાને ગાંડપણ સમજાયું ત્યારે મેં કહ્યું, 'આ તમારી કદર સાચી.' સમજાય તો ખરું ને કો'ક દહાડો ? ના સમજાય, જેને ન્યાયબુદ્ધિથી જોવું છે ?

**પ્રશ્નકર્તા :** સમજાય, પણ કબૂલ કરવું એ મહત્વની વસ્તુ છે.

**દાદાશ્રી :** ના, મોઢે કબૂલ ના કરું પણ મારા મનમાં સમજી જઉ ને ! મોઢે કબૂલ ના કરું હું. એટલી બધી મેડનેસ નહોતી. એ તો એવું છે ને, મોઢે કબૂલ કરીએ, તો તે વખતે જ્ઞાન નહીં અને કબૂલ કરીએ, તો ઈગોઈઝમને લહાય બળે. તે ઈગોઈઝમ છે ત્યાં સુધી તો લહાય બળે એવું તો ન જ કરવું જોઈએ. પટ્ટીઓ ક્યાંથી મારીએ ? પણ મનમાં સમજી ગયો કે આ ભૂલ મારી થઈ છે આ. કારણ કે ધીમે ધીમે આમ એક-એક ડિગ્રી વધારતા જાય. નાઈન્ટી ડિગ્રી કરવાનું, આમ નાઈન્ટી. હું શું કહું છું કે નાઈન્ટી ડિગ્રી એકદમ કરી નાખો. તે એ બાવીસ, ત્રેવીસ, ચોવીસ, પચ્ચીસ, છવ્વીસ કરે. આ બધા સમજી જાય, હું બોલું છું ને...

**પ્રશ્નકર્તા :** હા, દાદા અમને દેખાય હઉ ડિગ્રીઓ.

**દાદાશ્રી :** હં. એવું ડિગ્રી કરે. એમને એવું નહીં કે નથી મેલવું. એય પટેલના ઘરના જ હતા ને ! પણ એમની વ્યવસ્થા સારી, એમના ઘરની, ને મારા ઘરની વ્યવસ્થા આવી તોફાની ! આ સહુ સહુની ટેવો છે બધાની. પ્રકૃતિની આદતો જોઈ, જેવું જોયું હોય એવું શીખે. એટલે હું શું સમજું, કે આનું મન પાતળું છે, યૂઝલેસ છે અને આ મનનો રાજા મોટો આવ્યો ! જુઓ ને હવે ! પાતળું છે કે ખરું છે એ જોયા સિવાય પોતે મનના રાજા થઈ બેસે છે ! આવી રીતે ન્યાય ચાલી રહ્યો છે.

## પ્રકૃતિમાં નૉર્માલિટી જોઈએ

એટલે મને ઘણા વરસ પછી સમજણ પડી કે આમની વાત સાચી છે ને મારી ભૂલ હતી. ઘણા વરસ પછી વિચારતા સમજાયું કે એ

રેગ્યુલર (માપસર) પીરસતા હોય અને આ તો આપણું ઈમોશનલપણું છે એક જાતનું. પાટિયું ઢોળી દે તે કેટલાકને ના ફાવે, વધારે ઘી પડી જાય તો. એટલે આવી આવી ખોટી ભૂલોમાં માર... લઠંલઠ્ઠા લઠંલઠ્ઠા.

પણ પછી હિસાબ કાઢ્યો કે આ એમનું પદ્ધતસરનું છે ને મારું આ લાફાપણું છે. વધારે ઢોળી દઉ, તે એમને ખરાબ લાગે. પછી સમજી ગયો, સ્વભાવ બળ્યા એવા. એમનો સ્વભાવ કેવો છે ? વ્યાજબી સ્વભાવ છે, નૉર્મલ સ્વભાવ. એટલે જેને જેટલું જોઈતું હોય, તેટલું રેડવું જોઈએ. ત્યારે એ કંઈ ખોટું ના કહેવાય. મારો સ્વભાવ તે ઘડીએ એબ્નૉર્મલ હતો. હવે નૉર્મલ થઈ ગયો, પણ તે દહાડે એબ્નૉર્મલ હતો. એબ્નૉર્મલ સ્વભાવ એ ગાંડપણ છે, મેડનેસ છે. આસક્તિ છે એક જાતની. અતિશય નોબલપણું તેય ગાંડપણ અને બહુ કરકસરવાળુંય ગાંડપણ છે, નૉર્માલિટી જોઈએ.

પણ એમનો હાથ જરા પાતળા સ્વભાવનો હતો ને, તે મને નાનપણમાં બહુ રીસ ચઢે. મહીં લ્હાય-ઉકાળા થયા કરે કે આવા પાતળા સ્વભાવના કંઈથી આવ્યા અહીં આગળ ? અને પછી ચપોડું (ચોપડું) આવડું આવડું. પછી સમજાયું કે આ તો ભૂલ છે ! એમની પ્રકૃતિ આવી હોય, મારી પ્રકૃતિ આવી હોય. મારી પ્રકૃતિને લોકો 'લાફો' કહેશે. એમની પ્રકૃતિને 'ચીકણી' કહેશે બધા. આ બધી પ્રકૃતિ નૉર્મલ (પ્રમાણસર) પ્રકૃતિ જોઈએ. એટલે મારીયે ખોટી છે ને એમનીય ખોટી છે. નૉર્મલ જોઈએ ને ? કેવી જોઈએ ? લડ્યા કરવા જેવું છે જ નહીં આ જગત. એની પ્રકૃતિ પ્રમાણે એ ચાલ્યા કરે.

## પોતાની ભૂલો સુધારી, લીધા એડજસ્ટમેન્ટ

પછી આમ કરતા કરતા અથડાઈ અથડાઈને, બે-ચાર વર્ષમાં ઠેકાણે આવી ગયું. આપણે સમજી ગયા, તારણ કાઢી લીધું કે આમાં આમની કરેક્ટ (સાચી) વાત છે. અને કરેક્ટમાં ફરી પછી નહીં જોવાનું બીજીવાર. એકવાર કરેક્ટનેસ નક્કી કરી દીધી, કે આ બાબતમાં કરેક્ટ છે, એટલે પછી બીજું જોવાનું નહીં. બીજું બધું સંજોગવશાત્. સંજોગવશાત્ એ તો

ભગવાનથીયે ફેરફાર ના થાય. એટલે મારી ભૂલો સુધારી અને પછી એડજસ્ટમેન્ટ લીધું.

સંસાર એનું નામ કે કોઈ કોઈના સ્વભાવ મળે જ નહીં ! આ 'જ્ઞાન' મળે તો તેને એક જ રસ્તો છે, 'એડજસ્ટ એવરીવ્હેર !'

આ તો એક બેનને જ્ઞાન નહોતું મળ્યું, તે મને કહેતા હતા, 'મને તો આવા ધણી મળ્યા છે ને આમતેમ.' મને કહે, 'હું જ્ઞાન લઉં તો એ પાંસરો થશે ?' ત્યારે મેં કહ્યું, 'એ પાંસરા નહીં, તું પાંસરી થઈ જઈશ.' એ તો પાંસરા ક્યાંથી થાય તે ? પછી કહે છે, 'મારા ધણીને જ્ઞાન મળે તો પાંસરા થશે ?' મેં કહ્યું, 'તું પાંસરી થઈ જા ને, અને જે પાંસરું થયું તે જીત્યું.'

## પાંસરો થયો ત્યારે જ્ઞાની થયો

હા, મને મારી મારીને લોકોએ પાંસરો કર્યો. કેટલાય અવતારથી માર ખાતો ખાતો આવ્યો ત્યારે પાંસરો થયો. તે ગમે ત્યાં એડજસ્ટ થઈ શકું છું. એવરીવ્હેર (બધે જ), એની પ્લેસ પર (ગમે તે જગ્યાએ) એડજસ્ટ થઈ શકું છું. પાંસરા તો થયે જ છૂટકો છે ને ! તેથી જ અમે પુસ્તકમાં લખ્યું, 'એડજસ્ટ એવરીવ્હેર.'

બધા મારી મારીને પાંસરો કરે ! બૈરી મારીને પાંસરો કરે. પાડોશી, સગાંવહાલાં બધા મારીને પાંસરો કરે. પાંસરા કરે કે ના કરે ? તમને કોઈએ પાંસરા નહીં કરેલા ? પાંસરો તો લોકોએ મને બહુ કરી નાખ્યો છે. પાંસરો થયો ત્યારે જ્ઞાની થયો !

**પ્રશ્નકર્તા :** દાદા, આપ તો જ્ઞાની પુરુષ, અમારા મનમાં તો પ્રગટ પરમાત્મા જેવા, અમને મનમાં વસી ગયા અને આપને મોઢે અમે એવું સાંભળીએ કે અનંતકાળથી માર ખઈ ખઈને હું પાંસરો થયો છું. એવું આપ જ્યારે કહો, ત્યારે અમારો પુરુષાર્થ કેટલો બધો જાગૃત થાય ?

**દાદાશ્રી :** હા, બરાબર છે. તમે જો પાંસરા નથી થયા તો હજુ થવું પડશે. મારું કહેવાનું કે જ્ઞાન આપ્યા પછી પાંસરું થવું પડશે. માટે લોકો પાંસરા કરે એના કરતા પહેલેથી પાંસરા થઈ જાવ ને !

આ કાળમાં જો એડજસ્ટ નહીં થાવ, તો માર ખાશો. માટે આ એક વાક્ય હું આપું છું, 'એડજસ્ટ એવરીવ્હેર !'

ગમે છે આ શબ્દ ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** એડજસ્ટ એવરીવ્હેર. જ્યાં કંઈ ભાંજગડ થવાની થાય ત્યાં એડજસ્ટ થઈ જવું પાછું. નહીં તો પાર નહીં આવે આનો. નહીં તો નર્યા વેર બંધાયા કરશે.

એડજસ્ટ થતા ના આવડે એ માણસને માણસ કેમ કહેવાય ? સંજોગોને વશ થઈને એડજસ્ટ થઈ જાય એ ઘરમાં કશીય ભાંજગડ ના થાય. અમેય હીરાબાને એડજસ્ટ થતા જ આવ્યા હતા ને !

## ડિફેક્ટને શોધીને કરે રિપેર

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું ને હમણાં, ઘી મૂકવામાં મારે પણ એવું થાય છે, તો એનો ઉપાય શું ? હવે શું થાય ?

**દાદાશ્રી :** ઘી મૂકતી વખતે આપણે મૂકવું. 'તમે પાટિયું રહેવા દેજો, પાટિયું હું મૂકીશ. એ ચૂરમું-બૂરમું તમે મૂકજો.' કહીએ. હું તો શોધી કાઢું આવું. ક્યાં આગળ ડિફેક્ટ (ખામી) છે, તે એ ડિફેક્ટને હું પૂરી કરી આપું. પણ વઢીએ નહીં, ડિફેક્ટને પૂરણ કરીએ. હું તો બહુ વિચારતો આ બધી વસ્તુઓમાં તો. વિચાર્યા વગર એક ડગલું આગળ ચાલેલો નહીં.

## તમારે આવું તો ન જ બોલાય

**પ્રશ્નકર્તા :** દાદા, મારે પણ ઘણીવાર અથડામણ થાય છે. આની પાછળ એવી એક માન્યતા છે કે બૈરાંની બુદ્ધિ પગની પાનીએ, બૈરાંમાં બુદ્ધિ નથી એમ, તો એના ઉપરથી બધા ડખા થાય છે પછી.

**દાદાશ્રી :** ગમે એટલી હોય, પણ તમારાથી આવું તો ન જ બોલાય કે બુદ્ધિ પગની પાનીએ. એ તો તમે મોટામાં મોટું ઈન્સલ્ટ (અપમાન) કરો છો સ્ત્રી જાતિનું. પુરુષ જ્યારે મુશ્કેલીમાં મૂકાય છે

ત્યારે સ્ત્રીઓની સમજણ જે કામ લાગે છે એ એટલી ઊંચી સમજણ હોય છે કે ન પૂછો વાત ! સ્ત્રીઓની સમજણ ત્યારે બહુ કામ લાગે છે. એ વર્ષો કાઢી આપે છે, વર્ષોના વર્ષો કાઢે છે. એટલે સ્ત્રીઓને તો શક્તિ, દેવીની પેઠ વંદન કરવા જોઈએ પણ એ ચઢી ના બેસવી જોઈએ, નહીં તો પાછી ચઢી બેસે.

## સ્ત્રી-પુરુષ બન્ને એકબીજાના પૂરક

**પ્રશ્નકર્તા** (બેન) : દાદા, સ્ત્રીઓને લીધે જ પુરુષોનું તેજ હોય છે.

**દાદાશ્રી** : હા, એમાં ના કહેવાય જ નહીં ને ! એ આધાર છે મોટો. પુરુષોને સ્ત્રીઓનો જ આધાર છે, નહીં તો આ પુરુષો તો જો પૈણ્યા વગરના હોય ને, તો કોઈને ઘેર આપણાથી જવાય નહીં. એ નર્યો એંઠવાડો ને ગંદવાડો ને બધો કચરો જ પડ્યો હોય, એમાં તો આપણે પેસાય નહીં. એ તો આ સ્ત્રીના થકી ગૃહસ્થ, નહીં તો ગૃહસ્થ શાનો ? એ તો આ સ્ત્રીને લીધે ગૃહસ્થ, એનામાં વ્યવસ્થા શક્તિ છે. ઑર્ગેનાઈઝિંગ પાવર છે એનામાં. નહીં તો પુરુષો તો આપણે ત્યાં ઘણા હોય ને, તે એની સ્ત્રી પંદર દહાડા પિયરમાં ગઈ હોય અને એ એકલો હોય ને, તો ચાનું ઠીકરું ક્યાંય પડ્યું હોય, કેમેય પડ્યું હોય ! બધો નર્યો એંઠવાડો જ હોય. અને સ્ત્રી આવે ત્યારે કહે, 'બળ્યું ! તમારામાં વેતા નહીં ને બધું આનું આ, આવું જ કર્યું છે બધું.' હવે વેતા શબ્દ શું હશે એ તો હું જાણું અને એ જાણતી હશે બેન !

આ તો તારે લીધે શોભે છે, એમનું મકાન !

**પ્રશ્નકર્તા** (ભાઈ) : એ એમ જ કહે છે.

**દાદાશ્રી** : ના, વાત સાચી છે પણ. એનો ઉપકાર માનવો જોઈએ. અને પુરુષ તો એના કપડાંય પાંસરા ના પહેરે, જો સ્ત્રી ના હોય તો. એય... ઈસ્ત્રી વગરનું ખમીસ પહેરીને ફર્યા કરતો હોય !

**પ્રશ્નકર્તા** : દાદા, એકવાર આપે કહ્યું'તું ને કે સ્ત્રીઓ પુરુષોનું તેજ હણે છે, ઢાંકે છે તો એ શું છે ?

**દાદાશ્રી :** નહીં, એ ગ્રહણ છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે એ જરા સમજાવો.

**દાદાશ્રી :** આટલા બધા પુરુષો, નહીં તો હિન્દુસ્તાનના પુરુષ એટલે તો બહુ અજવાળું આપે અને આજુબાજુ પચ્ચીસ-પચ્ચીસ માઈલના એરિયામાં સુગંધી આવતી હોય, પણ આ તો કોઈની સુગંધ નથી આવતી એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** સ્ત્રી જ.

**દાદાશ્રી :** આ ગ્રહણ થાય છે અને મારે જો ગ્રહણ નથી થતું. હીરાબાએ ગ્રહણ બંધ કરી દીધું એટલે મારે સુગંધી આવવા માંડી મારી. હું ચુંમોતેર વર્ષનો છું, હીરાબા બોંતેર વર્ષના છે, પણ અમારે બેઉ મર્યાદામાં, કશી ભાંજગડ નહીં, મતભેદ નહીં, કશુંય નહીં. કેવી મજા આવે, નહીં ?



# [૫]

# ના ચલણિયું નાણું, રહીએ ગેસ્ટની પેઠ

## કર્યો સંજોગોમાં ડખો

મારે કોઈની જોડે મતભેદ પડ્યો નથી. હીરાબા જોડે ચાલીસ-પચાસ વર્ષથી મતભેદ નથી.

**પ્રશ્નકર્તા :** પણ તે વખતે લગામ તમારા હાથમાં હશે ને, પટેલ તરીકે ?

**દાદાશ્રી :** ના, મારા હાથમાં લગામ મેં રાખીય નથી. હું તો એમને જ 'હું તમારો ગેસ્ટ છું' એવું કહેતો'તો.

**પ્રશ્નકર્તા :** એ તો પછીથી. પણ દાદા, તમને જ્ઞાન થયું પહેલાની વાત કરું છું.

**દાદાશ્રી :** સત્યાવીસ વર્ષથી, જ્ઞાન થયું એ પહેલાય મારા હાથમાં લગામ નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, પેલી 'ચલણ રહ્યું નથી' એની વાત કરો ને.

**દાદાશ્રી :** હા, હા. મને જ્ઞાન નહોતું, તે વખતે એક કિસ્સો બન્યો, કે તમારા જેવા એક સત્સંગી છોટાભાઈ રોજ આવતા'તા. આમ મારા કરતા વીસ વર્ષ મોટા એ અને પાછા સગા ખરા, મારા ભત્રીજા જમાઈ થાય. આમ ધર્મ તો સ્વામીનારાયણ પાળતા'તા, પણ મારી જોડે સત્સંગમાં

એમને બહુ મજા આવે. તે રોજ આવે, તે રોજ જરા ચા-પાણી પીએ જોડે અને એકાદ છે તે પાપડ કે પાપડી એવું કંઈક જોડે લઈએ નાસ્તો.

તે એક દહાડો એ છોટાભાઈ આવેલા, ત્યારે કહે છે, 'આજ તો મારે જલદી જવું છે એટલે મારે કશું જોઈતું નથી. આજે મને ખાલી આપને મળીને જવું છે હવે.' ત્યારે મેં કહ્યું, 'ચા પીધા વગર જવાય નહીં.' 'આજ તો ચા-બા નથી પીવાય એવું, મારે તો એક જગ્યાએ કામ છે ને ખાસ ઉતાવળ છે. તે પાંચ-દસ મિનિટ બેસીને પછી હું જઉં છું, હમણે આજે રહેવા દો', કહે છે. ત્યારે વળી પાછી અમારી જાણે ખાનદાની જતી રહેતી હોય ને, અમને તે દહાડે જ્ઞાન નહીં થયેલું એટલે ખાનદાની જતી રહી એવું લાગ્યું મને. મેં કહ્યું, 'ના, થોડી પીવી તો પડે, ના ચાલે.' આ સંજોગોની મહીં ડખો કર્યો. ત્યારે મને કહે છે, 'રહેવા દો ને અત્યારે.' ત્યારે પાછો હું જવા દેતો નથી. હવે હું જ આંતરું છું. આબરૂદારની ડંફાસ કેટલી બધી ! પણ આ તો આબરૂદારની ડંફાસ નહોતી, પ્રેમની ડંફાસ હતી !

પછી મેં અહીંથી હીરાબાને બૂમ મારી, 'છોટા પટેલ આવ્યા છે, ચા મૂકજો.' એટલે ત્યારે તો ફોન-બોન નહીં. અહીં બૂમ પાડીએ એટલે ત્યાં પહોંચે. 'ચા મૂકજો.' એટલે હીરાબાએ ત્યાંથી બૂમ પાડી કે 'હા, હું બનાવું છું.'

## ત્યાં એવિડન્સ બદલાયેલા

એ શું જાણે કે રોજ આવે છે, એવી રીતે આજ આવ્યા છે. એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (વૈજ્ઞાનિક સંયોગિક પુરાવાઓ) ના સમજે, કે આજ એમને ઉતાવળ છે. હવે એ છે તે ચા બનાવવા બેઠા, સ્ટવ લઈને. એટલે પાડોશીને ત્યાં કોઈ મહેમાન આવેલું તે એમનો સ્ટવ બગડી ગયેલો, તે અહીં સ્ટવ લેવા આવ્યા. આ સંજોગો અંદર શું બદલાય છે તે કહું તમને. હવે પાડોશીને ત્યાં બિચારાને મહેમાન આવીને બેઠા છે અને આ જાણે નહીં કે આ જલદી જવાના છે. એટલે આમણે શું જાણ્યું કે આમને પછી કરી આપું તો ચાલશે. એટલે આ સ્ટવ આપી દીધો.

પછી થોડીવાર થઈ ને મને ઉલ્લાસ આવ્યો કે 'ના, બીજું કંઈ ના લ્યો તોયે પાપડી શેકી મગાવું.' ત્યારે એ કહે છે, 'ના, ના, મારે મોડું થઈ જશે. ચા જલદી લાવી નાખો ને !' એટલે મેં પાછું કહ્યું, 'ના, પાપડી તો લેવાની.' હવે ત્યાં અંદર તો ચાયે મૂકી નહોતી કોઈએ અને બહાર પાપડીઓની વાતો ચાલે છે !

મેં અહીં રહીને બૂમ મારી, રસોડામાં સાંભળે એવો ફોન કર્યો, કે 'પાપડી શેકી લાવજો.' હવે હું અહીં બેઠેલો છું ને રસોડામાં શું સરકમસ્ટેન્શિયલ એવિડન્સ તે મને કંઈ ખબર નહોતી. અહીંયા આગળ પેલા ભઈને મેં કહ્યું, 'હમણે પાપડી શેકી લાવે છે, ખઈ લો.' એ બોલ્યા, 'બહુ મોડું થાય છે.' હવે ત્યાં હીરાબાને એવિડન્સ બદલાયેલા. હવે મને એ ખબર નહીં. એટલે મેં ફરી કહ્યું, 'છોટા પટેલને જવું છે, માટે જરા જલદી લાવો ને !' ત્યારે કહે, 'લાવું છું હમણે.' એટલે નેગેટિવ (નકારાત્મક) જવાબ નથી મળતો, નથી પૉઝિટિવ (હકારાત્મક) કામ થતું. શું ?

**પ્રશ્નકર્તા :** નેગેટિવ જવાબ નથી મળતો ને પૉઝિટિવ કામ થતું નથી.

**દાદાશ્રી :** હા, નેગેટિવ જવાબ આવે કે 'પણ નથી શેકાય એવું અત્યારે, અત્યારે એવા સંજોગ નથી' તો આપણે એનો ઉકેલ લાવીએ, પણ એવો જવાબ નથી મળતો અને પૉઝિટિવ કામ ઉકલતું નથી. હવે પેલા ભાઈને મેં બેસાડી રાખ્યા છે કે હવે સંભાર્યું એટલે લઈને જાવ.

## ડખો કરી બન્યા મૂરખ

એ બેઠા પણ આમ ઘડિયાળ જોયા કરે. આ ત્રણ મિનિટ તો થઈ ગઈ છે, હવે સાત મિનિટ જ રહી છે. હવે એ સાત મિનિટ ગણ્યા કરે, અને એક બાજુ મેં અહીંથી ઑર્ડર (હુકમ) કર્યો, 'ચા મૂકજો.' એ જાણેય ખરા, કે કોણ આવ્યું છે તે ! હવે ત્યાં આગળ એ ગૂંચવાડામાં પડેલા. હું મારી રૂમમાં રહીને બોલું છું, એ એમની રૂમમાં ગૂંચવાડામાં પડ્યા હોય ! હવે એ જાણે નહીં કે આ આવનાર માણસ દસ મિનિટમાં

જવાના છે. અને મેં કહ્યું કે ચા મૂકો. એટલે હું અહીં બેઠો બેઠો શું જાણું ? સ્ટવ સળગ્યો ને ચા ઊકળવા માંડી. તે પછી દસ મિનિટ થઈ ગઈ તોયે ચા ના આવી. ત્યારે પેલા મને કહે છે 'હવે હું જઉં છું, નહીં તો મોડું થઈ જશે.' ત્યારે મેં કહ્યું, 'ના, મને જોવા દો અંદર. શું થયું આ ? દસ મિનિટમાં ચા તો આવવી જ જોઈએ.'

તે અંદર ગયો ત્યારે મેં કહ્યું, 'કેમ ચા તૈયાર નથી થઈ હજુ ?' ત્યારે કહે, 'હજુ મૂકી જ નથી.' મેં કહ્યું, 'એવું શું થયું ? કેમ ચા મૂકી નથી ?' ત્યારે કહે, 'આ સગડી ઉપરથી હમણે આ દાળને ઉતારું, તો દાળ એ થઈ જશે અને સ્ટવ આ પાડોશી હમણે જ લઈ ગયા છે. પાડોશી સ્ટવ લઈ ગયા ને તમે આ વાત કરી. હવે હું શી રીતે ચા મૂકું ? હમણે પાછો લાવે છે, એટલે હું મૂકી આપું છું.' ત્યારે મેં કહ્યું, 'ના, એ ઉતાવળ કરે છે.' ત્યારે કહે, 'સગડી ઉપર મૂકી આપું, બીજું શું કરે તે ?' એટલે પહેલા તો એ પેલાને ત્યાં સ્ટવ પાછો લેવા ગયા, તે ઠેકાણું ના પડ્યું. એટલે એમણે દાળ ઉતારી પાડી ને સગડી પર ચા મૂકી.

એ જાણે નહીં બિચારા કે આ જવાના હશે ! એટલે એમની વાતેય સાચી છે ! પછી મને એમ લાગ્યું કે હું મૂરખ બની ગયો આ તો. મને જોતા ના આવડ્યું. એ એમના કાયદેસરમાં છે. મારે તપાસ કરીને કહેવું જોઈતું'તું કે ભઈ, આ ચા મૂકો ને ! આમને દસ મિનિટમાં જવાનું છે, એ જાણતા નથી બિચારા ! આ તો હું જ જાણું છું ને હું જ ચા મૂકાવડાવું છું. એમના કયા સંજોગો છે, એ હું જાણતો નથી. હું સમજી ગયો કે આ સંજોગ બધા બદલાયેલા છે અને મેં જ ડખો કર્યો આ. તે મેં કહ્યું, 'આ સંજોગો બધા બદલાયા છે, માટે આમને શું કહેવું ? આપણે હવે ચાનું કહ્યું છે ને, માટે બીજો કંઈ રસ્તો કરો.' એટલે મેં હીરાબાને કહ્યું, 'દોઢ જ કપ મૂકો, અડધો કપ જ લઈશ હું. પણ જલદી થઈ જાય એવું કરો.' પછી મેં પેલા ભાઈને કહ્યું કે 'થોડીવાર બેસો.' પછી એમને બેસાડ્યા. અને આમણે સગડી એકદમ પંખા નાખી અને કોલસા સળગાવીને સપાટાબંધ ચા મૂકી દીધી.

## આપ્યો મિયાંભાઈનો દાખલો

પછી હું તો બહાર આવ્યો. હવે એ જે અમારા ભત્રીજા જમાઈ હતા ને, તે સાધનવાળા હતા. મારી ભત્રીજીને છોકરા નહોતા. છોકરો નહીં, એક છોકરી એકલી જ હતી. હવે એક વખત હું એમના ઘેર અચાનક ગયેલો. ત્યારે આ સાધનવાળા હતા તોય શું કરે ? હવે બે જ જણ જમનારા. ત્યારે એ કહે, 'બાર આને રતલના ભીંડા લેવાય જ કેમ ?' જાણે ગાદીપતિ બેસી રહ્યા હોય ને ! અને ઘરડા થયેલા, આમ બહુ સારા માણસ, આમ જેન્ટલમેન, પણ આ પ્રકૃતિ ! 'બાર આને રતલના ભીંડા લવાય જ કેમ ?' તેમાં એ તો અડધો રતલ લાવ્યા હોય બિચારા બે જણના હારુ. તોય આ મૂઓ ડખો કર્યા કરે. એટલે અમારી ભત્રીજી મને કહે, 'જુઓ ને, આવું ને આવું કચકચ કરે છે !' એટલે પછી હું ત્યાં સાંભળી રહ્યો.

પછી એમને ત્યાંથી બહાર નીકળ્યા પછી મેં કહ્યું, 'મેં આજ તો એક મિયાંભાઈ જોયા.' એટલે એ સમજ્યા કંઈક ટૂખળું મેલશે પાછા. મને કહે છે, 'શું જોયું મિયાંમાં ?' મેં કહ્યું, 'મિયાંભાઈ ઘોડી પર આવતા'તા અને માથે ચારનો ભારો લીધો'તો.' 'એટલે તે શું કહેવા માંગો છો તમે ?' ત્યારે મિયાંભાઈનું થયેલું એવું કે ઘોડું, ટટ્ટુ ચરવા જાય રોજ ખેતરમાં. અને ઘોડું એવું પાતળું-દૂબળું અને મિયાંભાઈ એક્સેસ વેઈટના (વધારે વજનવાળા). આ ઉપર બેસે ત્યારે એની કેડ આમ નમે સહેજ, એ બિચારી તૂટી જાય, એને વાર ના લાગે વધુ, વધારે વેઈટ (વજન) લે તો. એટલે આ મિયાં સાચવીને ઊંચા શ્વાસે બેસે, બિચારા એમની સમજે. તે આ ચરાવીને આવતા'તા ઘોડાને, તે મિયાંભાઈને આવતી વખતે એક જણે જોયા, 'ખાન સાહેબ, ક્યાં જઈ આવ્યા ?' ત્યારે કહે, 'ખેતમાં જઈ આવ્યા.' ત્યારે કહે છે, 'આ જુવારના બે પૂળા છે ને, તે ઘોડા માટે લઈ જાવ.' એટલે મિયાં લલચાયા કે 'સાલું, સરસ ચારો છે.' એટલે મનમાં વિચાર આવ્યો કે 'પણ વજન ઘોડા પર મૂકું તો ઘોડો મારો મરી જાય.' તે અક્કલવાળો ને, 'તે ઘોડા પર નહીં મૂકું, મારે માથે મૂકીશ', કહે છે. તે માથે ઘોડાનો ચારો મૂકેલો અને પછી

ઘોડું આગળ ચાલ્યું. એટલે એક જણ એમ કહે, 'ખાન સાહેબ, આ તમારા મોઢા ઉપર દુ:ખ કેમ છે, ઘોડાના મોઢા પર દુ:ખ છે, આ બે કેમ દુ:ખી છે ? ક્યા હુઆ ? આ ચારાનો ભારો માથે કેમ ?' ત્યારે કહે, 'અરે, ઘોડા દૂબલા હૈ ને !' ત્યારે કહે, 'પણ આ વેઈટ તો નીચે જ જવાનું બધું.' 'હેં ?' એવું અમારા પેલા ભત્રીજા જમાઈને મેં કહ્યું, 'શું કરવા માથે ભાર લઈને બેઠા છો ? ઘોડા પર મૂકો ને, બળ્યું આ.' ત્યારે કહે, 'સમજી ગયો, સમજી ગયો.' મેં કહ્યું, 'શાના આ બાર આના ને તેર આના કર્યા કરો છો ? સંસારનો ભાર ઘોડા પર, સંસાર ઘોડા પર મૂકી દેવાનો. માથે લઈને નહીં સૂઈ જવાનું, નહીં તો મિયાં જેવું થાય.' સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** હા, માથે લઈને સૂઈ જાય પાછો. પછી સ્વપ્નું આવે. એટલે તમને આ મિયાંભાઈનો દાખલો સમજાયો ?

**પ્રશ્નકર્તા :** સમજાયો, દાદા.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** પણ સંસારનો ઘોડો શું છે, એ સમજાવો.

**દાદાશ્રી :** એટલે આ સંસારરૂપી ઘોડો છે, એની ઉપર આપણે વજન બધું મૂકી દો. આ જે જે આવ્યું, ઈન્કમટેક્ષવાળો કહે કે 'દસ હજાર રૂપિયા તમારી પર આકારણી કરવામાં આવશે.' તો આપણે છે તે માથે નહીં લઈ લેવું, આ ઘોડા પર મૂકીને સૂઈ ગયા. તમને સમજ પડી ? લોકો માથે લેતા હશે ખરા ?

**પ્રશ્નકર્તા :** હા, લઈને જ ફરે છે.

**દાદાશ્રી :** તેથી મોઢા પર દિવેલ, જ્યાં ને ત્યાં દિવેલ ચોપડેલું દેખાય ! મોઢા પર દિવેલ ચોપડીને ફરતા હોય ને, એમ ફર્યા કરે છે. તને દેખાતું નથી, બહાર એવું ?

**પ્રશ્નકર્તા :** દેખાય છે.

## અમારું ચલણ નથી

**દાદાશ્રી :** એટલે આ વાત વાતમાંથી આપણે કંઈ બીજી લાઈન ઉપર ચઢી ગયા.

**પ્રશ્નકર્તા :** હા, તે પછી પેલી પાપડી શેકીને મંગાવડાવેલી, તે આવતા મોડું થઈ ગયું હતું.

**દાદાશ્રી :** હા. એટલે પાપડી શેકીને આવવાનું મોડું થઈ ગયું હતું. ત્યારે એમને સમજાવવા માટે મારે એક રસ્તો કરવો હતો.

એટલે પછી મેં મારા ભત્રીજા જમાઈને ત્યાં તો પેલો દાખલો આપ્યો'તો, પણ અહીં દાખલો આપવા શું કહ્યું એમને ? અંદર જઈને આવ્યો ને, તે 'જલદી ચા બનાવો અને પાપડી શેકી નાખો' એમ કહીને આવ્યો, તે પેલાએ ધમધમાટ કરવા માંડ્યું. પછી એમને જરા ટાઢા પાડવા માટે, જરા પાંસરા થાય એટલા હારુ મેં કહ્યું, 'હવે મારું ચલણ રહ્યું નથી. આ તમને મોડું થઈ ગયું એમાં કારણ એટલું જ છે, કે મારું આ ઘરમાં ચલણ નથી હવે.' એ હીરાબાએ સાંભળ્યું આવતા, તે કહે, 'આ શું બોલો છો ? આવું બોલો છો ? મારી આબરૂ બગાડો છો ?' તે એ મારા ભત્રીજા જમાઈ પોતે બોલવા માંડ્યા, 'આવા સરસ દેવી જેવા ને તમે આવું બોલો છો ? હીરાબા જેવા સ્ત્રી કોઈને ભાગ્યે મળે, થોડા માણસને મળે અને તમે આવું બોલો છો ? એમની આબરૂ લીધી ?' મેં કહ્યું, 'એમની આબરૂ લેતો નથી, પણ મારું ચલણ નથી હવે.' ત્યારે કહે, 'બહાર લોકો ચલણવાળા હશે ?' મેં કહ્યું, 'લોકો ચલણવાળા નથી અને ચલણવાળો છું એમ કહે છે. અને જો હું ચલણવાળો છું, છતાં ચલણ વગરનો કહું છું.'

## 'ના ચલણી નાણું' ભગવાન પાસે બેસે

કારણ કે મેં ફાયદો જોયો છે. ના ચલણી નાણુંને સ્થિરતા મળી જાય, ભગવાનની પાસે. ક્યાં મળે ? ના ચલણી નાણું હોય તે ભગવાનની પાસે ધન ધોવામાં પડે. એવું અમે ના ચલણી નાણું થયા છીએ. અમારે

ચલણ જ જોઈતું નથી, તમે આપો તોય અમારે નથી જોઈતું. એ કો'ક દહાડો તમે ભંગ કરો, તેમાં અમારે ઉપાધિ ! અને કો'ક દહાડો ભંગ કર્યા વગર રહેવાના નથી, સંજોગાનુસારી. અને આ સંજોગોના હિસાબે ચા નથી મૂકી લાવ્યા બિચારા, તે હું તો સમજુ ને ! તે હીરાબા કહે, 'મારી આબરૂ શું કરવા બગાડો છો ? અને મેં ક્યારે તમારા ઉપર તે કોઈ દહાડો રાખેલું ? આ મારે આવું થયું, સંજોગો મારા આવા છે તેથી તમે આવું માનો છો, તે તમારું કયું ચલણ મેં સાચવ્યું નથી ?' એટલે પછી હીરાબાને મેં સમજાવ્યા, મેં કહ્યું, 'આ તો એમના હારુ બોલ્યો હતો, તમારો દોષ નથી.' એમને આંખથી ઈશારો કર્યો મેં. કારણ કે એમને સમજાવવા માટે, મારા ભત્રીજા જમાઈને સીધા કરવા હારુ એવું બોલેલો. એ ઘેર એવો રોફ મારે ! તે મારા મનમાં એમ કે, એ ઘેર જઈને બોલતા હોય કે 'આ અમારું ચલણ નથી', તો ડાહ્યા થાય. તો એ બઈનેય સુખ પડે જરા એટલા હારુ બોલેલો. ત્યારે હીરાબાને મનમાં એવું થયું પછી એ અમે સમજણ પાડી કે એટલા સારુ બોલેલો. 'એ સારું કર્યું તમે', હીરાબા કહે છે.

છોટાભાઈને મેં કહ્યું કે 'મારું ચલણ નથી.' ત્યારે કહે, 'ઓહોહો ! ભગવાન સિવાય કોઈ બોલે નહીં આવું ! મારાથી આવું ના બોલાય.' મેં કહ્યું, 'બોલી તો જુઓ, ફટાકા મારશે.' અલ્યા મૂઆ, એ પોલીસવાળો છે ? બોલ ને, બોલ.

ત્યારે પેલા છોટા પટેલ કહે છે, 'આ આવું તમે બોલો છો એ ગજબનું વાક્ય ! આ તો ભગવાન પણ ના બોલી શકે ! લક્ષ્મીજી આગળ ભગવાનેય આવું નહોતા બોલતા !' મેં કહ્યું, 'પણ અમારું ચલણ નથી, અમે ના ચલણી નાણું છીએ.' ના ચલણી નાણું એટલે ફરવાનું નહીં મારે, ભટકવાનું નહીં, ભગવાનની પાસે બેસી રહેવાનું. ના ચલણી નાણું, વ્યવહારમાં ચાલતું નથી એવું અમે નાણું છીએ. ત્યારે છોટા પટેલ કહે છે, 'તમારું ચલણ છે એવું તો મેં કોઈનું જોયુંય નથી.' ત્યારે મેં કહ્યું, 'આ જે ના ચલણીવાળા છે એ કહે છે, અમારું ચલણ છે.' તે તારું ચલણ કે' દહાડે થયું'તું કહે. એ સામા જે ભાઈ હતા

ને, તે એનું ચલણ છોડતા નથી અને એનું ચલણ રહેતું નથી. ત્રણ દહાડામાં છૂટી જાય પાછું.

## બોલતા શીખો, 'મારું ચલણ જ નથી'

મને કહે છે, 'આવું કોઈ બોલે નહીં.' ત્યારે મેં કહ્યું, 'બોલતા શીખો.' ચલણ ! ચલણ ! ચલણ ! મોટા ચલણવાળા આવ્યા ! ના ચલણી થાવ ને ! જુઓ, અમે ના ચલણી ! અમારે કોઈ જાતનું ચલણ જ નહીં કોઈની પર ! ચલણી નાણું સારું કે પેલું ? ના ચલણીને દેવ પાસે મૂકે છે બધા. નાનપણમાં જોઈ લીધેલું. જેટલા સિક્કા ના ચલણી થયા તે દેવ પાસે હતા ત્યાં, તે મેં કહ્યું, 'કેમ આમ ?' ત્યારે કહે, 'ચાલતું નથી ને આ નાણું હવે, છે ચાંદીના.' મેં પેલા ભાઈને કહ્યું, ''હું તમને શિખવાડું છું, તમે ઘેર જઈને બોલજો. હું તો શીખીને આવ્યો છું. આ તમને શિખવાડું છું, ઘેર 'મારું ચલણ નથી' એવું બોલજો ને, રાગે પડી જાય. અમારી ભત્રીજી રોજ બૂમો પાડે છે, આ ચલણવાળા આવ્યા મોટા ! આ ચલણવાળા ! ના ચલણી નાણું હોય તે ભગવાનની પાસે બેસે. તે જુઓ, આ હું ના ચલણી નાણું ભગવાનની પાસે બેઠો છું ને ! અને ચલણી હોય તે બીજા બધા પાસે જાય. તમારે ચલણી રહેવું છે કે ના ચલણી થવું છે ?'' ત્યારે કહે છે, 'આવું ચલણ છોડીએ તો ભગવાન જ થાય.' ત્યારે મેં કહ્યું, 'થવું નથી ?' વળી શેના ચલણ તે ? આ વર્લ્ડમાં (જગતમાં) કોઈ જન્મ્યો નથી, જેને બૈરી ઉપર ચલણ હોય ! એ તો બધા મૂછો ઉપર હાથ ફેરવે એટલે. આમ હોતું હશે ? એ તો કેવો માણસ હોય ? મર્દ હોય ! આ તો આખો દહાડો કચકચ કર્યા જ કરે, કકળાટ કર્યા કરે.

## વર્ચસ્વ શું કરવું છે કે મરવાનું જ્યાં...

મેં કહ્યું, 'પણ તમે બોલજો ને ઘેર. હું તમને આ બોલીને શિખવાડું છું, એવું તમે એકલું બોલજો.' ત્યારે કહે, 'ના, મારાથી ના બોલાય. માથું તોડી નાખે તોય ના બોલાય.' 'હું તો ના ચલણી' એવું બોલતા એટલો બધો ભો લાગે ?

**પ્રશ્નકર્તા :** લાગતો હશે, લોકોને એવો લાગે.

**દાદાશ્રી :** કેમ એમ ?

**પ્રશ્નકર્તા :** પછી આપણું વર્ચસ્વ જતું રહે ને !

**દાદાશ્રી :** વર્ચસ્વ કરવું છે કે મરવાનું જ્યાં... જે દેશમાં મરવાનું ત્યાં વર્ચસ્વને શું કરવું છે ? જે દેશમાં મરવાનું, મરણ છેલ્લી દશા છે, ત્યાં આગળ આવું વર્ચસ્વ હોતું હશે ? જ્યાં કાયમનું જીવન હોય ત્યાં વર્ચસ્વ હોય.

**પ્રશ્નકર્તા :** પણ કાયમનું માની બેઠા છે ને !

**દાદાશ્રી :** માની બેઠા છે.

## ભગવાન સિવાય ન બોલી શકે કોઈ

પણ જ્યારથી અમે ના ચલણી કહ્યું ને, ત્યારથી જ પેલા જે અમારી જોડે સ્વામીનારાયણના સત્સંગી હતા, એમને જબરજસ્ત પૂજ્યભાવ પેસી ગયો, કે ''આવું કોઈ માણસ બોલી શકે જ નહીં ભગવાન સિવાય. એ મને ખાતરી થઈ ગઈ આ તમારા માટે. તમારા માટે મને ઘણા દહાડાથી એમ થતું'તું કે આ તે જ્ઞાની પુરુષ કહેવડાવે છે પણ શી બાબતના જ્ઞાની હશે ? શાસ્ત્રમાં હશે ? શેમાં હશે ? આવું કોઈ બોલી શકે નહીં.'' કહે છે. ત્યારે મેં કહ્યું, 'તમે ?' ત્યારે કહે છે, 'મારી હજી સો જિંદગીઓ જશે તોય નહીં બોલાય.'

**પ્રશ્નકર્તા :** દાદા, પછી એક અંદર સૂક્ષ્મ અહંકાર પડ્યો હોય છે. જાણે ખરું કે નથી ચલણ પણ મોઢેથી નથી બોલી શકાતું.

**દાદાશ્રી :** છોટા પટેલ કહેતા'તા. તરત જ, 'ના ચલણી' કહ્યું એટલે તરત જ દર્શન કર્યા. મને કહે છે, 'ધનભાગ્ય કહેવાય ! આવું ના બોલાય કોઈથી, બોલી શકાય નહીં. ચલણ છે ને ના ચલણ કહો છો !' ત્યારે મેં કહ્યું, 'નથી ચલણ એ કહે છે કે અમારે ચલણ છે !' જેના કોઈ દહાડોય ચલણ ચાલ્યા નથી એ બધા કહે છે, 'મારું ચલણ છે.' શું શકોરું ચલણ

છે, મૂઆ, ચક્કર ! અમે તો ના ચલણી નાણું. અને 'અમારામાં કંઈ બરકત રહી નથી હવે' કહીએ, તે તો બહુ ગમે છે લોકોને.

## હીરાબાના દબાયેલા સારા પણ તાયફો ના ગમે

પછી હીરાબા કહે કે 'હવે એમને હિંમત આવશે થોડી.' આ તો ઘેર કચડ કચડ કરે. આમાં હઉ કચડવાનું ? જેને હાથ આપ્યો, જેની જોડે રૂપિયા રમ્યા. એક પાણીમાં રૂપિયા રમાડે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે લોકો ચૂંટીઓ ખણીને રૂપિયો લઈ લે છે, એ એનો રોફ પાડવા હારુ. આવા તોફાન ! તમને ગમે છે આવી વાતો બધી ? આ આમાં શું ધર્મ કર્યો કહેવાય ? આમાં ધર્મની વાત છે કશું ? શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** બધાયમાં જાણવાનું જ હોય છે ને !

**દાદાશ્રી :** સમજવા જેવું છે આ જગત, એમ ને એમ ગપ્પું નથી આ. આને બિલકુલ ગપ્પું કહેવાય નહીં. તે જ્ઞાન નહોતું થયું ત્યાં સુધી એક ક્ષણવાર વિચાર્યા વગર રહ્યો નથી હું, જાગ્રત કાળ મારો વિચાર્યા વગર રહ્યો નથી. હારું મને આ ગમે જ નહીં આવું. આ તો તાયફો ગમતો હશે ? હીરાબાને દબાયેલા રહેવું સારું, પણ આ તાયફો ના ગમે.

## દુષમકાળમાં સુખી થવાનો સીધો રસ્તો આ

વળી ચલણ તે શું કરવાનું છે ? આપણે નાસ્તા સાથે કામ છે કે ચલણ સાથે કામ છે ? ચલણની કોઈએ નોંધ કરી છે ? મ્યુનિસિપાલટીમાં નોંધ થતી હોય કે ફલાણાભાઈનું આટલું આટલું...

**પ્રશ્નકર્તા :** હવે નાસ્તાની જ વાત, ચલણ-બલણની વાત આજથી બંધ.

**દાદાશ્રી :** બંધ, બંધ.

**મહાત્માઓ :** જય સચ્ચિદાનંદ.

**દાદાશ્રી :** નાસ્તાની વાત રાખવી, અને ખાવા-પીવાનું. આપણે આપણા પગ ફાટતા હોય અને બેન (વાઈફ) દબાવતી હોય પગ, તે વખતે કો'ક આવે કે 'ઓહો, તમારું ઘરમાં ચલણ બહુ સરસ છે !' ત્યારે આપણે કહીએ કે 'એનું ચાલે જ શું ? એ તો અમારું જ ચલણ !' તો પેલી પગ દબાવવાનું છોડી દેશે. એના કરતા આપણે કહીએ, 'બા, એનું જ ચલણ છે, અમારું નહીં. ચલણ એમનું છે.'

**પ્રશ્નકર્તા :** તો ચાલુ રહેશે, તો બધું ચાલુ રાખશે.

**દાદાશ્રી :** હા, બધું ચાલુ રહેશે.

**પ્રશ્નકર્તા :** દાદા, એને માખણ લગાડ્યું એવું ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, આને સ્ટ્રેઈટ વે (સીધો રસ્તો) કહેવાય, અને પેલા વાંકાચૂંકા રસ્તા છે. આ સ્ટ્રેઈટ વે, સુખી થવાનો સીધો રસ્તો આ. શું છે ?

**પ્રશ્નકર્તા :** સુખી થવાનો સીધો રસ્તો.

**દાદાશ્રી :** હા, તેય આ દુષમકાળમાં ફક્ત. હં... બીજા કાળને માટે નથી. આ હું જે કહું છું એ આ કાળને માટે કહું છું. આ કાળ એકવીસ હજાર વર્ષનો એવો છે, તમારે એડજસ્ટ એવરીવ્હેર થવું પડે. તને સમજાયું'તું કે વાક્ય ? પછી કામ લાગે કોઈ દહાડો ? વાપરતા નથી, નહીં ?

**પ્રશ્નકર્તા :** જરૂર જ નથી પડી ને ! બધી જગ્યાએ આપણે એડજસ્ટ થઈ ગયા પછી કામ જ નહીં આવે ને ! પછી કંઈ જરૂર જ ના પડે.

**દાદાશ્રી :** ડિસ્એડજસ્ટમેન્ટ ના થાય, નહીં ? તો પછી વાંધો ના આવે.

## ચલણ રાખવું એ અહિતકારી

એટલે ચલણ એ હિતકારી નથી. ચલણ રાખવામાં જ અહિતકારી, નર્યો ભયંકર ભો છે ઉપર. એના કરતા કહી દો ને, 'ભઈ, મારું ચલણ નથી હવે.' બહુ ચલણ રાખવા જાવ છો ને, તે સ્ત્રીયે મનમાં રાખે છે કે એક દહાડો આબરૂ બગાડી નાખું એમની, બહુ રોફ મારે છે

તે. અને તમે કહો કે 'ના, ચલણ એમનું', તો એ બધું 'ઑલ રાઈટ (બરાબર)' કહેશે.

**પ્રશ્નકર્તા :** દાદા, હું તો મારું ચલણનું બોલું તો તો આવી જ બને. આવું બોલું કે 'મારું ચલણ નથી' તોય ના માને.

**દાદાશ્રી :** તો આપણે ત્યાં આગળ ચેતતા રહેવું.

પછી એક જણ કહે છે, 'હં, ના ચલણી તો રહેવાતું હશે ?' આ દુનિયામાં કોઈ જન્મ્યો નથી, જે ચલણવાળો હોય ! બધાય ના ચલણી છે, પણ રોફ પાડીને મૂછો આમળ આમળ કર્યા કરે ! મેર ચક્કર, એના કરતા બોલી જા ને, કે 'નથી ચલણ.' મેં શોધખોળ કરેલી આ. વગર કામના 'ટેંટું ટેંટું' કર્યા કરે છે.

## મૂછો આવતી હોય તો વાઈફ ચડી બેસે

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ધણી બૈરાં પર તો ચલણ કરવા જાય જ ને ? બૈરાં પર તો ચલણ રાખે જ ને ?

**દાદાશ્રી :** તે વાઈફે શું ગુનો કર્યો ? લોકો પર ચલણ કરવાનું. વાઈફને કહી દેવું, 'તારે મારી પર ચલણ નહીં કરવું, મારે તારી પર નહીં કરવું. આપણે મિત્રાચારી, સિન્સિયર ફ્રેન્ડ (નિષ્ઠાવાન મિત્ર).' ત્યારે મને લોકો કહે છે, 'ચઢી બેસે.' મેં કહ્યું, 'હોવે, મૂછો આવતી હશે એને ?' ગમે એટલી દવા ચોપડીએ તો એને મૂછો આવે કંઈ ?

બોલો, હવે શું પૂછવું છે ? હવે પેલો માથા પર ભારો લેશો નહીં.

**પ્રશ્નકર્તા :** કોઈ દિવસ નહીં.

**દાદાશ્રી :** હા, માથા પર ભાર લેવા જેવો નથી.

**પ્રશ્નકર્તા :** અને એક દિવસ એ કરાર કરવાના છે. બે ડિવિઝન પાડી દો, એવી લાઈન પાડી દઈએ આપણે.

**દાદાશ્રી :** આ જ્ઞાન બોલીએ એટલું, જેને જેટલું પોષાય એટલું લેજો. ના પોષાય તો ના લેશો.

**પ્રશ્નકર્તા :** દાદા, બધું પોષાય એવું જ છે.

**દાદાશ્રી :** હોવે, તે ચલણ છોડી દીધું હશે ને ? મેં તો ચલણ છોડી દીધેલું. તે હીરાબાયે સમજી ગયા કે એમણે ચલણ-લગામ છોડી દીધી છે.

## આપણે પ્રેસિડન્ટ અને પેલા પ્રાઈમ મિનિસ્ટર

એવી સુંદર શોધખોળ કરેલી કે ભાંજગડ જ ના આવે. તમે બધા બેઠા હોય તોય અમે કહીએ, 'અમારું ચલણ નથી.' હવે ચલણ ક્યાં લોકોને હોય છે ! એ તો લોકો અમથા મૂછો પર હાથ ફેરવે છે એટલું જ છે ! ચલણવાળા મોઢા ના જોયા હોય એ તો ! એ તો તે દહાડે અભણ સ્ત્રીઓ હતી, તે ઘેટાંની પેઠ બિચારીઓ જેમ ધકેલો તેમ ધકેલાતી. તે દહાડે આ ચલણની વાતો કરતા, અત્યારે આ ભણેલી છોકરીઓ આગળ ચલણ ખોળે છે ! અને ચલણ શું કામનું ? ચલણ નુકસાનકારક છે ઊલટું.

**પ્રશ્નકર્તા :** ચલણ નુકસાનકારક છે ?

**દાદાશ્રી :** હા, નુકસાનકારક છે. ચલણ ના હોવું જોઈએ.

અમે પછી સીધો રસ્તો ખોળી કાઢેલો કે હીરાબાનું જ ચલણ છે, એવું કહી દઈએ. આપણે પ્રેસિડન્ટ (રાષ્ટ્રપતિ) અને પેલા પ્રાઈમ મિનિસ્ટર (વડાપ્રધાન) !

**પ્રશ્નકર્તા :** દાદા, એટલા માટે કીધું છે કે 'કિંગ કેન ડુ નો રોંગ' એટલે કે રાજા પોતે કંઈ ખોટું કરતો જ નથી.

**દાદાશ્રી :** ના, એ રોંગ કરે તો પૂછનાર કોણ ? એને પૂછાય નહીં એટલે પછી આવું લખે ! 'કેન ડુ નો રોંગ' એટલે શું અર્થ છે, એટલે એ રોંગને કાઢનાર, ભૂલ કાઢનાર કોણ ? એવું આ બધી કહેવત છે, પણ આ હું જે કહેવા માગું છું, કે પ્રેસિડન્ટે સહી કરવાની, એટલે શું કે ના ચલણી ! એટલે ચલણ અમારું નહીં. આ તો રૂટીન રૂપે સહી અમારી, કારણ અમે મૂછોવાળા એટલે સહી અમારી જોઈએ રૂટીનની. એમને મૂછો નહીં, તે સહી કોણ કરે ? તો પછી ડખો થાય નહીં.

## અમે હીરાબાના અનઈન્વાઈટેડ ગેસ્ટ

અમે ઘરમાં રહીએ છીએ, છતાં ઘરના મહેમાન તરીકે રહીએ છીએ. હીરાબાના મહેમાન અમે ! ગેસ્ટ ! એ કહે કે આમને ઘરમાં આવવા દો તો અમે આવવા દઈએ, નહીં તો અમે ના બોલાવીએ કે તમે આવો. અમે તો મહેમાન ! મહેમાનથી બોલાવાય કેવી રીતે ? અને અમે તો જ્ઞાની પુરુષ, એટલે અમારે 'આવો ને જાઓ' એ શબ્દ ના હોય.

અમારું ચલણેય નથી ને ઘરમાં ! એવું ચોખ્ખું જ કહી દીધેલું એટલે પછી કોઈ ચાય માંગે નહીં ને ! અને હીરાબાને ચા પાવી હોય તો પાય ને જમાડવા હોય તો જમાડે, એમાં અમારે શું ? લેવાય નહીં ને દેવાય નહીં. અને હીરાબાને કહું છું ને, 'અમે તમારા ગેસ્ટ, અનઈન્વાઈટેડ ગેસ્ટ (વણનોતરેલા મહેમાન) !' ઘર અમારું હોય તો મહેમાનોને મારે સાચવવા પડે ને એટલે પછી 'આપણે જરા શીરો બનાવજો, ફલાણું બનાવજો' કહેવું પડે. અને આ ચલણ જ નથી રહ્યું એટલે પછી તે શીરો ખવડાવે કે લાડુ ખવડાવે કે રોટલા ખવડાવે, આપણે એમાં ભાંજગડ જ નહીં ને ! અમને ખરા દિલથીય નહીં. દિલથી તો કેટલાય કાળથી વોસરાવી દીધેલું. આ ડખો જોઈએ જ નહીં. આખું રાજ આપે તોય અમને કામનું નથી, એવું કેટલાય વખતથી બેસી ગયેલું. અમારે આ મહીંલી બધી સાહેબી ! કેવી સરસ સાહેબી !

**પ્રશ્નકર્તા :** પણ આ ખરું, એક વખત જો એવું સમજાઈ જાય કે ચલણ ના રાખવું, અને નથી ચલણ તો બહુ છુટકારો થઈ જાય.

**દાદાશ્રી :** છુટકારો તો જ થાય, નહીં તો છુટકારો થાય નહીં. આ જ્ઞાની પુરુષના એક-એક અભિપ્રાય જો લેવામાં આવે તો છૂટકો જ છે. અહીં સંસારમાં રહ્યા મુક્ત જ છો, એવા એમના અભિપ્રાય હોય એક-એક ! ના ચલણી નાણું !

## અક્રમ વિજ્ઞાનની અદ્‌ભુત શોધખોળ

એકેએક શોધખોળ છે આ બધી અક્રમ વિજ્ઞાનની ! વિજ્ઞાન જ આખું અક્રમ છે ! ક્રમમાં તો આવું હોય નહીં ને ! ક્રમિક માર્ગના

જ્ઞાનીથીય એમ ના બોલાય કે મારામાં બરકત નથી. મારું ચલણ નથી, એવુંય ના બોલાય. આ તો અક્રમ છે, વિજ્ઞાન જુદી જાતનું, ઓર જ જાતનું વિજ્ઞાન છે ! અક્રમ, ક્રમ-બ્રમ...

**પ્રશ્નકર્તા :** કુછ નહીં.

**દાદાશ્રી :** કેવું લાભકારી છે !

**પ્રશ્નકર્તા :** કોઈ શીખીને આવું કરે તો ? શીખીને કરે તો થાય, બને ?

**દાદાશ્રી :** એ અમારો જો શબ્દ શીખી ગયો ને એના પ્રમાણે ચાલ્યો, તો તો કામ જ થઈ ગયું !

## 'ગેસ્ટ'ના કાયદા

ઘરમાં 'ગેસ્ટ' તરીકે રહો. અમેય ઘરમાં 'ગેસ્ટ' તરીકે રહીએ છીએ. કુદરતના 'ગેસ્ટ' તરીકે તમને જો સુખ ના આવે તો પછી સાસરીમાં શું સુખ આવવાનું છે ? જેના 'ગેસ્ટ' હોઈએ ત્યાં આગળ વિનય કેવો હોવો જોઈએ ? હું તમારે ત્યાં ગેસ્ટ થયો તો મારે 'ગેસ્ટ' તરીકેનો વિનય ના રાખવો જોઈએ ? તમે કહો કે 'તમારે અહીં નથી સૂવાનું, ત્યાં સૂવાનું છે.' તો મારે ત્યાં સૂઈ જવું જોઈએ. બે વાગે જમવાનું આવે તોય શાંતિથી જમી લેવું જોઈએ. ઘરમાં ડખો કરવા જાય તો તમને કોણ ઊભું રાખે ? તમને બાસુંદી થાળીમાં મૂકે તો તે ખાઈ લેજે. ત્યાં એમ ના કહેતો કે 'અમે ગળ્યું નથી ખાતા.' જેટલું પીરસે એટલું નિરાંતે ખાજે, ખારું પીરસે તો ખારું ખાજે. બહુ ના ભાવે તો થોડું ખાજે, પણ ખાજે ! 'ગેસ્ટ'ના બધા કાયદા પાળજે. ગેસ્ટને રાગ-દ્વેષ કરવાના ના હોય, 'ગેસ્ટ' રાગ-દ્વેષ કરી શકે ?

## કુદરતના 'ગેસ્ટ'

જેને ત્યાં 'ગેસ્ટ' તરીકે રહ્યા હોઈએ, તેને હેરાન નહીં કરવાના. અમારે બધી જ ચીજ ઘેર બેઠા આવે, સંભારતા જ આવે અને ન આવે તો અમને વાંધોય નથી. કારણ કે ત્યાં 'ગેસ્ટ' થયા છીએ. કોને ત્યાં ?

કુદરતને ઘેર ! કુદરતની મરજી ના હોય તો આપણે જાણીએ કે આપણા હિતમાં છે અને મરજી એની હોય તોય આપણા હિતમાં છે. આપણે જ્યાં-ત્યાંથી ઉકેલ લાવવાનો છે.

આપણે કુદરતના 'ગેસ્ટ' છીએ, નથી કોઈના ધણી કે નથી કોઈના ભાઈ કે નથી કોઈના બાપ ! 'ગેસ્ટ' તો શું કરે ? એમ ના કહે કે 'આજે કેમ વેઢમી ના કરી ? કેમ આજે બટાકાનું શાક ના કર્યું ?' ગેસ્ટ એવું બોલે ? અને પેલા પૂછે તો શું કહીએ કે 'બહુ સારું છે, બહુ સારું છે.' જો નાટક કરે છે ને, કે સાચું બોલતો હશે ? એ જાણે કે આપણે તો અહીં ગેસ્ટ છીએ એટલે આપણે શું ? માથે પડેલા છીએ. એટલે એ જે આપે છે એ જ ઉપકાર છે ને ! તેવી રીતે આ કુદરતના ગેસ્ટ છે. તે એને કુદરત બધું સપ્લાય કરે (પૂરું પાડે) છે. આ હવા-પાણી એ બધું કુદરત સપ્લાય કરે છે. કુદરત જો એનું સપ્લાય બંધ કરી દે ને, તો બધું જગત ખલાસ થઈ જાય. ત્રણ કલાક જ જો હવા બંધ કરી દે ને, તો બધા જીવડાં ખલાસ થઈ જાય ! કંઈ દુકાળ પાડવાનીય જરૂર નથી, ફક્ત હવા જ બંધ કરી દે ને !

એટલે આપણે 'ગેસ્ટ' છીએ. ગેસ્ટ કઢી હલાવવા ના આવે. તમારે તો ગેસ્ટ રૂમમાં જ બેસવાનું હોય, તોય આ રસોડામાં જાય, તે ઘરના માણસ સમજી જાય કે આ યૂઝલેસ ગેસ્ટ (નકામા મહેમાન) છે. એટલે ગેસ્ટ રૂમમાં બેસી રહે, જમવા બોલાવે તો જાય ને ના બોલાવે તો ના જાય. પછી ભૂખ લાગી હોય તોય બેસી રહે. ગેસ્ટ કેવું વર્તન કરે એવું એનું વર્તન હોય.

**પ્રશ્નકર્તા :** પણ અમારે બૈરાંઓને એવું ગેસ્ટ જેવું ના ચાલે ને ? અમારે તો રસોડામાં બધુંય કરવું પડે.

**દાદાશ્રી :** હા, કરવું પડે, પણ આપણે તો કુદરતના 'ગેસ્ટ' છીએ ને ! કરવું પડે એ તો કુદરત કરાવડાવે છે, પણ આપણે તો ગેસ્ટ છીએ ! કુદરત સંડાસ કરાવડાવે તો જ સંડાસ જઈએ ને ! અને મહીંથી ખસે નહીં તો ? તો કોઈ જાય જ નહીં. એટલે એ જેટલું કરાવડાવે એટલું આપણે કરવાનું.

## દાદા રહે ગેસ્ટની જેમ બધેય

ઘરે જતી વખતે હું તો એમ કહું છું, 'હીરાબાને ઘેર હેંડ્યા.' ત્યારે હીરાબા કહે, 'ના, આ તો એમનું જ છે.' આ તો નહોય માલિકી આપણી. લોકો તો પબ્લિક પાસેથી વોટિંગ લઈ લે કે અમારી જગ્યા જોઈશે જ, પણ જગ્યા કોઈની રહે ? એટલે તારે બોલવું, મંગળદાસને ઘેરથી આવી ને મંગળદાસને ઘેર જઉ છું. અને મંગળદાસે એવું રાખવું, કે મંગળીને ઘેર જઉ છું ને મંગળીને ઘેરથી આવું છું. 'મારે ઘેર જઉ છું, મારે ઘેરથી આવું છું', એ પીડા ક્યાં વહોરીએ ?

અમે વડોદરા જઈએ તો ઘરમાં હીરાબાના ગેસ્ટની પેઠ રહીએ. ઘરમાં કૂતરું પેસી ગયું તો હીરાબાને ભાંજગડ થાય, ગેસ્ટને શી ભાંજગડ ? કૂતરું પેસી ગયું ને ઘી બગાડ્યું તો જે માલિક હોય એને ચિંતા થાય, ગેસ્ટને શું ? ગેસ્ટ તો આમ જોયા કરે. પૂછે કે 'શું થઈ ગયું ?' ત્યારે કહે, 'ઘી બગાડી ગયું.' ત્યારે ગેસ્ટ કહે, 'અરે, બહુ ખોટું થયું.' એવું મોઢે બોલે પણ નાટકીય ! પાછું બોલવું તો પડે કે બહુ ખોટું થયું. નહીં તો આપણે કહીએ કે સારું થયું તો આપણને કાઢી મૂકે. આપણને ગેસ્ટ તરીકે રહેવા જ ના દે.

અમારો વ્યવહાર કેવો હોય ? ડ્રામેટિક (નાટકીય). હું તો ડ્રામા (નાટક) ભજવું છું. હીરાબાને પણ કહી દઉ છું, 'હું તો તમારો ગેસ્ટ છું.' ઘર ચલાવે હીરાબા, એમને ત્યાં જમીએ અને ગેસ્ટ આપણે. અને ગેસ્ટને છે તે કંકોતરી અડે નહીં ને કાણેય અડે નહીં, નિર્લેપ ! આ અમે ઘેર હીરાબાના ગેસ્ટની માફક રહીએ છીએ. તમારે ત્યાંય ગેસ્ટની માફક રહું છું. ગેસ્ટની માફક જ રહું છું ને ? ઘરની બાબતમાં કશું હું જાણું નહીં. મને જે ખાવાનું મૂકે એ ખઈ લઉ. બીજી કશી ભાંજગડમાં, કશાયમાંય નહીં. એટલે ગેસ્ટની માફક. એમને કહુંયે ખરો કે તમારો ગેસ્ટ છું. અહીંયાય બધે મુંબઈમાં ગેસ્ટની માફક રહું હું. 'કોઈ આવો કે જાઓ' એવું કંઈ મારે બોલવાનું નહીં. ગેસ્ટે શું બોલવાનું હોય ? ગેસ્ટે કશું બોલવાનું હોય ખરું ?

એટલે ના ચલણી થયેલો હું, ચલણ નહીં. કોઈ જાતનું ચલણ

નહીં. આ દાદા ભગવાન કહે ને, પણ કશું ચલણ મારું નહીં. આટલુંય ચલણ નહીં. સારું કે નહીં સારું એ, ચલણ વગરનું ?

**પ્રશ્નકર્તા :** બહુ સારું.

**દાદાશ્રી :** એટલે આ મને પોટલાની પેઠ લઈ જાય છે, પોટલાની પેઠ લાવે છે. આ જાણે પોટલું હોય ને એવી રીતે, મારું ચલણ-બલણ કશું ના મળે. તમે સમજો કે દાદાનું ચલણ હશે, અક્ષરેય નહીં. ઘેર નહીં, બહાર નહીં કોઈ દિવસ. ચલણ વગરનું ના ચલણિયું નાણું, ભગવાન પાસે મૂકવાનું.

**પ્રશ્નકર્તા :** ના ચાલે એ જ ભગવાન પાસે મૂકવાનું ?

**દાદાશ્રી :** ના ચાલે એવું નાણું હોય ને, તે આપણે ત્યાં ભગવાન પાસે મૂકે છે. મેં પહેલેથી જ આ સિસ્ટમ ખોળી કાઢેલી. તે હીરાબાને કહ્યું, 'મારે ચલણ જોઈતું નથી, હવે તમે ચલણ લઈ લો.' ભગવાન પાસે બેસવાનું મળે ને ! આ શું હાય હાય, હાય હાય ! કશું લઈ જવાનું નહીં અને આખી જિંદગી હાય હાય કરવાથી શું થાય ? જાનવરનો અવતાર આવે બળ્યો ! આનંદથી મરે ને, તો કાંઈ મનુષ્યનો ફરી અવતાર મળે. નહીં તો મનુષ્ય અવતાર ફરી દેખે નહીં.

## ચોખ્ખેચોખ્ખું કહી દો ને

આ દુનિયામાં કોઈ માણસ ચલણવાળો જન્મ્યો જ નથી. ઘેર ચલણ હોય એવો માણસ આ દુનિયામાં જન્મ્યો જ નથી કોઈ. એના કરતા મારા જેવા ખુલ્લું કરી દે એ શું ખોટું ? એટલે સૌથી પહેલો હું બોલતો હતો, વીસ-પચ્ચીસ વર્ષ ઉપર, જ્ઞાન નહોતું થયું ત્યારે. મેં કહ્યું, 'ભાઈ, આ આપણું ચલણ નથી ઘરમાં.' એવું બોલું ને, ત્યાર પછી તોય પેલા બધા બોલે નહીં. અલ્યા મૂઆ, શિખવાડું છું ને, બોલ તો ખરો ! આ મોટો ચલણવાળો આવ્યો ! દુનિયામાં કોઈ ચલણવાળો હોતો હશે ? આ તો બહાર દેખાવ એક જાતનો. ચલણવાળા આવ્યા મોટા ! ચલણવાળાનો ડોળ કરવો છે. એના કરતા ચોખ્ખેચોખ્ખું કહી દો ને, કે 'ભાઈ, ચલણ નથી અમારું.'

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** સો દહાડા આપણો એ હુકમ માને, પણ એક દહાડો ના માને એ ચલણ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ના કહેવાય.

**દાદાશ્રી :** આને ચલણ શી રીતે કહેતા હશે આ લોકો ? ખાલી રોફ જ મારે છે. પણ એક દહાડો ના માને તો રહ્યું શું ? એ ચલણ કહેવાય કે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** તે મારે તો બે-ચાર જણ બેઠા હતા ને તે કહે, 'આવું બોલો છો ? આટલા સરસ દેવી જેવા છે ને તમે આવું બોલો છો ?' મેં કહ્યું, 'ના, તમને શિખવાડવા હારુ બોલું છું, બળ્યું ! તમે હિંમત કરો આવી.' એમાં શું આબરૂ જવાની ? આ હેંડ લઈ જા ને આબરૂ ! છે કોની આબરૂ, તે એ આપણી લઈ લેવાના છે ? બધાનેય આનું આ જ છે ને, નહીં ? વગર કામનું માથે બોજા લઈ લઈને ફર્યા કરે છે !

**પ્રશ્નકર્તા :** પણ પેલો જરાક, જે સૂક્ષ્મ બેઠો હોય ને અહંકાર, કે સામાને બતાવીશું...

**દાદાશ્રી :** ના, પણ આ જ્ઞાન સાંભળ્યું ને, એ જ્ઞાન કામ કર્યા કરે. આ અમારી પાસે જે જ્ઞાન તું સાંભળું છું, અમે જે રસ્તે ગયા તે રસ્તાનું જ્ઞાન તું સાંભળું છું, એ રસ્તો જ તારું કામ કાઢી નાખશે. આપણે 'દાદા, આ તમારી પાછળ પાછળ આવવું છે' કહીએ. એટલે અમારો રસ્તો જ દેખાડી દઈએ !

## દાદા-હીરાબા સાથે વાત

### નહીં ચલણ, છતાં ચલણ બન્નેના

**નીરુમા :** બા, તમારા બેમાં કોનું ચલણ વધારે હતું ?

**હીરાબા :** દાદાનું.

**નીરુમા :** દાદા કહે છે 'તમારું', હવે બેમાં કોણ સાચું ?

**હીરાબા :** ના, ના, મારું ચલણ તો શાનું હોય ?

**નીરુમા :** એ કહે છે, 'દાદાનું જ ચલણ હતું.'

**દાદાશ્રી :** પણ છતાં હું કહેતો'તો, 'ચલણ તમારું, ઘર તમારું. હું તો મહેમાન.' એવું કહેતો.

**નીરુમા :** એવું ખરું બા ?

**હીરાબા :** મહેમાન કહે, તોય પણ 'ઊંચા' તે.

**દાદાશ્રી :** એ તો ખાનદાન ઘરના, તે એમણે ચલણ કોઈ દા'ડો લીધું નથી. 'ચલણ તમારું' કહે છે. હું તો કહેતો કે 'બધું એમનું જ ચલણ, મારું ચલણ જ નહીં.' તોય મને કહેતા'તા કે 'મને શું કરવા વગોવો છો ? તમારું ચલણ ચાલે છે.'

**નીરુમા :** બા, એ ખરું, દાદાનું ચલણ તો ખરું ને ?

**હીરાબા :** હાસ્તો. ચલણ તો એમનું જોઈએ, નહીં તો બૈરી ચઢી જાય.

**નીરુમા :** એમ ?

**હીરાબા :** ત્યારે ! બૈરીને તો જરીક ધાક દેખાડવી પડે.

**દાદાશ્રી :** હા, બરાબર.

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

### યજમાન-મહેમાનનું 'કપલ'

પરમ પૂજ્ય દાદાશ્રી હંમેશાં કહેતા,

'મામાની પોળનું ઘર તો હીરાબાનું કહેવાય. અમે તેમના ગેસ્ટ, અમે એમને ત્યાં મહેમાનની જેમ રહીએ. મહેમાન હોય તેને થાય કશો ડખો ?'



# [૬]

# દાદાનું એડજસ્ટમેન્ટ - કઢીમાં પાણી...

## વગોવવા કરતા લાવે ઉકેલ

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈકવાર રસોઈ બરાબર ના બને તો તમે હીરાબાની ભૂલ કાઢતા ?



**દાદાશ્રી :** અમે અક્ષરેય બોલેલા નહીં. એક ફેરો એવું બન્યું હતું, આમ કોઈ દહાડો કઢી ખારી ના થાય ને એ દહાડે કંઈ કઢી ખારી થઈ હતી. તે પછી કઢી વગર ચાલે એવું નહોતું. નહિતર અમે છોડી

દઈએ, ઓછી લઈએ, પણ કઢી વગર ચાલે એવું નહોતું. તે પછી મેં કહ્યું, 'હવે શું કરીશું ? હવે કઢી તો નહીં ભાવે.' આમ મોઢે કહું નહીં કશું, 'ખારી થઈ છે' એવું તો બોલું જ નહીં. કારણ કે કઢીને વગોવીએ તો આપણા જેવા મૂરખ કોણ ? જે કઢી જોડે રોજની ઓળખાણ, એને વગોવીએ તો આપણે મૂરખ ના કહેવાઈએ ? એને વગોવીએ, બનાવનારને વગોવીએ, કેટલા જણની વગોવણી કરીએ ? એના કરતા આપણે એનો કોઈ ઉકેલ લાવી નાખીએ.

## કઢીમાં રેડ્યું પાણી

તે મેં તો ધીમે રહીને મહીં પાણી રેડી દીધું થોડું, એ હીરાબાએ જોઈ લીધું. 'એય, કઢીમાં તમે પાણી રેડ્યું, કઢીમાં પાણી !' મેં કહ્યું, 'કેમ સ્ટવ ઉપર નથી રેડતા ? કઢી સ્ટવ ઉપર હોય ત્યારે રેડીએ કે નહીં ?' ત્યારે કહે, 'એ તો ઉકળતી હોય ત્યારે રેડાય.' ત્યારે મેં કહ્યું, 'આ મહીં ઉકળે જ છે.' એ મને કહે, 'શાથી રેડ્યું ?' મેં કહ્યું, 'ના, બરાબર છે.' ત્યારે એ કહે, 'અરે, ના રેડો, હું તમને ગરમ કરી આપું.' ત્યારે મેં કહ્યું, 'ના, ના, એવું નહીં, મારે ગરમ જ છે. ચૂલા પર પાણી રેડીએ ને આમ પાણી રેડીએ એમાં ફેર નથી. ચૂલા પર પાણી રેડો તો તમે માનો કે કઢી છે આ અને અહીં પાણી રેડ્યું તો પાણી કહેવાય એમ ? બે એક જ... એક જ માના દીકરા છે બેઉ.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** એક જ માના દીકરા છે.

**દાદાશ્રી :** આ તો મનનું સમાધાન છે ને ! આ ચૂલા ઉપર પાણી રેડીએ, ત્યારે પછી થોડીવારે બે ઊભરા આવે એટલે તમે જાણો કે આ પાકી થઈ ને આ કાચી, એવું માનો છો તમે ? એવું કશું છે નહીં આ. પણ તે ના ખાવા દે ! બળ્યું, ઉપરેય પાણી જ રેડવાનું છે ને ! આ તો મનની માન્યતાઓ છે બધી. મને આમ માન્યું માટે આમ, નહીં તો 'બગડી ગયું' કહે. અલ્યા, નથી બગડી ગયું. એની એ જ આ, બગડે નહીં. આ પાંચ તત્ત્વોની જ દરેક ચીજ છે. કશું બગડવા-કરવાનું હોય નહીં. આ તો માન્યતાઓ છે. મારે ખાધા સાથે કામ છે. મહીં પાણી નાખ્યું એટલે ખારી ના લાગે. એ આપણે ખાઈ લીધું.

## શેના માટે ખાઈએ છીએ ?

અમારે જેમ અનુકૂળ આવે તેમ કરી લઈએ. અમારે તો અહીં મોઢામાં પેસવું જોઈએ. શું ?

**પ્રશ્નકર્તા :** મોઢામાં પેસવું જોઈએ.

**દાદાશ્રી :** શોખ માટે નથી ખાતા, પૂરણ માટે ખઈએ છીએ. આ પેટમાં ભૂખ મટે એટલે પછી છે તે આપણે આપણું કામ પાછું ચાલુ. શું ?

**પ્રશ્નકર્તા :** કામ ચાલુ પછી. શોખ માટે નહીં, પૂરણ માટે.

**દાદાશ્રી :** પૂરણ માટે તો પછી પેલી ખારી કઢી મોઢામાં પેસે નહીં ને ! આ જીભ છે ને, તે વચ્ચે અંતરાય કરે. પછી જીભરૂપી પોલીસવાળો હોય ને, તે પોલીસવાળો ના જવા દે. એટલે પાણી રેડીએ ઠીક લાગે એવી રીતે, તે પછી જીભને આમ કરીએ એટલે પછી એ પોલીસવાળો જવા દે અંદર. નહીં તો પેલો પોલીસવાળો જવા ના દે, બિસ્તરા બધા લઈને. એટલે પાણી રેડ્યું કે હેંડવા દે.

## એડજસ્ટમેન્ટ લેવાની દાદાની કળા

અમે તો દાળમાંય પાણી રેડીએ ને ભાતમાંય પાણી રેડીને ખઈએ. અમે લૂખો ભાત હોય તો પાણી રેડીને અને જરા મીઠું-મરચું નાખીને હલાવીને ખઈ લઈએ. અમારે એટલે જ્ઞાની પુરુષને તો બધું આવડે, કળાઓ બધી. શું ?

**પ્રશ્નકર્તા :** એડજસ્ટ કરી લેવાનું.

**દાદાશ્રી :** એડજસ્ટમેન્ટ (અનુકૂળ કરતા) આવડે. બધી જ જાતના. કઢી ખારી આવે ત્યારે ભાતને ચોપડીને ખઉ અને સારી આવે તો વધારે નાખું. એને એડજસ્ટમેન્ટ તો લેવું જોઈશે ને ? છવ્વીસ વર્ષથી મને એક ક્ષણવાર ઊંધો વિચાર આવ્યો નથી, અગર ક્લેશનું કારણ ઊભું થયું નથી. તો તેમની પાસે સમજવું જોઈએ કે ના સમજવું જોઈએ આપણે, કે આપ કેવી રીતે જીવન જીવ્યા ?

**પ્રશ્નકર્તા :** દાદાને જોઈએ તો એવું દેખાય કે આખો દહાડો આપ બધી વાતમાં એડજસ્ટમેન્ટ જ લેતા હોવ છો.

**દાદાશ્રી :** હા, એક વખત અમે નહાવા ગયા ને પ્યાલો જ મૂકવાનો રહી ગયેલો. તે અમે જ્ઞાની શેના ? એડજસ્ટ કરી લઈએ. હાથ નાખ્યો તો પાણી બહુ ગરમ, નળ ખોલ્યો તો ટાંકી ખાલી. પછી અમે તો ધીમે ધીમે હાથેથી ચોપડી ચોપડી, ટાઢું પાડીને નહાયા. બધા મહાત્માઓ કહે, 'આજે દાદાને નહાતા બહુ વાર લાગી.' તે શું કરીએ ? પાણી ટાઢું થાય ત્યારે ને ? અમે કોઈનેય આ લાવો ને તે લાવો એમ ના કહીએ, એડજસ્ટ થઈ જઈએ. એડજસ્ટ થવું એ જ ધર્મ છે. આ દુનિયામાં તો પ્લસ-માઈનસનું એડજસ્ટમેન્ટ કરવાનું હોય છે. માઈનસ હોય ત્યાં પ્લસ અને પ્લસ હોય ત્યાં માઈનસ કરવાનું. અમે તો અમારા ડહાપણનેય જો કોઈ ગાંડપણ કહે તો અમે કહીએ, 'હા, બરાબર છે.' તે માઈનસ તુર્ત કરી નાખીએ.

## જાણવાની છે જીવવાની કળા

આપણી સેફસાઈડ (સલામતી) તો કરો. વધારે ના થાય તો આપણા ઘરની ફેમિલીની સેફસાઈડ તો કરો. એ પહેલો ધર્મ અને પછી મોક્ષધર્મ.

જીવન જીવવાની કળા આવડે એને જ 'વ્યવહાર ધર્મ' કહ્યો છે. કંઈ તપ-ત્યાગ કરવાથી એ કળા આવડે નહીં. જેને જીવન જીવવાની કળા આવડી, તેને આખો વ્યવહાર ધર્મ આવડી ગયો અને નિશ્ચય ધર્મ તો 'ડેવલપ' થઈને આવે તો પ્રાપ્ત થાય. અને આ અક્રમ માર્ગે તો નિશ્ચય ધર્મ જ્ઞાનીની કૃપાથી જ પ્રાપ્ત થઈ જાય છે ! 'જ્ઞાની પુરુષ' પાસે તો અનંત જ્ઞાનકળા હોય ને અનંત પ્રકારની બોધકળા હોય ! એ કળાઓ એવી સુંદર હોય કે સર્વ પ્રકારના દુઃખોથી મુક્ત કરે.

જીવન જીવવાનું કંઈક જોઈએ કે ના જોઈએ, કંઈક કળા-બળા જોઈએ કે નહીં ? ગમે છે તમને આ વાત બધી ?

**પ્રશ્નકર્તા :** બહુ કામની છે, દાદા.

**દાદાશ્રી :** જીવન જીવવાની કળા જાણવાની જરૂર છે.

## ભટકે છે સુખ માટે ને લાવે છે દુઃખ

કંઈ બધાનો મોક્ષ હોતો નથી, પણ જીવન જીવવાની કળા એ તો હોવી જોઈએ ને ? ભલે મોહ કરો પણ જીવન જીવવાની કળા તો જાણો, કેવી રીતે જીવન જીવવું ? સુખને માટે ભટકે છે ને, તો ક્લેશમાં સુખ હોય ખરું ? તે ઊલટો સુખમાં દુઃખ લાવે છે. ભટકે છે સુખ માટે ને લાવે છે દુઃખ. જીવન જીવવાની કળા હોય તો દુઃખ ના લાવે. દુઃખ હોય ને, તો એને બહાર કાઢે.

આ તો જમવા બેસે, સારી કેરીઓ લાવ્યો હોય, કેરી ના મળતી હોય એ ટાઈમમાં રત્નાગિરિ હાફુસ લાવીને રસ કાઢ્યો હોય અને રસ-પુરી જમવાની વખતે ટેબલ ઉપર વાંકું બોલીને ઊભો રહે કે આ કઢી બગાડીને ખારી કરી નાખી, તે તરત આપણું બધું જમણ ખરાબ કરી નાખે. આમ ડિસ્ટર્બ કરે એનો શું ફાયદો ? આ કઢી બગાડી એવું બોલી ડિસ્ટર્બ કરે ખરા કે ? ના કરે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, એવું જ થાય છે.

**દાદાશ્રી :** હવે મોંઘા ભાવની કેરીઓ લાવ્યા, તે બધાને નિરાંતે જમવા દે ને મૂઆ ! પાંસરો મર ને ! એક અવતાર સીધો મર ! મૂઆ, કઢી ખારી હોય તો ના અડ, આઘી મૂક એને. બીજું બધું જમ ને આ બધાને જમવા દે નિરાંતે, શું કરવા ડિસ્ટર્બ કરું છું ? પણ કર્યા વગર રહે નહીં, નહીં ? આપણે સીધા ન થઈ જવું જોઈએ ? બળ્યું, આ એક કઢી ખારી હોય તો કઢી બાજુએ મૂકો, બીજી વસ્તુઓથી ના ચાલે ?

આપણે તો કઢી ખાવી છે ને ? એ કઢી જોડે કંઈ શાદી કરવાની છે ? આપણે શાદી કરવાની હોય તો જાણે કે ચાલીસ વર્ષની સેફસાઈડ રખાય. કઢી જોડે કેટલા વર્ષની સેફસાઈડ રખાય ? આ સાંજે તો પાછું બીજું ખાવાનું હોય. એની સેફસાઈડ બે-ત્રણ કલાકની હોય, તેની શી ભાંજગડ રાખવી તે ? કેટલા કલાકની સેફસાઈડ કઢીની ? તેના હારુ પેલો ઝઘડો ચલાવે. પંદર દહાડા સુધી ચાલ્યા કરે, 'તેં કઢું ખારું કર્યું'તું, કઢું ખારું...'

કઢી ખારી થઈ તો બૂમ ના પાડીએ તો એને શાંતિ રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** રહે.

**દાદાશ્રી :** હં... અને આપણે કહીએ, 'કઢું ખારું થયું છે', તો શું થાય ? છોકરાંય ઊંચું જોયા કરે, 'મારો પપ્પો ખરાબ છે મૂઓ ! ખાતો નથી ને કકળાટ કર્યા કરે છે !' છોકરાંય બિચારા ભડકે ને ? અરે મૂઆ, ખાવાની બીજી ચીજો છે, કંઈ કઢી એકલા પર છે બધું આ ? કઢીને બાજુએ મૂકવાની. અમારી કઢી ખારી હોય ને, તો હીરાબા આમ આઘાપાછા થાય કે તરત મહીં પાણી રેડી દઉં. તે રાગે પડી જાય. અને ગળી ચીજ હોય શ્રીખંડ-બીખંડ, તો કઢીમાં આટલું સહેજ નાખી આપું ને પાણી રેડું, તે થઈ ગયું. કઢી ખવાય એવી થઈ જાય. એ રસ્તો કરી લેવો જોઈએ. કંઈ મ્યુનિસિપાલિટી નોંધ રાખે છે આપણે ખઈએ છીએ તેની ? જો નોંધ રાખતું હોય તો આપણે વિચારીએ કે એ કરવું પડે. સાંજે પાછું ખાધા વગર ચાલશે ? તો કકળાટ ના કરવો એ ધર્મ હોવો જોઈએ. કોઈ પણ રસ્તે કકળાટ નહીં કરવો જોઈએ.

જેનો ઉપાય ના હોય તેને માટે કકળાટ કરે એ ગુનેગાર કહેવાય છે. આવો જ્યાં કકળાટ ઊભો થવાનો છે ત્યાં જ આપણે ઠંડક કરીએ તેનું નામ ધર્મ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અમુક માણસોનો સ્વભાવ જ એવો હોય કકળાટ કરવાનો, તો ?

**દાદાશ્રી :** એટલે જ કહું છું ને, કે દુઃખ નથી પણ દુઃખ ઊભા કરે છે, ઈન્વાઈટ (આમંત્રિત) કરે છે. કોઈને દુઃખ જ નથી કોઈ જાતનું. ખાવા-પીવાનું બધુંય છે, કપડાંલત્તાં છે, રહેવાનું ફ્રી (મફત) છે, બધું સાધન છે પણ દુઃખ ઊભા કરે છે. બહુ થોડા ટકા પાંસરો માલ છે, બાકી રબિશ મટિરિયલ (કચરો માલ) છે. બધા, રબિશ છતાં વિચારશીલ છે, ડહાપણવાળો છે. બુદ્ધિ છે તે વ્યભિચારિણી બુદ્ધિ છે. થોડીક બુદ્ધિ ડેવલપ થયેલી છે, તે અવ્યભિચારિણી થઈ શકે એમ છે. સારા ટચમાં

આવે તો ફેરફાર થઈ જાય. સંસ્કારની જરૂર છે. સાવ જડ નથી આ. ખોટી ખોટી પણ, ખરાબ પણ બુદ્ધિ ઊભી થઈ. પહેલા તો ખરાબેય નહોતી. ખરાબ થઈ હોય ને, તો એને સંસ્કારી કરી શકાય. બુદ્ધિ ડેવલપ થયેલી હોય ને તેથી !

એટલે સમજવા જેવું છે આ જગત ! કેટલીક બાબતમાં સમજવા જેવું છે અને તે જ્ઞાની પુરુષ સમજણ પાડે. એમને કશું લેવાદેવા ના હોય, એટલે એ સમજણ પાડે કે ભઈ, આ આપણા હિતનું, તો ઘેર કકળાટ ઓછો થાય, તોડફોડ ઓછી થાય.

ભાન જ નથી આ તો. ખાય છે, પીવે છે, તેય ભાન નથી. આ ભાન વધારવાની જરૂર છે આપણે. આ તો ભાન અહંકારમાં જ બધું પેસી ગયું છે. 'હું આમ છું ને તેમ છું' એવું નહીં, 'મારે બધું જાણવાનું બહુ બાકી છે' એવું સમજાવું જોઈએ. જ્ઞાનને માટે ખુલ્લું રાખવું જોઈએ. ઘડા ઉપર ઢાંકણું ઢાંકી દઈએ પછી કોણ પાણી રેડે ? તમને ગમી વાત ?

## એને ધણી કેમ કહેવાય ?

કઢી સારી થઈ હોય તો તો ક્લેશ ઊભો થતો જ નથી ને ! હવે કો'ક દહાડો ખારી ના થાય ? બિચારા એમને રોજ બનાવવાની, તે થાય કે ના થાય ? કો'કને ઘેર ન્યાય કરી આપે પણ મૂઓ પોતાને ત્યાં 'કઢું ખારું કર્યું' બોલી પડે.

બોલે કે આ ઈન્ડિયનો (ભારતીયો) ?

**પ્રશ્નકર્તા :** હા, બોલે ને !

**દાદાશ્રી :** એમ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બાકી ના રાખે, નહીં ?

**પ્રશ્નકર્તા :** બાકી તો ના રાખે પણ લાગ આવે તો એકાદ ધોલ હઉ ચોડી દે, એટલે બાઈને આખો દહાડો મહીં ફટક ફટક થયા કરે.

**દાદાશ્રી :** એનાથી વાઈફને ફટક ફટક ફટક થાય, એને ધણી કેમ કહેવાય ? ધણી તો, કોઈને એનાથી ભય ના હોય એનું નામ ધણી કહેવાય. અને સ્ત્રીઓએ એવો ધણી ખોળવો જોઈએ. આવા ધણી ખોળી કાઢ્યા ?

**પ્રશ્નકર્તા :** એવા મળે નહીં તો શું કરે ?

**દાદાશ્રી :** પણ શું થાય તે ? ના મળ્યા ત્યારે જ આવું લાવ્યા ને ! મળ્યા હોય તો સારા ના લાવત ? પણ એવા નથી માટે આપણે ધણી ના કહેવું જોઈએ. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** તો શું કહે ?

**દાદાશ્રી :** હા, હું તારો, તું કહું એ. ડિઅર કહું કે જે કહું તે, અને તું મારી ડિઅર કહીએ છીએ ને આપણે ?

**પ્રશ્નકર્તા :** ડિઅર...!

**દાદાશ્રી :** વહાલા-વહાલી બસ એટલું જ છે આ બધું. અને વહાલીએ ક્યારે ? કોઈ દહાડો કકળાટ ના થાય ત્યારે વહાલી કહેવાય. આ તો પાછું રોજ કૂદાકૂદ... રોજ ધડાકો થાય, પાછો બંદૂકિયો ટેટો ફૂટ્યો હોય એમ !

## કેવી જોઈએ ફેમિલી લાઈફ ?

ફેમિલી લાઈફ (કૌટુંબિક જિંદગી) તો એટલી ઊંચી હોવી જોઈએ કે લોકો એમ કહે કે આદર્શ જીવન છે આ લોકોનું ! કેવી સુંદર લાઈફ છે ! એવી હોવી જોઈએ, ના હોવી જોઈએ ? હિન્દુસ્તાનની આર્યપ્રજા, આર્ય આચાર, આર્ય વિચાર, આર્ય ઉચ્ચાર. આર્ય ઉચ્ચાર એકુંય છે ? કઢીમાં સહેજ વધારે મીઠું પડ્યું હોય ને, તો બૈરીને 'અક્કલ વગરની છું' કહે. આ અક્કલનો કોથળો આવ્યો ! વેચવા જઈએ તો બારદાનના ચાર આના આવે નહીં. એમાં અક્કલ જોવાતી હશે ? કઢી ખારી ના થઈ જાય, બળ્યું ! આપણે બનાવીએ તો ના બની જાય ? એ કંઈ તોલી

તોલીને નાખે, એ કંઈ એવું છે ? ત્યાં કંઈ વજનકાંટા રાખીએ છીએ આપણે ? આપણે સારું-સારું ખાવું જોઈએ, એ કઢી રહેવા દેવી જોઈએ.

પણ આપણા લોક શું કરે છે કે કો'ક દહાડો કઢી ખારી થઈ ગઈ હોય, તેમાં પેલીની આબરૂ લઈ નાખે. ઘરમાં શું કરવા આ ડખલ કરું છું ? કંઈ ભૂલ ના થાય માણસની ? કરનારની ભૂલ થાય કે ના કરનારની ?

**પ્રશ્નકર્તા :** કરનારની.

**દાદાશ્રી :** તો 'કઢું ખારું છે' એવી ના ભૂલ કઢાય. એ કઢી બાજુએ મૂકીને આપણે બીજું બધું ખઈ લેવાનું. કારણ કે એને ટેવ છે કે આવું કંઈક એની ભૂલ ખોળી કાઢીને એને દબડાવવી. પણ તે આ બહેનોય કંઈ કાચી નથી. આ અમેરિકા આમ કરે, તો રશિયા આમ કરે. એટલે અમેરિકા-રશિયા જેવું થઈ ગયું આ, કુટુંબમાં, ફેમિલીમાં ! એટલે કોલ્ડ વૉર (ઠંડું યુદ્ધ) ચાલ્યા જ કરે નિરંતર મહીં. એવું નહીં, વન ફેમિલી કરી નાખો. એટલે હું તમને સમજાવીશ કે ફેમિલી તરીકે કેમ રહેવાય ! આ તો ઘેર-ઘેર કકળાટ છે !

**પ્રશ્નકર્તા :** અહીંયા અમેરિકામાં તો ઊંધું છે. આ બોમ્બાર્ડિંગ (દબડાવવાનું) છે તે અહીંયાથી નહીં પણ બહેનો તરફથી થાય.

**દાદાશ્રી :** ના, એ તો કેટલીક જગ્યાએ આય થાય ને કેટલીક જગ્યાએ આય થાય. બેઉ સામાસામી, પણ આ રશિયા ને અમેરિકા જેવી જ વસ્તુ છે. કોલ્ડ વૉર ચાલ્યા જ કરે છે મહીં.

## જેની એમને ખબર પડશે, તેનું ભૂંગળું વગાડવું નહીં

કઢી ખારી થઈ, તે આપણે ના બોલીએ તો ના ચાલે ? ઓપિનિયન (અભિપ્રાય) ના આપીએ તો એ લોકોને ખબર ના પડે ? કે આપણે જ કહેવું પડે ? આપણે ત્યાં મહેમાન આવ્યા હોય ને, મહેમાનોનેય ખાવા ના દે. તે આપણે વળી એવા શું કરવા થઈએ ? એ ખાશે તો એમને ખબર નહીં પડે, તે વળી આપણે ભૂંગળું વગાડવું ?

**પ્રશ્નકર્તા :** એ ચાખશે તો ખબર પડશે.

**દાદાશ્રી :** ચાખશે તો એની મેળે ખબર પડશે, નહીં તો જેને ભૂંગળું વગાડવું હોય તે વગાડે. અને પાછું એ બનાવનારી તો વગાડે જ નહીં ને, એની પોતાની આબરૂ જાય એટલે.

**પ્રશ્નકર્તા :** બોલે જ નહીં.

**દાદાશ્રી :** તમે છે તે 'કઢી ખારી થઈ' એવી બૂમ પાડો. એટલે પછી મોઢા બધાના બગડી જાય ને, ના થઈ જાય ? 'કઢી ખારી થઈ' એવું બોલાય ખરું એક ફેમિલીમાં ?

**પ્રશ્નકર્તા :** કઢી ખારી હોય તો ખારી કહેવી જ પડે ને !

**દાદાશ્રી :** પછી જીવન ખારું જ થઈ જાય ને ! તમે 'ખારી' કહીને સામાને છે તે અપમાન કરો છો, એ ફેમિલી ના કહેવાય.

## કહેવાની રીત શીખો

**પ્રશ્નકર્તા :** બોલીએ નહીં પણ મનના વિચારો કે ભાવ બગડે, કોઈએ ખારી કઢી બનાવી હોય તો...

**દાદાશ્રી :** વિચાર બગડે તેનો વાંધો નહીં, ભાવ ના બગડે તે જોવાનું.

**પ્રશ્નકર્તા :** આપણે એને કહેવાનું નહીં, એ તપ કહેવાય ?

**દાદાશ્રી :** હા, કહેવાનું નહીં એ તપ કહેવાય. હવે પછી કહે, 'કહીએ નહીં તો એ એને ખબર ના પડે કે મારી ભૂલ થઈ'તી એ.' હવે જો એ પોતે કઢી ખાવાની હોય તો તેને ખબર પડી જાય પણ બનાવીને પછી જતી રહેવાની હોય તો પછી એ એને ખબર ના પડે. એટલા માટે આપણે એમ કહેવું જોઈએ કે 'આજ સવારે મારે તો આવી રીતે ભૂલ થઈ'તી. માણસ બધા ભૂલને પાત્ર છે. જુઓ ને, તમે આજે કઢી બનાવી'તી ને, તે મીઠું સહેજ વધારે હતું.' આપણી પહેલી ભૂલ દેખાડ્યા પછી એની વાત કરીએ, એટલે એને ધક્કો ના વાગે. નહીં તો વાત ના કરવી.

## ત્યાં ખપે અંતરતપ

**પ્રશ્નકર્તા :** એ જ અંતરતપને ?

**દાદાશ્રી :** ત્યારે અંતરતપ એ જ ને, બીજું કયું ? મોક્ષે જવું હોય તેને અંતરનું તપ કરવું પડે. મીઠું વધારે પડ્યું એટલે આપણે અંતરતપ કરી એને ખઈ લેવાનું. પછી પેલા ખાય ને, ત્યારે પૂછે કે 'તમને મીઠું વધારે પડ્યું હતું તે ખબર ના પડી ?' ત્યારે કહીએ, 'ખબર પડી હતી, પણ તમને ખબર પડે એટલા માટે જ અમે આ ના કહ્યું. તમને ખબર પડશે, તે વળી મારે કહેવાની જરૂર શું છે ? હું કંઈ નોટિસ બોર્ડ (સૂચન પાટિયું) છું ?' કહીએ.

દાળમાં મીઠું વધારે છે તે નોટિસ બોર્ડ ઉપર આવી ગયું, પછી ઘડીવાર શાંતિ ના રહે. આ કાળનો હિસાબ તો જુઓ ! આ કેવો કાળ, ધમધમતો કાળ છે, સળગતો કાળ છે ! અને એમાં પાછા, 'આ મીઠું કેમ વધારે નાખ્યું છે ?' ઓહોહો ! આ મીઠા ના ખાવાવાળા ! સત્‌યુગમાં ખાવું હતું ને નિરાંતે, અત્યારે શું કરવા ખાવા આવ્યો છું, મૂઆ ? અત્યારે ખઈ લે ને પાંસરો, નહીં તો હમણે થાળી બહાર મૂકી આવીશ. મીઠું વધારે કેમ નાખ્યું, એનું ઑડિટ કાઢે (તપાસણી કરે) પાછું ! અત્યારે તો જેમ-તેમ કરીને ખઈ લે, પતાવી દેવાનું કામ. રાત બગડે નહીં એટલો હિસાબ ચોખ્ખો કરવો, નહીં તો વધારે ભાંજગડ થાય તો રાત બગડી જાય. તે બેન આમના ફરીને સૂઈ જાય, આપણે આમ ફરીને સૂઈ જઈએ. તે આપણને ઉત્તર દેખાય ને એમને દખ્ખણ (દક્ષિણ) દેખાયા કરે. મેળ જ ના પડે આનો ! એટલે જેમ તેમ કરીને પાંસરું કરવું પડે.

## કોના હાથમાં છે સત્તા ?

ઊલટો હું કોઈ દહાડો બોલું નહીં અને સહજ રીતે ચાલવા દઉં. એ ભૂલ થાય કો'ક દહાડો પણ એ સહજ રીતે ભૂલ થયેલી હોય છે.

**પ્રશ્નકર્તા :** ના, પણ સારું ખાવાનું ના બનાવે તો એવું કહેવું તો પડે ને ?

**દાદાશ્રી :** એ સારું શેના આધારે બનાવ્યું હતું, પહેલા આગળ ખાધેલું તેં ? તારા કહેવાથી સારું બનાવે છે ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો એની મેળે કો'કવાર થાય ને કો'કવાર નાય થાય !

**દાદાશ્રી :** એટલે હું કેટલાંય વર્ષથી કહેતો નથી. એની મેળે સહજ રીતે જે બનાવે તે જ બરાબર છે. વઢવાની જરૂર નથી. સ્ત્રીઓને ખાવા માટે વઢવાની જરૂર નથી.

ઘણા ફેરે તો ખાવાનું સરસ હોય છે. બીજાને ખવડાવીએ ને, તો સરસ લાગે અને તમારી જીભ ખરાબ હોય છે ઘણા ફેરા. પોતાની જીભ છે તે છેતરતી હોય, એવું મારે ઘણા વખત બનેલું. આપણી જીભ ખરાબ હોય ને આપણને ખરાબ લાગે ખાવાનું.

**પ્રશ્નકર્તા :** પોતાના માણસ હોય તો કહેવાય ને, બીજાને થોડું કહેવાય ?

**દાદાશ્રી :** એટલે પોતાના માણસને ગોદા મારવા ?

**પ્રશ્નકર્તા :** કહીએ તો બીજીવાર સારું કરે ને, એમ.

**દાદાશ્રી :** એ સારું કરે કે ના કરે, એ વાત બધી ગપ્પા છે. શા આધારે થાય છે એ હું જાણું છું. નથી બનાવનારના હાથમાં સત્તા, નથી તમારા કહેનારના હાથમાં સત્તા. આ બધી સત્તા કયા આધારે ચાલે છે ? માટે અક્ષરેય બોલવા જેવો નથી.

**પ્રશ્નકર્તા :** એવું શા માટે ?

**દાદાશ્રી :** હાથમાં સત્તા નથી એ ! બનાવનારના હાથમાં સત્તા નથી. ખરેખર સત્તા જુદી જાતની છે. આ તો બધા ગપ્પા... વાતો કરીએ અને ઠોકાઠોક કરીએ એમાં વળે નહીં કશુંય.

**પ્રશ્નકર્તા :** તો દાદા, કોના હાથમાં સત્તા છે એ ?

**દાદાશ્રી :** એ તો મારી પાસે વધુ ટાઈમ આવો ત્યારે ખબર પડે.

એ સત્તા જુદા હાથમાં છે. એક પરમાણુ, એક રઈ ખાવાની કોઈનામાં સત્તા નથી. આ વર્લ્ડમાં કોઈ એવો જન્મ્યો નથી કે રઈ પોતે ખઈ શકે. સંડાસ જવાની શક્તિ નહીં ને ! એ તો જ્યારે અટકે ત્યારે ખબર પડે. અહીંના ડૉક્ટરો ભેગા કર્યા ફોરેનના, એટલે ઊંચા-નીચા થવા માંડ્યા, 'કે ભઈ, તારું અટકશે ત્યારે ખબર પડશે.' ત્યારે કહે, 'યસ, યસ, યસ (હા, હા, હા) !'

## આ તો ખાનારનું ભાગ્ય બોલે છે

**પ્રશ્નકર્તા :** એ સમજાવો ને દાદા, કે જે ખાવાનું આપણી સામે આવે છે, તે કયા આધારે આવે છે ?

**દાદાશ્રી :** તે આપણો જ હિસાબ, ભોગવનારનો હિસાબ. ભોગવનાર પુણ્યશાળી હોય ને, તો બહુ સુંદર ખોરાક આવે સામો અને ભોગવનાર જરા અડધો અકર્મી હોય, ત્યારે પછી અવળું આવે તે. એટલે ભોગવનારની ભૂલ છે એમાં. આપણું પુણ્ય અવળું હોય ને, તો અવળું આવે અને પુણ્ય સવળું હોય તો બહુ સુંદર આવે. એ બનાવે છે તે એના આધીન છે ? એ કંઈ નાખે છે એ એની અક્કલ નથી, એ આપણું પુણ્ય જોર કરે છે. બધા ખાનારનું પુણ્ય જોર કરે છે.

માટે કઢી ખારી થાય ત્યાં કશુંય અક્ષરેય બોલવાનો નહીં. કારણ કે કઢી ખારી થાય ને જો ધણી એમ બોલે કે 'આજ કઢી કેમ ખારી કરી છે ?' ત્યાં આગળ ભગવાન શું ન્યાય કહે છે કે 'આ માણસને છ વર્ષની સખત કેદની મજૂરીમાં ઘાલો.' શું કહે ? ત્યારે એ કહે, 'એવો શો મોટો ગુનો કર્યો ?' ત્યારે ભગવાન કહે કે 'કઢી ખારી થઈ એ મૂઆ કહેવાતું હશે ? નંગોડ છું કે શું છું ? કાલે ખારી હતી ? રોજ કઢી ખારી હોય છે ?' ત્યારે એ કહે, 'ના, રોજ નથી હોતી.' ત્યારે ભગવાન કહે, 'આજે તને ખારી મળી. રોજ સારી શેના આધારે થાય છે ને ખારી શેના આધારે થાય, ભાન છે તને ? આ તારું ભાગ્ય બોલે છે મૂઆ.' શું બોલે છે ? ખાનારનું ભાગ્ય બોલી રહ્યું છે, તે તો નિમિત્ત છે બિચારા, બનાવનાર.

## ભૂલ કાઢવાની ના હોય

હવે કઢી ખારી થાય તો બૂમાબૂમ ના કરતા, 'કઢું ખારું થયું છે' કરી ને ! કઢી ખારી થાય ત્યારે લોકો શું કરે ? બૂમાબૂમ કરે કે ? નવા જ જાનવરને ? પોતાની વાઈફે કર્યું હોય તેની મહીં ભૂલો કાઢે. તે આ મૂઆ ધણી થતા ન આવડ્યું ? પોતાની વાઈફે કર્યું છે, એમાંય તેં ખોડ કાઢી ? તે ક્યાં પાંસરો મરીશ, કહીએ ! અને પાછો કહે, 'માય વાઈફ (મારી પત્ની).' અલ્યા મૂઆ, તારી વાઈફ છે તો ખોડ શું કરવા કાઢું છું ? આ એક જાતની અંદરખાને લડાઈઓ ચાલ્યા કરે છે પછી. અને જીવન પછી યૂઝલેસ કરી નાખ્યું છે ! આ ઈન્ડિયનો એટલા બધા વાંકા થાય છે, કે મને મુંબઈના ડૉક્ટરે કહ્યું કે એ તો ગર્ભમાંય વાંકા થાય છે, આડા થાય છે, તે અમારે કાપીને કાઢવા પડે છે. એટલે આ વાંકા થવાથી દુઃખ આવ્યું છે બધું ! સીધા થવાની જરૂર છે.

ભૂલ કોઈની કાઢવાની ના હોય, વાઈફની ભૂલ કાઢવાની ના હોય. વાઈફે ધણીની ભૂલ ના કાઢવાની હોય. સાધારણ ચેતવણી આપવી, કે ભઈ, આજે જરા કઢીમાં મીઠું વધારે હતું, તેય જમી રહ્યા પછી. આ તો જમતી વખતે બગડે મૂઓ. એટલે બધું આ જે રસ-રોટલી હોય ને, તો એમાં ખાવામાં મજા ના આવે. આ તો બાસમતીના ચોખામાં કાંકરા નાખીને ખાય પછી. તમને સમજાય છે મારી વાત, જાગૃતિમાં તો લેવી જોઈએ કે ના લેવી જોઈએ ? ઘરમાં શાંતિ બિલકુલ રહેવી જોઈએ, અશાંતિ થવી જ ના જોઈએ. અશાંતિ કરવાથી આવતા ભવને નુકસાન કરો છો, આવતો ભવ બંધાય છે, વેર બંધાય છે સ્ત્રી જોડે.

## આપણે શું કામ કાળમુખા થઈએ ?

આપણે કોઈની ભૂલ ના કાઢવી, સારું થાય કે ખરાબ થાય. ભૂલ ના કાઢીએ છતાંય ભૂલ કાઢવી હોય તો કેવી રીતે કાઢીએ ? પછી આપણે કહીએ કે 'આજ તમને કઢી કેવી લાગી ?' ત્યારે કહે, 'ખારી થઈ તમે બોલ્યા નહીં ?' 'હું શું કરવા બોલું, તમે તમારી મેતે બોલો તો સારું.' આપણે શું કરવા બોલીએ ?

**પ્રશ્નકર્તા :** દાદા, તમે એવું જ કરતા હતા ને, હીરાબા ખાય ત્યારે એમને ખબર પડે ને ?

**દાદાશ્રી :** હા, એમને ખબર પડે એટલે હું બોલું જ નહીં કોઈ દહાડો. ખાય એટલે પોતાને ખબર પડે કે આ કઢી ખારી ખાઈ ગયા. આપણે કોઈને કહેવાની જરૂર જ નથી.

પાછા એ કહે, 'ફલાણું શાક છે તે ખારું થઈ ગયું હતું, તે તમે આજ બોલ્યાય નહીં !' તે મેં કહ્યું, 'તમને ખબર ના પડે ? મારે તમને જે જણાવવું હતું, તે તો તમને એમ ને એમ જણાવાનું છે, પછી મારે વળી જણાવીને શું ? કાળમુખા થવાનું શું કામ ?' એ કાળમુખા કહેવાય. જે એ ખાવાના છે એનું આપણે જણાવીને શું કામ છે તે ? એટલે અમે કશી વાત બોલેલા નહીં. કોઈ જાતનું કશું અક્ષરેય બોલેલો નહીં. એમની આબરૂ નહીં બગાડવાની કોઈ દહાડોય, એ મારી ના બગાડે.

એટલે હું તો શું કરું ? થોડો શીરો પડ્યો હોય ને થાળીમાં, તે ગળપણ કશું હોય ને, તે કઢીમાં ચોળી દઉ અને મોળી કરી નાખું. ગમે તે રસ્તે ખાવાલાયક કરી નાખું. પછી ખાંડ-બાંડ માંગું નહીં. એટલે જાણે નહીં કે આ તો કઢી ખારી થઈ ગઈ. એવું કહેવા-કરવાનું નહીં. કશું માગું-કરું નહીં. અમારે ત્યાં બધાને પૂછો તો કહે, 'ના, દાદાજી બોલ્યા નથી, કોઈ દહાડોય !' હું શું કરવા બોલું ? બોલનારા બધા છે ને ! હોશિયાર છે ને !

નહીં તો પછી સ્ત્રીઓ અંદર-અંદર શું કહે, 'એ કાળમુખા જ છે !' બીજા બધા શબ્દો બહુ આવડે પણ કહે નહીં. તે મૂઆ આવો અપજશ આપણને આપે, તેના કરતા આપણે સીધા રહો ને ! પાંસરા થઈ જાવ ને !

આપણે તો સંપૂર્ણ વ્યવહારને માન્ય કર્યો. દરેક વ્યવહારને સમભાવથી નિકાલ કરીએ છીએ. કઢી ખારી થઈ હોય તોય એ વ્યવહારને આપણે તરછોડતા નથી. સમભાવે નિકાલ કરીને, કાં તો ઓછું લઈએ, કાં તો એડજસ્ટમેન્ટ કરીએ. કાલે પેલું ઢેબરામાં જરાક મીઠું વધારે હતું,

એટલે એ ઢેબરું મેં દૂધમાં ચોળી લીધું. બનતા સુધી ઢેબરું નથી ખાતો હું, પણ મેથીની ભાજીનું હતું એટલે ચોળી લીધું. એમણે હર્ષપૂર્વક બનાવ્યું હતું એટલે. બાકી મારે તો રોટલો ને દૂધ બે, અગર રોટલો-ઘી, અગર ખીચડી-કઢી. બસ, બીજું કંઈ નહીં. આપણે બીજો ખોરાક નહીં. એટલે પછી એ ઢેબરું ચોળી દીધું મેં ને ખાવા માંડ્યું. સહેજ વધારે પડતું ખારું હતું, એબોવ નૉર્મલ (પ્રમાણથી વધુ). એટલે અમને તરત એના ઉપાય-બુપાય બધું જડે, કોઈને જાણવા ના દઈએ કે શું બન્યું'તું એ ! હવે ખાવું'તું ખરું. આ દૂધ ને એ રહેવા દઈએ, ત્યારે એ સમજી જાય કે કંઈક ભૂલ થઈ આપણી. એટલે પછી મેં એમને શું કહ્યું કે 'ભાઈ, એકલું ઢેબરું નહીં ચાલે મને. એટલે એક આટલો નાનો મોળો રોટલો કરી લાવો.' હવે તે રોટલો કેવો બનાવતા'તા ? આવડી પૂરી હોય ને એના જેવડો. તે એ મોળો આવે ને, અને આ બે મિક્ષ્ચર કરીને ચોળ્યું, તે આવી ગયું. તે એ ભાઈ મને કહે છે, 'આમ કેમ કર્યું ?' મેં કહ્યું, 'આ આવું થયું છે, એનો શો ઉપાય ?' પછી મને કહે છે, 'થઈ ગયું ?' મેં કહ્યું, 'હા, થઈ ગયું.'

મને ઉપાય જડેય ખરો, હું ઘરમાં જાણવાય નહોતો દેતો, શું બને તે ! કારણ કે ઘરમાં બહુ કહે કહે કરો ને, કે 'આજ કઢી ખારી છે', વળી કાલે 'ચા મોળી છે' એમ બોલો, વળી પરમ દહાડે કહો કે 'શાક બહુ તીખું થઈ ગયું છે', તો એ વધુ બોલનારાને ઘરના માણસોએ અંદર એક નામ આપેલું હોય છે, કે 'મૂઓ કાળમુખો છે !' કેવો છે ? કાળમુખો છે. બે-ચાર જાતના નામ આવા છે. એટલે આપણે આવા કાળમુખા થઈને શું કામ છે, ભાઈ ? એડજસ્ટેબલ, એવરીવ્હેર એડજસ્ટેબલ.

**પ્રશ્નકર્તા :** દાદા, એવો ભારે શબ્દ ન બોલે 'કાળમુખા'નો, પણ એટલો તો બોલે, 'બહુ ચીકણા છે, બહુ ચીકાશ છે એમને.'

**દાદાશ્રી :** આમ મોઢે ચીકણા કહે પણ અંદર પેલા બીજા શબ્દો હોય છે, આ તમને કહી દઉં. મેં પૂછી લીધેલું ખાનગીમાં, 'તમારો શો અભિપ્રાય છે ?' માટે કહું છું. ઉપર તો વિનયપૂર્વક હોય છે. કારણ કે

આર્ય સન્નારી છે ને ! અને પાછા કેટલાંક તો એમ કહી દે છે, 'તે શું તમારી ભૂલ નહીં થતી હોય, તે મારામાં અમથા ભૂલો-ખોડો કાઢ કાઢ કરો છો વગર કામના ?' તે આપણી નથી થતી કંઈ ધંધામાં ?

**પ્રશ્નકર્તા :** થાય છે.

**દાદાશ્રી :** એ જોવા આવે તો ખબર પડી જાય. આ તો પાછા કઢીમાં કો'ક દહાડો મીઠું વધારે પડ્યું હોય ને તો, 'આ કઢું ખારું કર્યું છે' કહે. ત્યારે મૂઆ, રોજ મીઠું બરોબર હોય તો સારું બોલતો નથી ને અત્યારે એક દહાડા હારુ કાળમુખો શું કરવા થઉ છું ? કાળમુખો થઈને ઊભો રહ્યો હોય ! રોજ સારું થાય ત્યારે ઈનામ આપતો નથી. હવે ખરો કાયદો શું ? ભોગવનારનો વાંક હોય ત્યારે કઢી ખારી થઈ જાય. એને તો ખારીની ઈચ્છા નથી, તો કેમ ખારી થઈ ગઈ ? ત્યારે કહે, 'ભોગવનારના ભાગમાં વાંકું છે આજે.' એટલે 'ભોગવે એની ભૂલ' છે. કોની ભૂલ છે ? હવે આ ઊંધું સમજીને બધું બાફ-બાફ કરે. અને તે કચુંબર રાખવાનું તેને બાફે અને બાફવાને કચુંબર કરે. થોડું ના સમજવું જોઈએ ? તમને કેમ લાગે છે ? આ લોકોનું આપેલું લૌકિક જ્ઞાનને શીખીએ તો માર ખઈ ખઈને મરી જઈએ. એ તો જ્ઞાની પાસે એક કલાક બેઠા હોય ને, તો કેટલાય આંકડા મળી જાય, ચાવીઓ મળી જાય અને ડાહ્યા થઈ જઈએ.

તું થોડો ડાહ્યો થયો કે ના થયો ? થોડોઘણો ડાહ્યો થયો કે નથી થયો હજુ ? થઈ જવાશે ને, ડાહ્યો ? સંપૂર્ણ ડાહ્યા થઈ જવાનું. ઘેર 'વાઈફ' કહે, 'અરે, આવા ધણી ફરી ફરી મળજો.'

એટલે કશું બોલવાનું નહીં. વહુને તો કશું કહેવું જ ના જોઈએ. એ તો વહુ સારી હોય છે કે આપણો દોષ કાઢી બતાવતી નથી.

**પ્રશ્નકર્તા :** અમુક જણને મતભેદ ના પડે તો આનંદ ના આવે !

**દાદાશ્રી :** બળ્યું, કકળાટથી જો આનંદ હોય ત્યારે એને કોઈ કકળાટ કહેય નહીં ને !

**પ્રશ્નકર્તા :** મતભેદ એ કકળાટ નથી, મતભેદ એટલે તો બસ, આનંદ આવે એમાં !

**દાદાશ્રી :** ના, કશુંય આનંદ ના આવે, કંટાળી જાય છે. આનંદ તો સોગટાબાજી (ચોપાટ) રમતા હોય તે ઘડીએ આવે, પછી શેનો આનંદ ?

## ના ભાવતું ખઈ લઉં સામાના આનંદ માટે

એક મતભેદ નહીં પડવા માટે તો કેટલું બધું વિચારી નાખવું પડે ! કારણ કે મતભેદ પડેલો જ નહીં ને ! ના ગમતું શાક લાવીને કરે, તોય મારે ખાવાનું. જો રહેવા દઉં તો એમના મનમાં એમ કહે કે નથી ભાવતું આ. એટલે ના ગમતું હોય છતાં હું ખઉં. હા, એમને આનંદ થાય એટલા માટે. એમને ત્યાં નહીં, પણ બધેય. ના ગમતું હોય તે હું ખઉં છું તે એટલા માટે કે સામા માણસને એમ ના લાગે કે આ ના ભાવ્યું. એ કઢી તો ખારી થઈ જાય કો'ક દા'ડો. ના થઈ જાય એવું ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** આપણી ભૂલ નથી થતી ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય.

**દાદાશ્રી :** એમ, એમની ભૂલ થાય તો આપણે મેળ મેળવી લઈએ, જરા ઓછી લઈને પતાવી દઈએ કામ.

**પ્રશ્નકર્તા :** એમને દોરવણી આપવા માટે કહેવું પડે કે નહીં ?

**દાદાશ્રી :** ઓહોહો ! પછી તમને દોરવણી કોણ આપે ત્યારે, ધંધામાં રોજ નુકસાન કરીને આવો તે ? તમને દોરવણી કોણ આપશે ?

**પ્રશ્નકર્તા :** અમને દોરવણી અમારા વડીલો આપી ગયા.

**દાદાશ્રી :** એ એમનેય એમના મા આપી ગયા બધુંય કે આવી રીતે ધણીને ચક્કરે ચઢાવજે !

અને તે આપણે કહેવાની શી જરૂર ? આપણે કહેવું અને નમારમૂંડા

દેખાવું એના કરતા નમારમૂંડા જ ના દેખાવું એ શું ખોટું ? કહે એ નમારમૂંડો દેખાય, કે મૂઓ આ નમારમૂંડો બોલ બોલ જ કર્યા કરે છે. બોલનાર સારો દેખાય ?

**પ્રશ્નકર્તા :** ના દેખાય.

**દાદાશ્રી :** આપણે કહીએ, 'કઢી ખારી' એટલે એ આડા ચાલે. 'એક દા'ડો ખારી થઈ તેમાં બૂમાબૂમ કરો છો, હું જોઈ લઈશ હવે', કહે. એના કરતા આપણું ગાડું રીતસર જ ચાલવા દો ને, ધીમે ધીમે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ વાત આમ બહુ નાની લાગે છે પણ બહુ અગત્યની છે.

## મોળી ચા સાયકોલોજિકલ ઈફેક્ટથી લાગે ગળી

**દાદાશ્રી :** હું તો સાંતાક્રૂઝમાં ત્રીજે માળે બેઠો હોઉ તો ચા આવે. તે કોઈ દહાડો જરા ખાંડ ભૂલી ગયા હોય તો હું પી જઉ અને તેય દાદાના નામથી. મહીં દાદાને કહું, 'ચાની મહીં ખાંડ નાખો, સાહેબ.' તે દાદા નાખી આપે ! એટલે ખાંડ વગરની ચા આવે તો પી જઈએ બસ. અમારે તો કશો ડખો જ નહીં ને ! અને પછી પેલો ખાંડ લઈને દોડધામ કરીને આવે. મેં કહ્યું, 'ભઈ, કેમ ખાંડ લાવ્યો ? આ ચાના કપ-રકાબી લઈ જા.' ત્યારે કહે, 'તમે ચા મોળી હતી તે ખાંડ માગી નહીં ?' મેં કહ્યું, 'હું શું કરવા કહું ? તમને સમજણ પડે એવી વાત છે.'

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે ચામાં ખાંડ ના હોય, તો તમારે બૈરીને કશું કહેવું નહીં અને ચા પી લેવી પણ હવે કોઈ આપણે ઘેર મહેમાન આવ્યું હોય અને એવી ચા બનાવે અને આપણે કશું કહીએ નહીં, તો મહેમાન કહેશે કે આની બૈરીને ચા બનાવતા નથી આવડતી અને આ ધણી એની બૈરીને કહેતોય નથી !

**દાદાશ્રી :** પણ કહેવું હોય તો કો'કને ઘેર ગયા હોય આપણે ને એમને કહીએ એવી રીતે કહેવું જોઈએ કે 'પ્લીઝ (મહેરબાની કરીને), જરા ખાંડ લાવજો.' ત્યાં 'તારામાં અક્કલ નથી અને ખાંડ નાખી નથી

ને' એવું કહીએ તો શું થાય ? કહેવામાં વાંધો નથી, પણ કહેવાની રીત હોવી જોઈએ.

અને આપણે પોતે એકલા હોય તો પી લેવી. કારણ કે એ પીશે એટલે એમને પોતાને ખબર પડશે ને ! પછી આપણને કહે, 'મહીં ખાંડ ન હતી, ભૂલી ગઈ હતી, તોય તમે બોલ્યા નહીં !' ત્યારે કહે, 'તમને ખબર પડશે ને, કંઈ મારે એકલાને ઓછું પીવાની છે ? એ મારે કહેવું તેના કરતા તમને અનુભવ થાય એ શું ખોટું છે ?' એના કરતા અમે શું કરીએ ? આપણે કહીએ, કે 'ચા ગળી છે, ચા ગળી છે.' એટલે પીએ કે તરત ગળી લાગે, સાયકોલોજિકલ ઈફેક્ટ (મનોવૈજ્ઞાનિક અસર) થાય. નહીં તો ગળી હોય તોય મોળી લાગે.

## જ્ઞાની બોધકળાએ રાખે સંયમ, બનાવે સંયમી

ભઈને કાલનો ઉપવાસ હોય અને ખાવા બેસે તો વેઢમી મોળી હોય, કઢી ખારી હોય ને શાક ચઢ્યું ના હોય તો શું થાય ? જ્ઞાની તો શું કરે ? કહેવું પડે 'વ્યવસ્થિત' ને ! વેઢમી મોળી હોય તો સ્વાદુરસ નાખે કે બહુ ગળી છે, તો ગળી લાગે. આ રીંગણા-બટાકાનું શાક કાચું હોય, તો રીંગણા ચાવીને ખાવાના ને બટાકા કાચા ખાઈએ તો નડે એટલે એ નહીં ખાવાના, બાજુએ રહેવા દેવાના. તે જમાડનાર ખુશ થઈ જાય, કે ભઈ બરોબર જમે છે. સંયમ તો તે ઘડીએ રહેવો જોઈએ. એ સંયમધારીએ તે વખતે કશુંય બોલ્યા વગર શાક ખાવાનું, કઢી ખાવાની, વેઢમી ખાવાની. તે સામેવાળોય ખુશ થઈ જાય.

આ તો આવા વખતે આપણામાં સંયમ દેખે તો બાઈ ખુશ થઈ જાય, કે ભાઈ તો કહેવા પડે ! જરાય અકળાયા નહીં કે જરાય મોઢુંય બગાડ્યું નહીં ને કચકચ કર્યા વગર જમી લીધું ! તે ખુશ થઈ જાય. તે સંયમનો વખાણ કરનાર પોતે પણ સંયમી થાય. ભાઈનો સંયમ વખાણી બાઈ સંયમી થાય. આ તો કો'ક દહાડો બાઈથી કઢી ખારી થઈ જાય, ત્યારે મૂઓ ફટાકડો ફોડે. તે પછી પેલી પણ ફટાકડો ફોડે કે 'તમે તો ક્યારેય ભૂલ જ નહીં કરતા હો.' તે પછી આગળ તડાતડી

ચાલે. અમે તો કોઈ દહાડોય ફટાકડો ફોડ્યો જ નથી. દૂધ ના હોય તો અમે પાણીમાં રોટલી ચોળીને ખાઈ જઈએ. દૂધ ના હોય ત્યારે બોધકળા ઊભી થાય કે 'આ દૂધમાં પચાસ ટકા પાણી તો છે જ, તે તેમાં રોટલી ચોળાય તો છે. તો પછી પાણીમાં રોટલી કેમ ના ચોળાય ?' તે પછી મજાનું ખવાય. ત્યારે ત્યાં મૂઆને આવી કળા આવડે જ નહીં. દૂધ ના દેખે તો વઢંવઢા થઈ જાય.

જ્ઞાની પુરુષની બોધકળાઓ અનંત હોય. તે જો બધી સાંભળે ને, તો તો સાંભળતા જ કામ કાઢી નાખે. આવી બોધકળા સાંભળી હોય તો જ્યારે એવો સંયોગ આવે ત્યારે સાંભળેલી બોધકળા આવીને ઊભી રહે. છતાં સ્વાભાવિક બોધકળા ના હોય.

આ આપણો સંયમ ના ગુમાવવો જોઈએ. વેઢમી મોળી, દાળ ખારી ને શાક કાચું તોય બોલ્યા નહીં ને 'સરસ છે' કહીને ખાઈ ગયા, તે બાઈમાંય સંયમ ઊભો થાય. અને સંયમ ના પાળ્યો તો એક તો વઢવાડ થઈ ને શાંતિથી જમવાનું ના મળ્યું ને ઉપરથી ગાંડો દેખાયો. બે માણસ વચ્ચે કચકચ ચાલે ને બાઈ પાછી વેર બાંધે. 'તમે ભૂલ કરો ત્યારે વાત છે' તેમ મનમાં નક્કી કરી રાખે. આ તો સંયમધારીને તો નર્યું સુખ, સુખ ને સુખ જ ! આ દાદા પાસે તો નર્યો નફો જ છે.

સુખ તો સંયમમાં જ છે. પેલામાં તો બાઈને પણ રીસ ચઢે કે તમે પકડાઓ ત્યારે વાત છે, ત્યારે હું જોઈ લઈશ. આ તો છોકરાની સાત ખોડ કાઢે, તો પછી એ છોકરો પણ તમારી એક ખોડ કાઢે. માટે તમે એની ખોડ ના કાઢો, એટલે એ પણ તમારી ખોડ નહીં કાઢે. વ્યવહારમાં કેવું છે કે જો તમને તમારી ખોડ કાઢે એ ના ગમતું હોય તો તમે બીજાની ખોડ ના કાઢશો. એ દબાવી દેજો.

## પ્રાપ્ત સંયોગનો સમભાવે નિકાલ

આપણે શું અવલંબન લેવાનું ? પ્રાપ્તને ભોગવો, અપ્રાપ્તનો વિચાર નહીં કરવાનો. પ્રાપ્ત જે આવ્યું, જેટલું ઠીક લાગે ને, એટલું ખાઈને ઊભું થઈ જવું. કોઈને કષાય ઉત્પન્ન ના થાય એવું વાતાવરણ રાખવું.

આપણા નિમિત્તે કોઈને કષાય ના થાય એવું આપણું નિમિત્ત રહેવું જોઈએ. અને કોઈ માણસ કહે, 'ભઈ, તો જગત સુધરે કેમ કરીને ?' એ તો જમી રહ્યા પછી ધીમે રહીને કહેવું કે 'આજ દાળ છે ને, તેમાં સહેજ મીઠું વધારે પડતું હતું, તમને લાગ્યું ?' ત્યારે કહે, 'હા, મનેય લાગ્યું છે.' 'હવે કાલે સહેજ ફેરફાર કરજો, પણ મોળી ના થઈ જાય એટલું ધ્યાન રાખજો', કહીએ. એ પાછું ચેતવવું જોઈએ. પેલો કિનારો કહેવો પડે. પેલો કિનારો ના કહીએ તો પાછું એ કિનારાની આઉટ ઑફ (બહાર) જતું રહે.

ઘરમાં ના ભાવતું થાળીમાં આવ્યું ત્યાં 'સમભાવે નિકાલ' કરજો. કોઈને છંછેડશો નહીં. જે થાળીમાં આવે તે ખાજે. જે સામું આવ્યું તે સંયોગ છે ને ભગવાને કહ્યું છે કે સંયોગને ધક્કો મારીશ તો એ ધક્કો તને વાગશે ! એટલે અમને ના ભાવતી વસ્તુ મૂકી હોય તોય અમે મહીંથી બે ચીજ ખાઈ લઈએ. ના ખાઈએ તો બે જણની જોડે ઝઘડો થાય. એક તો જે લાવ્યો હોય, જેણે બનાવ્યું હોય તેની જોડે ભાંજગડ પડે, તરછોડ વાગી જાય અને બીજું ખાવાની ચીજ શું કહે છે કે 'મેં શો ગુનો કર્યો ? હું તારી પાસે આવી છું ને તું મારું અપમાન શું કામ કરે છે ? તને ઠીક લાગે તેટલું લે, પણ અપમાન ના કરીશ મારું.' હવે એને આપણે માન ના આપવું જોઈએ ? અમને તો ના ભાવતી વસ્તુ આપી જાય તોય અમે તેને માન આપીએ. કારણ કે એક તો ભેગું થાય નહીં ને ભેગું થાય તો માન આપવું પડે. આ ખાવાની ચીજ આપી ને તેની તમે ખોડ કાઢી, તો પહેલું આમાં સુખ ઘટે કે વધે ?

**પ્રશ્નકર્તા :** ઘટે.

**દાદાશ્રી :** ઘટે એ વેપાર તો ના કરો ને ? જેનાથી સુખ ઘટે એવો વેપાર ના જ કરાય ને ! મને તો ઘણા ફેર ના ભાવતું શાક હોય તે ખઈ લઉ ને પાછો કહું કે 'આજે શાક બહુ સરસ છે.'

**પ્રશ્નકર્તા :** એ દ્રોહ ના કહેવાય ? ના ભાવતું હોય ને આપણે કહીએ કે ભાવે છે, તો એ મનને ખોટું મનાવવાનું ના થયું ?

**દાદાશ્રી :** મનને ખોટું મનાવવાનું નહીં. એક તો 'ભાવે છે' એવું કહીએ તો આપણા ગળે ઊતરશે. 'નથી ભાવતું' કહ્યું એટલે શાકને રીસ ચઢશે, બનાવનારને રીસ ચઢશે.

## ના બોલો તો ઉત્તમ

અમારે તો ઘરમાંય કોઈ જાણે નહીં કે 'દાદા'ને આ ભાવતું નથી કે ભાવે છે ! આ રસોઈ બનાવવી તે શું બનાવનારના હાથનો ખેલ છે ? એ તો ખાનારના 'વ્યવસ્થિત'ના હિસાબે થાળીમાં આવે છે, તેમાં ડખો ના કરવો જોઈએ.

'જો આ કંઈ કઢું કર્યું છે', એવું વાંકું બોલીએ તો શું થાય ? એક તો તપેલો હોય અને 'કઢું ખારું છે' બોલે એટલે ભડકો થાય. એવું ના કહેવાય ! એની જોડે આપણે સમાધાન કરી લેવું જોઈએ, કે મહીં ભગવાન બેઠા છે, તું વઢવાડ ના કરીશ અને હુંય ના કરું, નહીં તો છોકરાં ઉપર અસર થાય ખોટી. એટલે એ છોકરાં જોઈ લે કે શું કરે છે ? આપણે વાંકું ના બોલીએ તો એય મનમાં સમજી જાય. એય કહે, 'નથી બોલવું, મારા ફાધર જ બોલતા નથી, ભૂલ કાઢતા નથી.' અને આપણે કહીએ, 'આ કઢી બગાડી', તો કઢી કહેશે, 'બગાડી એમાં મારો શું ગુનો ? મૂઆ, તું મને વગોવે છે ?' એટલે કઢી રીસાય અને ભઈને રીસ ચઢે, છોકરાંને રીસ ચઢે. હવે સરસ જમવાનું હતું તે બધું બગાડ્યું આખું અને પછી અંદર 'કાળમુખો જ છે, નિરાંતે જમવાય ના દીધા. જમતા પહેલા મૂઓ બગડ્યો. પછી સાલાને દઝાડ્યો હોત તો વાંધો ન હતો.' ત્યાં સુધી વિચારે પછી ! અને 'મને બહુ ગમે છે તારી રસોઈ' કહીએ એટલે આપણે છૂટ્યા.

**પ્રશ્નકર્તા :** તો રોજ ખારી બનાવે.

**દાદાશ્રી :** છો ને બનાવે, એને હઉ ખાવાની છે ને !

**પ્રશ્નકર્તા :** બહુ વખાણીએ એટલે એવી ખારી જ, ગઈ કાલ જેવી જ બનાવે.

**દાદાશ્રી :** એવો ભય રાખવાનો નથી આ જગતમાં ! કોઈ માણસ

ચોરી ગયું, એનો એ માણસ ફરી ચોરી જશે એવો ભય રાખવા જેવું છે નથી જગત અને હિસાબ હશે તો જ ફરી ચોરી જશે. બાકી ચોરાય નહીં, અડાય નહીં એવું આ જગત છે. એટલે નિર્ભય રહેજો બધી વાતમાં.

**પ્રશ્નકર્તા :** અને દાદા, એવું જો કીધું હોય કે ખારી છે, તો બીજે દિવસે મોળી થઈ જાય. કારણ કે એ ઈમોશનલ થઈ જાય પછી.

**દાદાશ્રી :** વાત ખરી છે. એટલા માટે તો હું અહીં કોઈ દહાડો જમતી વખતે બોલતો નથી, એનું શું કારણ ? કે હું કહું કે જરા મીઠું વધારે છે, તો કાલે-બીજે દહાડે ઓછું નાખશે. એના કરતા બોલવાનું નહીં, એટલે એની મેળે રેગ્યુલર રહેશે. હું કોઈ દહાડોય બોલ્યો નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ તો એવી વાત કીધી કે અમારા જેવા જે સાંભળનાર છે, તે દરેકના ઘરની અંદર તો શાંતિ શાંતિ થઈ જાય !

**દાદાશ્રી :** હા, શાંતિ શાંતિ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આ સિવાય બીજું કંઈ કર્યું જ નથી. સાંજથી સવાર સુધી 'તેં આમ ન કર્યું, તેં તેમ ન કર્યું, તેં આમ કર્યું, તેં તેમ કર્યું.' કહ્યા કરે.

**દાદાશ્રી :** પણ એવું હું ભાણા ઉપર બેઠા પછી કોઈ દહાડો બોલ્યો નથી. કારણ કે મારું પેલું વચન એવું ખરું ને, એટલે પછી જો હું કંઈ બોલું તો બીજે દહાડે એમનો હાથ ધ્રૂજતો હોય કે ઓછું પડશે કે વધારે પડશે, ઓછું પડશે કે વધારે પડશે, તે પછી ઓછું પડી જાય. એટલે મારાથી તો અક્ષરેય બોલાય જ નહીં ! અને તમે ના બોલો તો ઉત્તમ.

**પ્રશ્નકર્તા :** પણ બોલવાથી તો ફેર પડતો જ નથી ને ! જે હથોટી હોય એ હથોટી* પ્રમાણે જ થાય.

**દાદાશ્રી :** ફેર પડે નહીં કશું. તે એ મેં જોઈ લીધેલું પાછું. એમ એનો અનુભવ કાઢી લીધેલો, કે આ બધું નકામું જાય છે બોલવાનું તે. રોજ તમે ખોડો કાઢો છો, તે હવે વેર બંધાય છે તે જુદું !

*હથોટી - હાથનો કસબ, આવડત

## હું તમારી ખોડ કાઢું તો તમે મારી કાઢો ને ?

હું કહું નહીં કોઈ દહાડો, કઢી ખારી થઈ ગઈ હોય તે ! હું તમારી ખોડ કાઢું તો તમે મારી ખોડ ખોળો ને ! હું તમારી કાઢું જ શું કરવા ? પાછો હુંય ખોડવાળો, પણ મારી ખોડ ખોળો એ મારાથી સહન ન થાય. મારું મગજ આકરું એટલે એના કરતા આપણે એવી વાતમાં ઊતરીએ જ શું કરવા ? ખોડ કાઢું ત્યારે ને ! મારો કાયદો સારો છે ને ? આપણે એક કાઢીએ ત્યારે એ બે ખોળવા ફરે.

**પ્રશ્નકર્તા :** આ છોકરાંઓને એવું શિખવાડો. ખોડ કાઢવી જ નહીં, એટલે તમારી ખોડ ના ખોળે.

**દાદાશ્રી :** હા, ત્યારે એ શિખવાડવા હારુ જ તો બોલું છું. હું ખોડ કાઢું ત્યારે હીરાબા પછી મારી ખોડ ખોળે ને ?

એટલે એમને ખબર પડતા સુધી અમે રાહ જોઈએ. એમને પોતાને જ ખબર પડે, અમે શું કરવા ખોડ કાઢીએ બિચારાની ? એ કહે, ''હં.. રોજ રોજ આ કરીએ, તે કો'ક દા'ડો ભૂલ થાય તોય બૂમો પાડે છે.'' અને તે હું એવી ભૂલ કાઢું હીરાબાની, એટલે હીરાબા રાહ જોઈને બેઠા હોય, 'આવી જાવ, મારા લાગમાં.' 'આજ સાડા બાર વાગે કેમ આવ્યા છો ? લે ! રાતના સાડા બાર સુધી ! અત્યાર મોડે સુધી ? આવું અત્યાર સુધી હોતું હશે, આવું બહાર જવાનું ?' હું સમજી જઉં કે આ પેલો બદલો લીધો. મેં કહ્યું, 'આ તમારી વાત સાચી છે. આ ફેરે તો પેલા ભાઈબંધે છેતર્યો મને. હવે ફરી નહીં છેતરાઉં.' બદલો લે એ તો. માટે આપણે એમની ભૂલ ના કાઢીએ.

વખતે બહુ ઈચ્છા થઈ હોય તો કહેવું કે 'આજે લાડુ બનાવજે.' કહેવા માટે ના નથી કહેતો, પણ બીજી આડી-અવળી, અમથી-અમથી બૂમાબૂમ કરે કે 'કઢી ખારી થઈ, ખારી થઈ', તે બધું ગમ વગરનું છે.

આ રેલ્વેલાઈન ચાલે છે, તેમાં કેટલી બધી કામગીરીઓ હોય છે ! કેટલી જગ્યાએથી નોંધ આવે, ખબરો આવે, તે એનું 'ડિપાર્ટમેન્ટ' (ખાતું) જ આવું જુદું. હવે તેમાંય ખામી તો આવે જ ને ! તેમ 'વાઈફ'ના

'ડિપાર્ટમેન્ટ'માં કો'ક ફેરો ખામી પણ આવે. હવે આપણે જો એમની ખામી કાઢવા જઈએ તો પછી એ આપણી ખામી કાઢશે. 'તમે આમ નથી કરતા, તેમ નથી કરતા. આમ કાગળ આવ્યો ને તેમ કર્યું તમે.' એટલે વેર વાળે. હું તમારી ખોડ કાઢું તો તમે પણ મારી ખોડ કાઢવા તલપી રહ્યા હોય !

## પુરુષે પહેલું બંધ કરવું પડે છંછેડવાનું

મેં એક દહાડો એમની ભૂલ કાઢી ને, તો બે-ત્રણ દહાડા પછી મારી ભૂલ એમણે ખોળી કાઢી ત્યારે છોડી. મેં કહ્યું કે આપણે હવે નામ ના લેવું આ લોકોનું.

આ અમે તો પહેલેથી જ ચેતી ગયેલા, તે સ્ત્રીને છંછેડવાના બારા જ બંધ કરી દીધેલા. આ સ્ત્રીને તો મારે તોય તે બોલે નહીં પણ છંછેડીએ તો વીફરે. અમે તો શું કરીએ ? મોટી આપી દઈએ પણ છંછેડીએ નહીં, ને કંઈક બોલ્યા પછી કહીએ કે જરા આજે બટાકા અને કોળાનું શાક કરજો.

આ તો એવું છે ને, પેલીને ભૂલ દેખાડવા આમ ગોદો મારે. પછી પેલીએ તૈયાર થઈ ગયેલી હોય, કે વખત આવે એટલે તમને એવો ગોદો મારીશ. તે ઊંચો-નીચો કરે. નહીં તો પછી એ સ્ત્રીય મનમાં રાખે કે તે દહાડે મને કહી ગયા હતા ને, આજ લાગમાં આવ્યા છે. પછી એય ઠોકે તીર મારામાર કરીને, એમાં આપણે સુખી ના થઈએ. એ બંધ કરવા જોઈએ, એક પાર્ટીએ બંધ કરવા જોઈએ. તે કઈ પાર્ટી બંધ કરી શકે ? પુરુષ પાસે એ શક્તિ છે, એને બંધ કરી દેવાની. એ પછી બંધ થઈ જશે. હું ત્રીસ વર્ષનો હતો ને, ત્યાં સુધી મેંય મહીં કોલ્ડ વૉર ચલાવ્યું. ત્યાર પછી કોલ્ડ વૉર બંધ થઈ ગયું. કારણ કે સમજી-વિચારીને બંધ કર્યું હતું. ત્યાર પછી 'આ' જ્ઞાન ઊભું થયું.

## સ્ત્રીઓનો સ્વભાવ, અવશ્ય નોંધ કરે

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓની ભૂલ કાઢી હોય તો ભૂલે નહીં, એમ તમે કહો છો ?

**દાદાશ્રી :** ના ભૂલે એ. પુરુષની ભૂલ કાઢવી, સ્ત્રીઓની ભૂલ ના કાઢવી. એ નોંધ રાખે કાયમ. એ નોંધબુકમાં નોંધ હોય. અને આપણે વાત કાઢીએ ત્રીસ વર્ષ પછી, કે 'હજુય તમને આ યાદ છે ?' ત્યારે કહે, 'મારે કાળજે લખેલું છે.' અને આપણે તો ભોળા-ભલા આદમી ! પુરુષો ભોળા બિચારા !

**પ્રશ્નકર્તા :** પણ આ તમે બધા બૈરાં માટે, બધી સ્ત્રીઓ માટે કહો છો કે એક જ માટે કહો છો ?

**દાદાશ્રી :** નહીં, અપવાદ હોય એ જુદી વસ્તુ છે. પણ આ બીજી બધી સ્ત્રીઓ માટે કહું છું. અપવાદ હોય મહીં. બાકી બીજી સ્ત્રીઓનો સ્વભાવ અવશ્ય નોંધ કરે.

એક ભૂલ કાઢો ને એની એટલે હંમેશાં એ સ્ત્રી જાતિનો સ્વભાવ, આ બેનો બેઠી છે ને કહું છું કે એ નોંધમાં લે અને આ ભોળા કશું નોંધમાં ના લે, ભૂલી જાય બિચારા.

**પ્રશ્નકર્તા :** હા, હવે ખ્યાલ આવ્યો.

**દાદાશ્રી :** એ નોંધમાં લે. નોંધમાં લે કે તે દા'ડે મીઠું ઓછું પડ્યું'તું ને, તે દા'ડે છે તે રોફ મારી ગયા છે ને, પણ જ્યારે વખત આવશે ત્યારે કહીશ. પછી ચંપલ આપણા કો'ક લઈ જાય ને મંદિરમાંથી, તે પછી ઘેર જઈએ ને કહીએ, 'આજ તો મારા ચંપલ જતા રહ્યા.' ત્યારે કહે, ''તમે તે દા'ડે મીઠાનું કહેતા હતા ને, પણ તમારામાં કંઈ બરકત છે ?'' તે દા'ડાની વાત અત્યારે આપી ? એનું રિઍક્શન (પ્રતિક્રિયા) હમણે આવ્યું ? આપણા રિઍક્શન તો તરત જ હોય, એમનું રિઍક્શન તો વીસ વર્ષ પછી પણ આવે, એના એ જ શબ્દોમાં. મેં જોયેલું છે, અનુભવેલું છે. આપણે કોઈ શબ્દ આપ્યો હોય ને, તે વીસ વર્ષ પછી રિઍક્શન આપે એ. ત્યારે ક્યાં રાખી મેલ્યું હતું ? કઈ ગુફામાં રાખી મેલ્યું ? એનો એ જ શબ્દ ! અને આ પુરુષો ભોળા બિચારા, આ રેલ્વેની પાટલી પર બેઠા હોય ને, તો સાત જણ બેસે અને સ્ત્રીઓ ચાર જણ આમ બેસે, પાંચમું સમાય જ નહીં ને !

## ગાતર ઢીલા થાય ત્યારે...

સ્ત્રી જુએ કે ગાતર ઢીલા પડ્યા છે ? ગાતર ઢીલા સમજ્યા તમે ?

**પ્રશ્નકર્તા :** ઘરડા થાય ત્યારે.

**દાદાશ્રી :** જ્યારે માંદા થાય ને મહીં ઢીલા થઈ ગયા ને, પછી આપણે કહીએ, 'જરા આ શરદી થઈ છે, જરા સૂંઠ ઘસી આપ ને.' 'અક્કલ વગરના, બરકત જ નહીં તમારામાં તો.' સાંભળવું પડે પછી. અને પહેલેથી સારું રાખ્યું હોય તો અત્યારે સાંભળવું ના પડે. ગાતર તો ઢીલા થવાના કે નહીં થવાના ?

**પ્રશ્નકર્તા :** ગાતર તો ઢીલા થવાના. પણ એ તો ત્યારે જોઈ લેવાશે, અત્યારે તો આપણો રોફ રાખવામાં શું વાંધો છે ?

**દાદાશ્રી :** એક ફેરો વહુ ટૈડકાવશે ને ત્યારે ખબર પડશે ! મને હઉ વહુએ ટૈડકાવેલો ત્યારે મને ખબર પડી.

**પ્રશ્નકર્તા :** એ તો અત્યારે પણ ટૈડકાવે જ છે.

**દાદાશ્રી :** પણ મને હઉ ટૈડકાવેલો ત્યારે ખબર પડેલી કે આવું આ દુનિયા ચાલે છે ! હું તો બહુ પાવરવાળો હતો. મૂછ ઉપર લીંબુ ઠરે એવો* માણસ હતો. પછી લીંબુ ઠર્યું નહીં એટલે મૂછેય કાઢી નાખી. વગર કામના રોફ મારીએ એનો શો અર્થ છે ?

**પ્રશ્નકર્તા :** આપે લીંબુ ઠરાવવાનો પ્રયોગ કરેલો ?

**દાદાશ્રી :** અમે મૂળ ક્ષત્રિય ખરા ને, એટલે અમારે જરા રોફ પાડવાની ટેવ ખરી.

## પુરુષે નોબલ રહેવું જોઈએ

**પ્રશ્નકર્તા :** દાદા, આવું જ થાય છે, પુરુષે પહેલા વહુની ભૂલ કાઢી હોય તે વહુ હવે બદલો લે છે ને લાગ મળે ત્યારે પતિને ટૈડકાવતી હોય છે.

*મૂછ ઉપર લીંબુ ઠરે એવો - મૂછનો આંકડો નમવા ન દે એવો

**દાદાશ્રી :** એટલે વહુ ટૈડકાવે તેની બહુ મનમાં નોંધ નહીં કરવી જોઈએ. કંઈક હોય તો એ આપણે મનમાં ગુપ્ત ભાવે રાખી સમાવી લેવું.

**પ્રશ્નકર્તા :** પણ વહુને આપણે ટૈડકાવીએ તો વહુ ધ્યાનમાં રાખે છે ને, એનું શું ? વહુને આપણે ટૈડકાવીએ ને, તો વહુ બધી નોંધ રાખે.

**દાદાશ્રી :** કારણ કે આપણી નબળાઈ છે ને !

આપણે શા હારુ એની જોડે દુઃખ થાય એવું કરીએ ? અને એ આપણને દુઃખ આપે તો આપણે જમે કરી લેવું, પણ આપણે એને દુઃખ ના આપવું. નોબિલિટી (ઉદારતા) ગુણ આપણામાં હોવો જોઈએ ને ? એની જોડે સરખામણી કરીએ તો સ્ત્રીમાં ને આપણામાં ફેર શો રહ્યો ? એણે મને આમ કર્યું એટલે મેં એને આમ કર્યું. મૂઆ, તું સ્ત્રી છે ? એ તો સ્ત્રી છે.

## આ તો અરસપરસ છે

**પ્રશ્નકર્તા :** હું કહું કે આ થોડા વર્ષ જીવવાનું, હવે તો કઢી સહેજ ગળી ખવડાય પણ ના ખવડાવે.

**દાદાશ્રી :** તે એનું નામ જ ભ્રાંતિ ને ! ફૂલિશનેસ (મૂર્ખતા) જેને કહેવામાં આવે છે. એટલે કકળાટ કર્યા વગર ખઈ જાવ ને છાનામાના ! ના ખાઈ લેવાય ? કકળાટ, કકળાટ, રોજ કકળાટ ! પછી આપણો ખરાબ વખત આવે ને, ત્યારે સ્ત્રીએય ખોડો કાઢવા માટે તૈયાર થઈ ગયેલી હોય ! એ જ્યારે એમના ગાતર ઢીલા પડશે ત્યારે હુંય બેસાડીશ કહે, એના કરતા આપણે બદલો ના માગીએ તે શું ખોટું ? આપણે એમને વઢીએ નહીં, તો એ આપણને કોઈ દા'ડો વઢે નહીં. તે આપણું ગાડું સીધું-સરળ ચાલી જાય. આ તો પરસ્પર છે ને ! કંઈ ઓછું આપણે લીધે એ રહે છે ? એને લીધે આપણે છીએ ને આપણે લીધે એ છે, પરસ્પર છે.

અને સ્ત્રી પોતાની છે ખરી પણ તે પોતાની કોઈ દહાડો થશે નહીં. એનો અર્થ સમજ્યા કે છે ખરી પણ થશે નહીં ? કોઈ પણ જાતનો ક્લેમ કરી શકો નહીં એનો. માટે સંભાળીને કામ કરજો. રિલેટિવનું

અસલ છે. કેવું છે ? રિલેટિવ. રિલેટિવ એટલે આ સ્ત્રી ચિઢાઈ હોય ને, તો આપણે જાણીએ કે આ સ્ત્રી છે તે રાત્રે ફાડ ફાડ કરશે સંબંધ, ત્યારે એક બાજુ આપણે સાંધ સાંધ કરવું. નહીં તો સવારે બે છેડા ફાડી નાખે. એ ફાડે ને આપણે ફાડીએ તો સવારમાં રહે શું ? ડાયવોર્સ (છૂટાછેડા) થઈ જાય. એટલે આપણે સાંધ સાંધ કરવાનું. આ રિલેટિવ સંબંધ છે એટલે આપણે કામ છે. કામ ના હોય તો તો ફાડી નાખીએ, પણ તે અત્યારે તો બળ્યું કામ છે હજુ આપણે. સવારે કોણ ખાવાનું કરી આપે બળ્યું ? મુશ્કેલીમાં મૂકાઈએ. સવારે ચા વગર રખડી મરીએ, ઊલટા બાવા જેવા થઈ જઈએ ! આ તો અરસપરસ છે ને બધું જગત ! આમાં ચાલે એવું નથી કોઈનુંય.

## દેવ થવાનું આપણા જ હાથમાં

તમને કેમ લાગે છે વાત ? એવું કંઈ હોવું જોઈએ ને ? ઘરમાં મતભેદ ના હોય. શેને માટે મતભેદ છે ? કઢી ખારી થઈ તે આપણે ના કહીએ, પછી એ પોતે ખાય તો એમને ખબર ના પડે ? પછી તમારા માટે શું નોંધ કરે એ ? કે 'દેવ જેવા છે ને, કશું બોલતા નથી', કહેશે. અને પેલું તમે કઢી ખારી કહો, ત્યારે મનમાં શું કહે ? 'એમની ભૂલ થતી નહીં હોય ?' પછી કો'ક દહાડો થાય, તો 'મૂઓ છે જ આવો' કહે.

મને તો દેવ જેવા કહેતા હતા હીરાબા, આ ધણી દેવ જેવા છે. ત્યારે દેવ થવાનું આપણા હાથમાં છે ને ? તમને કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** બાકી સ્ત્રીને વારે ઘડીએ આડછેડ આડછેડ ના કરાય. 'શાક ટાઢું કેમ થઈ ગયું ? દાળમાં વઘાર બરોબર નથી કર્યો' એમ કચકચ શું કરવા કરે છે ? બાર મહિનામાં એકાદ દહાડો એકાદ શબ્દ બોલ્યા હોય તો ઠીક છે, આ તો રોજ ? 'ભાભો ભારમાં તો વહુ લાજમાં.' આપણે ભારમાં રહેવું જોઈએ. દાળ સારી ના થઈ હોય, શાક ટાઢું થઈ ગયું હોય તો તે કાયદાને આધીન થાય છે. અને બહુ થાય ત્યારે ધીમે રહીને વાત કરવી હોય તો કરીએ કોઈ વખત કે 'આ શાક રોજ ગરમ

હોય છે, ત્યારે બહુ સરસ લાગે છે.' આવી વાત કરીએ તો એ ટકોર સમજી જાય. એટલે સહુસહુના ધ્યાનમાં રાખે.

'ભાભો ભારમાં તો વહુ લાજમાં' પણ ભાભા જ અમારે ત્યાં શું કરતા હતા ? આમ છે તે પહેલા અમારે ત્યાં રિવાજ હતો, મોટા માણસોની નાની ઉંમરની સ્ત્રીઓ છે તે લાજ કાઢે. એટલે મોઢું ના દેખાડે, આમ ફરીને જાય. અને પેલા લોકોય કપડું ધરી દે, વચ્ચે જતા હોય ત્યારે. પણ પાછા આ ભાભા શું કરે ? આમ કપડું ખસેડીને કોની વહુ ગઈ હતી તે જુએ. એટલે આપણા લોકોએ કહેવત પાડેલી કે 'ભાભો ભારમાં તો વહુ લાજમાં', નહીં તો વહુ લાજમાં નહીં રહે. વહુ તો શું કહે ? 'સાઠે બુદ્ધિ બગડી આ ડોસાની.' એટલે વાત સમજે તો ઉકેલ આવે, નહીં તો આ બધો મેળ પડે નહીં.

## કકળાટ ન થાય એ માટે ક્ષણે ક્ષણે જાગૃતિ

એટલે અમે હીરાબાને કશી વાતે બોલેલા નહીં, કોઈ જાતનું કશું અક્ષરેય બોલેલા નહીં. એમની આબરૂ નહીં બગાડવાની કોઈ દા'ડોય, એ મારી ના બગાડે. એટલે બધા આવી રીતે એડજસ્ટમેન્ટ લીધેલા, પહેલેથી. બને એટલો કકળાટ ન થાય. બીજું તો સારી રીતે જીવન ગયેલું. પચાસ વર્ષથી કોઈ દહાડો અમે બોલ્યા નથી, કે આ ખારું થઈ ગયું છે. એ તો જે હોય એ ખઈ લેવાનું, ગમે ત્યાં હોય તોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ જે તમે કર્યું, એ કેટલી જાગૃતિ કે જાતે જ પાણી નાખ્યું અને એમને કહ્યું નહીં કે આમાં મીઠું વધારે પડ્યું છે, નહીં તો એમને દુઃખ થાય. માટે પાણી રેડ્યું.

**દાદાશ્રી :** હા, ઘણી ફેરો તો ખીચડી કાચી હોય ને, તોય અમે બોલ્યા નથી. ત્યારે લોક કહે છે કે 'આવું કરશો ને, તો ઘરમાં બધું બગડી જશે.' મેં કહ્યું કે 'તમે કાલે જોજો ને !' તે પછી બીજે દહાડે બરોબર આવે.

**પ્રશ્નકર્તા :** પણ કેટલી જાગૃતિ રાખવી પડે, ક્ષણે ક્ષણે !

**દાદાશ્રી :** ક્ષણે ક્ષણે, ચોવીસેય કલાક જાગૃતિ, ત્યાર પછી આ જ્ઞાન શરૂ થયું હતું. આ જ્ઞાન એમ ને એમ થયું નથી.

## દાદાના જીવનપ્રસંગોની ખાસિયત

**પ્રશ્નકર્તા :** બરાબર છે દાદા, પણ આ આપે જે દ્દષ્ટાંત આપ્યું તે પરમાર્થમાં જો લેવાય તો અમારું તો કલ્યાણ થઈ જાય ! આ કંઈ લૌકિકની વાતો આપની પાસે હોતી નથી.

**દાદાશ્રી :** બરાબર છે. એટલે જો લૌકિક સમજ હોય ને, તોય બહુ થઈ ગયું, ઘરમાં શાંતિ થઈ જાય. વગર કામની તો અથડામણ એની જ થાય છે બધી !

**પ્રશ્નકર્તા :** એવા બીજા અનુભવો કહો ને, આપ.

**દાદાશ્રી :** બહુ અનુભવો થયેલા, કેટલા કહું તમને ?

**પ્રશ્નકર્તા :** જેટલા યાદ આવે એ.

**દાદાશ્રી :** એ તો વાત અહીં નીકળે ત્યારે સાચું. આ તો ટેપરેકર્ડ છે, તે નીકળે ત્યારે નીકળે, નહીં તો ના નીકળે.

**પ્રશ્નકર્તા :** નીકળે તો નીકળવા દો. સાંભળીને બધાને બહુ આનંદ થાય છે.

**દાદાશ્રી :** હા, આનંદ તો થાય ને ! પણ આમાં એવું છે ને, કે આ બધી જાગૃતિ આવવી જોઈએ. આમ પોલંપોલ કેમ ચાલે ?

**પ્રશ્નકર્તા :** બીજા બધા ઉપદેશ કરતા આ અનુભવના પ્રસંગો એ બહુ ઉપયોગી છે.

**દાદાશ્રી :** તેથી આપણા પુસ્તકોમાં, આપણી જે આપ્તવાણીઓ છે ને, તેમાં બધા અમારા જીવનપ્રસંગો આવે છે ને, એટલે લોક કહે છે, 'આ પ્રસંગોથી જ સમજીને અમે બહુ આગળ વધી ગયા છીએ હવે.'

**પ્રશ્નકર્તા :** ફિટ થઈ જાય ને !

**દાદાશ્રી :** હા, ફિટ થઈ જાય !

## દાદા-હીરાબા સાથે વાત

### જે હોય એ ચાલે

**નીરુમા :** દાદા રોજ નાસ્તો શેનો કરતા'તા સવારે ?

**હીરાબા :** જે હોય એ.

**નીરુમા** (હીરાબાને) **:** જે હોય એ ? શું હોય બા ? અત્યારે તો બંધ...

**નીરુમા** (દાદાને) **:** બાને પૂછ્યું, દાદા સવારમાં નાસ્તો શું કરતા'તા ? તો કહે, 'જે હોય તે.' મેં કહ્યું, 'અત્યારે બધા જાતજાતનું ને ભાતભાતનું કરીને આપે છે, તોય કશું ખાતા નથી.'

**દાદાશ્રી :** હં. ત્યારે શું કહે છે ?

**નીરુમા :** હવે કશું નહીં બોલે.

બીજું શું ભાવતું'તું, બા ?

**હીરાબા :** ઢેબરા, શીરો.

### વો દિન ભી ચલે ગયે

**નીરુમા** (દાદાને) **:** શીરો બહુ ભાવતો'તો એમ !

**નીરુમા** (હીરાબાને) **:** એ તો અત્યારેય ભાવે છે. બા, શેનો બનાવતા'તા ? રવાના લોટનો બનાવતા'તા કે ઘઉંના લોટનો, રોટલીના લોટનો ? દૂધનો ?

**નીરુમા** (દાદાને) **:** રોટલીના લોટનો બનાવતા'તા. ઝીણા લોટનો બનાવતા'તા.

**દાદાશ્રી :** હા.

**નીરુમા** (દાદાને) **:** દૂધ નાખીને. એવો નહીં ખાવા મળતો હવે તમને, નહીં ? બા ખવડાવતા એવું ખાવાનું નહીં મળતું હોય ?

**દાદાશ્રી :** વો દિન ભી ચલે ગયે.

**નીરુમા** (હીરાબાને) : સાંભળ્યું દાદા શું કહે છે, બા ? 'વો દિન ભી ચલે ગયે.'

## દાદાને શું ભાવતું ?

**નીરુમા :** દાદાને નાના હતા ત્યારે ખાવામાં શું બહુ ભાવતું'તું, બા ?

**હીરાબા :** હાંડવો, પાટુડી ને એ બધુંય...

**નીરુમા :** બહુ ભાવે ?

**હીરાબા :** અને હવે નથી ખાતા ને ?

**નીરુમા :** હવે તો જરાય અડતા જ નહીં. તીખું-તીખું જોઈએ ને પાછું, બા ?

**હીરાબા :** ખૂબ.

**નીરુમા :** મરચું વધારે જોઈએ ને ? અને તમારે ઓછું જોઈએ.

**હીરાબા :** મારે ઓછું જ નાખવાની ટેવ.

**નીરુમા :** પછી શું કરે દાદા, તીખું જોઈએ ને ?

**હીરાબા :** ઉપર લે.

**નીરુમા :** ઉપર નાખે લાલ મરચું.

**હીરાબા :** હવે તો ઓછું થઈ ગયું.

**નીરુમા :** અથાણું કાયમ જોઈએ, બા ? અત્યારે એમને અથાણું જોઈએ.

**હીરાબા :** અથાણું તો જોઈએ ને !

**નીરુમા :** પહેલેથી અથાણું જોઈએ ખાવામાં ? અત્યારેય અથાણું જોઈએ, બા. ગળ્યું બહુ ભાવે છે દાદાને ?

**હીરાબા :** ગળ્યું તો ભાવે.

**નીરુમા :** બહુ ભાવે છે, બા. એમની ચામાંય આપણા કરતા ત્રણ ગણી સાકર હોય.

**હીરાબા :** શામાં, ચામાં ?

**નીરુમા :** હા, હવે તો નથી પીતા. પણ એટલું બહુ ગળ્યું જોઈએ, બા.

**હીરાબા :** એમને ગળ્યું જોઈએ.

**નીરુમા :** તો તમે શું ગળ્યું કરીને ખવડાવો ?

**હીરાબા :** વેઢમી ને માલપૂડા.

**નીરુમા :** એમ ? માલપૂડા તમને આવડે છે ?

**હીરાબા :** તળવાના, લોઢી ઉપર તળીએ. એ તવી કંઈથી લાવવાની ?

**નીરુમા :** પછી જલેબી...

**હીરાબા :** જલેબી ભાવે.

**નીરુમા :** પછી શું ભાવે ? દૂધપાક બહુ ભાવે દાદાને ?

**હીરાબા :** દૂધપાક તો એમને બહુ ભાવે.

**નીરુમા :** તો રોજ તમે ગળ્યું બનાવો ?

**હીરાબા :** હોવે, શાનું બનાવું ?

**નીરુમા :** ત્યારે અઠવાડિયામાં એક દહાડો બનાવો ?

**હીરાબા :** હં...

**નીરુમા :** તમારા ઢેબરા બહુ ભાવે દાદાને. કેવા બનાવતા'તા બા તમે ? મેં ખાધેલા, પણ મને યાદ નથી. મને ખવડાવેલા ઢેબરા બાના.

**હીરાબા :** હં, બન્ને હાથથી ટીપીને કરીએ. પછી લોઢીમાં નાખીને થાબડું જરીક અને લોટેય, અટામણેય ના હોય ને કશુંય ના હોય.

**નીરુમા :** અટામણ વગર કરતા ને ?

**દાદાશ્રી :** હં...

**નીરુમા :** તે હજુ દાદા જ્યાં જાય ને, ત્યાં ઢેબરું પીરસે ને, તો કહે કે મને અટામણ વગરનું ઢેબરું હોય તો ભાવે. તે તમે એવી ટેવ પાડી દીધી છે.

**હીરાબા :** ના...

**નીરુમા :** અટામણ વગરનું...

**હીરાબા :** અટામણનું નથી ભાવતું એમને.

**નીરુમા :** હા, તે પણ તમે એવું ખવડાવો. અત્યારના બૈરાંઓને તો અટામણ વગરનું તો આવડે જ નહીં ઢેબરું. બૈરાંઓ આમ આમ કરે કપડાં ઉપર, પેલા પ્લાસ્ટિક પર અને પછી નાખે... એ મીઠાશ ના આવે, બા. અને તમારી દાળ તો દાદા હજુ વખાણે. હં... હીરાબા જેવી દાળ નથી થતી. હીરાબા જેવી દાળ ને કઢી તો કોઈનાથી ના થાય.

**હીરાબા :** એવું કહે ?

**નીરુમા :** હા, કહે ને બા, ઘણીવાર કહે. તમે દાળ, કઢી વઘારો એની સુગંધ-સુગંધ આખા ઘરમાં થઈ જતી, ઠેઠ રસ્તા સુધી આવતી.

**હીરાબા :** હા. વઘારની સુગંધ બહાર ના જાય તો તે વઘાર બરોબર થયો કહેવાય જ નહીં ને !

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

## જૂનું તે સોનું

એક વખત બાને પૂછયું. 'બા, તમે ગેસ પર રસોઈ કેમ નથી કરતા ? હજીય સગડી ને સ્ટવ ને બંબો જ વાપરો છો ? બા કહે, 'મને તો ગેસ વાપરવાનો ના ફાવે. મને તો મારી સગડી ને સ્ટવ જ ફાવે.'



# [૭]

# પતિ-પત્ની બેઉના ડિવિઝન જુદા

## મતભેદ ટાળવા નક્કી કર્યા પોતપોતાના ડિપાર્ટમેન્ટ

**પ્રશ્નકર્તા :** મતભેદ દૂર કરવા માટે હીરાબાને આપે કંઈ સમજાવ્યા હતા કે કોઈ સમજૂતી કરી હતી ?

**દાદાશ્રી :** હું અઠ્યોતેર વર્ષનો છું ને એ છોત્તેર વર્ષના છે પણ પચાસ વર્ષથી મતભેદ નથી કોઈ જાતનો. એમના હાથે ઘી ઢળતું હોય તો હું બોલું નહીં, કારણ કે એ ડિપાર્ટમેન્ટ એમનું, મારે શું લેવાદેવા ? રસોડું ખાતું એ આખું ડિપાર્ટમેન્ટ એમનું, પછી એ ગમે તે એનો દુરુપયોગ કરે. અને હું છે તો સો-બસ્સો કો'કને આપી દઉ તેમાં એ બોલે નહીં. પોતપોતાના ડિપાર્ટમેન્ટ નક્કી કરવા જોઈએ.

મેં વિચારીને મતભેદ કાઢી નાખેલો. આ ઝઘડા કેમ થાય છે ? શું લોકોનું ઝઘડા વગરનું જીવન જ નહીં હોય ? એવું પછી વિચારેલું. પછી વિચારીને તારણ કાઢી નાખ્યું, કે આપણી ભૂલ થાય છે આ તો. મારું ખાતું બહારથી કમાઈ લાવવાનું. એટલે ફૉરેન ડિપાર્ટમેન્ટ મારું અને હોમ ડિપાર્ટમેન્ટ એમનું. સમજ પડીને ? એટલે મેં તો નિયમ જ કરેલો પહેલેથી, કે એમનામાં મારે હાથ ઘાલવો નહીં, એ મારામાં હાથ ઘાલે નહીં.

**પ્રશ્નકર્તા :** આવું નક્કી કરવા પાછળનું કોઈ કારણ ?

**દાદાશ્રી :** પહેલા હું શું કરું ? હું કમાઉ ને મેં કોઈને પૈસા આપ્યા હોય તો એ કહે, 'તમે આ પૈસા આવું લોકોને આપો, એ સારું ના કહેવાય.' એટલે તે ઘડીએ મારું મગજ ચડી જાય. પછી મેં વિચાર કર્યો કે હું એમનામાં હાથ ઘાલતો હોઈશ, તો એમનેય ચડી જતું હોય ને ? તે પછી મેં કહ્યું, 'આ તમારામાં મારે હાથ ના ઘાલવો અને તમારે મારામાં હાથ ના ઘાલવો.' એટલું કબૂલ કરેલું. પછી એ હજાર રૂપિયા ખોઈ નાખે તોય હું બોલું નહીં. એમનો દોષ મારે કાઢવાનો નહીં, એમને મારો દોષ નહીં કાઢવાનો. એ રસ્તો સારો કાઢ્યો ને ?

**પ્રશ્નકર્તા :** સરસ.

**દાદાશ્રી :** ડિપાર્ટમેન્ટ સહુસહુનું જુદું.

## કેમ જીવન જીવવું તેનું બંધારણ જ બાંધેલું

મેં નાનપણથી જ પાવર વહેંચી લીધા હતા કે આ રસોડું તમારું અને આ બિઝનેસ મારો. હું બહારથી કમાઈ લાવું અને તમારે રસોડાની સાચવણી કરવી, આપણે ભેળા થઈને ઘર ચલાવવાનું. એટલે રસોડામાં તમારા હાથે એક મણ ઘી ઢોળાઈ જાય તો મારે બોલવાનું નહીં. પાંચ હજાર રૂપિયાનું નુકસાન થઈ જાય તોય મારે બોલવાનું નહીં. તમે ઘી આખો ડબો ઢોળી દો તોય અમે રાજીખુશી છીએ. તમે બધા પ્યાલા ફોડી નાખો તોય રાજીખુશી છીએ. તમે ભડકો કરો ને આખું ઘર બળે તોય અમે રાજી છીએ. તમે દૂધ આખું તપેલું ઢોળી દો તોય અમને વાંધો નથી. કઢી ખારી થાય તોય અમને વાંધો નથી. તમે ગમે તેવા ચોખા રાંધતા હોય, પણ અમને વાંધો નથી આવવાનો. અમે રસોડામાં હાથ ઘાલીએ નહીં ને તમારા ડિપાર્ટમેન્ટમાં અમારે અક્ષરેય બોલવાનો નહીં.

અને તમારે મારા ધંધામાં હું ગમે તેને રૂપિયા આપી દઉં તોય તમારે કશું બોલવાનું નહીં. એ વેપાર અમારો સરસ ચાલ્યો. ડિવિઝન બધું જુદું કરી નાખ્યું ને ! આ તો નો ડિવિઝન, કઢું ખારું કેમ કર્યું ? બૈરીને શું લાગે કે પાંસરો રહેતો જ નથી આ. અમારું જુદું ને તમારું જુદું, ડિપાર્ટમેન્ટ જુદા. આવી વહેંચણી કરેલી. કેમ જીવન જીવવું તેનું

કૉન્સ્ટિટ્યૂશન (બંધારણ) જ બાંધેલું. એટલે છેલ્લા પચાસ વર્ષથી મતભેદ વગર રહી શક્યા અમે. એકેય મતભેદ નહીં આખા દહાડામાં.

## દાદાએ કર્યું ડિસાઇડ, હીરાબાએ કર્યું એક્સેપ્ટ

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે હીરાબા જોડે આગળથી ચર્ચા થયેલી કે આ તમારું ને આ મારું કામકાજ ?

**દાદાશ્રી :** હા, એ બધું ડિસાઈડ (નક્કી) થઈ ગયેલું.

**પ્રશ્નકર્તા :** એ ડિસાઈડ તમે કરેલું કે હીરાબાએ કરેલું ? કે બન્નેએ ભેગા થઈને કરેલું ?

**દાદાશ્રી :** ના, એ તો મેં જ કહી દીધું, એમણે એ એક્સેપ્ટ કરેલું.

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટ કર્યું ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટ ના કરે તો ? અહીંયા તો કોઈ એક્સેપ્ટ ના કરે. આ દુનિયામાં તો કોઈ એક્સેપ્ટ કરતું નથી. આપણે ડિવિઝન પાડી આપીએ, કે આ તારું કામ ને આ મારું.

**દાદાશ્રી :** આ એમના કામમાં ફરી હાથ ઘાલીએ નહીં એટલે એને એક્સેપ્ટ થઈ જ જાય ને ! આપણે એમનામાં હાથ ઘાલીએ નહીં, એટલે જ્યારે એ આપણામાં હાથ ઘાલે એટલે આપણે કહીએ કે 'અમે તમારામાં હાથ નથી ઘાલતા. તમે ના ઘાલો તો સારું કહેવાય.' એટલે પછી એ સમજી જાય ને ! હંમેશાં ભાઈઓ-ભાઈઓનું વહેંચણ થઈ ગયું હોય તોય ફરી ભાંજગડ ના થાય.

## હું હાથ ઘાલું ત્યારે એ ખોળે તે ?

એટલે આપણે કંઈક વિચારી વિચારીને ધોરણ નક્કી કરવું કે આમાં હાથ ના ઘાલવો. હું પહેલેથી હાથ નહોતો ઘાલતો એમના ડિપાર્ટમેન્ટમાં, તો આપણા ડિપાર્ટમેન્ટમાં એ હાથ ના ઘાલે કે ભઈ, આ પગાર કેટલો મળ્યો ને તમે શેમાં નાખી દીધા, એવું તેવું !

**પ્રશ્નકર્તા :** પણ એ કહે કે 'ના, અમારે તો તમારા ડિપાર્ટમેન્ટમાં આવવું જ છે.' એમ હીરાબા કહે તો ?

**દાદાશ્રી :** ના, એમના ડિપાર્ટમેન્ટમાં હું હાથ ઘાલું ત્યારે એ ખોળે ને ? સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** હવે એ કંઈક કો'કને આપી આવ્યા હોય બે હજાર રૂપિયા, તો તું કચકચ કર્યા કરું. હવે તારો ઈરાદો નથી એવો. પણ તારામાં એ છે તે હાથ ઘાલતા હોય તેનું આ તું એને રિઝલ્ટ (બદલો) આપું છું. વેર તો વાળ્યા વગર રહે નહીં ને ! બૈરી હોય કે છોકરો હોય, વેર બંધાયેલું એ વાળ્યા વગર રહે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ના રહે.

## કોઈનામાં હાથ ઘાલવા જેવું નથી

**દાદાશ્રી :** અમારે ને હીરાબાને કશો મતભેદ જ નથી પડતો. અમારે એમનામાં, ઘરની કોઈ બાબતમાં હાથ જ નહીં ઘાલવાનો કોઈ દહાડોય. એમના હાથે પૈસા પડી ગયા, અમે દીઠા હોય તોય અમે એમ ના કહીએ કે 'તમારા પૈસા પડી ગયા, તે તમે જોયું કે ના જોયું ?' એ પણ અમારામાં હાથ ના ઘાલે. અમે કેટલા વાગે ઊઠીએ, કેટલા વાગે નહાઈએ, ક્યારે જઈએ, એવી અમારી કોઈ બાબતમાં ક્યારેય પણ એ ના પૂછે. કો'ક દહાડો અમને કહે કે 'આજે વહેલા નાહી લો' તો અમે તરત ધોતિયું મગાવીને નાહી લઈએ. અરે, અમારી જાતે ટુવાલ લઈને નાહી લઈએ. કારણ કે અમે જાણીએ કે આ 'લાલ વાવટો' ધરે છે, માટે કંઈક ભો હશે ! પાણી ના આવવાનું હોય કે એવું કંઈક હોય તો જ એ અમને વહેલા નાહી લેવાનું કહે, એટલે અમે સમજી જઈએ. એટલે થોડું થોડું વ્યવહારમાં તમેય સમજી લો ને, કે કોઈએ કોઈનામાં હાથ ઘાલવા જેવું નથી.

તે રસોડામાં ઘી ઢળી જાય તોય એમને જોવાનું. સ્ટવ ફાટી જાય

ને તૂટી જાય ને બળી જાય, કે આવા કપ ફૂટી જાય તોય બોલવાનું નહીં. એટલું પૂછવાનું, 'ફૂટી ગયા હોય તો નવા લઈ આવું ?' તો કહે, 'બે રહ્યા છે', ત્યારે હું બીજા લઈ આવું. આ તો એક કપ ફૂટ્યો તો કહે, 'શું ફૂટ્યું ?' 'તારા સાસુનો દીકરો ફૂટ્યો !' એક કપ ફૂટે તોય આ કકળાટ ! ક્યાં જાગૃતિ પેસી ગઈ છે ? ગરીબ માણસ હોય ને, તે એવું કરે છે આ લોકો. ગરીબ માણસેય છે તે આવડી માટલી તૂટી જાય ને, તો 'કશો વાંધો નહીં, પડી ગયો તું ?' ત્યારે માટલી પેલી ભાંગી હોય ને છોકરું રડતું હોય તો 'રડીશ નહીં બા, એ તો ભાંગી જાય' કહે. ગરીબેય આવું કરે. મૂઆ, આ તો એક પ્યાલો ફૂટી જાય તો મોકાણ માંડે.

## મર્યાદાથી જ શોભે વ્યવહાર

એક સોજીત્રાનો પ્રોફેસર હતો ને, તે એની વાઈફ મને કહે છે, 'આ તમારી જોડે ફરે છે, પણ આ પાંસરા નથી.' મેં કહ્યું, 'શું થયું છે ?' ત્યારે કહે છે, 'રસોડામાં આવીને મરચાંનો ડબ્બો જુએ છે.' અને 'આ મરચાં પંદર દહાડા ઉપર તમે લાવ્યા હતા ને કંઈ જતા રહ્યા ?' એવું પૂછે છે. ત્યારે એ કહે, 'હું મરચાં ખાઈ ગઈ ?' એ મોટો પ્રોફેસર ! આ માણસોને કંઈ ભાન હોય કે નહીં કે 'મૂઆ, શું મરચાં કંઈ બૈરી ખાઈ જતી હશે ?' ને કોઈને આપી દે ? ને એ મરચાં આપી દે તોય શું તેમાં તે ? અને આપી દે તો એમનો સ્વતંત્ર ડિપાર્ટમેન્ટ, એ રસોડાખાતું એમનું નહોય ? આપણે આપી દઈએ બહાર ને એ ના આપે ? આ તો બધું મરચાં જો જો કરે, બીજું જો જો કરે. મર્યાદા રાખવી જોઈએ ને, ના રાખવી જોઈએ ?

સ્ત્રી અને પુરુષે તો ડિપાર્ટમેન્ટ વહેંચી દેવાના, કે આ રસોડું તમારું ડિપાર્ટમેન્ટ અને આ વેપાર મારો ડિપાર્ટમેન્ટ. તમારા ડિપાર્ટમેન્ટમાં મારે હાથ ના ઘાલવો, મારા ડિપાર્ટમેન્ટમાં તમારે હાથ ના ઘાલવો. એની વહેંચણીમાં રહેવું જોઈએ, તો એકતા બની રહે. નહીં તો વાઈફ બહાર શાક લેવા જાય એટલે છાનોમાનો પેસીને એ મરચાં જોઈ લે, હળદર જોઈ આવે. મરચું તો બે મહિના ઉપર લાવ્યા'તા, ખાલી કરી નાખ્યું ?

પછી મનમાં ને મનમાં વિચારે. બોલો હવે, ત્યાં શું થાય તે ? એ તો બઈ સારીને એટલે આવા પ્રોફેસરને ધણી તરીકે નભાવી રાખ્યા છે ! એવું હોય કે ના હોય ? બને કે ના બને ? આ હિન્દુસ્તાનમાં શું ના બને ? બધી જાતના ભેજા... એવા ભેજા નહીં હોય ? મેં તો બહુ જાતના ભેજા જોયા છે. મરચું જુએ, બીજું જુએ, ત્રીજું જુએ. બોલો, હવે પેલા બેન ચિડાય કે ના ચિડાય ? મરચું હઉ જોવાનું આપણે ? તે ખઈ ગઈ મરચું ? એના પિયર મોકલી દીધું ? પ્રોફેસર થઈને આવું બોલે ! જુઓ ને, આખા ડબ્બા જોઈ આવે ત્યારે એને સંતોષ થાય અને પછી કોઈ ડબ્બો ખાલી દેખે, ત્યારે કહે, 'આ શું થયું ? કોઈને ઉછીના આપ્યા હશે મરચાં ?'

**પ્રશ્નકર્તા :** પહેલા તો વહુની રીતે ચોખા કે દાળ ઓરાય નહીં, એ તો સાસુ કાઢી આપે આમ... એટલું જ ઓરવાનું. વધારે પડી જાય એટલે કચકચ થાય ! એવું થયું આ તો.

**દાદાશ્રી :** પછી બઈએય જાણે કે ભઈની પાવલી પડી ગયેલી છે. માલ કેવો છે તે બેન સમજી જાય. નિયમ અને મર્યાદાથી જ વ્યવહાર શોભશે. માટે મર્યાદા ના ઓળંગશો ! હવે આ એની કંઈક લિમિટ (મર્યાદા) હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? એટલે આ નવી જાતની ડિઝાઈનો ! આવું જોવાતું હશે, બળ્યું ?

## ડિપાર્ટમેન્ટ નોખા, એ છે દાદાની શોધખોળ

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે પણ જૂના જમાનામાં જે પહેલા ડિપાર્ટમેન્ટની લાઈન હતી, તે આ નવા જમાનામાં એ ડિપાર્ટમેન્ટ રહ્યું જ નથી.

**દાદાશ્રી :** પહેલા જૂના જમાનામાંય ડિપાર્ટમેન્ટની લાઈન નહોતી. જૂના અમારા ઘૈડિયા હતા ને, તેય મહીં જઈને રસોડામાં જઈને જોઈ આવે, 'આ હમણે મરચું લાવ્યા હતા, તે કંઈ ગયું ?' અરે મૂઆ, ત્યારે ખઈ ગઈ મરચું ? મરચું જોઈ આવે, ગોળ જોઈ આવે એવા લોક છે. મેર ચક્કર ! એ ડિપાર્ટમેન્ટ એમનું. આ તો મારી શોધખોળ છે બધી

આ ડિપાર્ટમેન્ટોની. તે દહાડે હોમ-ફૉરેન બોલતા નહોતું આવડતું. પણ આ એમનું ડિપાર્ટમેન્ટ, આ મારું, એવું બોલતો'તો. અત્યારે એમનું હોમ ડિપાર્ટમેન્ટ ને મારું ફૉરેન ડિપાર્ટમેન્ટ એવું બોલું છું.

**પ્રશ્નકર્તા** : ના, પણ આજે આ ડિપાર્ટમેન્ટ જ બદલાઈ ગયા છે બધા, મિક્સ થઈ ગયા છે.

**દાદાશ્રી** : ના, મિક્સ નહીં, ફરી પાડવા હોય તો પાડી શકાય.

**પ્રશ્નકર્તા** : પણ તે માને નહીં ને, હવે.

**દાદાશ્રી** : તો પછી એડજસ્ટ થઈ જાવ. ફોજદાર આપણને પકડીને લઈ જાય પછી એ જેમ કહે તેમ આપણે ના કરીએ ? જ્યાં બેસાડે ત્યાં આપણે ના બેસીએ ? આપણે જાણીએ કે અહીં છીએ ત્યાં સુધી આ ભાંજગડમાં છીએ. એવું આ સંસારેય ફોજદારી જ છે. એટલે એમાંય સરળ થઈ જવું. ઘેર જમવાની થાળી આવે છે કે નથી આવતી ?

**પ્રશ્નકર્તા** : આવે છે.

**દાદાશ્રી** : રસોઈ જોઈએ તે મળે, ખાટલો પાથરી આપે, પછી શું ? અને ખાટલો ના પાથરી આપે તો તેય આપણે પાથરી લઈએ ને ઉકેલ લાવીએ. શાંતિથી વાત સમજવી પડે. તમારા સંસારના હિતાહિતની વાત કંઈ શાસ્ત્રમાં લખેલી હોય ? એ તો જાતે સમજવી પડશે ને ?

## સ્વાદ કશોય નહીં તે મંડાય દાવો

મેં તો હીરાબાને કહી દીધેલું કે 'તમારા ડિપાર્ટમેન્ટમાં અમે હાથ ના ઘાલીએ અને અમારા ડિપાર્ટમેન્ટમાં તમારે હાથ ઘાલવાની જરૂર છે ?' ત્યારે કહે, 'ના.' તમે તમારું સંભાળો અને અમે અમારું. તે મને અનુકૂળ આવે તો બે વાગ્યા સુધી બેસીને સત્સંગ કરું કોઈની જોડે અને એમને અનુકૂળ આવે તો બહાર ભક્તિમાં બેઠા હોય તો બેસી રહે.

આ શી ભાંજગડ વગર કામની તે ? આ સ્વાદ કશોય નહીં, સંસારમાં સ્વાદ જરાય નહીં. સ્વાદ હશે તો વખતે જલેબી ને ભજિયામાં

હશે પણ સંસારમાં સ્વાદ મેં જોયો નથી, સાંભળવામાંય નથી આવ્યો. જલેબી-ભજિયામાં તો પ્રત્યક્ષ સ્વાદ. સ્વાદ કોનું નામ કહેવાય કે સામો દાવો ના હોય. સામો દાવો ના મંડાય ત્યારે સ્વાદ કહેવાય અને સામો દાવો મંડાય એ તો ઊલટું દુઃખ જ છે. એ કહે, 'અત્યારે તમારે સિનેમા જોવા આવવું પડશે.' 'અલ્યા ભઈ, ભાઈબંધ જોડે મેં એને પાર્ટીમાં જવાનું કહ્યું છે એનું શું ? આજ જન્મદિવસ પણ છે એનો.' ત્યારે એ કહે, 'નહીં ચાલે આ બધું.' આપણે કહીએ, 'મોઢે વચન બોલ્યું છે.' ત્યારે કહે, 'વચન-બચન જવા દો અહીં આગળ, નહીં તો કાલથી તમારી દશા બેસી જશે. સાડા નવથી મોડું થયું તો પછી તમારી વાત તમે જાણો.' મૂઆ, મને જો બહારનાએ આવું કહ્યું હોત તો હું ઠોકી દેત, આ તો તું છે એટલે. એટલું મગજ કડક હતું મારું. આ તો હવે અહિંસક થઈ ગયું, નહીં તો તે દહાડે તો કડક હશે ને ?

**પ્રશ્નકર્તા :** હતું જ ને, દાદા.

**દાદાશ્રી :** જરાય પરતંત્રતા ગમતી નહીં, ત્યારે 'સાડા નવથી મોડું ના કરવું' એવું કહે આંગળી કરીને !

**પ્રશ્નકર્તા :** દાદાને ક્યાં અનુભવ થયો એવો ?

**દાદાશ્રી :** થયેલો અમને.

**પ્રશ્નકર્તા :** તમને અનુભવ થયો'તો આવો ?

**દાદાશ્રી :** અરે, ખાંડેલોય ખરો બધાએ મને. સૌ કોઈ ખાંડે. લોક, લોકની રૂઢિ પ્રમાણે ચાલે ને ! રૂઢિ છોડે નહીં ને ! લોક પોતાની રૂઢિએ જ ચાલે.

## વહેંચણી પછી એકબીજામાં ડખો ના કરવો

અમારે તો પિસ્તાળીસ વર્ષથી તો મતભેદ જ નથી પડ્યો. મતભેદ પડે ત્યારે ભાંજગડને ! રસોડા ડિપાર્ટમેન્ટ, હાઉસહોલ્ડ ડિપાર્ટમેન્ટ (ઘરનું આખું તંત્ર) બધું એમનું, અને બહારનું ફોરેન ડિપાર્ટમેન્ટ મારું. બે ડિપાર્ટમેન્ટમાં કોઈ કોઈનામાં હાથ ઘાલે નહીં. એ ડિપાર્ટમેન્ટ વહેંચી

જ દીધેલા. હાઉસહોલ્ડમાં આપણે હાથ નહીં ઘાલવાનો. એમના હાથે કંઈક સોનું ખોવાઈ ગયું હોય તોય આપણે બોલવાનું નહીં, એ એમનું ડિપાર્ટમેન્ટ.

**પ્રશ્નકર્તા :** દાદા, પહેલાના જમાનામાં આપ કહો છો તેવું વર્તનમાં હતું ?

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** રસોડું ને વ્યવહાર બધો સ્ત્રીઓ સંભાળે !

**દાદાશ્રી :** હં, એવું પદ્ધતસર હોય. આપણા લોકો તો કેવા છે ? બહુ દોઢડાહ્યા ! 'કઢીમાં આ છે તે રઈનો કેમ વઘાર કર્યો ?' અલ્યા મૂઆ, એની બાબતમાં તું શું કરવા પૂછ પૂછ કરું છું આ વગર કામનું તે ? એનું ડિપાર્ટમેન્ટ છે એ, એમાં હોલ એન્ડ સોલ (સત્તાધીશ) છે એ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો બહારથી એવું કંઈક શીખી લાવ્યો હોય કે આવું ખાવાનું. એ પછી ઘરમાં બતાડે ને કચકચ કરે.

**દાદાશ્રી :** બહારથી શિખવાડે ?

**પ્રશ્નકર્તા :** કંઈક ખાધું હોય કે કોઈકે કહ્યું હોય કે આવો વઘાર કરાય, આવું કરાય. એટલે પછી ઘેર આવીને કહે કે આવો કેમ ના કર્યો ?

**દાદાશ્રી :** એ તો આપણે એમને દેખાડવું જોઈએ, પ્રેક્ટિસ અપાવવી જોઈએ. અમે આવી-તેવી બાબતમાં હાથ નહોતા ઘાલતા. અમે તો અમારી આબરૂ કેમ રહે એટલું જ જોતા હતા. ખાવાનું ઓછું મળશે તો વાંધો નહીં. કૉન્સ્ટિટ્યૂશનની બહાર ના જવાય એવું જીવન જીવવું જોઈએ. તે જીવ્યા ખરા ઠેઠ સુધી ! પિસ્તાળીસ-પિસ્તાળીસ વર્ષ સુધી તો મતભેદ નથી પડ્યો.

## પૈસાની બાબતમાં નહીં પૂછવાની શરત

અને બીજું એક શરત કરેલી, એ પૂછે કે 'આ સાલ શું કમાયા ?' મેં કહ્યું, 'આવું ના પૂછાય તમારાથી. આ તો અમારી પર્સનલ મેટર

(અંગત બાબત) થઈ. તમે આવું પૂછો છો ?' તે કાલે સવારમાં હું કોઈને પાંચસો રૂપિયા આપી આવું તો તમે મારું તેલ કાઢી નાખો. હું કોઈકને આપી આવું તો 'આવું લોકોને આપો છો અને પૈસા જતા રહે છે' એવું તમે તેલ કાઢી નાખો. એટલે અમારી પર્સનલ મેટરમાં તમારે હાથ નહીં ઘાલવાનો. મારા ધંધામાં તમારે પૂછવું નહીં કે મેં શું કર્યું ને શું નહીં ! હું એમનામાં હાથ ઘાલું ત્યારે એ મને પૂછે કે તમે પેલા ભઈને રૂપિયા ધીર્યા છે ? અને એ પૂછે એટલે મારું મગજ જતું રહે. કારણ કે હું તો સ્વતંત્ર વિચારનો માણસ. એના કરતા એમનું ડિવિઝન જ જુદું ને, એમને જે કરવું હોય એ, તેમને ઠીક લાગે એ. હું તો બહુ સ્વતંત્રતાવાળો માણસ, મારે એક મિનિટ પરતંત્રતા પોષાય નહીં. એથી જ ભગવાન ખોળ્યા મેં.

એટલે પછી મને કોઈ દહાડોય એ પૂછવા ના આવે કે 'તમે આને પાંચસો રૂપિયા કેમ આપ્યા ? કેમ આવું કરો છો ? શું ચાલે છે ?' એવું તેવું કશું પૂછે નહીં. જો સ્ત્રીને એમ કહીએ કે 'હમણે નથી ચાલતું' તો એ હઉ ઢીલી થઈ જાય. એટલે આ લાઈનમાં પેસવા ના દેવી. સહુ સહુની લાઈન સારી છે.

## મતભેદ ટાળવા કપટ

એટલે જેમ ડિવિઝન ઑફ લેબર્સ, એવું એમનું ખાતું હોમ ડિપાર્ટમેન્ટ, અમારું ખાતું ફોરેન ડિપાર્ટમેન્ટ. બેઉ જુદા જ રાખવાના. પછી આપણે કોઈને બસ્સો આપીએ તો એમનાથી બોલાય નહીં. હવે એ એમાં પાર્ટનર ખરા ને ! એટલે પાછા 'મને કેમ પૂછયું નહીં ? એમ ને એમ આપી દીધા ?' એવી બૂમો પાડે. એટલે આપણે બહાર ખાનગીમાં આપી દેવું. એટલું કપટ રાખવું. મતભેદ ના થાય બળ્યો ! આંખે દીઠાનું ઝેર છે ને ! અને આપવા તો પડે જ છે ને !

કેટલાક દોઢડાહ્યા થઈને બૈરીને કહી દે કે આજે પાંચસો રૂપિયા કપાયા, તે બૈરી ઉપરથી કહે કે તમારામાં વેતા જ નથી. અને કો'ક દહાડો એનાથી કાચનું તૂટ્યું હોય તો આપણે કશું કહીએ નહીં તે પહેલા

તો કહે કે 'તે દહાડે તમે પાંચસો નહોતા ખોયા ?' તે બૈરી આપણી પર ચઢી બેસે તેના કરતા તો આપણે કહીએ જ નહીં તો શું ખોટું ?

હું તો એવો ગઠિયો (પાકો) હતો કે જિંદગીમાં કોઈ દહાડો હીરાબાને ધંધાનું જાણવા દીધું નથી. કો'ક વખત ખોટ ગઈ હોય, તે લોકો આવીને તેમને કહે. તે પછી મને પૂછે તો હું કહું કે 'ના, આ સાલ તો નફો સારો થયો છે.'

**પ્રશ્નકર્તા :** તો એને કપટ ના કહેવાય, એ બનાવટ કરી ના કહેવાય ?

**દાદાશ્રી :** બનાવટ નહીં, આ એમના હિતને માટે છે.

## મોટાભાઈના હાલ જોઈને શીખી ગયેલા

અમારો કોન્ટ્રાક્ટનો ધંધો હતો મારા બ્રધરના વખતમાં, તે મારા ભાભી બહુ હોશિયાર હતા. એમના સેકન્ડ વાઈફ (બીજીવારના પત્ની) હતા, પણ એ હોશિયાર બહુ હતા. તે અમારા બે ભાઈનો હિસાબ માગે કે હમણે શું કમાણી ચાલે છે ને એ બધું ! આ સેકન્ડ વાઈફ એટલે અમારા મોટાભાઈ જરા માન આપતા, ફર્સ્ટ વાઈફને (પહેલીવારના પત્નીને) તો ગાંઠેલા નહીં. તે આ ભાભી મને કહે, 'હિસાબ કહો ને ?' મેં કહ્યું, 'આ વાત ક્યાંથી લાવ્યા આપણા ઘરમાં ? હિસાબ-બિસાબ સ્ત્રીઓએ ના મગાય. હું હિસાબ નહીં આપું. કોઈ પણ સ્ત્રીને, એ પછી ભણેલી હોય કે અભણ હોય, પણ હિસાબ આપવા હું તૈયાર નથી. અને હિસાબ હું લઈશેય નહીં, એવી કડકાઈ હું નહીં રાખું.' એટલે નાનપણમાંથી અમે જુદા થયા, તોય છે તે મેં હીરાબાને કહી દીધેલું. અને મને તો અહીં આગળ એ એમ કહે કે 'આ સાલ ધંધામાં તમે ધ્યાન ના આપ્યું તેથી ખોટ આવી છે.' તે આપણને પોષાય નહીં. શાથી ખોટ આવી એનું તમને એક્સપ્લેનેશન (ખુલાસો) આપવા માટે અમે તૈયાર નથી. અરે, અમે ભગવાનનેય ખુલાસો આપવા તૈયાર નથી. એટલા બધા અહંકારનું સેવન અમે રાખતા હતા. આ એક્ઝેક્ટ વાત કહું છું, જે છે તે. એ અહંકાર જતો રહ્યો ત્યારે આ ડાહ્યા થયા !

પણ હીરાબાએ અત્યાર સુધી અમારા ધંધામાં હાથ નથી ઘાલ્યો અને અત્યારેય એમણે હાથ ઘાલવાનો નહીં. એ જાણે નહીં કે શું ધંધો ચાલે છે, કેવી રીતે ચાલે છે !

કારણ કે અમારા ભાઈએ શિખવાડ્યું હતું આ. અમારા ભાઈ ઘરમાં કહે, 'આ સાલ આમ ધંધો ચાલે છે ને તેમ ધંધો ચાલે છે.' તે બીજી વખતના વાઈફ એટલે એમને ખુશ કરવા માટે આ બધું બોલે. તે પછી એમણે ધંધામાં હાથ ઘાલી દીધો. હવે એમને ખુશ કરીને શું કામ છે તે ? બીજી સાડી જોઈતી હોય તો સાડી લઈ આવ તારે ! એને પૂછવું, 'તારે જોઈએ છે ? લે, બીજી લાવ, હેંડ ! સોનાની બંગડીઓ બનાવવી છે ? તે હીરાના કાપ કરાવવા છે ?' બાકી એને આ કહેવાનું હોય કે 'આ સાલ ધંધામાં આમ છે ?' ને ખોટ જાય ત્યારે એ જ આપણને બૂમ પાડશે. 'તમને ધંધો કરતા નથી આવડતું', એવું કહે ત્યારે આપણી આબરૂ શી રહી ? એ કરાતી હશે એવી વાત ? આ જગતમાં લડાઈઓ થઈ છે તે સ્ત્રીઓને વાત કરવાથી જ થઈ છે. આ જરાક ઢીલા હોય ને, તે સ્લીપ થઈ જાય.

એટલે પછી મેં નક્કી કર્યું કે હીરાબાને કોઈ દહાડોય ધંધા સંબંધી વાત કરવી નહીં. આપણે જાણીએ કે લગામ આપીને પછી આપણે બૂમાબૂમ કરીએ એના કરતા લગામ જ આપીએ નહીં ને ! મેં કહ્યું, 'આ રસોડું એ તમારું અને ઘરમાં કે વ્યવહારમાં જ્યાં પૈસા આપવા હોય એ બધા તમારે, અને આઉટ સાઈડનું (બહારનું) બધું ફોરેન ડિપાર્ટમેન્ટ અમારું. અમારા ડિપાર્ટમેન્ટમાં તમારે હાથ ઘાલવો નહીં ને તમારા ડિપાર્ટમેન્ટમાં હું હાથ ઘાલું નહીં.' એટલે અમે આ અમારા મોટાભાઈના અનુભવ પરથી શીખી ગયેલા.

## બા બોલે નહીં ને દાદા ખૂટવા દે નહીં

**પ્રશ્નકર્તા :** તમે પગાર જેટલા રૂપિયા ઘરે પહોંચાડતા ઘર ચલાવવા માટે, તો હીરાબા બોલતા નહીં કે વધારે પૈસા લાવો ?

**દાદાશ્રી :** એ તો ઊલટા મહીં પડી રહે, વધે ઊલટા. કારણ કે

હું જાણું ને, મને સાધારણ સમાજમાં જ્યાં આગળ ગ્રેજ્યુએટ લોકોને પચાસ રૂપિયા પગાર મળતો હોય, તો મને સો રૂપિયા મળે એવું તો હું જાણું ને ! તે આમ સારી સ્થિતિ બધી. એ કંઈ બોલે નહીં કોઈ દહાડો અને એવું હું ખૂટવા દઉં નહીં ને ! પૈસા સંબંધી એ બોલે નહીં.

## પત્નીય એવા કે ગાંઠ નથી કરી કદી

હીરાબાને કહેતો'તો, 'ગાંઠ કરો ને થોડી.' તો કહે, 'ના, મારે નથી કરવી બા. મારે ગાંઠ ન જોઈએ. મને તમારા પર વિશ્વાસ છે.' શું કહે છે ? ભલા-ભોળા બિચારા, ભગવાન ઉપર વિશ્વાસ ને !

**પ્રશ્નકર્તા :** બાને પૂછ્યું, 'તમે થોડી ગાંઠ રાખેલી કે નહીં ? તમે થોડી ઢગલીઓ રાખેલી ?' તો કહે, 'મેં તો એક રજેય નથી રાખ્યા પૈસા.'

**દાદાશ્રી :** એ તો આપીએ જ છીએ ને અમે. એમને કહ્યું, 'જ્યારે જોઈએ એટલા, જેટલા જોઈએ એટલા આપું.' પણ બોલતા નથી. પચાસ હજાર, લાખ...

**હીરાબા :** હોવે, લાખ આપ્યા ?

**દાદાશ્રી :** તમને કહ્યું'તું ને, ક્યારે ના પાડી'તી ? તમે કંઈ મૂકો અત્યારે બેગમાં ?

**હીરાબા :** મૂકતા તો બધુંય આવડે છે.

**દાદાશ્રી** (હીરાબાને) : જ્યારે જોઈએ ત્યારે મને કહેવાનું.

## અથડામણમાં નહીં આવવા કર્યા કાયદા ડિપાર્ટમેન્ટના

**દાદાશ્રી :** મારે પિસ્તાળીસ વર્ષથી હીરાબા જોડે મતભેદ નથી પડ્યો. મેં એમને દુઃખ થવા નથી દીધું. મારી જાતે બધું દુઃખ વહોરેલું, ઊંઘ્યો નથી દુઃખનો માર્યો.

**પ્રશ્નકર્તા :** દુઃખના માર્યા ? કયું દુઃખ ?

**દાદાશ્રી :** ના, ના, એટલે જ્ઞાન થતા પહેલાય ઊંઘતો નહોતો.

**પ્રશ્નકર્તા :** હા, પણ કયું દુઃખ ?

**દાદાશ્રી :** અથડામણ થઈ પણ તમને દુઃખ ન થાય એટલા માટે તમે અથડાવ પણ હું ના અથડાઉં. જગત તો આવું જ ને બધું ! કકળાટ, કકળાટ, કકળાટ, કકળાટ. અને મારે તો મોક્ષે જવાનું પહેલેથી નક્કી જ કે આ જગત તો મારે પોસાય નહીં, એક મિનિટ મને પોસાતું નહોતું. એટલે મેં નાનપણથી જ, નહીં અથડાવા માટે કેટલાક કાયદા કરી નાખેલા.

શરૂઆતના ત્રીસ વર્ષ સુધી જરા ભાંજગડ થયેલી. પછી વીણી વીણીને બધું કાઢી નાખ્યું ને ડિવિઝન કરી નાખ્યા કે રસોડા ખાતું તમારું અને કમાણી ખાતું અમારું, કમાવવાનું અમારે. તમારા ખાતામાં અમારે હાથ ઘાલવાનો નહીં, અમારા ખાતામાં તમારે હાથ નહીં ઘાલવાનો.

## છેવટે બેલેન્સશીટ જ જોઈએ ને

એટલે એમના રસોડા ડિપાર્ટમેન્ટમાં ગમે તે કરે, મારા ધંધામાં-બિઝનેસમાં એ હાથ ના ઘાલે. અને મારે ધણીપણું બજાવવાનું નહીં. મારા માટે લોકોને કહે કે 'આ અમારા ધણી આવ્યા.' હું ખાનગી રીતે માનું કે 'એ મારા ધણી છે.' હું પ્રાઈવેટલી (ખાનગીમાં) કરું ને એ પબ્લિકમાં (જાહેરમાં) કરે, એટલો જ ફેર ! બેલેન્સની બહાર નહોતો રાખતો. બેલેન્સશીટ (સરવૈયું) જ જોઈએ ને !



# [૮]

# સુંદર વ્યવહાર - 'શું શાક લાવું ?'

## પૂછવાનો વ્યવહાર

**પ્રશ્નકર્તા :** દાદા, બે ડિપાર્ટમેન્ટ નોખા જેવી બીજી કોઈ ગોઠવણી કરી હતી ?

**દાદાશ્રી :** અમારા ઘરનો રિવાજ તમે જોયો હોય તો બહુ સુંદર લાગે ! હું શાક લેવા જાતે જઉં થેલી લઈને. પોળને નાકે શાકવાળાઓની દુકાનો હોય, તે સવારના પહોરમાં નીકળું, તે શાક લઈને આવું. બહુ વર્ષો થયા ત્યાર પછી ઘેર સત્સંગ ને એવું તેવું ભરાય, તે કેવો ? પેલો વ્યવહારિક સત્સંગ, ક્રમિક માર્ગનો. એટલે હીરાબા કહે, 'ત્યારે હું લઈ આવું છું.' ત્યારે મેં કહ્યું, 'સારું, તમે લઈ આવો.' પછી જતી વખતે એ પૂછે મને, 'શાનું શાક લાવું ?' પણ હું મારા વાંચનમાં રહું કે એમના શાકમાં પડું ? તે પૂછે એટલે મારે કંઈક જવાબ તો આપવો જોઈએ ને ? નહીં તો પાછા કહે કે પેલા ચોપડીના શું થઈ ગયા કહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** કીડા.

**દાદાશ્રી :** કીડા. એટલે એવો આરોપ મળે, એના કરતા આપણે કીડા નથી એમાં. તમારી વાતેય સમજીએ છીએ અને આની જરૂરિયાતેય છે. અને તમારા વિનયની જરૂરિયાત છે કે 'શાનું શાક લાવું ?' ત્યારે થોડો વખત તો બોલતો હતો કે 'અમુક શાક લાવજો.' પછી એ રોજ

જતી વખતે પૂછે ત્યારે હું કહું કે 'તમને ઠીક લાગે એ લાવજો.' એટલે પછી રોજ આવું કહું એમને, એટલે પછી બે-પાંચ-સાત દહાડા પછી પૂછયા વગર જ લાવવા માંડ્યા. કારણ રોજ જ કહે છે, 'ઠીક લાગે એ લાવજો' એટલે એમને એમ કે હવે નહીં પૂછીએ તો ચાલશે. એટલે પછી પાંચ-સાત દહાડા સુધી ના પૂછયું ને એટલે મેં જાણ્યું કે અવળે રસ્તે ગાડું ચાલ્યું છે. માટે ગાડાને મેઈન લાઈન (મુખ્ય રસ્તા) ઉપર લઈ લો. ડિરેલમેન્ટ થયેલું (પાટા ઉપરથી ઉતરી ગયેલું) છે તે એને મેઈન લાઈન ઉપર પાછું લઈ લો. એટલે ખાતી વખતે મેં એમને કહ્યું, 'આ કારેલાનું શાક કેમ લાવ્યા છો ?' ત્યારે કહે, 'હું તમને પૂછું છું ત્યારે તમે કહો છો કે તમને ફાવે એ લાવજો અને હવે હું લાવી ત્યારે તમે કહો છો કે કારેલાનું શાક કેમ લાવ્યા આવું ?' ત્યારે મેં કહ્યું, 'તમારે અમને પૂછવું દરરોજ કે હું શું લાવું ? ત્યારે અમારે તમને કહેવું કે તમને ઠીક લાગે એ લાવો. પણ પૂછવું ખરું અમને, નહીં તો આ વ્યવહાર દુનિયામાં લોકો શું સમજે ? એ વ્યવહાર આપણો લોક દેખે એવો રાખો. તે આપણા બન્નેની આબરૂ રહે. આમાં તો આબરૂ જતી રહે એક જણની.'

## ડિકંટ્રોલ ના થાય એ માટે

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો ખોટું છે, અહમ્‌ને પોષવાની વાત થઈ ને એ તો ? તમને પૂછે એ, એ તમારો અહમ્ પોષવાની વાત થઈને એમાં ?

**દાદાશ્રી :** ના, અહમ્ પોષવાની નહીં, એમનો અહમ્ બગડે નહીં એના માટે છે આ ઉપાય.

**પ્રશ્નકર્તા :** પણ આપનું આધિપત્ય તો રાખો છો ને ?

**દાદાશ્રી :** આધિપત્યનો સવાલ નથી, એમનો અહમ્ ના બગડે એના માટેનો આ ઉપાય છે. ઠોકર ના ખઈ જવી જોઈએ. હાંકવામાં ઠોકર ખઈ જાય, જો લગામ ઢીલી મૂકી દઈએ તો. એ પોતે ઠોકર ખાય ને હુંય ઠોકર ખઉ, બન્ને. એટલે આમ એ પૂછે કે 'હું શું લાવું ?'

ત્યારે આપણે કહીએ કે 'તમને ઠીક લાગે તે.' પણ એ પૂછ્યા વગર રહે, ત્યારે આપણે જાણવું કે ઠોકર ખઈ જશે, માટે આપણે હવે ચેતવો. એટલે આપણે કહીએ કે 'આજ કારેલા શું કરવા લાવ્યા ?' એ ના પૂછે ત્યારે અમે પૂછીએ, ઑડિટ કાઢીએ પાછા. કારણ કે આઉટ ઑફ કંટ્રોલ (નિયંત્રણ બહાર) થઈ જાય માણસ. એક દાદાને જ આઉટ ઑફ કંટ્રોલ થવાનો અધિકાર છે, બાકી બીજા કોઈનેય અધિકાર નથી. બીજાએ કંટ્રોલમાં રહેવું સારું.

## સર્વ ભૂલો જાય પછી કંટ્રોલની જરૂર નહીં

પોતાની સર્વસ્વ પ્રકારની ભૂલો જાય, ત્યાર પછી આઉટ ઑફ કંટ્રોલ રહી શકે. ત્યાં સુધી કો'કનો ઉપર કંટ્રોલ રાખવો જોઈએ આપણે, નહીં તો ડિકંટ્રોલ (અનિયંત્રિત) થઈ જાય, ખલાસ થઈ જાય. એટલે કો'ક ઉપર માથે જોઈએ.

આજના જમાનામાં તો કંટ્રોલરપણું ખસેડી દઈએ, કે ભાઈ, હવે કંટ્રોલરપણું સોંપી દીધું, તો તો પેલું ડિકંટ્રોલ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે એ જ્ઞાન છે તે એમની હાજરી પર (એમના તરફથી પૂછવાનું) રહેવા દેવું જોઈએ એમણે કે, 'તમારે અમને પૂછવું જોઈએ ને અમારે તમને કહેવું જોઈએ.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** તમારે પૂછવું કે 'શું શાક લાવું ?' મારે કહેવું જોઈએ, કે 'તમને ઠીક લાગે તે.' એ રિવાજ આપણો.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કંઈ રિવાજ ના જોઈએ, બળ્યો ?

**પ્રશ્નકર્તા :** જોઈએ, જોઈએ. પણ તમે એમ કહેવા માગો, તો એમાં આગ્રહ નહીં ?

**દાદાશ્રી :** આગ્રહ નહીં. એમને આગ્રહ નહીં ને આપણેય આગ્રહ નહીં. પણ એમનું મન આથી કાબૂમાં રહેશે ને મારું મનેય કાબૂમાં રહેશે. ખરું કે ખોટું ?

**પ્રશ્નકર્તા :** હા, સાચું.

**દાદાશ્રી :** રીત, પદ્ધતિ તો શીખવી જોઈએ ને કંઈ ? નહીં તો તમને બેફામ બનાવી દેશે આ. એટલે પછી વ્યવહારિક રાખેલું અમે. એ રોજ પૂછે કે 'હું શું શાક લાવું ?' ત્યારે હું કહું, 'તમને ઠીક લાગે તે.' પેલું તો બેફામ કરી નાખે માણસને. પછી ઉદ્ધતાઈ થઈ જાય, ઈજારાશાહી થાય પછી. આમાં તો ઈજારાશાહી ના આવે, ઉદ્ધતાઈ ના આવે, કશું આવે નહીં.

## આમાં રહે બેઉની આબરૂ

આ તો મને જ્ઞાન નહોતું ત્યારે કંઈક તો જોઈએ કે નહીં ? સમજણ તો જોઈએ કે ના જોઈએ ? સમજણ ના હોય તેને જગત કહી જાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો આપ એવું વિચારો છો, પણ સામે પક્ષે તો જુદું વિચારે ને ?

**દાદાશ્રી :** ના, ના વિચારે. એ તરત સમજી જાય કે ઓહોહો ! સત્તા તો આપણને જ આપે છે કે તમે લઈ આવો, તમે જે લાવશો તે અમે ખાઈશું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ રીતે બધા લે નહીં ને ! મોટા ભાગના લોકો એવી રીતે ના લે.

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** એને એમ લાગે કે આ બોસિંગ (ઉપરીપણું) કરે છે. બીજું દાદા, આઠ દિવસ સુધી એ પૂછીને લાવ્યા, પછી હવે માની લીધું કે આ નહીં પૂછીએ તો ચાલશે.

**દાદાશ્રી :** નહીં, પૂછયા વગર જ લાવે એ, પછી.

**પ્રશ્નકર્તા :** ના, પણ આપે કીધું, પરવાનગી આપી દીધી કે તમારે જે લાવવું હોય તે લાવજો.

**દાદાશ્રી :** ના, પછી તો એ કુટેવ પડી જાય ને ! પછી તો આપણને ના ભાવતું લાવે ને આપણે પૂછીએ તો કહે, 'તમે શેના પૂછ પૂછ કરો છો, તમારે વચ્ચે હાથ ના ઘાલવો' એવું કહે. એ તો આબરૂ જાય જ્યારે ત્યારે. અમે તો એમની આબરૂ ના જાય ને મારીય ના જાય એવું બધું બંધારણ બાંધેલું. કૉન્સ્ટિટ્યૂશન જેને કહે છે ને, તે બધું બંધારણ બાંધેલું મેં. ઘરમાં બંધારણ બાંધીને રહેલો છું.

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું કે, 'તમને જે ઠીક લાગે તે લાવજો' અને પછી એ કારેલા જ લઈ આવ્યા ને ના ભાવ્યું આપણને તો ?

**દાદાશ્રી :** વાંધો નહીં, બિલકુલ વાંધો નહીં. વાંધો ઊઠાવેલોય નહીં કોઈ દહાડો.

## એકબીજાનો સાચવે વિનય

**પ્રશ્નકર્તા :** આ પૂછવું એ કંટ્રોલ કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** નહીં, વિનય રાખીએ. બન્નેનો વિનય છે એ તો. અમે જે ગોઠવેલું ને, એ વિનય કહેવાય. પેલો કહે, 'હું કહું તે જ તારે શાક લાવવાનું છે', એ અવિનય કહેવાય. આપણે કહીએ કે 'તું જ લઈ આવજે' અને પછી બૂમ પાડવી તેય અવિનય કહેવાય. એ બન્ને વિનયમાં રહે ને ! એ કહે કે 'શેનું શાક લાવું ?' હું કહું, 'તમને ઠીક લાગે તે.' કો'ક દહાડો આપણને જરૂર હોય, કે આજે રીંગણા ખાવા છે, તો બોલીએય ખરા, કે 'ભાઈ, આજે રીંગણા લાવજો.' પણ પૂછવામાં શું જાય આપણે ?

**પ્રશ્નકર્તા :** આટલો આપણો હક રહેવો જોઈએ.

**દાદાશ્રી :** હક એમનોય રહેવો જોઈએ ને આપણોય રહેવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ એમનો વિનય સાચવતા હતા, તમે તમારો વિનય સાચવતા હતા.

**દાદાશ્રી :** હં, જગત એમ જુએ, સંસ્કાર જુએ. કહેવું પડે ! આપણે એમનું કેટલું માન રાખ્યું કે 'તમને ઠીક લાગે તે !'

**પ્રશ્નકર્તા :** અને એમણે તમારું માન રાખ્યું પૂછીને, 'શું લાવીએ ?'

**દાદાશ્રી :** હા, 'શું લાવીએ' પૂછવું એ સંસ્કાર કહેવાય, નહીં તો ઉદ્ધતતા થઈ જાય. પૂછે તો ઉદ્ધત થઈ ના શકે પછી. નહીં તો કહે, 'અત્યારે કારેલા મળે છે, ખાવું હોય તો ખાવ', એવું કરે. આ તો પછી ક્વૉલિટી (જાત) એવી કે છલકાતા વાર ના લાગે.

## જ્ઞાનીનો વ્યવહાર જોઈને શીખે લોક

**પ્રશ્નકર્તા :** એમાં થોડોક ઈગો (અહમ્) છે ?

**દાદાશ્રી :** નહીં, આ વ્યવહાર છે, વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** પણ એમ થાય ને કે મને પૂછ્યું !

**દાદાશ્રી :** નહીં, 'મને પૂછ્યું' એનો સવાલ નથી. 'મને પૂછ્યું' એનો જો ઈગો હોય ને, તો એમને કહું કે 'તમને ઠીક લાગે તે ?' એવું ના બોલું હું. આ વ્યવહાર કહેવાય. બહારના બેસનારને દેખાય કે કહેવું પડે આ ! આ બોલતા નથી કે 'આ લાવજે ને આ લાવજે' અને એમેય કહેવું પડે કે આ બહેન આટલી ઉંમરે પૂછે છે ! વ્યવહાર સુંદર દેખાય એ. આવો વ્યવહાર આપણે નભાવવો જોઈએ. તમે વ્યવહાર બંધ કરો તો દુનિયા શું કહે કે બઈ ગાંઠતી જ નથી એમને. એટલે આ વિવેક જો લોકો જોશે ને, તો કહેશે કે આ વિવેક કેવો સુંદર છે ! કેમ લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** બાકી ઈગો તો હોય જ. ઈગો તો સંસારમાં બધે જ હોય, પણ જે ઈગો સામાને નુકસાન કરતો નથી, ફાયદાકારક થાય એ. હમણાં તમારે ઘેર આવો વ્યવહાર ચાલુ રાખ્યો હોય તો બહુ સુંદર શોભા આવે આમાં, ના રહે ભઈ ? એ પૂછે અને આપણે એમને કહીએ કે 'તમને ઠીક લાગે તે !'

**પ્રશ્નકર્તા :** બીજા લોકોને માન અને સંપ દેખાય.

**દાદાશ્રી :** હં, સામસામી પ્રેમ સચવાય બધો. એમના મનમાંય એમ થાય, ઓહોહોહો ! મારી પર છોડી દે છે, મારી પર કેટલો બધો વિશ્વાસ છે ! અને મારા મનમાં એમ થાય કે હું ધણી છું, એ હજુ એક્સેપ્ટ કરે છે. આ પદ્ધતિસર હોવું જોઈએ. પદ્ધતિસર ના હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** બરાબર, બરાબર, બિલકુલ બરાબર.

**દાદાશ્રી :** એ વિફર્યા નથી એવું આ લોકોને ખબર પડે અને હુંય વિફર્યો નથી એવુંય લોકોને ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એ ફર્યા નથી. એક માણસ ફરે નહીં ને બીજો વિફરે નહીં.

**દાદાશ્રી :** ના, હુંય વિફર્યો નથી. હું વિફરું તો તો... આ અથાણું લાવજે, પેલું લાવજે, ત્યારે વિફરેલો જ કહેવાય ને, મૂઓ ! શું જોઈને ઑર્ડર કરે છે, મૂઆ. શાદી કર્યા પછી ઑર્ડર હોતા હશે ? એ અમને પૂછે કે 'શું શાક લાવું ?' ત્યારે મેં કહ્યું, 'તમને ઠીક લાગે એ.' આ વ્યવહાર અમારો ચાલુ ને લોકો દેખે કે ભાઈ, આ વ્યવહાર ઉત્તમ છે આમનો ! વ્યવહાર આમનો ન્યાયમાં છે.

આમાં બેસનારનેય શોભા લાગે કે કહેવું પડે, આ ઘરનો રિવાજ ! એટલે આપણો વ્યવહાર બહાર સારો દેખાવો જોઈએ. એકપક્ષી ના થવું જોઈએ. મહાવીર ભગવાન કેવા પાકા હતા ! વ્યવહાર અને નિશ્ચય બન્નેય જુદા, એકપક્ષી નહીં. લોકો ના જુએ વ્યવહારને ? લોકો જુએય ખરા ને રોજેય. 'રોજ એ બાબત તમને પૂછે ?' મેં કહ્યું, 'હા, રોજ પૂછે.' 'તો થાકી ના જાય ?' કહે છે. મેં કહ્યું, 'અલ્યા, શાના થાકવાના બા ? કંઈ મેડા ચઢવાના કે ડુંગર ઉપર ચઢવાના હતા તે ?' આપણા બેનો વ્યવહાર લોકો દેખે એવું કરો.

## પૂછીને કરવું એ વિનયી વ્યવહાર

આપણો લોકોને એમ લાગે કે હા, કેવો સરસ વ્યવહાર છે !

કોઈને કકળાટ નથી અને સામસામી આજ્ઞાઓ લે છે. એ કહે કે 'શેનું શાક લાવું ?' ત્યારે હું કહું કે 'તમને ઠીક લાગે તે !' ઓહોહો ! કેટલા મેં એમને ગાદી ઉપર બેસાડી દીધા ને ?

**પ્રશ્નકર્તા :** હા, ગાદી ઉપર બેસાડી દીધા.

**દાદાશ્રી :** અને એમણે મને ગાદી ઉપર બેસાડ્યો ને ?

**પ્રશ્નકર્તા :** હા, પૂછયું એટલે.

**દાદાશ્રી :** એટલે આપણો વ્યવહાર લોકો દેખે ને, એવી રીતે એમનો વ્યવહાર સુધરે. એટલે પછી અમે એવો વ્યવહાર રાખેલો. લોકોનેય સારું લાગે કે બેઉ કેવા સરસ છે ! એટલે કાયમ સુધી ચલાવ્યો મેં. વિનય છે આ જાતનો, નહીં તો એકતરફી ચાલ્યું જાય બધું. એ પૂછે ને આપણે કહીએ, 'તમને ઠીક લાગે એ.' જોનાર લોકનેય એમ સારું લાગે કે આમનુંય ચલણ છે ઘરમાં ને આમનુંય ચલણ છે, બન્નેનું ચલણ છે.

## જ્ઞાનીના સંસ્કારોની તો વાત જ જુદી ને !

એટલે જે દહાડે ના પૂછે ને, તે દહાડે કહું, 'પાછું દૂધી કંઈ લાવ્યા ?' ત્યારે 'આજ તમને ના પૂછયું તેનો ગુનો' કહે. અમારે પૂછાવવું નથી, અમારે તો વ્યવહાર દેખાડવો છે. અમે કોઈના ધણી થવા નથી આવ્યા કે ધણીપણું બજાવવા નથી આવ્યા. ધણી થવાનો વાંધો નથી, ધણીપણું બજાવવું એનો વાંધો છે.

આપણો વ્યવહાર બહાર દુનિયા જુએ એવો રાખવો, વિનયવાળો ! એટલા માટે ભૂલ કાઢી. બાકી મારે દૂધીનો વાંધો નથી. એવું ના હોવું જોઈએ કંઈક વિનય-બિનય ? આપણે ત્યાં ઘરમાં વિનય દેખાવો જોઈએ ને ? અહિંસક વિનય, તેમાં પૈસો ખર્ચવાનો નહીં. અને બહારવાળો સાંભળે તો કેવું સરસ દેખાય !

લોકોય જાણે કે ઓહોહો, આ બેનો વ્યવહાર કેટલો સુંદર છે ! આય નોબલ છે ને આય નોબલ છે ! પૂછનારો નોબલ કહેવાય કે ના કહેવાય ? પોતાનું ધણીને પૂછે એને લોકવ્યવહાર નોબલ કહે કે ના

કહે ? અને ધણી એમ કહે કે તમને ઠીક લાગે તે લાવો, એટલે એ નોબલ કહેવાય. તે બન્નેનો નોબલ વ્યવહાર ઉઘાડો થાય, એ જગત ખોળે છે.

**પ્રશ્નકર્તા :** એમાં શાંતિ રહે.

**દાદાશ્રી :** ના, શાંતિ રહેવા ઉપર નહીં, પણ સંસ્કાર ઊંચા કહેવાય ને ! આ જગતે જોયું એટલે આ સંસ્કાર બહુ ઊંચા લાગે એમને. એટલે કામ નીકળી જાય બધું એનું. એ તો ઘણા ઊંચા સંસ્કાર ! જ્ઞાનીના સંસ્કાર તો બધી વાત જ જુદી ને !

## વ્યવહાર ને ધર્મ, બન્ને શીખવે દાદા

અમારો વ્યવહાર બહુ ઊંચો.

**પ્રશ્નકર્તા :** બહુ ઊંચો વ્યવહાર, દાદા.

**દાદાશ્રી :** એ વ્યવહાર શિખવાડું છું અને ધર્મ શિખવાડું છું, બેઉ.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર અને ધર્મ બન્ને. દાદા, જે વ્યવહાર આપણી બુકમાં લખેલો છે ને, તે વાંચીને તો લોકોને ઘણો જ ફેર પડી ગયો.

**દાદાશ્રી :** હંઅ...

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે બુક ખરીને સનાતન સુખની, વ્યવહાર માટે એ બધું વાંચે ને, એ ઘણાને ગમે છે.

**દાદાશ્રી :** એ પુસ્તકો વહેંચવાથી આ હિન્દુસ્તાનના માણસો સુધરી ગયા કેટલાક તો !

અમે આ સંસારની બહુ સૂક્ષ્મ શોધખોળ કરેલી. છેલ્લા પ્રકારની શોધખોળ કરીને અમે આ બધી વાતો કરીએ છીએ. વ્યવહારમાં કેમ કરીને રહેવું તેય આપીએ છીએ અને મોક્ષમાં કેવી રીતે જવાય તેય આપીએ છીએ. તમને અડચણો કેમ કરીને ઓછી થાય એ અમારો હેતુ છે.

હવે બીજી એક વ્યવહારિક જ્ઞાનની ચોપડી બનાવો. તે લોકોનો

વ્યવહાર સુધરે તોય બહુ થઈ ગયું. અને મારા શબ્દો છે તે એનું મન ફરી જશે. શબ્દો મારા ને મારા રાખજો. શબ્દો મહીં ફેરફાર ના કરશો, વચનબળવાળા શબ્દો છે, માલિકી વગરના શબ્દો છે. પણ એને ગોઠવણી કરવાની તમારે.

મારું આ જે વ્યવહારિક જ્ઞાન છે ને, તે તો આ ઑલ ઓવર વર્લ્ડમાં (આખી દુનિયામાં) દરેકને કામ લાગે એવું છે, આખી મનુષ્યજાતિને કામ લાગે એવું છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે જીવનમાંથી છે ને !

**દાદાશ્રી :** હા. બસ, સ્થૂળવાળાને સ્થૂળ, સૂક્ષ્મવાળાને સૂક્ષ્મ, પણ દરેકને આ કામ લાગે. માટે એવું કંઈ કરો કે લોકોને હેલ્પફુલ (ઉપયોગી) થાય. મેં બહુ પુસ્તકો વાંચ્યા આ લોકોને મદદ થાય એવા, પણ કશું ભલીવાર નથી થતું. એ થોડુંઘણું થાય. આવું હોય જ નહીં ને ! ક્યાંથી હોય ? એ તો મનનો, 'ડૉક્ટર ઑફ માઈન્ડ' હોય તો જ થાય. તે 'આઈ એમ ધી ફુલ ડૉક્ટર ઑફ માઈન્ડ (હું મનનો સંપૂર્ણ ડૉક્ટર છું).'



## [૯]

# ફરી જઈને પણ ટાળ્યો મતભેદ

### જ્ઞાન પછી પણ પડ્યો મતભેદ, વેલ્ડિંગ કર્યું તુરત જ

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલા બધા મતભેદ કાઢી નાખ્યા હતા, તો જ્ઞાન પછી તો સારો સુમેળ ને એકતા રહી હશે ને ?

**દાદાશ્રી :** ના, જ્ઞાન થયા પછી પણ મારે એક ફેરો મતભેદ પડી ગયો હતો. વાત કહું તેની સાહેબ ?

**પ્રશ્નકર્તા :** હા, કરો, કરો.

**દાદાશ્રી :** તમને ગમતું હોય તો કરું આગળ.

**પ્રશ્નકર્તા :** એટલા માટે તો બેઠા છીએ, દાદાની વાત સાંભળવા માટે તો બેઠા છીએ.

**દાદાશ્રી :** એક વખત થયો, એમાં આબરૂ જાય ને, નકામું સંભળાવીને શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** આબરૂ વધે એવું છે, દાદા.

**દાદાશ્રી :** એમ ! જ્ઞાન થયા પછી પણ મતભેદ પડ્યો. હવે એ એક અજાયબી કહેવાય ને ! જ્ઞાન થતા પહેલા મતભેદ નહોતા, તે જ્ઞાન થયા પછી થયો.

**પ્રશ્નકર્તા :** એ કેમનો ?

**દાદાશ્રી :** એ તો એક ફેરો મારે મતભેદ પડી ગયો'તો, તે અમે પાછું એનું તરત વેલ્ડિંગ (સંધાણ) કરી નાખ્યું. તે મારી જ ભૂલ થઈ ગઈ હતી, એમની ભૂલ નહોતી.

**પ્રશ્નકર્તા :** એ તો એમની ભૂલ થઈ ગઈ હશે પણ તમે કહો છો તમારી થઈ ગઈ હતી.

**દાદાશ્રી :** ના, પણ એમની ભૂલ થઈ નહોતી, મારી ભૂલ. મારે જ મતભેદ નથી પાડવો, એમને તો પડે તોય વાંધો નહીં ને ના પડે તોય વાંધો નહીં. મારે નથી પાડવો એટલે મારી જ ભૂલ કહેવાય ને ! આ આમ કર્યું તો ખુરશીને વાગ્યું કે મને ?

**પ્રશ્નકર્તા :** તમને.

**દાદાશ્રી :** તો મારે સમજવું જોઈએ ને ! ખુરશી સમજે કાંઈ ?

## બોલ્યા એટલે ફસાયા

**પ્રશ્નકર્તા :** દાદા, એ પ્રસંગ શું બન્યો હતો ?

**દાદાશ્રી :** એ તો એક દહાડો મને એ જરા પૂછવા લાગ્યા કે 'મારા ભાઈની મોટી છોકરી પૈણવાની છે, તો એમને શું આપીશું આપણે ?' એમના ભાઈની ચાર દીકરીઓ હતી, તે પહેલી દીકરીનું લગ્ન થવાનું હતું. તે મને પૂછવા માંડ્યા કે 'આ દીકરીને શું આપું ?' ત્યારે મેં કહ્યું કે 'અંદર ચાંદીનું જે તૈયાર હોય, તે આપજો ને !' એટલે એ જે મેં જવાબ આપ્યો, તે અમારે મતભેદ પડી ગયો તરત. આ હું બોલ્યો એટલે હું ફસાઈ ગયો.

હવે મેં એમને કહેલું, 'મને કશું પૂછવું નહીં, તમને સહી જ કરી આપી છે કોરા કાગળે.' છતાંય મારે કંઈક આવું પાપ ભાગ્યમાં હશે આડું થવાનું, તે મને પૂછયું એમણે. તે આવું ના પૂછે તો ચાલે. જે આપે તે હું 'ના' કહું નહીં. મને પૂછયું એટલે પછી મારી અક્કલ પ્રમાણે ચાલું. એમના જેવી મારામાં અક્કલ ક્યાંથી હોય ?

ત્યારે મારા મનમાં દૈ જાણે કંઈ લોભ હોય કે ગમે તે હોય પણ મને અવળું સૂઝયું. ત્યારે મેં કહ્યું, 'ચાર દીકરીઓ છે ને એમને, તો આ ઘરમાં તૈયાર વાસણ છે તે આપજો.' કબાટ ઉઘાડ્યું તે એમાં કંઈ નાની-નાની ચાંદીની વસ્તુ હશે આવડી-આવડી, પંદર-વીસ તોલાની, કે પચ્ચીસ-ત્રીસ તોલાની હોય, અમુક ચાલીસ તોલાનીય હોય. મેં કહ્યું, 'આ ચાંદીના જે પડ્યા છે નાના-નાના વાસણો, તે નવું બનાવવા કરતા તૈયાર જે ચાંદીનું હોય ઘરમાં તે આપી દેજો ને ! નવું અત્યારે મોંઘાભાવનું !' પણ એમને વાંકો લાગ્યો મારો શબ્દ એટલે પછી મને કહે છે, 'તમારા મામાના દીકરાની દીકરી પૈણે છે ત્યારે તો આવડા-આવડા તાટ કરાવો છો.' એટલે આમ અમે અમારા બેના વ્યવહારમાં 'આપણે-આપણે' કરીએ, 'મારા-તમારા'નો ભેદ નહોતો પડતો. 'આ તમારા ને આ મારા' એવું નહીં. તે 'મારા' ને 'તમારા' થયું એટલે મેં કહ્યું, આ ભેદ પડી ગયો, આ ભૂલ થઈ. મતભેદ કહેવાય આ.

## 'મારા' ને 'તમારા' થયું, તે મારી જ ભૂલ

એ કહે, 'તમારા મામાના દીકરાને ત્યાં તો ચાંદીના આવડા આવડા તાટ આપો છો.' એટલે 'તમારા' અને 'મારા' થયું એટલે હું સમજી ગયો કે આ ભૂલ થઈ ગઈ આજે.

આ 'તમારા' બોલ્યા એટલે મેં કહ્યું, 'આવી બન્યું આ તો, કળિયુગમાં પેઠા આપણે. આ ભેદ પડી ગયો. આ ભાંજગડ ઊભી થઈ. આ મૂરખ બન્યા.'

એટલે 'અમારી' ને 'તમારી' કોઈ દહાડો થતી નહીં, મતભેદ નહીં એટલે. 'આપણું' 'આપણું' જ કર્યા કરે, પણ તે દહાડે 'મારી-તમારી' એ કહેવા માંડ્યા. એટલે હું સમજી ગયો કે આ ભૂલ થઈ ગઈ. આ પકડાઈ ગયા આપણે. બહુ મોટી ભૂલ થઈ ગઈ. મારા જેવો દુનિયામાં કોઈ કાચો માણસ હશે નહીં, કે 'અમારા ને તમારા' કરાવડાવ્યું આમને ? એટલે સ્ત્રી જાતિને કહેવાનો વખત આવ્યો ? 'તે મારા ભાઈનામાં આમ, તમારા મામાનામાં આમ !' એ બહુ જ ખોટું કહેવાય. એટલે તરત જ મહીંથી અજવાળું થયું. હું ફરી ગયો. માણસ ફરી જાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે. વિચાર કરતા થઈ જાય, આપણે ન કલ્પ્યું હોય ને એકાએક આ થાય.

**દાદાશ્રી :** મતભેદ પાડવો નથી છતાં થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકાશ પડે એના ઉપર.

**દાદાશ્રી :** પણ મહીં પ્રકાશ પડ્યો, મહીં પેલી સૂઝ કહે છે ને, એ સૂઝ અને પ્રકાશ પડ્યો, તે મેં એમને કહ્યું, 'મારું એવું કહેવાનો ભાવાર્થ નથી. એને આ ચાંદીના વાસણ આપો, પણ આપણે પેલા અમારા મામાના દીકરીને તો વાસણ એકલું આપીએ, રૂપિયા નથી આપતા, આને પાંચસો રૂપિયા રોકડા આપજો ને !' ત્યારે એ કહે, 'તમે તો ભોળા માણસ છો, એવા પાંચસો રૂપિયા તો અપાતા હશે ?' ત્યારે મેં કહ્યું, 'તમને ઠીક લાગે તે !'

**પ્રશ્નકર્તા :** આ લૂંટવા જેવું છે જગતે. મને લાગે છે કે આ આખો પ્રસંગ બુકમાં મૂકવા જેવો છે.

## જેને મતભેદ ટાળવો જ છે

**દાદાશ્રી :** એ શું કહે કે 'આ મારું અને આ તમારું.' અરેરેરે ! આવડી મોટી ભૂલ થઈ ! તે હું ફરી ગયો આખો, મારે જે વિચાર હતો તે આખું જૂઠું જ બોલી ગયો. મેં કહ્યું, 'મતભેદ નથી પાડવો, જૂઠું બોલીશ તેનો હિસાબ છે મારી પાસે, એની દવાય છે. પણ મતભેદ નથી પાડવો.' મન તૂટી જાય એમનું, તે મન પર ડાઘ પડી જાય.

હવે 'મારા-તમારા' થયું, મેં કહ્યું, ''ઓત્તારી, આ તો ભૂલ્યા આપણે. રોજ 'આપણા-આપણા' જ વાત કરે, 'મારા-તમારાની' વાત નહીં.'' ફેમિલીમાં વાત કરી તો મારું તારું હોય ? 'તું આવી છું ને તું આવો છું', એ કરવાનું હોય ? એટલે હું તરત સમજી ગયો કે ફસાઈ ગયો આજ. એટલે હું લાગ ખોળું આમાંથી નીકળવાનો. હવે શી રીતે આને સમું કરી લેવું ? શી રીતે પટ્ટી ચોડી દેવી ? લોહી નીકળવા માંડ્યું એટલે પટ્ટી શી રીતે ચોડવી, કે લોહી બંધ કરી દેવાનું.

જેને મતભેદ નથી કરવો, તેને મતભેદ કેમ ટાળી શકાય એનું જ્ઞાન એની મેળે કુદરતી રીતે ઉત્પન્ન થાય. એટલે આ બધા નિયમો હોય છે. અને જેને ટાળવો નથી, તે એને 'થાય જ' કહે છે. 'કેમ ના થાય ?' કહે છે. 'એ આવું કેમ બોલે ?' એટલે પછી અંધે અંધારું ચાલ્યા કરે. જેને મતભેદ ટાળવો છે, એ ટાળી શકે છે. અમારે ત્રીસેક વર્ષ પછી હીરાબા જોડે મતભેદ નથી પડ્યો. તે પહેલા પડેલો, તે એના અનુભવથી શોધખોળ કરેલી, કે આ મતભેદમાં નર્યું દુઃખ જ છે. છતાં એક દહાડો પડી જતો હતો, તે મેં સાચવી લીધો'તો. મેં મતભેદ પડવા નહીં દીધેલો. કોઈ દહાડોય હું પડવા દઉં નહીં ને, અને એમનીય ઈચ્છા નહીં મતભેદ પાડવાની. પણ પ્રકૃતિ બંધાઈ ગયેલી હોય ને !

## દુઃખ ન થાય માટે આખા ફરી જ ગયા

**પ્રશ્નકર્તા :** આ મતભેદ પડવાની ઉંમરનો પિરિયડ (સમયગાળો) કયો હોય, દાદા ? આ મતભેદ કઈ ઉંમરમાં વધારે પડે ?

**દાદાશ્રી :** ઘૈડપણમાં વધારે પડે. 'તારું ઠેકાણું નથી, તું આમ નહીં.' ડોસા-ડોસી બહુ લઢે, મૂઆ.

મતભેદ તો કપટ કરીનેય ટાળવો જોઈએ. કારણ કે મતભેદ ટાળવાથી સુખ ઉત્પન્ન થાય ને ! ત્યાં સત્‌નું પૂછડું પકડી ના રખાય. તેમ હું ફરી ગયો ! મેં કહ્યું, 'મારું એવું કહેવાનું નથી. આ ચાંદીનું વાસણ આપો ને બીજા પાંચસો એક રૂપિયા રોકડા આપો ને !' ત્યારે કહે, 'એટલા બધા અપાતા હશે ?' મેં કહ્યું, 'આ આપણો મતભેદ ઊડી ગયો હવે.' મને કહે છે, 'તમારું તો મન જ આવું ને આવું રહ્યું. બધું આપ-આપ કરો છો, એટલા બધા અપાતા હશે ?' ત્યારે મેં કહ્યું, 'તમને ઠીક લાગે એટલા આપજો.' જો આપણો મતભેદ ઊડી ગયો ને ! મતભેદ નહોતો પાડવો. જુઓ, જીતી ગયો ને ! નીકળી ગયો ને બહાર !

એટલે જ્ઞાની પુરુષે જૂઠું ના બોલવું જોઈએ તોયે ફરી ગયો તે દહાડે, આ મતભેદ ના પડે એટલા માટે. અમારા બેનો વાંધો પડી જાય ને એમને દુઃખ કેટલું બધું થાય ! એટલે પછી હું ફરી ગયો. મેં કહ્યું,

'ના, એમ નહીં, હું એવું કહેવા માગતો નથી. હું તો એમ કહેવા માગું છું કે આ વાસણ આપજો ને પાંચસો રૂપિયા રોકડા આપજો.' 'હં... તમે તો ભોળાના ભોળા રહ્યા, પાંચસો અપાતા હશે ?' કહે છે. ત્યારે મેં કહ્યું, 'તમે જાણો હવે.' એટલે મારે પેલો મતભેદ ઊડી ગયો. મારે જે મતભેદ ઊડાડવો હતો એ ઊડી ગયો, પછી ભલે આપો કે ના આપો. એટલે એ કહે છે, 'મારે તો ચાર ભત્રીજીઓ છે. એકને આવું પાંચસો આપું તો બધે વારેઘડીએ આપવા પડે ને ?' મેં કહ્યું, 'તમને ઠીક લાગે તે.'

## મતભેદ ટળ્યો ને ઠર્યા ભોળા

'તમારા મામાના દીકરાની દીકરી પૈણે ને, ત્યારે ચાંદીના તાટ આપો છો' એવું બોલ્યા એટલે હું સમજી ગયો કે આ મૂરખ બની ગયો આજે હું. વાત શું કહેવા ગયા ને થઈ ગયું શું આ ? એટલે મેં કહ્યું, 'હું એવું કહેવા નથી માગતો. મારી વાત સાંભળો તમે. હું એમ કહેવા માગું છું કે રોકડા પાંચસો આપજો અને ઉપરથી આ વાસણ આપજો.' 'એટલા બધા રૂપિયા અપાતા હશે, પાંચસો રૂપિયા ? ચાર છોડીઓ છે એને તો. તમે ભોળા ને ભોળા રહ્યા' કહે છે.

જો મતભેદ છૂટી ગયો ને પણ ? મતભેદ પડવા ના દીધો ને ઊલટું એમણે મને કહ્યું કે 'તમે તો ભોળા છો !' આ તો 'મારા' ભાઈને ત્યાં તમે ઓછું આપો છો, એ વિચારો એમના મનમાં પેસતા હતા, તેને બદલે એમણે એમ કહ્યું કે 'આટલા બધા ના અપાય !'

પછી મેં કહ્યું, 'તો તમારે જેટલા આપવા હોય એટલા આપજો. ચારેવ ભત્રીજી આપણી છોડીઓ છે !' એટલે ખુશ થઈ ગયા. 'દેવ જેવા છે' કહે છે !

જો પટ્ટી મારી દીધી ને ! હું સમજું કે આપણે પાંચસો કહીએ તો આપે એવા માણસ નથી આ ! એટલે આપણે એમને જ કબજો સોંપી દો ને ! હું સ્વભાવ જાણું. હું પાંચસો આપું તો એ ત્રણસો આપી આવે. એટલે બોલો, મારે સત્તા સોંપવામાં વાંધો ખરો ?

**પ્રશ્નકર્તા :** ના, કંઈ વાંધો નહીં.

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, 'આ પાંચસો એક ને બીજું આ આપો.' 'તમે બહુ ભોળા, આવું અપાતું હશે ? એને તો ચાર છોડીઓ છે.' મેં કહ્યું, 'હવે જીત્યા આપણે.' ભોળા કહ્યું કે તરત હું જીત્યો. પણ જીતી ગયો તે દા'ડે. નહીં તો મતભેદ પડત તો ખરેખરો પડત. 'મારું' ને 'તમારું' અને આંટી હઉ રહેત.

## ભલે ભોળો કહો પણ અમારી ગાડી તો ચાલી

આપણે આ હવે આપણી ગાડી ઊભી ના રહી, ચાલવાની થઈ. નહીં તો ગાડી છ કલાક ઊભી રહેત.

**પ્રશ્નકર્તા :** એ ગાડી ઊભી રહેત કે વિફરત ?

**દાદાશ્રી :** ના, વિફરે-બિફરે નહીં, ઊભી રહે. એ પાંચ-છ કલાક સુધી મોઢું ચઢાવી દે. પણ એય મોઢું જરા તાનમાં આવી ગયું ફર્સ્ટક્લાસ. 'તમે ભોળા ને ભોળા, ચાર-ચાર છોડીઓ છે એને તો' કહે...

**પ્રશ્નકર્તા :** દરેકને પાંચસો આપવા જઈએ...

**દાદાશ્રી :** હા, એકને પાંચસો આપીએ તો બીજી બધીને પાંચસો આપવા પડે ને ! 'પાંચસો આપી ને તમને ઠીક લાગે તે વાસણ આપજો' કહ્યું. મારો ભાવ એવો કે પાંચસો-પાંચસો આપે તોય શું વાંધો, આપણે શું ખોટ જતી રહેવાની ? આ તો આજથી વીસ વર્ષ પહેલાની વાત કરું છું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એ કહે, 'તમે ભોળા ને ભોળા રહ્યા.' ભલે ભોળા કહો કે જે કહો એ, પણ અમારી ગાડી ચાલુ થઈ ને !

## પ્રકૃતિ તો ઓળખીએ ને

'તમે ભોળા ને ભોળા રહ્યા.' મેં કહ્યું, 'પહેલેથી ભોળો છું. તમને જે ઠીક લાગે તે આપજો.' જો મતભેદ મટી ગયો ને ! અને આ પુસ્તકમાં આવ્યું, તે પુસ્તકો લોકો વાંચે, ત્યારે કહે, 'હા, અમારે એવું થયું હતું.'

**પ્રશ્નકર્તા :** બા હજુય કહે છે કે 'હા, એવું થયું હતું.'

**દાદાશ્રી :** લોકો દેખાડી આવે, 'આ આવું થયું હતું ?' ત્યારે કહે, 'હા, એવું થયું હતું'. કહે છે, 'એમના મામાના દીકરાને ત્યાં આવડા તાટ આપે.' મેં કહ્યું, 'પાંચસો રૂપિયા રોકડા આપજો.' હું જાણું કે અપાવાના નથી એમનાથી. મારી સાચા દિલની ઈચ્છા ખરી. તે બાર મહિને બે-ત્રણ વખત છે તે વડોદરેથી મુંબઈ આવે તો એરોપ્લેનમાં આવે એટલી મારી ઈચ્છા ખરી, પણ દસ-પંદર વખત આવે તો ના કહી દઉં. પણ એમને તો હું આજ પંદર વર્ષથી કે' કે' કરું છું, 'તમારે જ્યારે જ્યાં એરોપ્લેનમાં જવું હોય તો છૂટ', હું જાણું ને જવાના નથી તો પછી મારે શું કરવું છે ? 'એ પ્લેનમાં જ જવાનું તમારે.' 'હં... મારે પ્લેનમાં નથી જવું, તમે જજો.' તે એક ફેરો અહીંયા આવ્યો ત્યારે મને મૂકવા આવ્યા હતા, ફક્ત પ્લેનમાં એટલું જ, અમે પ્લેનમાં ગયા હતા બસ. એ બાકી આમ બેસે નહીં. આપણે કહીએ તોય ના બેસે. પ્રકૃતિ ના ઓળખીએ આપણે ? પ્રકૃતિ ઓળખીએ ને !

**પ્રશ્નકર્તા :** ખરું.

**દાદાશ્રી :** પ્રકૃતિ ઓળખી લીધેલી કે આ પ્રકૃતિ આવી છે. એટલે આપણે ઢોળીશું તોય વાંધો નહીં આવે. આપણે ઢોળીશું તો તે ઉસેડી લેશે.

## પટ્ટી મારતા શીખવું પડે ને

એટલે હું તો એ દહાડે છૂટી ગયેલો. નહીં તો તે દહાડે ભૂલમાં સપડાત. 'તમારા મામાના દીકરા' એવું બોલ્યા. એટલે 'અમારું ને તમારું' એવું બોલાય ? આપણે વન ફેમિલી, 'અમારું-તમારું', 'આમચા-તુમચા' બોલે, પછી રહ્યું જ શું ત્યારે ? એટલે અમારે મતભેદ નહીં પડેલો કોઈ દહાડો પછી !

**પ્રશ્નકર્તા :** હં, હવે એ વાત શીખી ગયો છું.

**દાદાશ્રી :** ના, પણ આવું સમજવું નહીં પડે, ભઈ ! જીવન જીવવાની કળા તો સમજવી પડે ને ? એટલે પછી મને કહે છે, 'તમે તો ભોળા

છો, એવા પાંચસો અપાતા હશે ?' મેં કહ્યું, 'આપણો હિસાબ પતી ગયો બધો. જો આપણું સંધાઈ ગયું. આ લોહી નીકળ્યું ખરું આપણાથી, પણ પાછું પટ્ટી લાગી ગઈ.' એવું ના શીખવું જોઈએ, ભઈ ?

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં તો અહંકાર આવે ને, હું ધણી, મારું કેમનું નીચું પડવું જોઈએ ?

**દાદાશ્રી :** મૂઆ, તું ધણી ? ધણી તો કેવો નોબલ હોય ! આવા હોતા હશે ?

## બોધકળા-જ્ઞાનકળા બધીય કળાથી સાબૂત

**પ્રશ્નકર્તા :** તમે ફરી ગયા કે તમે ઢીલું મૂક્યું ?

**દાદાશ્રી :** મેં ઢીલું નથી મૂક્યું, એ મારી ભૂલ જ થઈ. આવું કેમ થાય ? 'મારી-તારી' થતું હશે ? એમણે મને 'તમારા મામાના દીકરાને ત્યાં આવડા મોટા તાટ' એવું કહ્યું કે મને થયું, હું એવું કેવું બોલ્યો કે એ 'મારી-તારી' બોલ્યા ? મને મારી ભૂલ સમજાઈ, કે ઓહોહો ! આવડી મોટી ભૂલ કરી મેં ? સંસારમાં નીવડેલો માણસ આવું બોલે ? પણ તે તરત મેં ભૂલ ભાંગી. અમને આવડી જાય તરત. તે ઢીલું મૂકેલું નહીં, ભૂલ મારી જ હતી.

**પ્રશ્નકર્તા :** આપે સુધારી લીધું એમ કહેવાય ?

**દાદાશ્રી :** હા, સુધારી લીધું. આવું વાસણ આપજો એવું કહેવા ગયો, તેને બદલે આ હું આખો ફરી ગયો. એટલે મેં પાંચસો આપવાના કહ્યા, અને એ તો મારા ખ્યાલમાં જ હોય કે હું પાંચસો રૂપિયા કહીશ તો એ મને શું કહેશે. સમજ પડીને ? એટલે રૂપિયા ભેલાડવા નથી બેઠો. મારે તો મતભેદ પાડવો નથી ને રૂપિયા ભેલાડવા નથી. આ તો અણસમજણ ઊભી થવા દેવી નથી.

**પ્રશ્નકર્તા :** એટલે સાચવી લીધું.

**દાદાશ્રી :** હા, આ મારી ભૂલ થઈ એ ખુલ્લી કરી મેં. હું સમજી

ગયો કે આ ભૂલ થઈ. કોઈ દહાડો આવું બન્યું નથી ને એક્સિડન્ટ થયો આવો ! મેં જાણ્યું કે આ 'મારી' ને 'તમારી' થઈ, માટે આ ઘરમાં આપણો હવે છુટકારો થઈ ગયો. 'મારી-તમારી ? તમારા મામા...', લે ! તે આપણે એવું કેવું બોલ્યા કે એમને આ બોલવાનો વખત આવ્યો ! પણ તે બ્રેઈન અમારું બહુ પાવરફૂલ (શક્તિશાળી), બહુ બોધકળા હોય અમારી પાસે, બોધકળા-જ્ઞાનકળા, બધી કળાઓથી સાબૂત હોઈએ. તરત જ બ્રેઈન કહે કે રૂપિયા પાંચસો આપી દેજો. ત્યારે એ કહે, 'તમે ભોળા છો !' એટલે આ તો ભૂલ અમારી ને ફસાયા તમે, એવું સમજી જઈએ.

**પ્રશ્નકર્તા :** જે તૂટવાની તૈયારીમાં હતું, એ સાંધી લીધું દાદાએ અને પાછું રાજી કરીને.

## હરાવ્યા સિવાય જીત્યા

**દાદાશ્રી :** જો ફસાયા પણ નીકળી ગયા ને કાદવમાંથી...

**પ્રશ્નકર્તા :** તમે વાણિયા બુદ્ધિ વાપરી ને ?

**દાદાશ્રી :** હા, ભૂલ્યો ને ફરી ગયો. ફરીને પણ મતભેદ ના પડવા દીધો. એમના મનને દુઃખ ના થાય એવું કર્યું. પછી એમણે કહ્યું કે 'તમે તો ભોળા ને ભોળા રહ્યા કાયમ, ભોળા છો તમે.' જે મારું બિરુદ હતું ભોળાનું, તે એમણે આપી દીધું ફરી, 'બહુ ભોળા' કહે. તો મેં કહ્યું, 'પહેલેથી જ છું ને, આજથી છું ?'

પણ જીત્યા આપણે. એમને હરાવ્યા સિવાય આપણે જીત્યા. એમને હરાવ્યા હોય તો એમનું મોઢું પડી જાય, પણ એમનું મોઢું પડી નથી ગયું. આ તો એમની અણસમજણથી બોલ્યા. નહીં તો ના બોલે આવું. એ જાણે કે ભોળા છે ને, એટલે 'ભોળા છે' બોલ્યા.

## કોઈ પણ રસ્તે મતભેદ ના પડાય

ગમે તે રીતે પણ આ મતભેદ પડ્યો તે કાઢવો પડે ને ! પછી ફરી મતભેદ નથી પડ્યો. મતભેદ કેમ પડવો જોઈએ ? એમને કેટલું

દુઃખ થાય બિચારાને ! અને હું સમજણવાળો ક્યારે કે એમને દુઃખ ના થાય ત્યારે. નહીં તો હું મતભેદ પાડું ત્યારે હૂતો ને હૂતી બેઉ સરખા જ ને ! હું મતભેદ પાડું એટલે મારામાં જો વૅલ્યૂ (કિંમત) ના હોય તો એમના જેવું જ થયું ને મને તો.

કોઈ પણ રસ્તે મતભેદ ના પડાય. હજાર રૂપિયા જતા હોય એક મતભેદની પાછળ તો એ હજાર લેટ ગો (જતા) કરવા. અને લોકો ચાર આનાના કપ-રકાબી માટે મતભેદ પાડે, એ ભૂલ ના કહેવાય ? મતભેદ તો બહુ કિંમતી વસ્તુ છે, આખો મતનો ભેદ. જેને આપણે હાથ આપ્યો, હજારો માણસની રૂબરૂમાં ચોરી વચ્ચે, 'આઈ પ્રૉમિસ ટૂ પે (હું વચન નિભાવીશ)' કહ્યું, તેની જ જોડે આવું ? ત્યાં તો બે હજાર જતા હોય તોય ના બોલવું. બળ્યું જવા દો ને ! બે હજાર જશે પણ મતભેદ તો નહીં પડે. અને તે બે હજાર જવાના નથી, વ્યવસ્થિતના હાથમાં છે સત્તા. પાછો હુંય કંઈ કાચી માયા નથી. મારી બુદ્ધિથી એમ લાગે કે બે હજાર જાય છે પણ વ્યવસ્થિત જવા દેશે તો જશે ને ! એટલે અમે તો છોડી દઈએ. શું ? તમારો શું મત આવે ?

**પ્રશ્નકર્તા :** શેની બાબતમાં ?

**દાદાશ્રી :** કેટલા રૂપિયા હોય તો મતભેદ જવા દેવો એ કહો.

**પ્રશ્નકર્તા :** રૂપિયાને ને એને શું સંબંધ ? મતભેદ જ ના પડવો જોઈએ ને ?

**દાદાશ્રી :** ના પડવો જોઈએ પણ આપણે એમ માનો ને કે એની કિંમત હજાર રૂપિયા જેટલી સમજીએ, તો આપણે બહુ સાચવીને વાપરીએ કે ના વાપરીએ ? આ તો એની કિંમત જ સમજાઈ નથી ને ! એની કિંમત આ હજાર રૂપિયા જેટલી છે. શાથી હું કિંમત મૂકું છું ? કિંમત સમજાશે તો ઓછું થશે. તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર.

**દાદાશ્રી :** તમે કિંમત એની જાણો કે હજાર રૂપિયાનું નુકસાન

જાય, તો હજાર રૂપિયા ખાતર તમે મતભેદ પડતો હોય તોય નહીં પાડો. કારણ કે એ નફા-નુકસાનમાં તો બહુ તૈયાર હોય છે બુદ્ધિ. બુદ્ધિનો ધંધો શું ? કે નફો-નુકસાન જ જોયા કરવું, શેમાં નફો ને શેમાં ખોટ ! આ સત્સંગ હેલ્પ કરે એવો છે કે બધાને ?

**મહાત્માઓ :** હા, હા.

**દાદાશ્રી :** ભાઈ, તમને કેમનું લાગ્યું ? આ નકામી ભાંજગડ ! એમણે ધારેલું છે એ આપવાના છે. આપણે કકળાટ માંડીએ એમાં શું સ્વાદ આવે ? અને એ પાર્ટનર નહીં આપણા ઘરના ? ભાગીદાર નહીં ? આપણે ના હોઈએ તો કોણ માલિક ? હં... તે પછી હવે એની જોડે આપણે કકળાટ કરીએ કેમ પોષાય ?

કકળાટ ઓછા થશે ખરા આ વાક્યોથી ? શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બિલકુલ જાય.

**દાદાશ્રી :** આ શી ભાંજગડ વગર કામની ? આપણે લઈ જવું નહીં ને આ વગર કામના કકળાટ ! એમને મોઢું ચડે તો આપણને ગમે નહીં. એ સારું લાગે બળ્યું ? અને આ બધા લોકો જુએ તોય શું જુએ કે હીરાબા કેમ આમ દુઃખી દેખાય છે ? અને નહીં વસાતમાં કશું. અને વસાત હોય તોય શું થઈ ગયું ? આપણે આપણી મેળે સમજવાનું, આપણું ઘર ચલાવવાનું, કંઈ કો'ક ચલાવી આપે નહીં. અને લોકોની બુદ્ધિથી આપણે ચાલીએ તો લોકોમાં વગોવાઈએ. અને આવતો ભવ બગડે આપણો. એટલે આવતો ભવ સુધારો.

## 'સમય વર્તે સાવધાન'નો અર્થ સમજાવે જ્ઞાની

બધાની હાજરીમાં સૂર્યનારાયણની સાક્ષીએ, ગોરની સાક્ષીએ પૈણ્યો ત્યારે ગોરે સોદા કર્યા કે 'સમય વર્તે સાવધાન.' તે તને સાવધ થતાંય નથી આવડતું ? સમય પ્રમાણે સાવધ થવું જોઈએ. ગોર બોલે છે, 'સમય વર્તે સાવધાન.' તે ગોર સમજે, પરણનારો શું સમજે ?

સાવધાનનો અર્થ શું ? ત્યારે કહે 'બીબી ઉગ્ર થઈ હોય ત્યારે તું

ઠંડો થઈ જજે, સાવધ થજે.' હવે બેઉ જણ ઝઘડે તો તો પાડોશી જોવા આવે કે ના આવે ? પછી તમાશો થાય કે ના થાય ? અને પાછું ભેગું ના થવાનું હોય તો લઢો. અરે, વહેંચી જ નાખો ! ત્યારે કહે, 'ના, ક્યાં જવાનું ?' જો ફરી ભેગું થવાનું છે, તો પછી શું કરવા લઢે છે ? આપણે એવું ચેતવું ના જોઈએ ? સ્ત્રી જાતિ જાણે એવી છે કે એ ના ફરે, એટલે આપણે ફરવું પડશે. એ સહજ જાતિ છે, એ ફરે એવી નથી.

બ્રાહ્મણ કહે, 'સમય વર્તે સાવધાન.' તે મૂઓ સમજે નહીં પાછો, એ સાંભળતો જ નથી. અલ્યા મૂઆ, આટલું તો સાંભળ, સરસમાં સરસ વાક્ય છે, કે 'સમય વર્તે સાવધાન.' એ જો બહુ ચિઢાઈ ગઈ હોય, અને આપણેય ચિઢાઈએ, તો શું રહે પછી ? એટલે સમય વર્તવો પડે. એ ચિઢાયેલી હોય ને આપણું મહીં મગજ ઊનું થયું હોય તો પાણી રેડી આય ઉપર, બાથરૂમમાં જઈને. એને ટાઢું પાડી દઈએ, નહીં તો સવારમાં વેશ થાય બધો. અને તે ઘડીએ રાતે જમણ જ બગડે ને ! 'સમય વર્તે સાવધાન !' શબ્દ બહુ ઊંચો છે. આ હિન્દુસ્તાનમાં કહેવામાં આવે છે. બ્રાહ્મણો લગ્ન વખતે બોલે છે, 'સમય વર્તે સાવધાન !' પણ આ કોઈ સાંભળતો-કરતો નથી, હં. એના બાપના સમ જો સાંભળતો હોય તો. એને તો વહુમાં ને વહુમાં જ ચિત્ત. 'મારી વહુ, મારી...' જાણે જતી રહેવાની હોય ને ! 'સમય વર્તે સાવધાન' શબ્દ બહુ સુંદર છે !

આ સમય વર્તે સાવધાન એટલે છેલ્લા પ્રકારની જાગૃતિ. સમય એટલે સમયે સમયે જાગ્રત. સમયે સમયે સાવધ રહેવાનું. પૈણતી વખતે કહે છે, 'સમય વર્તે સાવધાન.' તે મહારાજે ખરું કહ્યું, જેવો સમય આવે, એવું સાવધ રહેવાની જરૂર, તો જ સંસારમાં પૈણાય. એ જો ઉછળી ગઈ હોય અને આપણે ઉછળીએ તો અસાવધપણું કહેવાય. એ ઉછળે ત્યારે આપણે ટાઢું પાડી દેવાનું. સાવધ રહેવાની જરૂર નહીં ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** તે અમે સાવધ રહેલા. ફાટ-બાટ પડવા ના દઈએ. ફાટ પડવાની થઈ કે વેલ્ડિંગ સેટ ચાલુ પાછું.

## ગમે તેમ કરીનેય ગાડું રાગે પાડી દઈએ

જુઓ, આ મારે મતભેદ પડતો હતો, પણ કેવો સાચવી લીધો ફરી જઈને ! સરવાળે મતભેદ ના પડવા દીધો. છેલ્લા ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી અમારે નામેય મતભેદ નથી થયો. બા પણ દેવી જેવા છે ! મતભેદ કોઈ જગ્યાએ અમે પડવા ના દઈએ. મતભેદ પડતા પહેલા જ અમે સમજી જઈએ કે આમથી ફેરવી નાખો, ને તમે તો ડાબું ને જમણું બે બાજુનું જ ફેરવવાનું જાણો કે આમના આંટા ચઢે કે આમના આંટા ચઢે. અમને તો સત્તર લાખ જાતના આંટા ફેરવતા આવડે. પણ ગાડું રાગે પાડી દઈએ, મતભેદ થવા ના દઈએ. આપણા સત્સંગમાં વીસેક હજાર માણસો પણ અમારે કોઈ જોડે એકુંય મતભેદ નથી. જુદાઈ માની જ નથી મેં કોઈની જોડે !

## મતભેદ ત્યાં અંશજ્ઞાન, વિજ્ઞાન ત્યાં સર્વાંશજ્ઞાન

મતભેદ પડ્યો તો હું જ્ઞાની શાનો ? તારે મતભેદ પાડવો હોય તોય ના પડવા દઉં. તું આમ ફરું ત્યારે હું આમ ફરું. તું આમ ફરું તો હું આમ. કારણ કે અમારી જાગૃતિ, એવર જાગૃતિ હોય. રાત્રે, ચોવીસે કલાક જાગૃતિ. ઉઘાડી આંખે ઊંઘ્યા કરે છે આ આખું જગતેય. તમારા બૉસ, બધાય ઉઘાડી આંખે ઊંઘે છે. તમે કહેતા હો તો કહી આપું અને પછી કહું, 'એક્સપ્લેનેશન માગો.' પહેલા કહી આપું, આ પીરસી આપું અને પછી કહું, 'આઈ વોન્ટ ટૂ એક્સપ્લેન યૂ (હું તમને સમજાવવા માંગુ છું).' કંઈ ગપ્પું નહીં, નહીં તો આટલા બધા કપડાં ધોવાના ક્યારે પાર આવે તે ? એટલે આ મશીનમાં ઘાલ્યા કે પાર !

જ્યાં મતભેદ છે ત્યાં અંશજ્ઞાન છે ને જ્યાં મતભેદ જ નથી ત્યાં વિજ્ઞાન છે. જ્યાં વિજ્ઞાન છે ત્યાં સર્વાંશ જ્ઞાન છે. 'સેન્ટર'માં (મધ્યમાં) બેસે તો જ મતભેદ ના રહે, ત્યારે જ મોક્ષ થાય. પણ ડિગ્રી ઉપર બેસો ને 'અમારું-તમારું' રહે તો એનો મોક્ષ ના થાય. નિષ્પક્ષપાતીનો મોક્ષ થાય.

સમકિતીની નિશાની શું ? ત્યારે કહે, 'ઘરના બધા ઊંધું કરી આપે તોય પોતે છતું કરી નાખે. બધી બાબતમાં છતું કરવું એ સમકિતીની નિશાની છે. આટલું જ ઓળખવાનું છે કે આ 'મશિનરી' કેવી છે, એનો 'ફયૂઝ' ઊડી જાય તો શી રીતે 'ફયૂઝ' બેસાડી આપવો. સામાની પ્રકૃતિને 'એડજસ્ટ' થતા આવડવું જોઈએ. અમારે જો સામાનો 'ફયૂઝ' ઊડી જાય તોય અમારું એડજસ્ટમેન્ટ હોય.

## આમ એમની મહીંવાળા ભગવાન થયા રાજી

હવે મારે તો સિત્યોતેર પૂરા થવા આવ્યા અને ઘરમાં અમારે હીરાબાને છે તે પંચોતેર પૂરા થવા આવ્યા પણ અમારે પિસ્તાળીસ વર્ષથી મતભેદ જ નહીં કોઈ દહાડો. અત્યારેય એ સંભાર સંભાર કરતા હશે. 'લોકોનું ભલું કરીને આવો', કહે છે. શું કહે છે ?

હવે ચલાતું નથી એમનાથી આ પગે, એક પગે છે તે આ પક્ષાઘાત જેવી અસર છે. તે આમ બેસી રહે ખરા આખો દહાડો. તે હાથ આમ આમ થઈ જાય. એમનાથી સંડાસ જવાય નહીં પણ કોઈ દહાડોય બૂમ નથી પાડી કે મને દુઃખ થાય છે તે ! ત્યાંથી કાગળો આવે, હીરાબા હસતા ને હસતા દેખાય છે, એવા ને એવા.

અને મતભેદ તો અમારે પિસ્તાળીસ વરસથી પડ્યો નથી કોઈ દિવસ. એ પ્રેમથી પછી જે એમનામાં રહેલા ભગવાન મારી પર એટલા બધા ખુશ થઈ જાય કે તમે જે માગો એ ફળ આપું, કહે. અને ભગવાન તમારી પાસે જ છે, છેટા નથી ગયા. એમનામાં ભગવાન રહેલા છે. તમારા ભગવાન તમને ન આપે પણ એમના ભગવાન તમને આપે. તમારા ભગવાન એમને આપે. તમારું ડીલિંગ (વ્યવહાર) છે એ પર આધાર. અને ભગવાન કંઈ આપતો-લેતો નથી. એનું ફળ હવે એવું આવે છે કે તમે જો આવી રીતે એને દુઃખ ન આપો તો એનું ફળ આવું જ આવે. એક્ઝેક્ટલી આ તો સાયન્ટિફિક વાત કરું છું. અહીં સમજાવવા પૂરતું નથી આ વાત. સાયન્ટિફિકલી, વૈજ્ઞાનિક ધોરણની વાત કરું છું.

## પુસ્તકો જ અનુભવના, કરાવે અનુભવજ્ઞાન

સંસારમાં બધી રીતે નાટક ભજવતાય પણ બોજા રહિત રહી શકે છે, એવું આપણું વિજ્ઞાન કહે છે. અને તે મને જોઈ શકે છે, બધી રીતે રહું છું છતાંય બોજા રહિત. હીરાબાની ખબર લેવા નથી જવું પડતું અમારે ? એમને રોજ વિધિ કરાવવા જવું પડે અમારે. પછી પૂછવું પડે કે તમારા ભાઈની દીકરીને શું આપવું ? આને શું આપવું ? મેં કહ્યું, 'એકસો એક આપું ?' તો કહે, 'ના, અગિયાર જ આપજો.' એટલે એમની પાસે જ કહેવડાવું, હું શું કરવા ભાંજગડમાં પડું ? ન્યાય એમનો છે તે. મને પહેલેથી લાગેલા, આ ન્યાયાધીશ તરીકે બહુ સારા છે. મારા કરતા ન્યાય સારો કરે એમ છે. અને એમના મનમાં એમ લાગે કે મારું કહેલું માન્યું. એમને સો આપવાના હતા, પણ મેં અગિયાર કહ્યા તે અગિયાર જ માન્યા. ત્યારે જો બે પ્રકારનો આનંદ થાય !

તે આ પુસ્તકમાં આવેલું હોય બધું. આ બધી અમારી વિગતો લખીએ પુસ્તકોમાં. લોકો બધાને અનુભવ થાય ને, બિચારાને ! મુશ્કેલી ઓછી થાય ને !

આજ પંદર-વીસ વર્ષથી બોલું છું, એક શબ્દેય આ કમજરે, એળે જવા દેતા નથી. આ ટેપ રેકર્ડ થયા જ કરે, એ પુસ્તકો બધા છપાયા જ કરવાના. ભાઈ, તમને સમજાઈ મારી વાત ? એટલે આ વિગત આ જ્ઞાની પુરુષ ફોડ પાડી શકે. બાકી શાસ્ત્રોમાં આનો ફોડ હોય નહીં. શાસ્ત્રોમાં તો શબ્દરૂપ જ્ઞાન છે. શબ્દ સમજ્યા ? મૂળ વસ્તુ સૂક્ષ્મતમ છે અને શબ્દો સ્થૂળ છે. શબ્દો કેવા છે ? સ્થૂળ. અને વાત સૂક્ષ્મતમ હોય છે. અમે એટલું લખીએ કે ભાઈ આ ક્રેડિટ જુદી, આમ જુદી. પુસ્તકમાં શબ્દ તો આ મૂકાયા પણ એની અંદર શું કહેવા માગે છે તે ના આવે.

## વર્ણવે હકીકત જેમ છે તેમ

એટલે એટલો મતભેદ પડ્યો હતો અને તે મેં પુસ્તકમાંય છાપી દીધું છે. હું તો જેમ છું એમ કહી દઉં, મારે 'નો સિક્રસી (કોઈ ગુપ્તતા નહીં).' સિક્રસી ના હોય, ઓપન ટુ સ્કાય (ખુલ્લંખુલ્લું). રાત્રે કે દિવસે,

'એની ટાઈમ ઓપન ટુ સ્કાય.' અને 'એની ટાઈમ' તમે અમને ટેન્શન રહિત જોઈ શકશો. 'એની ટાઈમ વિધાઉટ એની ટેન્શન.' અને ટેન્શન ગયે, મુક્તિ થઈ જાય. એવા ટેન્શનરહિત પુરુષને જુઓ તો તમારું ટેન્શન જાય, અને ટેન્શન જાય તો મુક્તિ થાય. એ જ ટેન્શનવાળો હોય તો આપણને શુક્કરવાર ક્યારે વાળે ? એટલે શુક્કરવાર વળે નહીં અને શનિવાર થાય નહીં, 'એવરી ડે ઈઝ ફ્રાયડે (દરરોજ શુક્કરવાર).' જ્યારે જુઓ ત્યારે ફ્રાયડે ને ફ્રાયડે દેખાતું હોય.

ચોવીસેય કલાક આજ સત્યાવીસ વર્ષથી મને ટેન્શન થયું નથી કોઈ દહાડો. મેં ટેન્શન જોયુંય નથી. અને તેમ તમે પણ થઈ શકો છો. જે હું થઈ શકું એટલી તમારામાં શક્તિ છે જ ! તમારામાંય પાર વગરની શક્તિ છે !

## અકસીર દવા કાઢે રોગ અનંત અવતારનો

એટલે આવો એક મતભેદ પડી ગયો'તો. તે પછી નથી પડ્યો. એટલે આ થોડી ઘરની વિગતોય કહી તમને. ગમ્મત આવે, જોડે આનંદ થાય, પોતાનામાં શક્તિ વધે. પોતાને વિચારો થાય કે આપણેય થોડુંઘણું આ પ્રમાણે કરીએ. જાણવાથી પછી કરવાનું થાય ને, સાહેબ ! આમને તો બહુ ગમી ગઈ મારી વાત.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. વ્યવહારની અંદર આપની આ બોધકળા તો બહુ ઉપયોગમાં આવે છે.

**દાદાશ્રી :** હા, એટલે આ દાખલા આપ્યા છે ને ! એ દાખલા એટલા બધા સુંદર લાગે લોકોને, એ દાખલાથી બધો ફેરફાર થઈ જાય ! અનંત અવતારનો રોગ એક અવતારમાં જ કાઢવાનો છે. કેવું ? રોગ કેટલા અવતારનો છે ?

**પ્રશ્નકર્તા :** અનંત અવતારનો.

**દાદાશ્રી :** અને એક અવતારમાં કાઢવા માટે દવા જોઈએ કે ના જોઈએ ? કેવી દવા જોઈએ ?

**પ્રશ્નકર્તા :** અકસીર.

**દાદાશ્રી :** એય ક્યારેય ફૂટી ના નીકળે એવું રસાયણ જોઈએ. એવું આ રસાયણ છે.

## દાદા-હીરાબા સાથે વાત

### એટલા બધા ના અપાય

**નીરુમા :** પેલો લગ્નનો ચાંદીના વાસણનો પ્રસંગ છે ને, બા બહુ સરસ કહે છે, દાદા તમારા કરતાય સરસ.

**દાદાશ્રી :** હા, એ તો એ જાણે ને !

**નીરુમા :** કહો બા, શું થયું હતું, એ અમને બધાને કહો.

**હીરાબા :** એ તો થયું'તું, એમને ત્યાં તરસાળી વધારે આપે અને જાંબુવે ના આપે. એટલે મેં કહ્યું, કે 'ચાંદીના વાસણ ને આ આપો છો ત્યાં તરસાળી અને અહીં તો કશુંય નથી આપતા.'

**નીરુમા :** હા, પછી ?

**હીરાબા :** દાદા કહે, કે 'જે આપવું હોય તે આપો.'

**દાદાશ્રી :** ના, મેં કહ્યું, 'પાંચસો રૂપિયા આપો ને આ આપો.' ત્યારે કહે, 'એટલા બધા અપાતા હશે ? તમે તો ભોળા ને ભોળા રહ્યા, એમને ચાર છોડીઓ છે.'

**હીરાબા :** ચાર છોડીઓ છે એમને.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'રોકડા પાંચસો આપો ને !' શું ખોટું હતું ભાઈ ? આ વાસણ બધા ઉપર તો.

**નીરુમા :** એ તો હજુય કહે છે, 'પાંચસો ના અપાય.'

**દાદાશ્રી :** પાંચસો અપાય નહીં ?

**હીરાબા :** ના અપાય.

**દાદાશ્રી :** એમાં શું ? આપણો ભઈ જ છે ને, વાંધો શો ?

**હીરાબા :** ભઈ છે એટલે કંઈ, ભઈ તો ન લે.

**દાદાશ્રી :** છે બુદ્ધિ કોઈના બાપની ? આપવાનું કહ્યું તોય નથી આપતા, એટલે એ ચોક્કસ કેટલા હશે ? ત્યારે હું ભોળો કેટલો હોઈશ !

**પ્રશ્નકર્તા :** તમે જાણો છો કે હું આવું કહીશ એટલે આપવાના જ નથી, આવું જ કહેશે.

**દાદાશ્રી :** અને મને તો આપે તેમાંય વાંધો નહીં. હું તો પહેલેથી વ્યવસ્થિતને માનવાવાળો. અપાઈ ગયું એ વ્યવસ્થિત છે.

## ઝઘડો શું કરવા કરે ?

**નીરુમા :** ઝઘડો-બઘડો કરો કશો ?

**હીરાબા :** ઝઘડો શું કરવા કરે ?

**નીરુમા :** નહીં ? બહુ પાકા છે બા. ઝઘડો કોઈ દહાડોય નથી કર્યો.

**દાદાશ્રી :** ઝઘડીને શું કાઢવાનું ? લોકોને ત્યાં ઝઘડાં જોયેલા એટલે સમજણ તો પડે જ ને કે બળ્યું, આમાં મઝા નથી એવું. આડોશી-પાડોશીમાં નહોતા થતા ? એ જોયેલા બધા.

**હીરાબા :** હા, પાડોશીઓને તો બહુયે થતું હતું.

**દાદાશ્રી :** પાછા એને છોડાવવા જવું પડે.

**હીરાબા :** હા, મારે છોડાવવા જવું પડે.

## દાદા કરે તે ચાલે, મારે ના ચાલે

**દાદાશ્રી :** આ બધાની ઈચ્છા એવી કે એક ફેરો બા દાદાની જોડે ઝઘડો કરે તો સારું.

**નીરુમા :** હા, બા, બહુ મઝા પડે અમને. ઝઘડો કરો ને, એક દહાડો તમે.

**હીરાબા :** હોવે, થતો હશે ?

**નીરુમા :** દાદા કરે તો ?

**હીરાબા :** દાદા કરે તે ચાલે, મારે ના ચાલે.

**નીરુમા** (દાદાને) **:** મેં કહ્યું, દાદા કરે તો ? તો કહે, 'દાદા કરે તો ચાલે, પણ મારે ના કરાય.'

**દાદાશ્રી :** અમે ના કરીએ. આવા દેવી જેવા માણસ, કશું કહેવાતું હશે ?



# [૧૦]

# દાદા ભોળા, હીરાબામાં કપટ ?

## હીરાબા કહે, 'કપટ તો હોય જ'

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબાએ તમને ભોળાનું સર્ટિફિકેટ (પ્રમાણપત્ર) આપ્યું તેની વાત કરો ને.

**દાદાશ્રી :** હીરાબા અમને કહે કે 'તમે તો ભોળા છો, આમ છો.' મેં કહ્યું, 'તમે તો આ સરસ ખોળી કાઢ્યું, નહીં તો મને ખબર જ નહોતી આ તો.' એમણે શોધખોળ કરી ત્યારે મને ખબર પડીને કે 'હું ભોળો છું એવું.' એટલે એમને કહું કે 'તમે શોધખોળ બહુ સારી કરી. મને ગમી આ વાત.'

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબા કપટ કરે ખરા ?

**દાદાશ્રી :** એક દહાડો મેં પૂછ્યું, 'તમે તો સીધા માણસ, કોઈ દહાડો કશું ઊંધું-છતું કરવાનું નહીં ને ? તમારામાં તો કશું કપટ નહીં હોય ને ? તમે વધારે પડતા સરળ હશો.' તો કહે, 'તમે ના જાણો, અમે તો બધું કરીએ. તમે તો ભોળા રહ્યા, તમને ખબર ના પડે.' મેં કહ્યું, 'હવે ભોળામાં થોડોક માલ ઓછોય હોય.' ત્યારે કહે, 'ના, મારામાંય કપટ ખરું. એ હું જાણું, તમને ના ખબર પડે એ. એ મૂળથી હોય છે આ વસમું.' કારણ કે એ જાતિ જ કપટવાળી. કોઈ ઓછા, તો કોઈ વધારે પણ એ કપટ તો હોય જ હંમેશાં. સ્ત્રીજાતિ એ એમ ને એમ

પ્રાપ્ત ના થાય, એ તો બહુ મોટું ઈનામ છે. પુરુષોને થવું હોય તોય ના થવાય. સાડી પહેરવાથી કંઈ થઈ જવાય ? કપટ જોઈએ, કપટ. અને પુરુષને કંઈથી આવડે બિચારાને ? બિચારા ભદ્રિક લોક !

એક દહાડો મેં કહ્યું, 'આ બીજી સ્ત્રીઓ જૂઠું બોલે પણ તમે તો...' તો કહે, 'ના, અમેય બોલીએ. જોજો એવું માનતા, અમારામાં એ કપટ તો હોય જ. કપટ તો બધે જ.' મેં કીધું, આ ભોળા માણસો એવું નહીં રાખતા હોય. 'એ તો અમને આવડે જ', કહે છે.

## ખોટા ભયને કારણે કરે કપટ

**પ્રશ્નકર્તા :** દાદા, કેવું કપટ કરે ?

**દાદાશ્રી :** એ કપટ એટલે, આપણે પૂછીએ કે 'એ પેલી ક્યાં ગઈ ચીજ બધી ?' તે એ કો'કને આપી દીધી હોય ને, તો જૂઠું બોલે. 'મને ખબર નથી, કોઈ લઈ ગયું લાગે છે' કહે. બસ આવું, બીજા કેવા કપટ ? બીજું આમાં કપટ કરવા જેવું શું છે ? હવે કોણ તમને વઢવાના હતા તે ? પણ આવું જ, નાની-નાની બાબતમાં ખોટું બોલે, જૂઠું બોલે. એ હવે કંઈ વઢવાના નથી, પણ એ સ્વાભાવિક થઈ ગયેલું.

કારણ કે હું જાણું ને, વાત-વાતમાં શાથી આવું ? હીરાબાને હું પૂછું કે ''ક્યાં ગયા'તા ?'' ત્યારે ગયા હોય આ બાજુ ને કહે, ''આમ ગઈ'તી.'' પછી હું સમજું કે આ ભયને લીધે આમ બોલે છે. એ સ્ત્રીઓમાં આ ગ્રંથિ પડેલી હોય છે વગર કામની. હવે કશું આપણે વઢતા ના હોય, તોય ગ્રંથિ પડેલી હોય છે.

એટલે કહે, 'હું તો જાણતી જ નથી આ.' એટલે ફરી જાય એમ, ભયના માર્યા બીજું કશુંય નહીં, કે 'મને કશું કહેશે.' બીજું કશું જોઈતું નથી, એ તો હું જાણું બધું. એનો વાંધોય નથી મને. રક્ષણ તો કરવું જ જોઈએ જરા, ના કરવું જોઈએ ? એમનો શો ગુનો ? પણ તે જ નબળું ખાતું. મેં કહ્યું, 'કપટ નહીં તમારામાં.' ત્યારે 'થોડું એય ખરું' કહે છે.

**પ્રશ્નકર્તા :** એમ કહે, 'કપટ તો ખરું જ ને !'

**દાદાશ્રી :** 'થોડું ખરું જ ને' કહે છે. એ મને હઉ કહે છે ને, 'તમે તો ભોળા ને ભોળા.' મેં કહ્યું, 'હા, હું ભોળો છું.' એ પાછો કેટલો પડદો હશે એમને ! હવે એ ભલા માણસ છે, તે પાછો પડદો ના હોય એવા માણસ છે, તોય પણ એમનામાંય કપટ ! એક દહાડો મેં કહ્યું, 'તમારે જૂઠું શું કરવા બોલવું પડે ?' ત્યારે કહે, 'તમે કંઈક વઢો તો, તેટલા હારુ અમે હઉ બોલીએ.' મેં કહ્યું, 'હું વઢવાને નવરો જ નથી.' ત્યારે કહે, 'પણ એ તો સ્વભાવ જ કે બોલી જઈએ.'

**પ્રશ્નકર્તા :** એ કહે, 'થોડું કપટ રાખું હું. હુંય કપટ રાખું.'

**દાદાશ્રી :** એવું મને કહેતા હતા, 'તમે ના રાખતા હો પણ હું તો કપટ રાખું છું.' 'અમને તો કપટ-બપટ હોય નહીં', મેં કહ્યું. 'તો પણ હું તો કપટ રાખું' કહે છે.

## ખરી રીતે ભોળું કોણ ?

એ અમને પહેલેથી કહેતા આવ્યા છે કે ''તમે ભોળા છો બહુ. એટલે તમે કો'ક આવે ને કહે, કે 'મારે આમ થયું ને તેમ થયું', એટલે કબાટમાંથી પૈસા આપી દો છો, એટલું જ શીખ્યા છો તમે.'' એટલે હું સમજી ગયો કે ભોળપણ તો છે. વાત સાચી છે, પણ મારું ભોળપણ કેવું કે હું જાણીને આપતો'તો. પેલો મૂરખ બનાવી જાય એવું નહીં, જાણીને આપું. બળ્યું, એને દુઃખ ઓછું થાય છે ને ! છેતરતો હશે તોય એને દુઃખ તો ઓછું થશે ! જૂઠું બોલતો હશે તોય એ દુઃખ તો ઓછું થશે, એમ જાણીને આપતો'તો. હું કંઈ એવો ભોળો નથી, આખી દુનિયાને ઓટીમાં ઘાલીને બેઠો છું.

ખરી રીતે એ ભોળા છે, હું તો જરાય ભોળો નહીં. હું તો જાણીને જવા દેતો હતો બધું અને એમનું અજાણ્યામાં જતું રહે. શું થાય ?

**પ્રશ્નકર્તા :** એમનું અજાણ્યામાં જતું રહે, અહીં તમારે જાણીને જાય.

**દાદાશ્રી :** હા, હું તો જાણીને જવા દેતો.

**પ્રશ્નકર્તા :** દાદા, અજાણ્યામાં જતું રહે એ તો ભોટપણું કહેવાય, ભોળું ના કહેવાય.

**દાદાશ્રી :** ના, એટલે એને જ ભોળા કહેવાય ને ! અને મને તો કોઈ ભોળો કહે ને, ત્યારે હું કહું કે મને ભોળો કહેનાર ભોળો છે. મને ઓળખતો જ નથી તું. પણ હું જાણી-જોઈને જવા દઉ કે બિચારો આવું છે ને, એ જરા આટલા હારુ આવું કર્યા કરે છે ! જવા દો ને અહીંથી.

## છેતરાઈને પણ ખરીદે સામનો અહંકાર

બધા લોકો અહંકાર નથી વેચતા, એક થોડા હારુ ? એ જાણે કે હું એમના ભોળપણનો લાભ ઊઠાવું છું. અહંકાર વેચે કે ના વેચે ? હેં ? 'મારે આવી અડચણ છે ને આમ છે ને તેમ છે' ત્યારે એ કાકલૂદી ના કહેવાય ? અને ત્યાં આગળ આપણે 'નહીં આપું, નહીં આપું' એમ કરાય ? 'લઈ જા, બા.' આપણે મનમાં સમજીએ કે જૂઠું છે, પણ છતાં કાકલૂદી કરે છે ને બિચારો ! કાકલૂદી કરવી એ કેટલો બધો આત્મા વેચી ખાય છે ! તે પણ બધો આ ખરીદી લીધેલો મેં. તેથી મારી પાસે ભેગો થઈ ગયો ને ! બધું આ ખરીદી લીધું, પૈસા આપીને પણ ખરીદી લીધું.

**પ્રશ્નકર્તા :** આપની ખરીદી જોરદાર.

**દાદાશ્રી :** હા, ભંગાર બધો ખરીદી લીધો. તે દહાડે સમજતો હતોય ખરો કે આ ખરીદાય છે, આપણી પાસે આવે છે. તેનું આ બધું ભેગું થયું ને ! લોક ખરીદે નહીં. તમારામાં ખરીદનારા છે એકુંય ? ના. 'છીએ અમીન' કરીને તમે તો લઢો. હું તો ખરીદું. એ ખરીદવાનું તને સમજણ પડે ? તું છેતરાઉ ? મેં લખ્યું છે ને, છેતરાઈએ અમે. છેતરાઈએ એટલે ખરીદીએ અમે સામાને.

## લેવાનો નહીં, આપવાનો જ રિવાજ

અને એટલું સારું, એક લોભ નહોતો બિલકુલેય. કશું જ જોઈએ નહીં. છે એ જ લેવાય નહીં ને ! અને પાસે હોય ને, તો આપી દઉ

પાછો. મારી પાસે રહે નહીં કશુંય. હમણે આજ આવે ને પાંચ લાખ, તે પાંચ લાખ આપી દઉં. મારી પાસે કશું રહે નહીં. એટલે અમારા ભાગીદારે કહેલું કે 'તમારી પાસે રૂપિયા હાથમાં રાખવા જેવા નથી.' મેંય 'ના' કહી દીધું. મેં કહ્યું, 'આપશો જ નહીં.' કારણ કે મારી પાસે રહે નહીં. હીરાબાય કહે કે 'તમને તો પૈસો અપાય જ નહીં.' ત્યારે મેં કહ્યું, 'ના આપશો. આપશો જ નહીં ને !' કોઈક આવ્યો ને ઢીલો થયેલો દેખ્યો કે કબાટ ઉઘાડીને આપી દેવાનું. એટલે હીરાબાય આજ 'ભોળા' કહે છે. 'એ રીતે હું ભોળી નહીં' એવું કહે એ.

## પછી તો કૂંચી જ સોંપી દીધી

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં તો આ આપની સાથે છેતરપીંડી જ થઈને ?

**દાદાશ્રી :** એટલે મહીં છેતરાવાનું હશે, કારણ કે પેલું સામાનું દુઃખ જોઈને સહન ના થાય. એ તો આ જ્ઞાન થયા પછી સહન થાય, નહીં તો પહેલા બિલકુલેય સહન ના થાય. કબાટ ઉઘાડીને આપી દઉં જે હોય તે, તે એમને ગમે નહીં.

પાછા હીરાબા શું કહે ? 'તમે ભોળા, બધાને આપ આપ કરો છો ! પછી પાછા તો આવતા નથી.' મેં કહ્યું, 'આપશે હવે, બળ્યું મેલોને પૈડ.' પણ હવે એ કચકચ કર્યા વગર રહે નહીં ને ! એ આપે નહીં અને આપે તો પાછા માગે. હું તો પાછા માગું નહીં. માગવાનું એટલે મરવું એવું મને લાગે. મારું આપેલું પાછું માગવું એ મને પેલું નવું લેવા જવા કરતાય વધારે કડવું લાગે.

**પ્રશ્નકર્તા :** ના, પણ પૈસાની બાબતમાં હીરાબાએ કહ્યું ને, 'તમે આપ આપ કરો છો, પણ લોકો કંઈ આપતા તો નથી પાછા.' પછી તમે એમને કેવી રીતે સમજાવતા'તા ?

**દાદાશ્રી :** ના, સમજાવું નહીં. પછી એવું વારેઘડીએ બોલ બોલ કરે, એટલે પછી હું કંટાળ્યો. એટલે પછી મેં કહ્યું, 'લ્યો આ ચાવી, તમે વાપરો હવે. હવે તમે કરજો વહીવટ.' એટલે મારે લોકોને કહેતા ફાવ્યું,

કે ભઈ, મારા હાથમાંથી વહીવટ તો આ હીરાબાને આપી દીધો છે. તમે ત્યાં કહો. ભાંજગડ મટી ને ! આ કંઈ હું આ હવે વચ્ચે બફર (બેઉ બાજુના દબાણને ઝીલી લે તેવું) રહું ! આમથી ફૂટબોલ મારે, આમથી ફૂટબોલ મારે. ત્યારે કંઈ સુધી આપણને આ ફાવે તે ?

તે પછી કૂંચીઓ એમને આપી દીધેલી, 'લ્યો બા, મારાથી તો આ બધું અપાઈ જવાનું.' એમની પાસે તો ક્યાં માગવા જઉ ?

એટલે પછી મેં ધીમે ધીમે ચાવીઓ-બાવીઓ બધું એમને આપી દીધેલું. કારણ કે 'તમે ઉઘાડીને આપી દો છો બધાને' એ કહે છે. કોઈક આવેલો ઢીલો થઈને બેઠો આમ-તેમ, તે આપી દેવાનું. એટલે પછી વારેઘડીએ કહે કહે કરે, 'તમે બધું આપી દો છો, આવું તમે આપશો નહીં.' ત્યારે મેં કહ્યું, 'લ્યો આ ચાવી તમારી પાસે રાખો. મારા હાથમાં કાબૂ ના રાખશો. મારાથી જોવાતું નથી. આ કોઈના દુઃખ જોવાતા નથી મારાથી.'

## અમારે તો મોક્ષે જવું છે

અમારે તો વહેવાર હીરાબા બધો સાચવી લે છે. લગન-બગન, આ બધું આપવા-કરવાનું, ચાંલ્લા-બાંલ્લાય. મારે કંઈ છે ભાંજગડ ? મને કહે છે, 'તમે તો વહેવારમાં કશો હાથ જ નથી નાખતા.' મેં કહ્યું, 'મને સમજણ જ નથી પડતી, તમને સમજણ પડે છે, એટલું બસ.' એટલે એ કહે, 'મને એ બધુંય યાદ રહે.' ત્યારે મેં કહ્યું, 'બહુ સારું.' 'મને સમજણ પડતી નથી' એટલું એમને કહું છું તો હીરાબા ખુશ થઈ જાય. 'મૂળથી, ભોળા છે ને પહેલેથી, એટલે એમને સમજણ ના પડે' કહે. એમ કરીને અમારે મોક્ષે જતું રહેવું છે અને એમનેય તેડી જઈશું. અમને તો ગમે તે રીતે મોક્ષે જવું છે.

એમ કહીએ કે 'બળી, આ તમને સમજણ પડે, મને સમજણેય પડતી નથી.' એટલે ચાલ્યું ગાડું. ત્યારે એ કહે, 'તમે તો એવા ભોળા ને ભોળા જ છો ને !' તો અમે કહીએ, 'હા, એવા.' તો ગાડું અત્યારે ચાલ્યું, ટ્રેન ઊભી ના રહી.

## 'ભોળા' કહે ત્યાં સુધી એમની કોર્ટમાં નિર્દોષ

**પ્રશ્નકર્તા :** દાદાજી, પણ તમારા વખતે હીરાબા તમને ભોળા કહેતા હશે. હવે તો બૈરાંઓ એમ કહે છે, કે 'ખબર બધી પડે છે. જ્યારે જાણવું હોય ત્યારે જાણો છો ને ભોળા થવું હોય છે ત્યારે ભોળા.'

**દાદાશ્રી :** મને તો ભોળો માની લીધેલો કે બહુ ભોળા છે આ. ત્યારે મેં કહ્યું, 'આ એકલું અવલંબન સારું છે આપણને. એ ભોળા કહેશે ને, ત્યાં સુધી આપણે એમની કોર્ટમાં નિર્દોષ ! એમની હાઈકોર્ટમાં આપણે કાયમના નિર્દોષ ! હોશિયાર હોઉં તો દોષિત ઠરું ને ? ભોળા બસ.'

**પ્રશ્નકર્તા :** અને એ કહે, 'હું તો પાકી, દાદા ભોળા !'

**દાદાશ્રી :** 'દાદા ભોળા.' મારે એનું જ કામ છે. ભોળા થયા એટલે છોડી દે ને ?

**પ્રશ્નકર્તા :** હા, છોડી દે.

**દાદાશ્રી :** પાકા થયા તો છોડે નહીં. ભોળા થવામાં છોડી દે. અને ભૂલચૂક થઈ હોય તો કહે, 'ભોળા છે તે થઈ ગયું હશે.' ભાંજગડ જ નહીં ને ! પહેલેથી ભોળાની છાપ.

## જેમાં ચિત્ત ચોંટે તે વસ્તુ ના જોઈએ

**પ્રશ્નકર્તા :** પેલું ઘડિયાળ હજુય સંભારે છે. 'પેલું સરસ ઘડિયાળ આપી દીધું' કહે છે. પેલા ઘડિયાળ ખાતર તો બા રાત-દહાડો નથી ઊંઘ્યા. પેલાને ઘડિયાળ આપી દીધું હતું ને ?

**દાદાશ્રી :** તે એ તો સાત દહાડાની ચાવીવાળું ઘડિયાળ હતું. તે અમારા ભાગીદાર અમને બધી વ્યવસ્થા કરી આપે, 'જો તમે રોજ ચાવી આપતા નથી, તો સાત દહાડાની ચાવીવાળું ઘડિયાળ તમને આપું.' તે સરસ, બહુ સુંદર એનો દેખાવ, ડિઝાઈન ફર્સ્ટ ક્લાસ ! હીરાબાને એ ગમતું હતું બહુ. તે એક જણ હતા ઓળખાણવાળા, તે આવીને કહે છે, 'ત્રણ વખતથી હું આ તમારું ઘડિયાળ જો જો કરું છું. મારું ચિત્ત એમાં

ને એમાં ભરાઈ જાય છે.' ત્યારે મેં કહ્યું, 'શું છે પણ તમારે ?' ત્યારે કહે, 'આ ઘડિયાળ મારી પાસે હોય તો બહુ સારું !' મેં કહ્યું, 'લઈ જાવ ત્યારે. તમારું ચિત્ત એમાં ભરાઈ રહે છે, એને તમે લઈ જાવ.' તે અમારા ભાગીદારે લઈ આપ્યું હતું ઘડિયાળ તેય જતું રહ્યું. તે પૈસાય ના લીધા ને કશુંય નહીં. એ જાણી ગયા કે આપી દીધું.

**હીરાબા :** હા, તે આવું તે અપાતું હશે ?

**દાદાશ્રી :** જાણીજોઈને આપેલું સારું ને, તે જમે થાય. એ ઘડિયાળ તો કો'કને લઈ જવાનું મન થાય એવું હતું. બહુ સરસ ડિઝાઈનવાળું હતું ! સાત દહાડાની ચાવી, અમારે પેલી રોજની ચાવી તો આપવાની ફાવે જ નહીં, અને સાત દહાડેય ચાવી આપવાનું અમારા ખ્યાલમાં ના આવે. તે ઘડિયાળમાં કોઈ દહાડો કાંટા સાચા નહીં રહેલા. કારણ કે સાત દહાડેય ચાવી ના આપે, તો એનો શો ઉપાય છે ? એય ના આપે. તે આ ભાણાભાઈએ નક્કી કર્યું, તે ભાણાભાઈ રોજ ઘડિયાળને ચાવી આપે અને તારીખ ફાડે, તેઓ વીસ વર્ષથી કરે છે.

**હીરાબા :** હજુય આપે છે.

**દાદાશ્રી :** તમે કોઈ દહાડો ચાવી આપેલી ?

**હીરાબા :** ના.

**દાદાશ્રી :** જુઓ ત્યારે.

**હીરાબા :** એ ભાણાભાઈ જ આપે.

**દાદાશ્રી :** હા, ઘડિયાળની ચાવી અમારે ત્યાં કોઈ આપે નહીં અને તારીખેય કોઈ ફાડે નહીં. સાત દહાડાની ચાવીવાળું ઘડિયાળ હતું, તોય ચાવી ના આપેલી હોય. સાત દહાડે ભૂલી ગયા હોય અને તારીખનું પાનું ફાડવાનું યાદ આવે નહીં. તે ત્રણસો પાંસઠ દહાડા તારીખ બદલાય નહીં.

**હીરાબા :** પણ એવું તે કોઈને ઘડિયાળ અપાતું હશે ?

**દાદાશ્રી :** પણ આપી દીધું ને, તેથી અમને ભોળા કહે છે ને !

**પ્રશ્નકર્તા :** બીજું શું શું આપી દીધેલું ?

**હીરાબા :** બીજું તો શું આપે, બીજું તો ના અપાય.

**પ્રશ્નકર્તા :** તમે ના આપવા દો ?

**હીરાબા :** ના રે.

**પ્રશ્નકર્તા :** તમે જાણો તો શું કરો ?

**હીરાબા :** હું જાણું તોય શું કરું, આપી દે ત્યારે તો ?

**પ્રશ્નકર્તા :** તમે આંતરો નહીં ?

**હીરાબા :** આંતરીએ, કહીએ સ્તો. એ ના માને, તે પછી જાય.

## સારા કામમાં ભેલાડવાની જ કામના

**દાદાશ્રી :** એટલે જે માગે એ આપી દઉ, કશું રહેવા ના દઉ પાસે, એવો હતો સ્વભાવ. આ જ્ઞાન થયા પછી એમાં હાથ ના ઘાલું ને !

**પ્રશ્નકર્તા :** હજુય એવું જ રહ્યું છે, દાદા. જ્ઞાન બધાને આપી દો છો, જે માગે એને જ્ઞાન આપી દો છો.

**દાદાશ્રી :** હા, બધુંય આપી દઉ. મારી પાસે હોય એ બધુંય આપી દઉ. હાથમાં આવવું જોઈએ, રૂપિયા હોય તો રૂપિયાયે આપી દઉ. હાથમાં આવે ત્યારે.

અમારા હાથમાં તો રહે નહીં ને ! કશુંય ના રહે. અમારે જોઈતુંયે નથી કશું. આ દેહેય ભેલાડવાનો જ છે, પણ સારા કામમાં ભેલાઈ જાય તો બહુ સારું. કયા કામમાં ભેલાઈ જાય તો ?

**પ્રશ્નકર્તા :** સારા કામમાં.

**દાદાશ્રી :** નહીં ?

**પ્રશ્નકર્તા :** એમ જ થઈ રહ્યું છે ને !

**દાદાશ્રી :** હા, એમ જ થઈ રહ્યું છે ! એટલે સારા કામમાં ભેલાઈ જાય તો બહુ સારું ! નહીં તો બીજે રસ્તે ભેલાઈ તો જવાનો જ છે ને ! શું ? બગીચામાં બેસશે, ત્યાં આગળ વાતો કરશે, પેપરો વાંચશે, ગપ્પા મારશે, આમ ને આમ ભેલાઈ તો જવાના જ છે ને ! સારા રસ્તે ભેલાઈ જાય તો બહુ સારું. આ લોકોનું નાણું ગટરમાં જ જઈ રહેલું છે ને ! સારા રસ્તે તો કો'ક પુણ્યશાળીનું જાય ને ! ગટરમાં નાણું જાય ખરું ?

**પ્રશ્નકર્તા :** બધું જઈ જ રહ્યું છે ને !

**દાદાશ્રી :** આ મુંબઈની ગટરોમાં તો બહુ નાણું, જથ્થાબંધ નાણું જતું રહ્યું છે. નર્યા મોહનું, મોહવાળું બજારને, હડહડાટ નાણું ચાલ્યું ! નાણુંયે ખોટું જ ને ! નાણુંયે સાચું નહીં. સાચું નાણું હોય તો સારા રસ્તે વપરાય.

## દાદા ભોળા કે ચોક્કસ ?

**પ્રશ્નકર્તા :** હીરાબાને મેં પૂછ્યું'તું કે દાદાએ ઘડિયાળ આપી દીધું'તું ? ત્યારે બા કહે, 'હા, એ તો જે હોય બધું આપી આવે, ભોળા !'

**દાદાશ્રી :** હીરાબા કહે છે આવું. મેં એમને કહ્યું, 'ના આપો મને, તમારી પાસે રાખો, તો પછી હું નહીં આપું.'

**પ્રશ્નકર્તા :** દાદા, પણ મને ભોળા નથી લાગ્યા તમે. કાલે વાત સાંભળી એના પરથી ભોળા ના લાગ્યા મને. તમે ભોળા નથી, ચોક્કસ છો બહુ.

**દાદાશ્રી :** ચોક્કસ, તમારા બધા કરતા વધારે ચોક્કસ.

**પ્રશ્નકર્તા :** હા, તે છો. કારણ કે પુણ્ય ખર્ચવામાં તમે બહુ પાકા. બધું હીરાબા પર છોડી દીધું. એટલે હીરાબાનું વપરાય અને તમારું અકબંધ રહ્યું.

**દાદાશ્રી :** પણ હીરાબાના પુણ્યને પૂરતો'તો હું. એમનું પુણ્ય

પૂરવાનું મારા હાથમાં. પણ એ ખર્ચેય ખરા ને, મારા હારુ. તેટલું મારી પાસે સિલ્લક બચે.

**પ્રશ્નકર્તા :** પણ અમને આ બધું જ્ઞાન મોડું મળ્યું, દાદા. પહેલેથી મળ્યું હોત તો અમેય આવું પાકું રહેત.

**દાદાશ્રી :** ના પણ, હું બહુ પાકો, આ બધાય કરતા. પણ કેવું ? પેલા સામાને એમ જ લાગે. બિચારા દાદા જુઓ ને, એમનો પોતાનો સ્વાર્થ જોતા નથી ને મારો સ્વાર્થ જોયો. એટલે એને એમ લાગે કે દાદા ભોળા છે જરા. દાદાય જાણીને જવા દે છે. એક તલભાર અજાણ્યે જતું નથી.

**પ્રશ્નકર્તા :** અમારા વાણિયાનાય કાન કાપી લે એવા પાકા છે દાદા.

**દાદાશ્રી :** વાણિયાનેય ઓટીમાં ઘાલીને ફરું. કારણ કે જેને જેટલી સમજણ હોય ને, એટલો એને સ્વાર્થ કરતા આવડે. અણસમજુ હોય તે તો એમ જ જાણે કે આ જ બધો સ્વાર્થ છે જગતમાં. સમજણવાળો હોય તે કહેશે, ખરો સ્વાર્થ તો મારી જાતનું લઈ જઉ તે જ. બાકી આ તો ગૂંચાયેલો. અને હું તો ખરો સ્વાર્થ સમજી ગયેલો, મને મોહ જ નહીં ને, એટલે તમારા કરતા વધારે સમજણ.

**પ્રશ્નકર્તા :** તમારી ચોપડી વાંચતા એવું લાગે જ છે. અમુક દાખલા એવા છે તમારા કે તરત ખબર પડી જાય કે દાદાનું આવું છે એમ.

**દાદાશ્રી :** હા, એટલે ફરી આ સંજોગ ભેગો નહીં થાય એટલા માટે બૂમ પાડું છું. આ જે સંજોગ છે ને, એ ટૉપમોસ્ટ (સર્વશ્રેષ્ઠ) સંજોગ છે. ફરી ભેગો નહીં થાય. એટલા માટે કહેલું. કારણ કે તું જાણતો નથી ને હું જાણું છું કે આ સંજોગ કેવો છે !

## દાદા-હીરાબા સાથે વાત

### બા દાદાને કહે 'કાચા કાનના'

**દાદાશ્રી :** હીરાબા એમેય કહે, 'હું ભોળી નથી.'

**નીરુમા** (હીરાબાને) **:** દાદા ભોળા છે ?

**હીરાબા :** એ કાચા કાનના, તે કોઈ કહે ને ભોળવે એટલે ભોળવાઈ જાય.

**પ્રશ્નકર્તા** (હીરાબાને) **:** ના, તમે હજુ ભોળા છો.

**હીરાબા :** ના, હું ભોળવાઉ નહીં.

**દાદાશ્રી :** પહેલા હું એમને કહેતો હતો 'કાચા કાનના', હવે એ મને કહે છે. જો બદલો વાળ્યો કે નહીં ?

## નાનપણથી પાકા

મારા જેવા તો ભોળા કો'ક જ હોય, નહીં ?

**હીરાબા :** તમે ભોળા નથી.

**દાદાશ્રી :** એમ !

**હીરાબા :** તમે તો લોકોની ચોટલિયો* લઈ જાવ.

**નીરુમા :** એ કહે છે, તમે લોકોની ચોટલિયો લઈ જાવ છો.

**દાદાશ્રી :** એમ ?

**નીરુમા :** ભોળા નથી.

**દાદાશ્રી :** પણ તમે મારી ચોટલી લઈ લો છો ને ?

**નીરુમા :** દાદા, તમે કહ્યુંને, કે 'બધાની ચોટલી મેં કાપી, તો મારી ચોટલી તમે કાપી.' તો કહે, 'હું તો કશું બોલી નથી. મેં કંઈ તમારી ચોટલી કાપી છે ?'

**દાદાશ્રી :** તમે કાપી લીધેલી. એ તો એવું કહેતા'તા, કે તમે ભોળા છો ને તમે આપી ના દેશો કોઈને કશું. મારા કરતા હોશિયાર તો એ કહેવાય ને, ભોળા માણસ ના કહેવાય એ તો. તે નાનપણથી જ પાકા, કંકુબાએ શિખવાડેલું ને, તે આ બધું આવડે.

*ચોટલી લઈ જવી - છેતરવું

**હીરાબા :** આવડે ખરું, બધું આવડે. મારા બાના કરતાય પાકી હું તો !

**દાદાશ્રી :** કોણે પકાવ્યા પણ તમને આવા બધા ?

**હીરાબા :** કોણે તે વળી, એની મેળે.

**દાદાશ્રી :** અમે તો બે ભઈ ભોળા. રાજેશ્રી સ્વભાવના માણસ અને આયે પાકા ને પેલાય (દિવાળીબાય) પાકા.

**હીરાબા :** પણ પક્કાઈ એમના મહીં વધારે, મારા મહીં બહુ નહીં.

**દાદાશ્રી :** ના, એ તો કપટ બધું. તમારામાં કપટ ઓછું. મેં એક દહાડો કહ્યું, 'તમારામાં કપટ નથી.' ત્યારે કહે, 'તમે જાણતા નથી મારામાં કેટલું કપટ છે તે ? થોડુંઘણું મારામાંય ખરું, તમે એવું માનશો નહીં.' મેં જાણ્યું, બિલકુલ કપટ નહીં હોય એમનામાં, બ્રહ્મા જેવા હશે.

**હીરાબા :** હોવે, બ્રહ્મા જેવા.

**દાદાશ્રી :** ત્યારે કહે છે, 'હોવે, થોડુંક થોડુંક તો રહે અમારી પાસે.'

**હીરાબા :** થોડુંઘણું તો રહે જ સ્તો.

**નીરુમા :** શું રહે, બા ?

**હીરાબા :** કપટ.

**દાદાશ્રી :** ત્યારે છે ખરું ? પણ એ તમને શી રીતે ખબર પડે ?

**હીરાબા :** ખબર તો પડી જ જાય ને !

**દાદાશ્રી :** એમ ! હું જાણું કે બિલકુલ કપટ નહીં. ત્યારે કહે, 'આ થોડું ખરું અમારામાં. નથી એ માનશો નહીં.'

**હીરાબા :** દાદાને કપટ નહીં એટલે આ બધાના કાઢે એવા છે ને !

## એ વાતો ના કહેવાય

**દાદાશ્રી :** શી શી બાબતમાં તમને કપટ કરતા આવડે ?

**હીરાબા :** હોવે, એ કહેવાય ?

**દાદાશ્રી :** પેપર ઉઘાડું થઈ જાય, નહીં ?

**નીરુમા :** ના, તો પછી એને કપટ કેમ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એય વાત ખરી ને ! પછી કપટ નહીં...

**નીરુમા :** કહી દે પછી ક્યાંથી કપટ...

**દાદાશ્રી :** ના, કહેવાય નહીં. તેથી મને ભોળા કહેતા'તા. મેં કહ્યું, 'આ શાથી ભોળા કહેતા હશે ?'

**નીરુમા :** બા, એકાદું તો કહો, એમને સેમ્પલ.

**હીરાબા :** હોવે, કહેવાય ? એ તો ઉઘાડું ના કહેવાય કશુંય.

**નીરુમા :** હા, છાનુંમાનું કહેજો.

**હીરાબા :** છાનુંમાનુંયે ના કહેવાય, ના રે !

**પ્રશ્નકર્તા :** બા, મને એકલાને કહેજો.

**હીરાબા :** ના, તનેય ના કહેવાય. કોઈનેય નહીં.

## લાત મારીને ગોળી ભાંગી નાખી'તી

**હીરાબા :** એક ફેરો ગોળી ભાંગી નાખી.

**નીરુમા :** બા, એ કહો ને અમને, શું થયેલું ?

**હીરાબા :** મેં લાત મારી ને ગોળી ભાંગી ગઈ'તી. પેલી માટલાની ગોળી આવે છે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** કંઈક છણકો કે રિસાયા કે કંઈક હશે ?

**નીરુમા :** બા, શું થયું'તું, કહો ને !

**હીરાબા :** દૈ જાણે, કંઈ થયું'તું.

**નીરુમા :** કાઢો ને, યાદ હોય બધું આ તો.

**દાદાશ્રી :** એમ ! હજુય યાદ છે બધુંય !

**હીરાબા :** હા, બધુંય યાદ છે.

**નીરુમા :** શું થયું'તું, દાદા ? એમને યાદ દેવડાવો.

**દાદાશ્રી :** મને ખબર નથી.

**હીરાબા :** એ ત્યાં નહોતા.

**દાદાશ્રી :** ના, એવું તેવું અમે ના જાણીએ.

**હીરાબા :** એ તો જાણે નહીં, ઝવેરબા ને હું, બે જાણીએ.

**દાદાશ્રી :** બે જ જણ, આ તો એમનું ખાનગી બધું.



# [૧૧]

# દાદા તીખા ભમરા જેવા

## હીરાબા દેખાડે પાછલી ફિલ્મ

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબા એક બાજુ તમને ભોળા કહેતા ને બીજી બાજુ તીખા ભમરા જેવા હતા એવું પણ કહેતા ને ?

**દાદાશ્રી :** એક વખત પેલા પ્રોફેસર સાહેબે હીરાબાને પૂછ્યું'તું કે 'દાદાનો સ્વભાવ બહુ સારો છે. પહેલેથી આવો હતો ?' ત્યારે એમણે કહ્યું, 'પહેલા તો તીખા ભમરા જેવા હતા. હમણે આવા થયા.' એ એમણે જોયેલું જાય નહીં ને ! અમે ફિલ્મ બદલ્યા કરીએ ને પાછલી ફિલ્મ કાઢીએ નહીં. એ તો પાછલી હઉ દેખાડે. અમે તો આ ચાલુ ફિલ્મ હોય એ દેખાડીએ.

નીરુબેન કહે ને, 'દાદા તો ભગવાન જેવા છે.' ત્યારે એ કહે, 'પહેલા તીખા ભમરા જેવા હતા.' પછી નીરુબેને મને પૂછ્યું, ત્યારે મેં કહ્યું, 'હા, એવું જ હતું. સાચે જ, બહુ તીખો.'

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** સિન્સિયર તીખાય બહુ હોય. આમ ગુસ્સે થાય નહીં ને થાય ત્યારે જાણે તોડફોડ કરી નાખે. અત્યારે વેરી વેલ સિન્સિયર (બહુ સારા નિષ્ઠાવાન), આ બધો માલ. પણ અતિશય નહીં સારું.

## અમારામાં સિક્રસી જોવા ના મળે

**પ્રશ્નકર્તા :** એટલે પહેલા તમે પણ ગુસ્સે થતા હતા ?

**દાદાશ્રી :** હા, મારેય ગુસ્સો એવો હતો. હજુય હીરાબા કહે, 'અત્યારે ભગવાન થઈ ગયા, પણ પહેલા તો તીખા ભમરા હતા.' અને હીરાબાને તો બધા પૂછે, અત્યારે પ્રોફેસરો પૂછવા જાય, કે 'દાદા ને તમારે શું થતું હતું, શું ચાલતું હતું ? વઢવાડ થતી હતી ?' ત્યારે કો'ક કો'ક પૂછે ને, તેને કહેય ખરા, 'દાદા તો પહેલા ભમરા જેવા ક્રોધી હતા' એવું હઉ કહે.

**પ્રશ્નકર્તા :** તીખા ભમરા જેવા.

**દાદાશ્રી :** 'તીખા ભમરા જેવા હતા', કહે છે. શું કરે પણ, કહે બધાને, પૂછવા જાય ને બધા. લોક તો પૂછે ને, પ્રોફેસરો ત્યાં જઈને હીરાબાને કહે કે 'તમારી વાત કરો અમને કંઈક.' અહીં તો દીવા જેવી ઓપન વાત છે. કારણ કે અમારી પાસે શું ના હોય ?

**પ્રશ્નકર્તા :** સિક્રસી ના હોય.

**દાદાશ્રી :** મોટા-મોટા પ્રોફેસરો બધા પૂછતા જ હોય ને, 'કેમ હતો તમારો સંબંધ, એમની જોડે શું હતું ?' લોક પૂછયા વગર રહે કંઈ ? હું અહીં આવું એટલે પાછા જાય ત્યાં આગળ. એ તો ભલા એટલે જેમ છે એમ કહી દે. અને એવું કંઈ ખોડ કાઢવા જેવું મહીં હતુંય નહીં. અને કાઢવાનું હોય તોય શું ? હું તો પુરાવારૂપે છું ને આવી જા, કહ્યું. અમારામાં આજે ખોળી લાય, અમારામાં સિક્રેટ કોઈ પણ જાતનું હોય તો ખોળી કાઢ. સિક્રેટવાળો ગુનાવાળો હોય. અને નિરંતર અમે ચોવીસેય કલાક આ સ્થિતિમાં છીએ કે નહીં તે જોઈ લે, 'એટ એની ટાઈમ (કોઈપણ સમયે).' બીજું શું જોઈએ આપણે ?

## દલીલેય નહીં ને મગજમાં રાખવાનુંય નહીં

હીરાબા બધાની રૂબરૂ કહી દેતા'તા, પેપર ફોડી નાખતા'તા. 'એ તો પહેલા તીખા ભમરા જેવા હતા.' રૂબરૂમાં બોલે ત્યારે હું કહું કે 'હા,

તીખા ભમરા જેવો જ હતો.' દલીલ જ નહીં ને ! દલીલ એ ગુનો છે. કોઈ પણ જાતની દલીલ કરવી એ ગુનો છે. આ વકીલો આખી જિંદગી દલીલો જ કરે છે ને ? એય પારકી પાછી. વકીલો દલીલ નથી કરતા ?

**પ્રશ્નકર્તા :** દલીલ કરે જ ને ! બીજાને માટે કરવી હોય તે કરે દલીલ, એ તો એનું કામ છે. વકીલનું કામ જ દલીલ કરવાનું છે.

**દાદાશ્રી :** હા, એવી દલીલ નહીં અમારે. બધાની રૂબરૂ કહી દઉં, કે 'હા ભઈ, હું તીખા ભમરા જેવો હતો.'

**પ્રશ્નકર્તા :** દલીલ કરવી એટલે બચાવ કરવો.

**દાદાશ્રી :** હવે પાંસરો થઈ ગયો એવું બોલું, સુધરી ગયો એવું ના બોલું.

એક વાર મેં કહ્યું, 'મારો સ્વભાવ તો બહુ શાંત છે, નહીં ?' મેં એમને ઉશ્કેરવા માટે કહ્યું. ત્યારે કહે, 'તમે તીખા ભમરા જેવા હતા.' એ અમારે કંઈ મગજમાં રાખવાનું ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** સાચવીને 'રિટર્ન વિથ થેંક્સ (આભાર સાથે પાછું).' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** રિટર્ન વિથ થેંક્સ, એ શબ્દ બહુ સરસ છે.

**દાદાશ્રી :** બસ. નહીં તો પચાસ માણસ હોય ને હીરાબા આવું બોલે ને, તો પેલાના મનમાં શું થઈ જાય, ઓહોહોહો... શું આબરૂદારના કડકા !

રિટર્ન વિથ થેંક્સ. પછી બીજી વાત. બીજી એટલે બીજી જ વાત કરવાની. પહેલી વાત થઈ એટલે બીજી વાત કરવાની, નહીં ?

**પ્રશ્નકર્તા :** તે ઘડીએય આપ તો એમાંય નહોતા.

**દાદાશ્રી :** વાતમાં સમજીએ બધુંય કે આ બધું આમ બન્યું, હવે બીજી વાત.

## હીરાબા બોલે સહજભાવે, દાદા જુએ પૉઝિટિવ

હીરાબા ચોખ્ખું બોલે. 'મારે ને તારે નહીં ફાવે' એવુંય કહી દે. સ્વાર્થની ભાંજગડ નહીં કે આ મારી સેવા કરે છે, એવું તેવું કશું નહીં. મારી જોડેય ચોખ્ખું બોલે. કારણ કે પ્યૉરિટીને (શુદ્ધતાને) બધી. સહજભાવે જે આવે એ બોલવાનું ને ! ડખોડખલ નહીં કે કોઈની શરમ-બરમ રાખે નહીં. મર્યાદા-બર્યાદા કંઈ રાખે નહીં. પેલો દાક્તર એમનું ઑનરરી (વગર ફી એ) કામ કરતો હતો તોય કહે કે 'તીખો ભમરા જેવો છે, તીખો લ્હાય જેવો છે.' મેં કહ્યું, 'આવું ના બોલાય આપણાથી.'

**પ્રશ્નકર્તા :** પેલા કસરત કરાવવા આવતા હતા ને, ગોહિલ દાક્તર. એ પહેલે દહાડે આવ્યા. તે એણે કહ્યું કે 'તમારે રોજ ઝાડું કાઢવાની કસરત કરવાની. રોજ ઝાડું કાઢજો.' તો બા પેલાને કહે છે, 'આજનો દહાડો તું કાઢ. કાલથી હું કાઢીશ.'

**દાદાશ્રી :** એવું બોલ્યા ! ભારે કહેવાય. પછી શું થયું એને ?

**પ્રશ્નકર્તા :** બધા હસતા હતા. બા તો સહજ ભાવે બોલેલા. એમને એમ કે 'મારાથી આ નહીં થાય, માટે તું કાઢ' કહે છે.

**દાદાશ્રી :** સહજભાવે બોલ્યા હતા ?

**પ્રશ્નકર્તા :** એમનું બધું સહજ જ હોય, રાગ-દ્વેષવાળું ના હોય.

**દાદાશ્રી :** એટલે પેલો હસે.

**પ્રશ્નકર્તા :** તમને જે કસરત કરાવવા આવતો હતો ને ત્યાં, એ ?

**દાદાશ્રી :** હા, તે જ, તે જ. પણ એને આમ સહજતાથી બોલે એટલે ખોટું ના લાગે.

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** 'તું ઝાડું કાઢ, પછી હું કાઢીશ.' આવું બોલે. અરે, મોટા દાક્તરનેય આવું બોલે.

**પ્રશ્નકર્તા :** સાહજિક હોય ને એમનું.

**દાદાશ્રી :** સાહજિક. મહીં પાપ-કપટ નહીં. એટલે સામા માણસને દુઃખ ના થાય. પ્યૉરિટી બધી. મોટા-મોટા પ્રોફેસરો વાતચીત કરે, કલાક-કલાક સુધી વાતચીત કરે અને પછી કહે, 'અમને તો હીરાબા જોડે બહુ ફાવે છે.'

**પ્રશ્નકર્તા :** ચોખ્ખું ખાતું એટલે ઓપન કરી દે ગમે તેવું.

**દાદાશ્રી :** બધું ઓપન, પહેલેથી ઓપન, બીજી હિસ્ટ્રી (પૂર્વહકીકત) બહુ લાંબી નહીં ને ! હિસ્ટ્રી લાંબી હોય તોય ભાંજગડ આવે.

## બનાવટી તીખાશ, જેથી ડિરેલમેન્ટ ન થાય

**પ્રશ્નકર્તા :** દાદા, તમે બહુ કરપ રાખેલો ?

**દાદાશ્રી :** કરપ તો રાખેલો ને ! કરપ રાખ્યા વગર તો એવું છે ને, આ તો સ્ત્રીજાતિ કહેવાય. કરપ તો રાખવો પડે ને લાગણીય રાખવી પડે, બેઉ સાથે રાખવું પડે. છતાં અમને તો એ, 'બહુ વસમા, તીખા ભમરા જેવા છો' કહે. એ એમ ને એમ જ બનાવટ રાખેલી, દાબેદાબ ! પોટલી ઉઘાડીને દેખાડીએ ત્યારે ને ! થોડું વજન જોઈએ.

મેં આવી રીતે મારું જીવન કાઢેલું બધું, ડખો થાય નહીં. એ એટલું કહે બહુ દહાડે, કો'ક બહુ પૂછે કે 'દાદા બહુ ઠંડા સ્વભાવના છે ?' ત્યારે 'ભમરા છે' એટલું કહે એ, વધારે નહીં. કારણ કે કંઈક બહુ વધારે પડતું બગાડે ને, એટલે જરા કડક થવાનું. થયેલા કડક, હં. એ એમને સ્થિર પકડે પછી, ડિરેલમેન્ટ ના થાય પછી. ડિરેલમેન્ટ જોવું પડે ને ? એ એમના મનમાં આટલો અભિપ્રાય રહી જવાનો, કે તીખા ભમરા જેવા છે અને અમે ચાલવાય દઈએ.

'તીખા ભમરા જેવા છે. એમનું નામ ના દેવાય' કહે હીરાબા. એટલે આ હિન્દુસ્તાનની બાઉન્ડ્રી ઉપર હાથ ના ઘાલે પાકિસ્તાન. હિન્દુસ્તાનનું નામ તો લઈ જુએ ! એવું અમારી બાઉન્ડ્રી.

એ એમ કોઈ દહાડો ના જાણે કે આ તીખાપણું નથી એમનામાં.

એ નહીં જાણવા દીધેલું. તમે ચાર વર્ષ દહાડામાં તીખા ભમરા જેવા જોયા છે ?

**પ્રશ્નકર્તા :** તીખા નથી જોયા પણ કડક ખરા દાદા. દાદા ભૂલ થાય તો આમ એ રહે ખરું.

**દાદાશ્રી :** હું બહુ કડક, એટલે પેણે તાપ લાગ્યા કરે. ગરમ ના થઉં, એમ ને એમ તાપ લાગ્યા કરે. એ કડક ના હોય તો ચાલે શી રીતે ? કારણ કે અમારામાં પ્રતાપ અને સૌમ્યતા બન્ને હોય.

## એક આંખમાં પ્રેમ ને બીજી આંખમાં કડકાઈ

થોડું તો રાખવું પડે પેલું, ના રાખવું પડે ?

**પ્રશ્નકર્તા :** રાખવું પડે, દાદા.

**દાદાશ્રી :** ડાબા-જમણી ના રાખવી પડે ? ભગવાને ડાબા-જમણી આપેલી. જમણો હાથ પૈણવાનો, કંઈ ડાબા હાથે ના પૈણાય.

હું ત્રીસ-પાંત્રીસ વર્ષનો હતો ને, ત્યારે ઘેર આવું ને, તે હીરાબા એકલા નહીં, બધી સ્ત્રીઓ મને દેખે તે અમારી આંખમાં કડકાઈ દેખે અને એક આંખમાં પૂજ્યતા દેખે. તે બધી સ્ત્રીઓ માથે ઓઢીને બેસે અને આમતેમ ટાઈટ (સજ્જડ) થઈ જાય બધી. અને હીરાબા તો મહીં ઘરમાં પેસતા પહેલા જ ભડકે. બૂટ ખખડ્યો કે ભડકાટ પેસી જાય. એક આંખમાં કરપ અને એકમાં આમ પ્રેમ. કરપ વગર સ્ત્રી (વશમાં) રહે જ નહીં. તેથી હીરાબા કહે ને, 'તીખા ભમરા જેવા છે.' અમે એવું કાયમ રાખીએ. એમ સહેજે ધધડાવાનું નહીં. ઘરમાં પેસીએ એટલે ચૂપ, બધું ઠંડુંગાર થઈ જાય, બૂટ ખખડે કે તરત ! હીરાબા બહુ સારા માણસ, તોય પણ મર્યાદા નહીં છોડવાની.

## જરૂર બેઉની, તો જ બેલેન્સ જળવાશે

બાકી કોઈની જોડે ઊંચા શ્વાસે અમે ચાળીસ વર્ષથી નહીં રહેલા. કોઈની જોડે ઊંચો અવાજ નહીં કરેલો. એ તો લોકો બધાય જાણે.

હીરાબા કહેય ખરા કે 'એ તો ભગવાન જેવા છે.' એટલે એક આંખમાં ધમક રાખવાની અને એક આંખમાં ફ્રેન્ડશિપ રાખવાની (મિત્રાચારી જેવો પ્રેમ રાખવાનો).

**પ્રશ્નકર્તા :** દાદા, એક આંખમાં ધમક કેમ રાખવાની ?

**દાદાશ્રી :** સ્ત્રીને તો એક આંખે દેવી તરીકે જુઓ ને બીજી આંખે એનું સ્ત્રીચારિત્ર જુઓ. એક આંખમાં પ્રેમ ને બીજી આંખમાં કડકાઈ રાખો તો જ 'બેલેન્સ' જળવાશે. એકલી દેવી તરીકે જોશો ને આરતી ઉતારશો તો એ ઊંધે પાટે ચઢી જશે, માટે 'બેલેન્સ'માં રાખો.

**પ્રશ્નકર્તા :** દાદા, બેઉ આંખમાં ધમક રાખે એનું શું થાય ?

**દાદાશ્રી :** એ ખોટું કહેવાય. એક આંખમાં ધમક અને એક આંખમાં પ્રેમ. પ્રેમ તો જોઈએ જ ને ! પ્રેમ વગર તો માણસ જીવે શા આધારે ? બહુ કંટાળે ત્યારે એને આપઘાતના વિચાર આવે પછી. અને પછી આપણે રડીએ. ત્યારે મૂઆ, ચેતવું હતું ને પહેલેથી !

## સીધા કરવાનો માર્ગ જ આ

**પ્રશ્નકર્તા :** દાદા, અમારે તો ઊંધું થાય છે, ગુસ્સે બહુ થઈ જઈએ છીએ ને તાપ નથી રહેતો.

**દાદાશ્રી :** ટૈડકાવવાની જગ્યાએ તમે એને ના ટૈડકાવી એનાથી વાઈફ વધારે સીધી રહે. જે ગુસ્સો નથી કરતો, એનો તાપ બહુ સખત હોય. આ અમે કોઈને કોઈ દહાડોય વઢતા નથી, છતાં અમારો તાપ બહુ લાગે.

**પ્રશ્નકર્તા :** તો પછી એ સીધી થઈ જાય ?

**દાદાશ્રી :** સીધા કરવાનો માર્ગ જ પહેલેથી આ છે. તે કળિયુગમાં લોકોને પોષાતું નથી. પણ એના વગર છૂટકો નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ અઘરું બહુ છે.

**દાદાશ્રી :** ના, ના, એ અઘરું નથી, એ જ સહેલું છે. ગાયના શિંગડા ગાયને ભારે.

**પ્રશ્નકર્તા :** આપણને પણ એ મારે ને ?

**દાદાશ્રી :** કો'ક દહાડો આપણને વાગી જાય. ગાય શિંગડું મારવા આવે તો આપણે આમ ખસી જઈએ, તેવું અહીં પણ ખસી જવાનું !

સુધારવું તો ક્યારે કહેવાય કે ગમે તેવી વાઈફ અકળાઈ જાય, પણ આપણે ઠંડક ના મૂકીએ ત્યારે સુધારી કહેવાય.

## નહીં બોલવાથી જ વજન પડે

હીરાબાને અમારે કોઈ દહાડો વઢવાનું નહીં. ઊંધું-છતું થાય તોય વઢવાનું નહીં. વઢું તો હું નાલાયક કહેવાઉં. સ્ત્રીઓને વઢાય નહીં. વઢવું એ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** હીરાબાથી ખાવાનું ખરાબ થાય તો પણ ના લઢો ? રસોઈ બરાબર ના થઈ હોય તોય ના લઢો ?

**દાદાશ્રી :** રસોઈ બરાબર ના થઈ એમ નહીં, એ આમ દેવતા લઈને જતા હોય ને મારી પર પડે તોય ના લઢું.

**પ્રશ્નકર્તા :** તો પછી આપનાથી ગભરાય કેમ ?

**દાદાશ્રી :** એ જ, હું ના લઢું એટલે જ ગભરામણ પેસે. લઢવાથી માણસનું વજન તૂટી જાય. એક ફેરો કૂતરો ભસ્યો, એટલે કૂતરી સમજી જાય કે આમાં બરકત નથી. જો ભસે નહીં, તો કૂતરી ભડકી જશે. એક ફેરો ભોં ભોં ભોં ભસ્યો એટલે કૂતરી સમજી જાય કે આ બરકત વગરનો છે.

સ્ત્રીનું જો માન રાખતા હોય તો જ એ પુરુષ કહેવાય. મેં તો ઠેઠ સુધી હીરાબાનું માન રાખેલું. એ વઢે તોય ચલાવી લઉં. કારણ કે એમનું મન નબળું હોય, પણ મારું મન કંઈ નબળું છે ? તમે મને વઢો, માટે કંઈ મારાથી તમને વઢાય ?

એ નહીં બોલવાથી જ વજન પડે. 'ભાભો ભારમાં તો વહુ લાજમાં.' એ સમજાય એવી વાત છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર સમજાયું, દાદા.

**દાદાશ્રી :** એટલે હીરાબાને નિરંતર ફફડાટ. કશું બોલું નહીં, વઢીએય નહીં. વઢાતું હશે ?

## દાદા-હીરાબા સાથે વાત

### શેના શાંત ?

**નીરુમા :** બા, દાદા પહેલેથી શાંત, નહીં ?

**હીરાબા :** હોવે, દાદા શાંત ?

**નીરુમા :** ત્યારે ?

**હીરાબા :** દાદા તો આમ ઊંચા થાય, શાંત શાના ?

**નીરુમા :** તીખા ? પહેલેથી ?

**હીરાબા :** અરે ! એ તો કશુંય નહીં સુંવાળા !

### નથી વઢ્યા કોઈવાર

**નીરુમા** (હીરાબાને) **:** દાદા તમને વઢ્યા'તા ? નહોતા વઢતા ? કો'ક દહાડો તો વઢ્યા હશે ને પહેલા ?

**નીરુમા** (દાદાને) **:** મેં પૂછ્યું, 'બા, દાદા તમને કોઈ દહાડો વઢતા'તા ?' તો કહે, 'કો'ક દહાડો તો ના વઢે ?'

**દાદાશ્રી :** ધણી છે ને ! માંહ્યરામાં બેસીને ધણી થયેલા ને !

**નીરુમા :** દાદા લઢતા હતા નાનપણમાં ?

**હીરાબા :** ના રે.

**નીરુમા :** તમે વઢતા હતા ?

**હીરાબા :** ના.

**નીરુમા :** તમેય નહીં ? કોઈ દહાડોય નહીં ?

**હીરાબા :** ના, ના.

**નીરુમા :** તમારી ભૂલ-બૂલ થાય, તો ચિડાય ખરા દાદા ?

**હીરાબા :** ના ચિડાય.

**પ્રશ્નકર્તા :** કો'ક દહાડો ચિઢાતા હશે ને ?

**હીરાબા :** ના.

**નીરુમા :** બા, જ્ઞાન થયા પછી દાદામાં શું ફેરફાર થઈ ગયો ?

**હીરાબા :** હવે બોલતા નથી બહુ.

**નીરુમા :** પહેલા બહુ બોલતા'તા ?

**હીરાબા :** પહેલા તો જરીક કાચું રહ્યું હોય ને, તો મોઢે બોલે જ.

**નીરુમા :** શું કરે ?

**હીરાબા :** આ તો કાચું રહ્યું છે.

**નીરુમા :** બોલે ?

**હીરાબા :** હં...

**નીરુમા :** વઢે તમને ?

**હીરાબા :** ના રે, વઢે કોઈ દિ' નહીં.

**નીરુમા :** પછી શું કરો તમે ? ગભરાઈ જાવ ?

**હીરાબા :** હોવે, ગભરાય શાના ?

**નીરુમા :** આમ તો તમે ગભરાઈ જાવ એવા છો, બા ?

**હીરાબા :** ના, ગભરાઉ નહીં.

**નીરુમા :** પછી શું કરો સામે ?

**હીરાબા :** કશુંય ના કરું હું તો, બેઠી બેઠી સાંભળું.

**નીરુમા :** બા, કોઈ દહાડો માર્યા'તા દાદાએ તમને ?

**હીરાબા :** ના.

**નીરુમા :** કોઈ દહાડો તો ચોડી દીધી હશે, બા, એકાદવાર ?

**હીરાબા :** ના.

**નીરુમા :** એકવાર, એકવાર, તમે ભૂલી ગયા, બા. તે દહાડે કહેતા'તા ને ?

**હીરાબા :** ના, એકેય વખત નથી મારી.

## જ્ઞાન પછી લાગ્યો ફેરફાર

**નીરુમા :** બા, આ દાદાને અઠ્ઠાવનમાં જ્ઞાન થયું ને, પછી દાદામાં શું ફેરફાર જોયો તમે ? તમને ખબર પડી તરત ? તમને બા, કયારે ખબર પડી દાદાને જ્ઞાન થયું એ ?

**હીરાબા :** મને તો પડેલી જ છે ને !

**નીરુમા :** ના, એવું નહીં, બા. દાદાને જ્ઞાન થયું ને, અઠ્ઠાવનની સાલમાં પણ...

**હીરાબા :** એ તો રણછોડભાઈ સાથે હતા ને, ત્યાં સુરતના સ્ટેશને થયું.

**નીરુમા :** પણ તમને પછી ખબર ક્યારે પડી ?

**હીરાબા :** મને તો ખબર પડી છે, પણ તોય હજુ તીખા ભમરા જેવા.

**નીરુમા :** 'તીખા ભમરા જેવા છે', કહે છે. 'જ્ઞાન તો થયું પણ તીખા ભમરા જેવા છો.'

**દાદાશ્રી :** એ તો પહેલા હતો ને ! અત્યારે છું ?

**હીરાબા :** ના, ના, હજુય ખરા.

**દાદાશ્રી :** એમ ?! મને તો આ ખબર નથી, પહેલા હતો.

**નીરુમા :** એમને વધારે ખબર, દાદા.

**હીરાબા :** મને વધારે પડે ને !

**દાદાશ્રી :** હા, હા.

**નીરુમા :** પછી બા, તમને ફેરફાર શું લાગ્યો ? પછી આમ શાંત-બાંત થયા'તા, બા ?

**હીરાબા :** શાંત તો થયા જ ને !

**નીરુમા :** પછી વાણીમાં કંઈ ફેરફાર થયો'તો, બોલવામાં ?

**હીરાબા :** બોલવામાંય ખરું.

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

### 'બા' તરીકે સંબોધાયા

સંપૂજ્ય દાદાશ્રી પૂજ્ય હીરાબાને વર્ષોથી 'હીરાબા' કહીને બોલાવતા. મહાત્માઓએ તો દાદાશ્રીને હીરાબાના સંબોધનથી બોલાવતા જોયા છે. હા, મેં બે-ત્રણવાર પૂજ્ય દાદાને ભૂલથી જૂની આવડત પ્રમાણે 'હીરા' અને 'તું'ના સંબોધનથી સાંભળ્યા છે ખરા !



# [૧૨]
# દાદાએ કર્યું ત્રાગું પણ નાટકીય

## સામા ઘરવાળાએ ચઢાવ્યા હીરાબાને

**પ્રશ્નકર્તા :** 'તીખા ભમરા' જેવા તમને કહેતા તો તમે કોઈ વખતે એવી તીખાશ બતાવેલી ?

**દાદાશ્રી :** હા, એ તો હીરાબા અને અમારે બેને મતભેદ પડતો નહોતો, પણ એક દહાડો સંજોગ એવો થયો'તો કે મારે આવું કરવું પડ્યું, ધૂણવું પડ્યું. કારણ કે સામે ઘેર છે તે બ્રાહ્મણ રહે. એ ત્યાં આગળ બાના વખતથી મેળાપ, ત્રીસ-ચાલીસ વર્ષથી. તે હીરાબાની બેઠક ત્યાં, હુંય ત્યાં બેસતો, પણ પછી આ જ્ઞાન થયા પછી લોકો અહીં દર્શન કરવા આવવા માંડ્યા ને, તે હીરાબા ત્યાં બેઠા હોય. તે એમણે ફટવ્યા હીરાબાને સહેજ.

**પ્રશ્નકર્તા :** ફટવ્યા ?

**દાદાશ્રી :** એ ધણીને વઢતી હોય, તે એણે આમને હઉ શિખવાડ્યું થોડું. તે હું જાણું કે આ ફટવે છે. એ એના ધણીને છે તે કૂતરાની પેઠ રાખે અને મારે ત્યાં તો અક્ષરેય બોલાય નહીં ને ચાલે નહીં કંઈ. એ જે બઈ હતી ને, તે ત્યાં આગળ માથું ઓઢ્યા વગર બેસતી હતી ઓટલા ઉપર, પાછી કહે, 'આ તો તમારા આવ્યા પછી અમે માથે ઓઢીએ છીએ બા.' દેખતા જ ઓઢી લે. 'દાદા આવ્યા' કહે છે.

ભલેને ત્રીસ વર્ષનો હોઉં પણ એટલો પ્રતાપ લાગે. શું કહ્યું ? અને પછી ચાલ્યું તોફાન.

**પ્રશ્નકર્તા :** દાદા, તોફાનમાં શું થયું ?

**દાદાશ્રી :** આ તો એક છોડી પગે લાગતી હતી. એ વિધિ કરતી હતી બિચારી, જવાન ઉંમરની છોકરી. પેલાએ હીરાબાને શિખવાડેલું, 'આ છોડીઓ અડે છે, તે દાદાનું મન ફરી જશે.' એટલે આ ગભરાયા બિચારા. આ તો ખાનદાન બાઈ, તે કેવી ખાનદાન બાઈ ! કોઈ દહાડોય કશું આઘુંપાછું નહીં. અમે જે પૂર્વભવે ચિતરેલું તે પ્રમાણે આ બધો માલ. અને નાનપણમાં રૂપાળા બમ જેવા. પછી હવે શું જોઈએ અને નિર્દોષ બિચારા. એમને ગુના કરતા આવડે નહીં, કપટ કરતા બહુ આવડે નહીં. હીરાબા મોટા મનના, કેવડું મોટું માઈન્ડ તે આ ! ધણી પર જરાય બીજો ભાવ ન ઉત્પન્ન થાય એવા હીરાબા. પણ એ સામી જગ્યાએ બેસે બ્રાહ્મણને ત્યાં, એ લોકોએ કાનમાં રેડ રેડ કર્યું, કે 'આ નાની-નાની છોકરીઓ આવે છે ને દાદા જે આ સંયમી છે ને, એમનું સંયમ તોડી નાખશે.' હવે હીરાબાના મનમાં એમ થયું કે મારી આબરૂ શું રહે ? એ આબરૂદાર અને હું ના આબરૂદાર ! એમના મનમાં પેઠું કે મારી આબરૂ જતી રહેશે. એ પેલાએ રેડ્યું ને, પછી એ તો એમનામાં બહુ ભરાઈ ગયું આખું. હું જાણતો'તોય ખરો કે આ દવા અવળી થઈ રહી છે. છતાં અમે ના તો કહીએ જ નહીં કે ત્યાં બેસવા ના જશો, એવું ના કહીએ. કોઈની સ્વતંત્રતા અમે બંધ ના કરીએ.

## હીરાબાએ કર્યું ત્રાગું

બિચારી છોડીઓ વિધિ કરવા આવે ને, તે હીરાબાને તો કશો રોગ નહીં, બિચારા સરસ માણસ ! પણ સામા બારણે બેસે ને, તે પેલા બૈરાએ ચઢાવેલા એમને, કે 'આ બધી નાની-નાની છોડીઓ આવે છે, બહાર ખોટું દેખાય બધું. આ તો કંઈ સારું દેખાય ?' 'દાદાજી સારા માણસ ને આ બધું ખોટું દેખાય ! લોક જાતજાતના આરોપ કરે.' તે આ ગભરાઈ ગયેલા બિચારા. આ સારા માણસ, તે લોકોએ નાખ્યું

મહીં. તે જે દૂધનો દૂધપાક બનાવવાનો હતો, તેની મહીં મીઠું નાખી આપ્યું આ લોકોએ. મેં કહ્યું, 'આ મીઠું કાઢી નાખો આપણે, નહીં તો વેશ થઈ જાય. દૂધપાક ના થાય આ, અને ચાયે ના બને.'

દૂધમાં મીઠું નાખે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ફાટી જાય.

**દાદાશ્રી :** તે હું જાણતો હતો કે આ લોકોએ મીઠું નાખવા માંડ્યું છે, તે ફાટશે જ્યારે ત્યારે ! પણ મેં રાહ જોયેલી. તે એક દહાડો લાગમાં આવી ગયા. છોડી અહીં વિધિ કરતી હતી ને, તે આમણે શું કર્યું ? પૂંજો વાળતા વાળતા મનમાં ચિડાઈને ઊભા રહ્યા એમ કે 'આ કંઈ આવી ? એને કાઢી મેલું.' એ છોડીને કાઢી મેલવા માટે કર્યો રસ્તો. શું કર્યું એમણે ? પૂંજો વાળતા વાળતા બારણું ભડાક કરતું અથાડ્યું. તે પેલી છોડી ચમકી, તાવ પેસી જાય એવી ચમકી.

એ બેન વિધિ કરતી'તી, તે હીરાબાએ છે તે પૂંજો વાળતા-વાળતા બારણું આમ જોશથી ખખડાવ્યુંને, તે પેલી બેન ચમકી બિચારી, બેન જાણે કે આ અમને વિધિ કરવા દેવા માંગતા નથી. તે બેનેય ચમકી ગઈ કે આજ બા નાખુશ થઈ ગયા છે. એ વિધિ કરતી'તી, તે આમ હાલી ઊઠી. એટલે બેનની વિધિ પૂરી થયા પછી બેનને મેં કહ્યું, 'જા હવે બેન.'

## સમજી ગયા હીરાબાનું ત્રાગું

પછી એ છોડી ગયા પછી મેં હીરાબાને કહ્યું, 'શું છે હવે ? તમે આમ બારણું ખખડાવતા'તા ?' ત્યારે કહે 'ના, કશુંય નથી, કશુંય નહીં. એ તો મેં સાધારણ અથાડ્યું.' મેં કહ્યું, 'ના, એવું નહીં. બારણું અથાડવામાં વાંધો નથી, પણ કયા ભાવથી તમે અથાડ્યું એ સમજી ગયો' કહ્યું. હું સમજી ગયો કે આની પાછળ ચાળા છે. આ ચાળા ના સમજણ પડે, બળ્યા ? અત્યારના જેવો ભોળો હોઈશ તે દહાડે ?

પછી મેં કહ્યું, 'આજે આ બધું શું છે ? આ બારણું બિચારું

બૂમ પાડી ઊઠ્યું ! આ બૂમ કોણે પાડી ? કોઈ દહાડો પડતી નથી ને' કહ્યું. તે ગભરાયા કે 'આ તો સમજી ગયા બધું.' 'અરે ! ના સમજે ત્યારે કંઈ કાચા છે ? તમને પૈણ્યા ત્યારથી સમજીએ છીએ' કહ્યું. આ તમારું ન્હોય. હીરાબા, તમે નહોય આ. કંઈક વળગ્યું છે આ ! હીરાબા કોઈ દહાડો એવું કરે નહીં. અમારા ઘરની ખાનદાની નહીં આવી ! અમારા બા હોય તોય આવું કોઈ દા'ડો સાંભળવામાં ના આવ્યું હોય. અમારે ત્યાં ઘરમાં રિવાજ જ નહીં આવો. પેલી છોડી ભડકીને ભાગીને જતી રહે એટલા હારુ જ, મને ભડકાવવા માટે નહીં. છોડીઓ જાણે કે હમણે હીરાબા વઢશે. તે છોડી આમ વિધિ કરતી કરતી ભડકીને ધ્રુજી ગઈ.

તે મને બહુ ખરાબ લાગ્યું કે અરેરે, આ દશા ! અહીં તમને તરછોડ મારવાની મળી, છોકરીને ? મને બે ગાળો ભાંડવી હોય તો વાંધો નહીં. આ બિચારી એને અશાંતિ રહે છે તેથી દર્શન કરવા આવી છે. શું થાય પણ ?

એમને આ છોકરી દર્શન કરે, એ ગમતી નહોતી. મેં કહ્યું, 'આવું શા માટે ? કોઈને ત્રાસ પડે, એવું ના કરો. તમને શોભે નહીં, તમે મોટા માણસ થયા.' ત્યારે કહે, 'ના પણ મને આ બધું ગમતું નથી.' તો મેં કહ્યું, 'આપણે જુદું કરી નાખીએ. તમારું મને બધું ગમે છે, મારું તમને નથી ગમતું, માટે આપણે જુદું કરી નાખીએ.'

## દાદાએ ભજવ્યો વેશ

હવે ત્યારે આપણા ચંદ્રકાંતભાઈ ને એ બીજા બધા હતા, તેમને પાઠ શીખવા માટે મેં કહ્યું, 'તમે આજ પાઠ શીખજો, આજ દાદા વેશ ભજવે છે.'

એટલે પછી અમે મોટેથી, જોશથી પેલા સામાવાળા ઘરના સાંભળે, આજુબાજુના સાંભળે એ રીતે કહ્યું, 'આ હીરાબા જેવી દેવીને કોણે આ દવા નાખી ? જે એમનામાં હતું નહીં એ ક્યાંથી આવ્યું આ ? કોણ મૂઆ નાલાયકો છે કે આવી ભેળસેળ કરી.' તે રસ્તો છોડીને પેલી

બાજુ ઠેઠ સુધી સંભળાયું. અમારી વાણી તો તમે જોયેલી હશે ને કો'ક દહાડો ? નથી જોયેલી ?

**પ્રશ્નકર્તા :** પછી ?

**દાદાશ્રી :** તે પછી હું તો પેલા બઈના નામનું બોલવા માંડ્યો કે 'આ હીરાબામાં કોણે પોઈઝન (ઝેર) નાખ્યું, એ મારે ખોળી કાઢવું પડશે. આ હીરાબા આવા નહોતા. તમે કોઈકે કંઈક નાખ્યું છે, નહીં તો આ ચા આવી ના હોય. આ ખાનદાન ચા, પેટમાં જાય તો તૃપ્તિ વળે એવી ચા અને આ શું થઈ ગયું ? કોણે પોઈઝન નાખ્યું ?' એમ હોંકારીને બોલવા માંડ્યો ને, એટલે પેલી બઈએ સાંભળ્યું. સાંભળીને આજુબાજુ બધું લોક ભેગું થઈ ગયું. 'હીરાબામાં પોઈઝન કોણે નાખ્યું, આ દેવીમાં ? ધણીની જોડે આવું કરવાનું ?' હીરાબા કહે છે, 'બૂમો ના પાડશો બા, બૂમો પાડશો નહીં.' મેં કહ્યું, 'આ શું કર્યું તમે ?'

## જુઓ વીતરાગી શિવ સ્વરૂપ

એટલે પછી હીરાબા ચૂપચાપ ચા બનાવવા બેસી ગયા. પાછો છે તે પેલો સ્ટવ જરા ખખડાવ્યો. એ પાછો ખણણણ લઈને ખખડ્યો. તે સ્ટવ રડી ઊઠે એવો ! મેં કહ્યું, ''આજ ખખડામણ ચાલી છે, આપણે 'સ્ક્રૂ' ફેરવો. નહીં તો ઊંધું જ ચાલ્યું ગાડું.'' એટલે મેં કહ્યું, આ ખખડાય ખખડાય કરે છે, તે બંધ નહીં થાય. જ્યાં સુધી અવાજ નહીં સાંભળે ત્યાં સુધી. પિપૂડીઓ ક્યાં સુધી વગાડે ? જ્યાં બંદૂકો ના ફૂટે ને, ત્યાં સુધી વગાડે. પણ બંદૂક ફૂટે તો પિપૂડી-બિપૂડી બધાય જાય ધડાક. એટલે મેં તરત જ છે તે ચંદ્રકાંતભાઈને કહ્યું, 'આવો, તમે જોજો બધા.' ચંદ્રકાંત કહે, 'આવું ના કરશો, દાદા.' મેં કહ્યું, 'ચૂપ બેસ. જ્ઞાની પુરુષ શું કરે છે એ તમે જુઓ આ, શીખો.'

એટલે બહારથી મેં કહ્યું, 'મહીં કોણ છે અત્યારે તે આ ખખડાય ખખડાય કરે છે ?' તેય પાછું ફટાકા મારવા માંડ્યા. એટલે પછી અંદર જઈ બધા ડબ્બા-બબ્બા, બધુંય નીચે નાખ્યું. ચા-ખાંડ, ઈલાયચી-બીલાઈચી, જાયફળ-બાયફળ, તેલ, દાળ, ઘી બધુંય ભેળસેળ કરી આપ્યું. અને એ

ફફડી ઊઠ્યા. બધા આજુબાજુવાળાય ફફડ્યા. ચંદ્રકાંતભાઈ જોયા કરે. મને કહે, 'દાદા નહીં, દાદા નહીં.' મેં કહ્યું, 'જુઓ આ. આ તમારે ઘેર આવું થાય તે ઘડીએ તને કામ લાગશે આ જ્ઞાન !'



એટલે પછી ચા-ખાંડના ડબ્બા બધા, ગમે તેમ ફેંક ફેંક કરી બધું ભેગું કરી નાખ્યું. એટલે આડોશીઓ-પાડોશીઓ કહે, 'ભઈ, પગે લાગીએ છીએ, આવું ના કરો, આવું ના કરો, આટલો બધો ક્રોધ ?' મેં કહ્યું, 'હા, જુઓ ક્રોધ, શિવનું સ્વરૂપ તો જુઓ આ ! મહાદેવજીનું !' એય બધું ફેંક ફેંક, જાણે ચારસો વોલ્ટ પાવર ના અડ્યો હોય ! બધાનો રગડો કર્યો.

## માટલાને તિરાડ પડે પછી...

ચંદ્રકાંત તો ગભરાઈ ગયો બિચારો. હીરાબાય ગભરાઈ ગયા. પાડોશવાળા તો કહે, 'ભઈ, ભઈ, તમે વીતરાગી માણસ, આવું ના થાય.' મેં કહ્યું, 'વીતરાગી જ આવું કરે ! કોણે કર્યું આ ? આ રોગ કોણે ઘાલ્યો ? પકડી લાવો.' બધા છોડાવવા આવ્યા. બાજુવાળા એક બેન આવ્યા, 'ભઈ, ભઈ, ના થાય આ.' મેં કહ્યું, 'ના ચાલે.' 'એમની જિંદગી ખરાબ કરીને, તમે લોકોએ ?' ત્યારે કહે છે, 'શું જિંદગી ખરાબ કરી ?' મેં કહ્યું, 'હવે છૂટું રહેવાનું થયું એમને. આજે હીરાબાને અમે ત્યાં ભાદરણમાં આર.સી.સી.નું સરસ મકાન બાંધ્યું છે, તે ત્યાં મોકલી દઈએ છીએ અને દર મહિને જેટલા જોઈતા હોય, પાંચસો-હજાર રૂપિયા મોકલ્યા કરીશું. હવે ભેગું ના રહેવાય મારાથી.' 'ભઈ, આ શું બોલો છો ?' 'માટલાને તિરાડ પડી, પાણી નહીં રહે હવે.' શું કહ્યું મેં ?

**પ્રશ્નકર્તા :** માટલામાં તિરાડ પડી, પાણી નહીં રહે અંદર.

**દાદાશ્રી :** 'હવે પાણી ના રહે, કહ્યું. તિરાડ પડી ગઈ. ભલે ભાંગ્યું નહીં, પણ તિરાડ પડી ગઈ. પાણી રહે નહીં ત્યારે પછી માટલાને કરવાનું શું ?'

મેં કહ્યું, 'હવે હીરાબા ને અમે બે જુદા રહેવાના છીએ. એટલે હવે પછી તમતમારે વાતોચીતો કરજો. એટલે આજુબાજુવાળા સમજે કે ભઈ તો બોલ્યા એ ફરી ફરશે નહીં.' 'ભઈ, આવું ના થાય, આવું ના થાય, બા દેવી જેવા.' 'કોણે મોકરી મારી (ચઢવણી કરી, કાન ભંભેરણી કરી) આવી ? તિરાડ પડી ગઈ માટલાને આખી.' શું પડી ગયું ?

**પ્રશ્નકર્તા :** તિરાડ.

**દાદાશ્રી :** ત્યારે કહે, 'ભાઈ, એવું ના થાય. આ ઘૈડે ઘૈડપણે આવું થતું હશે ?' મેં કહ્યું, 'જે માટલાને તિરાડ પડી એ પછી માટલું કામમાં શું લાગે ? એ તો પાણી ઝમે, પાણી ગમે એટલું ભરીએ તો નીકળી જાય બહાર.' માટલાને તિરાડ પડી હોય તેને રખાય ? બેનને પૂછી જો, તિરાડ પડી પછી માટલું રખાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'માટલાને તિરાડ પડી, શી રીતે રખાય ?' એટલે બધા પડોશીઓ ગભરાઈ ગયા, 'મારું હારું આવું બોલે છે ! માટલાને તિરાડ પડી ગઈ' કહે છે. ત્યારે મૂઆ અમારે ઘેર આવું હોય ? તે દહાડે ખાંડ-બાંડ, ચા-બા બધું ફેક્યું'તું, પણ વીતરાગ ભાવમાં ! સહેજે પેટમાં પાણી હાલ્યા વગર !

## એક જ ઓપરેશનથી કાયમનું સોલ્યુશન

સામેવાળી બાઈ તો સજ્જડ જ થઈ ગઈ. અને હું બોલું એટલે તો આજુબાજુના ગભરાઈ ઊઠે બધા. 'દાદા વિફર્યા છે' કહે છે. અને વીતરાગ વાણી પાછી, કેવી ?

**પ્રશ્નકર્તા :** વીતરાગ ! દાદા, અમને આ સાંભળતા જ ડર લાગે છે. ક્યારની વાત છે આ ? કેટલા વરસ પહેલાની વાત ?

**દાદાશ્રી :** ૧૯૬૨-૬૩ની વાત, ત્રેવીસ વરસ પહેલાની.

**પ્રશ્નકર્તા :** પછી શું થયું દાદા?

**દાદાશ્રી :** ક્યા હુઆ ફિર ? બધા ગભરાઈ ઊઠ્યા તેથી પછી કેસ માંડવાળ કર્યો.

**પ્રશ્નકર્તા :** સમાધાન ?

**દાદાશ્રી :** હા, કે 'ભઈ, ચાલો આ ફેરે નભાવી લઈએ છીએ. ફરી

આવું ના હોવું જોઈએ.' એમ કહી બધું ટાઢું પાડી દીધું. પણ પછી પેલી બઈ તો આમને શિખવાડતી જ ભૂલી ગઈ. અને એમને કહે કે 'ભઈ આવે તો કશું કરશો નહીં બા. નહીં તો મારે માથે આરોપ આવે છે.' આવું કર્યું તે, એ ગભરાય ને ? 'તમે કશું કરો ને મારે માથે આરોપ આવે.' કહે. જે ભય ઘાલી દીધો, ચીપિયો મારી દીધો ને ? એક જ ફેરો દવા કરું. બસ એ એક જ આખી જિંદગીમાં દવા કરી'તી એક ફેરો, સવળે રસ્તે ચઢે માટે.

**પ્રશ્નકર્તા :** પરમેનન્ટ સૉલ્યુશન...

**દાદાશ્રી :** કાયમના માટેનું. અમે રોજ રોજ વઢવા ના જઈએ, કે ભઈ, આવું કેમ હીરાબા જોડે વાતો કરો છો ને બધું. એક જ દહાડો ઑપરેશન બધાનું. રોજ તે ટપલે-ટપલે માથું કાણું ના કરીએ. અમે તો હડહડાટ ! આમ રોજ ટપલા માર માર કરીએ, તો દુઃખી થાય મૂઓ. બહુ ભારે દુઃખી થાય માણસ ! અને હીરાબાને જો કદી આગળ વધતા અટકાવીએ નહીં તો હીરાબાની અધોગતિ થાય. જે હીરાબા અમને રોજ પગે અડીને વિધિઓ કરે છે, એ હીરાબાની શું સ્થિતિ થાત ? અમે આગળ વધતા અટકાવી, કાપી નાખીએ વાતને. એટલે ઑપરેશન કર્યું'તું તે દહાડે. પણ હીરાબા ભડકી ગયા ને ! તે જિંદગીમાંય ફરી ના કરે આવું.

## આબરૂ જવાના ડરે કર્યું આવું

અને સામેવાળી તો ગભરાઈ ગઈ. એને આમ કહ્યું, 'કોણે નાખ્યું આ હીરાબાને, આ દેવી જેવી બઈને ? જે ધણી જોડે આ બઈ દેવી કહેવાય, પૂજવા જેવી બઈ, તેને આ કોણે નાખ્યું પૉઈઝન ?' આ તો કોઈનું સાંભળેય નહીં એવા પાછા. બહારનું કોઈ પૉઈઝન પેસવા ના દે, પડવા ના દે. તે આ શી રીતે પેસી ગયું ? આ છોકરીના નામથી. 'દાદાને આ છોકરીઓ ફસાવી જશે', કહે છે. એટલે આ હીરાબા ગભરાઈ ગયા કે 'હાય હાય બાપ, ત્યારે મારી આબરૂ શું રહે ને એમની શું આબરૂ રહે ? અમારી આટલી ઉંમરે બધી આબરૂ જતી રહે ને !' અરે ! આ

દાદો તો આખી દુનિયાનો દાદો છે ! કોઈનેય ત્રાસ ના થાય, તો એ છોકરીઓને પણ કેમ ત્રાસ અપાય ? તમે દેવી જેવા ! નહીં ? અને કેવડી મોટી ભૂલ કરી છે આ !

**પ્રશ્નકર્તા :** દાદા, એ નાટક તો કરવું પડે ને ? એ નાટક કરવા જ પડે બધા.

**દાદાશ્રી :** તે તેલ, ગોળ, ઘી બધું ભેગું કરીને, બધું વાસણો કાચના-બાચના ભાંગી નાખ્યા. ચંદ્રકાંત કહે, 'શીખી ગયો દાદા.' મેં કહ્યું, 'હા, ડાહ્યો થઈ જા. વહુને બા કહેવાનો વખત નહોય !' ભાણાભઈ પણ શીખી ગયા.

દાદા તો 'જ્ઞાની પુરુષ', કોઈ એમને કહે, 'તમને ડૉલર નહીં મળે', તોય દબાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા, 'ડૉલર નહીં મળે', તોય એ દબાય નહીં.

**દાદાશ્રી :** હા, દબાય નહીં. જ્ઞાની પુરુષ કોઈને દબાવે નહીં અને કોઈનાથી દબાય નહીં.

## કર્યું'તું જ એવું કે ખો ભૂલી જાય

ચંદ્રકાંતભાઈ બેઠા'તા, ભાણાભાઈ હતા, બધા મળીને દસ જણ હતા. બધાને કહ્યું, 'શીખજો.' પણ બીજે દહાડે શું થયું, એનું ફળ શું આવ્યું જાણો છો ? ઊલટા હીરાબાને કંઈક સમજણ પાડ પાડ કરે, ''ભાઈને ઉપાધિ થાય એવું ના કરવું. કો'ક આવે તો છો આવે. આપણે માથાકૂટમાં ના પડવું.'' ઊલટા સવળું શિખવાડવા માંડ્યા. કારણ કે એમના મનમાં એ ભડક પેસી ગઈ કે હવે જે કંઈ થશે તે આપણે માથે જ આવવાનું છે. માટે આપણે હવે ચેતતા રહેવું. ''મેં નાટક કર્યું'તું જ એવું, કે ફરી આ કરતા હોય તો ખો ભૂલી જાય !''

**પ્રશ્નકર્તા :** તે કોઈ વખત કરવું પડે આવું.

**દાદાશ્રી :** નહીં, અવળું હેંડ્યું આવા સારા માણસને ? આ

કોઈનું કશું સાંભળે નહીં. ત્યાં બેસે ને સામે ઓટલે, પણ કોઈનું ઊલટું સાંભળવાનું નહીં, એવું કશુંય નહીં. એક આ ધર્મ સંબંધમાં આ લોકોએ ઘાલી દીધું કે 'આ દાદાની આબરૂ નહીં રહે, આ બધી છોકરીઓ દર્શન કરવા આવે છે.' તે એ પેઠું એમને અને પેઠું એટલે પછી મારે કાઢવું તો પડે ને ?

એટલે મેં શું કહ્યું ? 'હીરાબામાં હાથ ઘાલ્યો ? હીરાબામાં પૉઈઝન નાખ્યું, એમનામાં પૉઈઝન ?' રાગે પડી જાય કે ના પડી જાય પછી ? પછી તો હીરાબાને કોઈ કહેનારેય બંધ થઈ ગયા. આવું બીજું કશુંય બોલે નહીં, કારણ કે 'બોલીશું તો આપણે માથે આવશે' કહે છે. જો એ રસ્તો બંધ કરી દીધો. આપણે લોકોને કહેવા જઈએ કે ભઈ, આવું તેવું હીરાબાને ના કહેશો, તો વધારે ને વધારે કહે. પણ જો એક દહાડો જુલાબ આપ્યો તે હડહડાટ, રાગે પડી ગયું ને ! એવું કંઈ તો કરવું પડે જ ને, નહીં તો તો રોજ-રોજ બારણા ખખડાવે. રોજ બારણા ખખડાવે કે ના ખખડાવે ? પછી નથી કરવું પડ્યું. પછી કોઈ દહાડો નહીં. એટલી દવા હજુ યાદ હશે એમને. યાદ છે એમને ?

**પ્રશ્નકર્તા :** હા, કહે છે ને !

**દાદાશ્રી :** પછી એમની મેળે બધું ભરવા માંડ્યા, મહીં આવીને.

## બફર બન્યા, હીરાબા ને છોડીઓના કલ્યાણ કાજ

**પ્રશ્નકર્તા :** મેં બાને પૂછયું'તું, 'બા, પછી તમે શું કર્યું, આ બધું દાદાએ ઢોળી નાખ્યું ત્યારે ?' ત્યારે બા કહે, 'શું બોન, મેં તો વેણી લીધું ને પછી ચા ને ખાંડ ભેગું જ હતું ને, તે એની ચા બનાવી.'

**દાદાશ્રી :** ના, એય ચગ્યું'તું આમ, કોઈ દહાડો ચગે નહીં. આ પેલા લોકોએ શિખવાડી રાખેલું બધું. 'જરાક વધારે કરશો, એટલે છોડીઓ જતી રહેશે, પછી પેસશે નહીં' કહે છે. કો'ક વખત આ જ્ઞાનીનો અવતાર હોય ને બિચારી છોડીઓ દર્શન કરવા આવે, તે જંપીને દર્શન તો કરવા દો લોકોને.

એટલે સુધી શિખવાડેલું, કે 'દાદા ફરી પૈણશે આ છોડીઓ જોડે.' એવુંય શિખવાડ્યું'તું કે 'આ છોડીઓ દાદાને લઈ જશે.' 'અરે મૂઆ, એવું હોતું હશે ? કેટલા વર્ષનો, હું ડોસો થયેલો માણસ, ને કઈ જાતના માણસ !' આવુંય શિખવાડેલું. પણ એ આપણા કર્મ વાંકા ત્યારે જ શિખવાડે ને, આ કર્મ વાંકા ખરા ને ? એમનો શો દોષ બિચારાનો ? એમનો દોષ નથી, મારા જ કર્મનો દોષ. એ બાઈ તો મારા હિતમાં જ હતા. પણ હીરાબાને શું કહે ? 'આ બધા સત્સંગીઓ પેસે છે ને, કોઈ આપણું થાય નહીં. અને આ નાની નાની છોકરીઓ પેસે છે ને, એ શોભાસ્પદ નથી.' એટલે હીરાબાના મનમાં એમ થયું કે આ તો મારી આબરૂ જશે ! એટલે ભય ઘાલી દીધા'તા બધા. હવે મારે તો આ હકીકત છે એને ના કહેવાય નહીં. એટલે બફર તરીકે મારી સ્થિતિ થઈ, એટલે મેં જાણ્યું કે હવે આનો હિસાબ તો ચોક્કસ કરી નાખવો પડશે, હિસાબ લાવવો જ પડશે.

એટલે પછી દવા એવી કરી કે ફરી હીરાબા કશું આવું કરવા જાય ત્યારે પેલા કહે, 'એ ના કરશો, આપણે એમનામાં-ભાઈનામાં પડવું જ નથી, ભાઈનો સ્વભાવ બહુ કડક છે. આવો કડક સ્વભાવ ! આ તો મહાદેવજી જ જોઈ લો ને !' કહે છે. એટલી બધી છાપ પાડી દીધી. તે હીરાબાયે જાણે તીખા ભમરા જેવા છે !

## અમારો ક્રોધ વગરનો ક્રોધ

છતાંય તે ઘડીએ મને સહેજેય ક્રોધ ચઢ્યો નહોતો. જેને આપણા લોકો ફૂંફાડો કહે છે ને, એ ફૂંફાડો જ હતો. પણ સામાને તો શુંય થઈ જાય !

અમે તો 'જ્ઞાની', સંપૂર્ણ ક્રોધ વગરના, છતાં અમારો આ ક્રોધ તો જુઓ !

**પ્રશ્નકર્તા :** ક્રોધ વગરના છતાં ક્રોધ જુઓ.

**દાદાશ્રી :** હા, ક્રોધ વગરના જ છીએ, છતાં આ જ્ઞાનીનો ક્રોધ જુઓ, કહ્યું. ભસ્મીભૂત કરી નાખશે.

મેં કહ્યું, 'જ્ઞાની પુરુષ ક્રોધ કરે ને, તો બધું ઉડાડી મેલે, કારણ કે અક્રોધી ક્રોધી છે. કેવા છે ? એ અક્રોધી. પણ ક્રોધ દેખાડે ત્યારે જો તો ખરો ! બધું પાંસરું કરીને રહે.'

અમારો ક્રોધ વગરનો ક્રોધ તો જુઓ, અમે ઉપયોગમાં રહીને આ ક્રોધ કરીએ છીએ. શું કરીએ છીએ ? 'ક્રોધ વગરનો ક્રોધ.' ક્રોધી માણસ તેનું નામ કહેવાય કે તન્મયાકાર હોય, પોતાની જાગૃતિ ચૂકે. જ્યારે અમે જાગૃતિમાં રહીને કરીએ !

**પ્રશ્નકર્તા :** એવું બધાને કરવાની છૂટ ખરી કે ?

**દાદાશ્રી :** એવું છે ને, તમને કરવાની છૂટ હું આપું, પણ એને વાળી લેતા આવડતું હોય તો. અમને વાળી લેતા બધુંય આવડે. અમે પાછું હતું એવું ને એવું કરી આપીએ અને તમારું ક્રેક રહી જશે.

અત્યારે અમે કો'કને લઢીએ જ નહીં બિલકુલ, પણ એનું બહુ જ અહિત થતું હોય, ત્યારે અમે લઢીએ. પણ લઢીએ એવા કે સામાનું મન જુદું થઈ જાય એવા લઢીએ. કેવું ? આખું મન જુદું જ પડી જાય અમારાથી, ફરી ભેગો જ ના થાય એવા લઢીએ. પણ હું જ્યારે લઢું ત્યારે રક્ષા એવી મૂકું કે એનું મન જુદું થાય જ નહીં. એટલે મન જુદું થવા ના દઉં અને લઢું. અને લઢવાડ તમે જુઓ તો તમને એમ જ લાગે કે આ મન જુદું થઈ જવાનું.

## ચઢાવનારા જ પછી વાળવા લાગ્યા

એ તો 'જ્ઞાની' થઈને બેસવું સહેલું નથી, બા. આવા ફણગા ફૂટે તો બધા મૂળમાંથી કાઢી નાખવા પડે, નહીં તો મોટા ઝાડ થઈ જાય એ તો. જુઓ ને પછી એ આમ ઊલટું બોલવાને બદલે એમ કહેવા માંડ્યા 'તમારે કશું બોલવું નહીં, હંકે. કોઈ કશું કરવાનું નથી. દાદાને કોણ કશું કરવાનું છે ? એ તો છોડીઓ શું કરવાની હતી ? આ આપણે નકામો વહોરી લેવો ઝઘડો' કહે છે. અને તે બધાના મનમાં શું ? 'આપણે માથે આવશે, આ તો એમને તો, બઈને તો ગણતા જ નથી ગુનેગાર.

બધું આપણી જ જોખમદારી.' મેં તો એમને માથે જ ઠાલવ્યું, મેં કહ્યું, 'તમે જ, તમે બધાએ જ બગાડ્યું.' અને મેં કહ્યું, 'માટલું તિરાડ પડી હવે શું કરવાનું ? પાણી રેડીએ તો નીકળી જાય બપોર સુધીમાં. બપોરે પીવાનુંય ના રહે.'

મેં કહ્યું, 'ક્રેકડાઉન થયેલું માટલું છે. હવે નહીં ચાલે.' ત્યારે કહે, 'ભઈ, તમે તો ભગવાનના માણસ, હવે સાંધી લો.' મેં કહ્યું, 'તમે બધા કહેતા હોય તો આ એક વખત વેલ્ડિંગ કરું, નહીં તો નહીં કરું ફરી આગળ. અમારી પાસે થોડી આ લાખ છે તે ચોપડી દઈએ. આટલો વખત અમે આ લાખ કરીશું, બાકી ફરીવાર લાખેય કરવાના નથી. પછી એમને મૂકી આવીશું.' તિરાડને લાખ કરી દીધી એક ફેરો. એટલે પછી લાખ કરી પછી નથી થયું આવું. અને પાછું ચંદ્રકાંત ને એમને શિખવાડ્યું. બે-ત્રણ જણ હતા, ત્રણ શિષ્યો શીખી ગયા ને ! આ તો પ્રત્યક્ષ દાખલો સાંભળ્યો ને, તમે જોયું ને ! પેલો સિનેમા જોયેલો અને આ સિનેમાની વાત કરેલી. જો બધી જાતનો રોગ ચોગરદમથી બંધ. હીરાબા જ્યારે પાછા કંઈક પાછલું સંભારીને કહે સામે ઘેર જઈને, 'જો પાછી છોડીઓ આવી બધી.' ત્યારે પેલા કહે, 'ના, એ તો ભઈ એવા નથી, તમે આવું નહીં કરો.' એ જાણે કે આ પાછું મારે માથે આવશે. એટલે કાયમ ગભરામણ, રાત-દહાડો ગભરામણ. 'હીરાબા આવે ને જો હું કંઈક બોલી જઈશ ને, તો મારે માથે પડશે.' જો આમ આવું વાળવા જઈએ કે 'બેન, હીરાબાને આવું ના કરશો.' ત્યારે શું કહે ? 'અમે શું કરીએ, તમારી વહુ છે' એવું કહે.

એટલે સામેવાળી બઈએ નક્કી કર્યું કે કોઈ દહાડો હીરાબાને આપણે કશું કહેવું નહીં, નહીં તો આપણે માથે આવશે આ બધું. અરે ! હીરાબા એમ ને એમેય બોલશે તોય આપણે માથે આવશે. એટલે આપણે હીરાબાને વાળ વાળ કરવા. અમે જે દવા કરી !

**પ્રશ્નકર્તા :** હીરાબાને ચડાવનારા જ વાળે હવે.

**દાદાશ્રી :** હા, હીરાબા ત્યાં બેસવા જાય ને, તે હીરાબા કાંઈક

આવું જુએ, 'જો પાછી આ છોકરીઓ આવી !' 'ભઈનામાં પડવું નહીં હોં, એ છે તે સારા માણસ છે.' એ જો વાળવા માંડ્યું. જો મારા પક્ષમાં બેસાડ્યા, વિરોધપક્ષને મારા પક્ષમાં બેસાડ્યા. એક જ ઑપરેશન એવું કર્યું તે !

## બધી જ જાતની કળાઓ જીતીને બેઠા છીએ

જુઓ ને ! 'હું ચોવીસ તીર્થંકરોનું બીજ છું' કહ્યું. બધી જ જાતની જેનામાં બોધકળાઓ છે, જ્ઞાનકળાઓ છે. બધી જ કળાઓને જીતીને બેઠો છું. નહીં તો આ લોકોનું શી રીતે કલ્યાણ થાય ? આ બિચારા કંટ્રોલનું અનાજ ખાઈને બેઠેલા, આમનું શી રીતે કલ્યાણ થાય ? તે સડેલું પાછું, કેવું ? તે ગમે છે તને આ વાત બધી ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

## સહી કરાવી લીધી, ફરી નહીં કરું ચડામણી

**દાદાશ્રી :** તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** ઘણું સમજાયું, દાદા. આ બધાને સમજાઈ ગયું કે દુનિયામાં બહુ મોટામાં ખપીએ છીએ પણ અહીંયા તો બાળક જેવા છીએ. અહીંયા ઘણું બધું શીખવાનું મળે છે.

**દાદાશ્રી :** હા. એટલે પેલી બઈઓને શિક્ષણ મળી ગયું. એટલે હું સમજી ગયો કે હવે એને શિક્ષણ મળી ગયું. પછી એ બેનને મેં કહ્યું, 'બેન, તમે મને ભઈ જેવો ગણો છો, તો તમારે આ ભાભીની જોડે આવી દશા થાય ? એવું ફરી ન કરશો.' ત્યારે કહે, 'નહીં કરું ભઈ હવે.' એટલે આ સહી કરાવી લીધી. સમજ પડીને ? 'આ તમારા ભાભી થાય અને કેવા સારા માણસ છે !' કહ્યું. હવે એમને શો દ્વેષ હતો આ ધર્મ ઉપર ? એ વેદાંતી હતા. એટલે જૈન ધર્મ ઉપર બહુ ચીડ ! દાદા જૈન કેમ થઈ ગયા છે ? એટલે આ હીરાબાને શિખવાડે, તે આપણે ત્યાં જૈનનો ફોટો હોય ને, તેની સામે આ પેલા લોકો છે તે હીરાબા પાસે એ ફોટો કઢાવડાવીને પેલા કૃષ્ણ ભગવાનના, એવા તેવા

ફોટા ચડાવડાવે. એટલે હું સમજી જઉં, કે આ દવા કંઈની છે ? આ સળી કોની છે ? કરે છે કોણ ? એ બધું સમજી જઉં, છતાં કરવા દઉં. હું જાણું કે આવું જ કરે એ. એક દહાડો કાપી નાખશું હડહડાટ. અને આ હીરાબા બહુ સારા માણસ, પૂજ્ય માણસ, કોઈ દહાડોય આવું કર્યું નથી એવા સારા માણસ પણ આ ધર્મને લીધે. પેલાને આ ધર્મ ગમતો નહોતો, પણ બસ બે કલાક રિપેર કરતા થયા હશે !

## અવળું નાખ નાખ કરે તો એ પેસી જાય

**પ્રશ્નકર્તા :** બા તો બહુ ભોળા છે, ભદ્રિક છે બહુ.

**દાદાશ્રી :** આમ ભદ્રિક, પણ લોકો શિખવાડે એ પાછા શીખી જાય ને !

**પ્રશ્નકર્તા :** એ કહે છે, 'હું તો કોઈનું શીખું એવી નથી.'

**દાદાશ્રી :** એ કહે છે એવું. એ મનમાં એમ પાવર રાખે છે કે હું કોઈનું શીખતી નથી પણ લોક નાખી જાય ને ! તે શીખે એવા નથી પોતે, પણ બહુ દહાડા કો'ક નાખ નાખ કરે ને, તે પેસી જાય પછી. આમ શીખે એવા નથી એ, સારા માણસ !

## કોના આધારે કોનો મોક્ષ ?

**પ્રશ્નકર્તા :** હીરાબા સારા-સરળ, તે લોકો નાખી જાય તો પાછા માની લે પોતે.

**દાદાશ્રી :** અમારા ભત્રીજા ભરૂચ ટેક્ષટાઈલ મિલના માલિક હતા. તે અમારે ત્યાં આવે દિવાળીને દા'ડે દર્શન કરવા માટે, ભત્રીજા થાય એટલે. તે પછી મને કહે એ લોકો, ટકોર મારે, અને એમના કાકીને કહે, 'કાકી, તમે મોક્ષે જાવ એવા છો ને તમે આ કાકાને લઈ જજો.' એટલે એ કેવા લાયક, તે એમની લાયકાત અમારા ભત્રીજાઓ કહે છે કે 'કાકી તમે મોક્ષે જાવ એવા છો અને આ કાકાને લઈ જજો.' મેં કહ્યું, 'બહુ સારું. આ કાકી મળ્યા છે તે મારું કંઈ ધનભાગ હશે ને,

એટલું તો સ્વીકાર કરો.' ત્યારે કહે, 'એટલું તો અમે સ્વીકાર કરીએ. આવા કાકી મળે નહીં', કહે છે.

'કાકી, મારા કાકાને તમે મોક્ષે લઈ જશો એવા કાકી છો !' એવું કહે એટલે હીરાબા મને કહે, 'જુઓ, લોકો તો મને એવું કહે છે.' મેં કહ્યું, 'હા, તમારા લીધે તો મારો મોક્ષ થવાનો છે. એમાં મારે શું વાંધો છે ?'

**પ્રશ્નકર્તા :** તમારે લીધે મારે મોક્ષે જવાનું છે એવું આપ બોલી શકો, મારાથી એવું ના બોલી શકાય.

**દાદાશ્રી :** એ તો એવું છે ને, આવું ના બોલીએ ત્યાં સુધી શક્તિ આપણામાં આવે નહીં ને !

એ તો અમારા ભત્રીજા આવીને કહે ને ! શું કહે તમને ?

**હીરાબા :** એ કહે છે કે 'એ સ્વર્ગે નહીં ચડે અને તમે ચડશો.'

**દાદાશ્રી :** ના, સ્વર્ગે નહીં, અમારા કાકી મોક્ષે જવાના છે ને તે તમને લઈ જશે, એવું કહે. ત્યારે મેં કહ્યું, 'બહાર દુનિયામાં કોઈકને પૂછી આવો, આવા પત્ની મળ્યા છે ? બીજે પૂછી આવો ને !' ત્યારે કહે, 'ના.' મેં કહ્યું, 'મને મળ્યા છે ને પણ ?' ત્યારે કહે, 'આ તમને મળ્યા છે એટલા તમે પુણ્યશાળી ખરા !' ત્યારે મેં કહ્યું, 'ઓછું પુણ્ય ના કહેવાય !' અમારા ભત્રીજાને પેલું સહન ના થાય ને ! હું કાકો એટલે, કાકાનું શી રીતે સહન થાય ? એક બ્લડના લોક. એટલે એમને આવું જોઈએ ને કશું કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** પાંસરું બોલે કે અમારા લોકો ?

**પ્રશ્નકર્તા :** ના બોલે.

**દાદાશ્રી :** કોઈનાય લોકો ના બોલે, તમારામાંયે ના બોલે. સ્પર્ધા તો ખરી ને !

## લોકો નાખી જાય, પણ દાદા કાઢી નાખે

એ રાવજીભાઈ શેઠ, મિલમાલિક, દિવાળીના દા'ડે, બેસતા વરસે હીરાબાને મોઢે કહેતા'તા, 'કાકી, તમે મોક્ષે જાવ એવો તમારો સ્વભાવ છે ને તમે મોક્ષમાં જશો, અને આ કાકા તમારો પગ ઝાલશે ત્યારે ત્યાં આવશે.' એટલે એમના મનમાં એમ થાય કે 'ઓહોહો, આ બધા આવું કહે છે, માટે એ વાત ખરી હશે.' કારણ કે ભત્રીજા એમને કહેય ખરા, 'મારા કાકા ખટપટિયા છે અને તમે ચોખ્ખા છો.' એટલે કાકીના મનમાં પાછું ચગે.

તે દા'ડે તે કાઢતા કાઢતા મારે બહુ વાર લાગેલી. આવો માલ નાખી જાય તેને ના કહેવાય આપણાથી ? આપણો ઘાણ બગાડે બધાય. એ તો પછી કાઢી નાખીએ. એ તો એક ફેરો નહીં, ઘણી બધી વખત નાખી જાય લોકો. લોકો બહુ જાતના નાખે. શું ?

**પ્રશ્નકર્તા :** હા, ધંધો જ એ. નાખવાનો જ ધંધો લોકોનો, લોકો નાખી જ જાય.

**દાદાશ્રી :** લોકો નાખી જાય. પછી હું કાઢી નાખું એ ગમે તે રીતે.

હું તો મહિનો-બે મહિના ચલણ ચાલવા દઉં હીરાબાનું. એ પછી એક દહાડો ધૂળ કાઢી નાખું. એય ધૂળધાણી કરી નાખું.

**પ્રશ્નકર્તા :** પણ હીરાબામાં કપટ નહીં.

**દાદાશ્રી :** ના, ના, કપટ-બપટ નહીં. આ પેલાએ નાખેલું ને, બહુ નાખેલું. આમને, સારા માણસને દુઃખ દીધું આ લોકોએ. એવા સારામાં સારા બઈ, પણ લોકો નાખી જાય મહીં. લોકો હજુ જંપે નહીં ને !

એક દા'ડો મને કહેતા'તા, 'આપણે ઘેર હતા એ શું ખોટું હતું ?' ત્યારે મેં કહ્યું, 'શું થયું ?' ત્યારે કહે, 'લોક કહે છે, એ તો બાવા થઈ ગયા.' મેં કહ્યું, 'તમને લાગે છે ?' ત્યારે કહે, 'મને નથી લાગતું, પણ લોક કહે તેમાં આપણી આબરૂ જાય ને !' ત્યારે મેં કહ્યું, 'ઘેર રહીશું

તોય લોક તો બાવા થઈ ગયા ને જાત જાતનું બોલે.' શું બોલે ? આ તો સંસાર સમજાવું તો બહુ અઘરું છે બધું !

તું તો તેલ ઢોળતો હોઈશ કે ? વાણિયાનો છોકરો ને અમે તો ડબ્બાના ડબ્બા ઢોળી દઈએ, હડહડાટ. વાણિયાનો છોકરો તેલ ઢોળે કે ? ખાંડ નાખી દે, બે રૂપિયાની સુગર હોય તે. અમનેય વેષ તો બધા બહુ થયેલા. બધી પુણ્યૈય સારી એટલે સાંધો બધો મળી આવે. આપણી દાનત ચોખ્ખી ને ! ચોખ્ખી દાનત, શું ?

**પ્રશ્નકર્તા :** પણ એ આગલો હિસાબ ખરો ને ?

**દાદાશ્રી :** પાછલું કર્મ હશે.

## દાદાની સિન્સિયારિટી ને મોરાલિટી

**પ્રશ્નકર્તા :** દાદા, ચોખ્ખી દાનત કહ્યું ને જે, દાનત આપણી ચોખ્ખી.

**દાદાશ્રી :** પ્યોર (ચોખ્ખી) દાનત.

**પ્રશ્નકર્તા :** તો એ શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** સિન્સિયારિટી.

**પ્રશ્નકર્તા :** ના, પણ સિન્સિયારિટીમાં શું સમાય ?

**દાદાશ્રી :** હરેક બાબતમાં સિન્સિયારિટી. જેને જેને મળ્યા ને, તે બધાને સિન્સિયર. ગમે તેને મળ્યા. દુકાને માલ લેવા ગયા ત્યાંય એને સિન્સિયર.

**પ્રશ્નકર્તા :** ગમે તેની સાથે સિન્સિયર.

**દાદાશ્રી :** ગમે ત્યાં, એની વેર. સિન્સિયારિટી અમારો મુદ્રાલેખ અને અમારી મોરાલિટીમાં કોઈ ફેર નહીં, નો ડિફરન્સ.

**પ્રશ્નકર્તા :** ના, એટલે આ હીરાબાનો પ્રસંગ છે, એમાં સિન્સિયારિટી-મોરાલિટી, એટલે પ્રેક્ટિકલી શું કહી શકાય ? શબ્દ પ્રયોગ બરોબર છે.

**દાદાશ્રી :** એ જાણે ને બધુંય કે સિન્સિયર ને મોરલ છે જ એમને ! હીરાબાને અનુભવ ને ! એ તો પેલા એકલા કેસમાં જ છે તે એમના મનમાં જરા એ પેસી ગયું, પેલું કાઢવું મુશ્કેલ પડ્યું અને સ્યાદ્વાદ રીતે ન નીકળ્યું. એટલે આ બીજી રીત અજમાવવી પડી.

**પ્રશ્નકર્તા :** તો પેલું જે નાટક કર્યું બધું, એ કપટ નહીં ? આ ઢોળ્યું, તે ઢોળ્યું, તમે ઢોળ્યું...

**દાદાશ્રી :** ના, એમાં કપટ નહીં. એ તો જેટલા પ્રમાણથી આ દૂધ ઊભરાતું હોય તે આપણે લાકડા કાઢી લઈએ, એ કંઈ છે તે કપટ ના કહેવાય. દૂધપાક ઊભરાતો હોય તો લાકડા કાઢી લઈએ એ કપટ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ આશય તો કંઈ સારું કરવાનો ખરો ને ?

**દાદાશ્રી :** સારું કરવાનો, એમને ચોખ્ખા કરવાનો. સિન્સિયારિટી, તે ઘડીએ સિન્સિયારિટી ! તે ચંદ્રકાંતભાઈએ દેખ્યું ને પણ ! બધા સજ્જડ થઈ ગયેલા. ભાણાભાઈ-બાણાભાઈ બધાય બેઠા'તા. અને બધા હોય ત્યારે જ આબરૂ લઉં. એમ ને એમ લઉંયે નહીં, નહીં તો ગળી જાય. કહેશે, 'ઓહોહો, કોઈ હતું જ નહીં ને !' ગળી જાય. શું ? આપણી મહેનત નકામી જાય.

## આ તો કંઈ છોડ્યું છૂટે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આમાં આપે કહ્યું કે હીરાબા સમજી જાય કે આ સિન્સિયર છે, મોરલ છે. એટલે એ શું સમજી જાય ? એટલે એ શું વસ્તુ, એ કયા ભાવો સમજી શકતા હશે ?

**દાદાશ્રી :** એમને એમ સમજાય કે આ મારી ભૂલ થાય છે, નહીં તો એ તો મોરલ ને સિન્સિયર છે. એમને પોતાને એ છોકરીઓ આવતી'તી ને, તે સો ટકા ખાતરી હતી કે એમનામાં કશું દોષ નથી. પણ આ તો લોકોમાં ખોટું દેખાય એટલા માટે 'તમે છોડી દો આ' કહે છે. ત્યારે કંઈ છોડ્યું છૂટે એવું છે ? આ તો વ્યવસ્થિત બધું... એ

અજ્ઞાનતામાં, અણસમજણમાં બોલે. એ તો કંઈ દા'ડો વળતો હશે ? આ રેલ્વેલાઈન નાખી પછી ઊખાડી નખાતી હશે ? ત્યારે રસ્તો કરવો પડે આપણે. એટલે પછી પેલા બૂચથી ના ચાલે, તો આંટાવાળો બૂચ મારવો. આંટાવાળો મારીએ એટલે પછી ઊખડી ના જાય ને !

મેં કેવું કહ્યું ? 'માટલામાં ક્રેક પડી છે. અત્યાર સુધી માટલાને ક્રેક નહોતી. હવે ક્રેક પડી તે ના ચાલે. પાણી નીકળી જાય એ તો.'

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે પ્રયોગ છે ને, એટલે દાનત બહુ ચોખ્ખી હતી. સિન્સિયર, મોરલ, આ શબ્દપ્રયોગ એ સમજાય પણ એનું પ્રેક્ટિકલમાં એ ના આવે...

**દાદાશ્રી :** એ તારે જોડે ત્યાં સત્સંગમાં આવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ના, એટલે આપનું શું કહેવું છે એમાં ?

**દાદાશ્રી :** એના માટે ક્ષત્રિય થવું પડે. છે વાણિયો ને ક્ષત્રિયની વાતો કરવા જાય. ક્ષત્રિયો સિન્સિયર હોય હંમેશાં.

**પ્રશ્નકર્તા :** નહીં, એટલે સિન્સિયર કેવી રીતે પુરવાર થઈ શકે ? સિન્સિયર એટલે શબ્દોમાં...

**દાદાશ્રી :** મોરલ તો ઘણાં ઓછા હોય, પણ સિન્સિયર તો હોય જ. શું ?

**પ્રશ્નકર્તા :** કોને સિન્સિયારિટી કહેવાય ને કોને મોરાલિટી કહેવાય ?

**દાદાશ્રી :** વણિક કોમ, જે વિચારશીલ કોમ છે, એ તો પોતાની સ્ત્રી જોડેય ના રહે સિન્સિયર. શું ?

**પ્રશ્નકર્તા :** બરોબર, એવું જ હોય છે.

**દાદાશ્રી :** એવું, એવું જ. આ અમદાવાદના શેઠ છે તે વીસ હજાર રૂપિયા એની વાઈફને જાત્રાએ જવું છે તો સાત વર્ષથી નથી આપતા, મિલમાલિક શેઠ !

**પ્રશ્નકર્તા :** અચ્છા ?

**દાદાશ્રી :** હં... 'હજુ બેંકમાં કશું છે નહીં.' શું કરવા કચકચ કરો છો ? આ તો ના આપે. આ બાઈને છેતરે છે, પણ જાતને હઉ છતરે છે. એવું શાના માટે ? એક પર વિશ્વાસ ના રાખવો જોઈએ, મૂઆ ? પણ એક ઘરેય વિશ્વાસ ના કરવા દે, ત્યાંય ઊંડું, નીચું જુએ ને !

## ત્રાગું કર્યું તેય ધર્મને માટે

**પ્રશ્નકર્તા :** એમણે પેલું બારણું પછાડ્યું, સ્ટવ પછાડ્યો. એટલે એ પણ આડાઈ કહેવાય ને ?

**દાદાશ્રી :** ત્યારે આડાઈ નહીં તો બીજું શું ? એ ત્રાગું કહેવાય. એ નાના પ્રકારનું ત્રાગું, મેં મોટા પ્રકારનું કર્યું.

**પ્રશ્નકર્તા :** ના, એટલે એ નાના પ્રકારના ત્રાગાને કાઢી નાખવા માટે સામે એવો ફોર્સ મૂકવો પડે ?

**દાદાશ્રી :** હા, આખી જિંદગીમાં એટલું ત્રાગું કરેલું. એને ત્રાગું કહેવાય, દબાવી મારવા. તેય પારકા હારુ, ધર્મને માટે કરવું પડેલું. મારા પોતાને માટે કશું કરેલું નહીં, મારા માટે વાંધો નહીં.

તે બધાને જ્ઞાન મળી ગયેલું. એ સમજી ગયેલા કે ધર્મ ઉપર આફત ના આવવી જોઈએ. બીજા આડે દહાડે તમે વઢો અમને.

**પ્રશ્નકર્તા :** ધર્મ ઉપર આફત આવે તો કડક થવું ખરું.

**દાદાશ્રી :** અને પેલા સામાવાળા શું સમજી ગયા કે હવે ફરી જો હીરાબા આવું કરશે તો આપણે માથે આવશે. એટલે ફરી એ વાત જ કરવાની બંધ થઈ ગઈ.

એટલે મેં જાણી-જોઈને ત્રાગું કરેલું ને એમણે તો એમના કર્મના નિયમથી ત્રાગું કરેલું. આ તો જાણી-બૂઝીને કરે ને, હું મારા જ્ઞાનમાં રહીને બધું કરું ને ! પાંચ-દસ મહાત્માઓ બેઠેલા ને આવું કરાતું હશે ? મહાત્માઓ, ચંદ્રકાંતભાઈએ સમજી ગયા કે 'દાદા આટલું બધું ?' ત્યારે

મેં કહ્યું, 'ચૂપ બેસ, શીખ, તને શિખવાડું છું. ઘરે બીબી હેરાન કરશે ત્યારે શી રીતે હેન્ડલ કરીશ ?'

## જ્ઞાની પુરુષ સંગે આડાઈ નીકળે સહેજે

**પ્રશ્નકર્તા :** આ આપે કહ્યું ને, એટલે હું જ્ઞાનમાં રહીને કરું, એ કઈ રીતે જ્ઞાનમાં ?

**દાદાશ્રી :** જ્ઞાન જ રહે ને ! 'આ' કર્યા કરે, 'અંબાલાલભાઈ', જ્ઞાન કંઈ ઓછું હીરાબાને પૈણેલું છે ? જુઓ ને પણ વગર મતભેદે વર્ષો કાઢ્યા ને ! અત્યારેય મતભેદ પડતા પહેલા ઊડાડી દઈએ છીએ. ફરી જ્ઞાન હઉ લીધું હમણે, નીરુબેને શિખવાડ્યું તે. પછી દાદા સપનામાં હઉ આવ્યા.

**પ્રશ્નકર્તા :** એટલે આપ જ્ઞાની પુરુષ છો તો સામાની આડાઈ નીકળી શકે.

**દાદાશ્રી :** વહેલી નીકળી જાય. નહીં તો માર ખઈ-ખઈ, ખત્તા ખઈ-ખઈને નીકળે એ. ખત્તા ખાય ને ખત્તાના અનુભવ થતા જાય ને, તેમ તેમ નીકળતી જાય, કેટલાય અવતારે !

## દાદા-હીરાબા સાથે વાત

**નીરુમા :** દાદાએ પેલા વાસણો ને ખાંડના ડબ્બા ને બધું પાડી નાખ્યું હતું ને ? પેલા ડબ્બા પાડ્યા'તા એ કહો ને !

**હીરાબા :** ડબ્બા તો પેલા બાજુવાળા બેન ઉહેડ ઉહેડ કરે અને એ ફેંક ફેંક કરે.

**દાદાશ્રી :** એ પાછું કહી દીધું ? મારી આબરૂ જતી રહેશે ?

**હીરાબા :** બધા જાણે છે ને, એમાં આબરૂ શી જવાની ?

**દાદાશ્રી :** આબરૂ ના જાય ને ! હા, તે દહાડે તો મેં ડબ્બા-બબ્બા બધું ફેંકી દીધું'તું. ચાના ડબ્બા, ખાંડના ડબ્બા, બધુંય ફેંકાફેંક કરેલું. હજુ તમને યાદ છે એ બધું ?

**હીરાબા :** અરે, ફેંકી દીધું'તું બધુંય. ચાના ડબ્બા, ખાંડના ડબ્બા બધુંય.

**નીરુમા :** બધું ભેગું કરી નાખ્યું પછી ?

**હીરાબા :** હા.

**નીરુમા :** આખી પોળ સાંભળે એવું બોલતા'તા ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'આ હીરાબા દેવી જેવા હતા, કોણે શિખવાડ્યું આ ? કોણે નાખ્યો મહીં કચરો ? દેવી જેવા હીરાબા તે પણ આવું શીખી લાવ્યા ? હવે માટલું ભાંગેલું કામ નહીં લાગે. ક્રેક પડી ગઈ માટલામાં, એટલે ભાદરણ ઘેર જઈને રહો, દર મહિને પાંચસો રૂપિયા મોકલીશ.' એમ કહીને ડબ્બા બધાની ફેંકાફેંક કરી હતી.

**નીરુમા :** તમને શું થાય તે ઘડીએ આવું બધું કરતા હતા ત્યારે ?

**હીરાબા :** કશુંય ના થાય, મને શું કરવા કશું થાય ?

**નીરુમા :** અંદર કશું હાલે નહીં ? બીક નહોતી લાગતી ?

**હીરાબા :** ના, ના.

**દાદાશ્રી :** એમને કશુંય નહીં, એ જાણે પાછા, અંદરખાને જાણે. પણ પેલા બધાને અસર થઈ ગઈ, જે મારે કરવી હતી.

**પ્રશ્નકર્તા :** ચા-ખાંડ ભેગા થઈ ગયા તે વપરાયા હશે ને ?

**હીરાબા :** એ તો વાપર્યા જ સ્તો.



## [૧૩]

# દાદા-હીરાબા, કબીર સાહેબ ને એમના પત્ની જેવા

### જ્ઞાનીએ જ એડજસ્ટ થવું પડે

હીરાબા પહેલેથી જ ભોળા, નામેય કપટ નહીં. અને મન પણ કદી જ બગડ્યું નથી. સદાય મન મોકળું રાખ્યું છે. મારા ભાગીદાર મને કહે કે 'સંસારમાં તમે બીજા કબીર સાહેબ છો.'



**પ્રશ્નકર્તા :** અને હીરાબા કબીર સાહેબના બીબી જેવા ને ?

**દાદાશ્રી :** એવું છે ને, એ તો કબીર સાહેબના બીબી જેવા પણ

મને ધણી થતા ના આવડતું હોય તો ફ્રેક્ચર થઈ જાય ને ? હું તો જ્ઞાની પુરુષ છું, મને ધણી થતા આવડે.

જરા બે-ચાર વખત ફસાઈ ગયો પણ મહીં ભગવાન હાજરને, એટલે તરત રસ્તો મળી જાય.

એટલે અમારે આ હીરાબા સાથે કોઈ જાતનો મતભેદ નહીં, તે તો કબીર સાહેબના બીબી જેવા છે. ઘણા સારા સ્વભાવના છે, પણ શું તે જ્ઞાની છે ? તે અમારી સાથે એડજસ્ટ થાય છે ? ના, અમે જ્ઞાની છીએ એટલે એડજસ્ટ થઈ જઈએ. જ્ઞાનીએ જ દરેક જગ્યાએ એડજસ્ટ થવું પડે.

## વાંકાને વાંકી ને સીધાને સીધી

કોઈ કહે, 'હીરાબાનો સ્વભાવ કેવો હતો ?' ત્યારે હું કહું, 'કબીર સાહેબની વાઈફ જેવો.' અમારે જરૂર જ નહીં પણ અમે કહીએ કે એક દીવો લાવો, તો એ ધોળે દહાડે બે દીવા લઈને આવીને ઊભા રહે, ધોળે દહાડે.

**પ્રશ્નકર્તા :** કહ્યું એટલે પતી ગયું. કહ્યું, લાવો દીવો, એટલે દીવો લઈ આવે.

**દાદાશ્રી :** ના, એટલે એ એમ ના કહે કે 'અત્યારે સૂર્યનારાયણ તપે છે, તમે આંધળા છો કે શું તે આટલા અજવાળામાં દીવા મંગાવો છો !' બીજી હોય તો તો 'તમારા ડોળા ફૂટલા છે, આંધળા મૂઆ છો? બહાર અજવાળું આટલું બધું ને પાછા દીવા મંગાવો છો' કહે. કબીર સાહેબ એક મંગાવે તો આ બે લઈને આવે. પછી કબીર સાહેબે પેલાને કહ્યું કે આવી મળે તો પૈણજે. પણ એવી કશી મળે તમારા જેવા હોય તેને. અમે એવા પાંસરા ના હોય કે અમારી વહુ આવી હોય. જેટલો વાંકો હોય એટલી જ વાંકી વહુ હોય ને ? કબીર સાહેબ સીધા હતા. વહુના વાંક ઉપરથી જોઈ લેવું કે ધણી મૂઓ કેટલો છે વાંકો ! સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એ ખ્યાલ આવી જાય, તરત બેરોમીટર દેખાડે.

**દાદાશ્રી :** એ હિસાબ જ છે, એ એનું જ પ્રતિબિંબ છે.

## પહેલા પોતે 'રામ' થવું પડે

પતિય ઢીકો મારતો હોય, તો શી રીતે પરમેશ્વર માને ? પરમેશ્વર ઢીકો મારતા હશે ? કે કબીરો મારતો હશે બીબીને ? જો મારે તો આવી દશા હોય ? આ તો થપ્પડ મારી દે. પહેલું રામ થવું પડે, તો એ સીતા થાય. આપણા લોકો તો એમ ને એમ, 'તું સીતા થઈ જા, સીતા થઈ જા' કહેશે. તમારેય જો મેળ પડે તો, 'આના જેવી મળે તો પૈણી જવું, નહીં તો નહીં. બીજાની જોડે પૈણવું જ નહીં.' એવું નક્કી કરી નાખવાનું. આ તો રસ્તે ચઢેલા, એ રોડ ઉપર ચઢેલા, પછી પાછા આવવાનું તો બહુ થાક લાગે ને, બળ્યું ! અને પેલો તો રોડ ઉપર ચઢ્યો જ નથીને ત્યાં આગળ. આ તો એ રોડ ઉપર ચઢેલા અને એય આના જેવી મળે તો પૈણવું, નહીં તો પૈણવા જેવું નથી.

તે મનેય હીરાબા એવા મળ્યા છે, છોત્તેર વર્ષના છે. મને કોઈ દહાડો હેરાન નથી કર્યો. અમારે હીરાબા સાથે ક્યારેય મતભેદ પડ્યો જ નથી. એ તો અમારી પુણ્યૈ અને એમનીયે પુણ્યૈ. તેથી જ કબીર સાહેબ કહેતા હતા કે 'આવી મને જેવી મળી હતી તેવી મળે તો લાવજે.'

## જ્ઞાનકળા-બોધકળાથી લાવ્યા નિવેડો

**પ્રશ્નકર્તા :** દાદા, આ સ્ત્રી ધારો કે બહુ સારામાં સારી હોય, પણ એની પાછળ બીજી કેટલી બધી ફસામણો ઊભી થાય છે ! બહુ સારી મળી, બે દીવા ધરે એવી મળી, તો પણ લફરા કેટલા વળગી જાય બીજા !

**દાદાશ્રી :** એ લફરા બહુ વળગે નર્યા. આ તો કાકીસાસુ, માસીસાસુ, ફોઈસાસુ, બધા કેટલા લફરા ! આ અમે નિવેડો શી રીતે કરીને બેઠા છીએ તે અમે જ જાણીએ છીએ. હીરાબા દરેક બાબતમાં લીલો વાવટો ધરે છે એ અમે જ જાણીએ છીએ.

**પ્રશ્નકર્તા :** તે કેવી રીતે નિવેડો લાવ્યા, દાદા ?

**દાદાશ્રી :** અમારું એવું બોધકળાવાળું જીવનને એટલે. જ્ઞાનકળા અહીં આગળ સત્સંગમાં હોય અને ત્યાં બોધકળા હોય અમારે.

**પ્રશ્નકર્તા :** પણ દાદાની પાસે પ્રોબ્લેમ તો ઊભા થયા હશે ને એવા ?

**દાદાશ્રી :** થયેલા પણ બોધકળાય બહુ સુંદર ! નહીં ? આ પચાસ હજારમાં મતભેદ નથી પડવા દેતો ને, તું જોઉ છું ને એવું ? તો ત્યાં એક માણસ ના સાચવતા આવડે ?

## લગ્ન એટલે ઈન્વાઈટેડ દુઃખો

જેને બીજા નંબરની ફાઈલને જ્ઞાન મળ્યું તેનું તો કલ્યાણ જ થઈ ગયું ! છતાં તમે ચેતીને ચાલજો, બિવેર ઑફ...

**પ્રશ્નકર્તા :** લગ્ન કર્યું એ જ મોટો પ્રોબ્લેમ ઈન્વાઈટ કર્યો, એ જ મોટું દુઃખ ઈન્વાઈટ કર્યું.

**દાદાશ્રી :** હા, એ જ ઈન્વાઈટ. જો સમજણ પડી એને, કે પૈણી તો ઈન્વાઈટ થયા.

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું એટલે પહેલી કંકોત્રી એ લખાયેલી.

**દાદાશ્રી :** હા, એ જ, એ જ. તમે શું ભૂલ્યા ? આ હું અનંત અવતારથી સાધના કરતો કરતો આવ્યો છું તોય હુંયે ભૂલ્યો'તો ને આ ઘેર બોલાવ્યા'તા. તે હજુય હીરાબા છે મારી જોડે. મને ઈઠ્યોતેર થયા ને એમને પંચોતેર થયા. હજુ જોડે ને જોડે બેસી રહેવું પડે છે. ઈન્વાઈટેડ છે ને ! આ હવે તો સમજ પડીને ? એટલે આ બધા ઈન્વાઈટ કરેલા છે. તમે તો ઓછા કર્યા છે, મેં તો બહુ કર્યા'તા. મને ભણતા નહોતું આવડતું ને, એટલે તોફાન આવડતું'તું. તમે તો ભણીને એન્જિનિઅર થયા, બી.ઈ. સિવિલ થયેલા છો અને હું તો મેટ્રિકમાં જ ફેલ થયેલો. એટલે આ ઈન્વાઈટ કર્યા નર્યા દુઃખો.

## વગર કામના ભૂતા

આ તો સાસુ, સસરા, વડસાસુ આવ્યા. મને તો કેટલીક કહે ને, 'હું તમારી માસીસાસુ થઉ.' મને કંટાળો આવે કે બળ્યું આ ક્યાં ભાંજગડ, આ એક હીરાબાને લીધે ! હીરાબાએ મને એટલું બધું શું

આપી દીધું તે આ બધા પેસી ગયા ! વગર કામના ભૂતા ! માસીસાસુ ને ફલાણી સાસુ ને ફલાણી સાસુ. મારે શું કામ છે આ બધાનું ! એ તો જેને ગમતું હોય ત્યાં જાય, મારે શું ? એક આ હીરાબાને લીધે આ શી ભાંજગડ ? એમના મા ને બાપને સ્વીકાર કરીએ, ભઈ હોય તો સ્વીકાર કરીએ, બીજાને શું છે ? તેમાં આપણે એમને ઓળખ્યાય ના હોય, જોયાય ના હોય કંઈ ! 'ભઈ, હું તમારી માસીસાસુ થઉ !' બહુ સારું બા. મહીં તો કંટાળી જઉ પણ બોલાય નહીં, વ્યવહાર છે ને ! બોલું તો હીરાબાના મનમાં દુઃખ લાગે કે આ તો મારા માસીને તમે આવું કરો છો, કો'ક દહાડો આવ્યા છે તે ! એવું ના બોલાય.

## દબાયેલા તો ખરા ને !

જો હીરાબાના દબાયેલા હતા તેથી ને ! એ દબડાવે નહીં છતાં આપણે દબાયેલા તો ખરા ને ! ના ગમતું હોય તોય આપણે બેસી રહેવું પડે ને ! માસીસાસુ આવ્યા ! પછી ફોઈસાસુ.

મૂઆ, આ શું તે બધું ? આ જાડા... આપણે એમને શું કરવાના વગર કામના ? ગોરાગપ જેવા હતા, તે એના ધણીને કામના, મારે શું કામના ? કાળા હોય કે ગોરા હોય, એ મારે શું લેવાદેવા ? મારે તો આ માસીસાસુનું તોફાન ના પોસાય. મોટી મોટી ડોલો* ! એટલે આ છોકરાઓ શીખી ગયા. પેલા કહે, 'નથી પૈણવું, જો આ દાદાને આવા કડવા અનુભવો થયા !'

## આના પરથી શીખ્યા 'વ્યવસ્થિત'

બાકી હીરાબાએ તો અમને પજવ્યા નથી કોઈ દહાડો. હજુ અમે એમને કંઈક પજવ્યા હશે.

હીરાબા સારા, એમને કશું ઈચ્છા જ નહીં પજવવાની. આ તો થોડા વખતથી બોલતા શીખી ગયેલા, કે 'દાદા આવા છે ને તેવા છે.' પહેલા તો એવું થતું, 'હું કંઈક બોલીશ અને જાણી જશે તો ?' એ ગભરામણ રહેતી. અને તે દહાડે વાતેય સાચી હતી. મિજાજ બહુ કડક હતો.

*મોટી મોટી ડોલો - અદોદળું માણસ, બેડોળ

**પ્રશ્નકર્તા :** બહુ કડક.

**દાદાશ્રી :** પછી છૂટ આપી, મેં કહ્યું, 'મારો જ દોષ છે આમાં.' પોતાના દોષ સમજાય ને ! આ બેનને એના દોષ સમજાવા માંડ્યા, ત્યારથી પાંસરું થતું જાય ને ! તે હુંય પાંસરો થતો ગયેલો. મારા દોષ સમજાયા તેમ પાંસરો થતો ગયો. હું પાંસરો થયો હોઈશ કે નહીં થયો હોઈશ ? લોકોએ મારી-ઠોકીને પાંસરો કર્યો છે. અને એમાં જ 'વ્યવસ્થિત' શિખવાડ્યું. તે હવે ના ગમતું શું કરવા આવે છે અહીં આગળ ? ત્યારે કહે, 'વ્યવસ્થિત.' હેં... આય પાછું મહીં હતું ? તો એ 'વ્યવસ્થિત' હતું, નહીં તો આવ્યા શી રીતે ? આટલો ટાઈમ ક્યાંથી આવ્યો ? આજ બેઠા શી રીતે ? ત્યારે આવ્યા તો જાય છે કેમ ? એ કોણ તેડી જાય છે ? એ 'વ્યવસ્થિત.' તો શેના આધારે આવે છે ને જાય છે ? ત્યારે કહે, 'વ્યવસ્થિત.' જો 'વ્યવસ્થિત' ! ના ગમતું આવે, પછી તે જતું રહે પાછું. પાછું ગમતું આવે, તેય જતું રહે. આ બધું 'વ્યવસ્થિત' શિખવાડે છે.



# [૧૪]
# દાદાની દ્રષ્ટિએ હીરાબાના ગુણ

## હીરાબાનું કેવું જબરજસ્ત પુણ્ય !

**પ્રશ્નકર્તા :** આ એક મોટી અજાયબી કહેવાય કે આવા મોટા જ્ઞાની પુરુષ પ્રગટ થયા છે અને એમને આવું હીરાબા જોડેનું પૂર્વ ભવનું એટેચમેન્ટ (અનુરાગ) કે જેમની પાસે એ વાઈફ થઈને આવ્યા. એટલે એમનું કેટલું બધું પુણ્ય હશે ?

**દાદાશ્રી :** હા, હા, જબરજસ્ત પુણ્ય ! હીરાબાની લોકો પૂજા કર કર કરે છે. લોકો આવીને દર્શન કર કર કરે છે. અમારો હાથ ઝાલ્યો, તે પુણ્ય નહીં ?



**પ્રશ્નકર્તા :** આ તો પ્રગટ પરમાત્માની લીલા જોવાની મળી અમને તો. અમારા તો અહોભાગ્ય કે એ સારા હતા તો તમે ભગવાન થયા. નહીં તો એ કકળાટવાળા હોત તો શી રીતે ભગવાન થાત ? શેના ભગવાન થાત તમે ?

**દાદાશ્રી :** હા, તો ના થવા દે. એ કકળાટ કરનારા હોય ને, તો ઊંઘ જ ના આવવા દે ને પછી.

**પ્રશ્નકર્તા :** ભગવાન ના થવા દે.

**દાદાશ્રી :** ના થવા દે. હીરાબા કેવા પુણ્યશાળી છે !

## નિર્દોષ માણસ ને મોટા મનના

હીરાબા માણસ સારાને !

**પ્રશ્નકર્તા :** બહુ સારા, દાદા !

**દાદાશ્રી :** હીરાબા એ પોતે નિર્દોષ માણસ ! ખરાબ વિચાર તો કોઈને માટે આવેલો નહીં એમને. એમનું નુકસાન કરી ગયો હોય ને તોય. જ્યારે મેં કહ્યું, 'આ દિવાળીબા ભાગ માગે છે.' તે હીરાબા કહે છે, 'દિવાળીબાનો ક્યાં ભાગ છે તે ખેતરમાં ?' ત્યારે મેં કહ્યું, 'નથી, હતોય નહીં. પણ હવે તો ચોંટી પડ્યા છે.' ત્યારે મને શું કહે છે ? 'છોને ચોંટે. એ કંઈ લઈ જવાના છે અને હુંયે કંઈ લઈ જવાની છું ? મેલોને છાલ, છો ને બોલે ! એવો બધો ક્લેશ-કંકાસ ના કરશો' એમ કહે. દિવાળીબાને દુઃખ ના થાય એટલા માટે.

અને બીજી હાય હાય શી ? અમથું વગર કામનું, લઈ જવાનું નહીં કશું. એમને એ હાય હાય નહીં કશું. બાકી સ્ત્રીજાતિ તો 'હમણે જ હું સ્ટેનલેસ સ્ટીલનું ફલાણું એ લાવી છું', તે સંભાર સંભાર કર્યા કરે. એમને વાસણ-બાસણ કશું યાદ ના હોય, નહીં તો સ્ત્રીજાતિને તો બધુંય 'મારું આ રહી ગયું ને મારું ફલાણું... પોટલી રહી ગઈ.' આમને પોટલી-બોટલી કશું જ નહીં. અને ગયું હોય તેને સંભારવાનું નહીં. ગયું એ ગયું, કહે.

**પ્રશ્નકર્તા :** હીરાબાને તો એમની પાસે હોય તોય બધાને આપી દે.

**દાદાશ્રી :** એમને ભાંજગડ જ નહીં ને કશી. કાલની ફિકર નહીં એમને.

**પ્રશ્નકર્તા :** દાદા, એમનો તો આપી દેવાનો જ સ્વભાવ છે.

**દાદાશ્રી :** હા, સ્વભાવ ખરો.

**પ્રશ્નકર્તા :** બેસતા વર્ષને દહાડે જે જાય એને પાછા પૈસા આપે.

**દાદાશ્રી :** એ તો રાગ-દ્વેષ જ નહીં. અને એમને કશું જરૂરિયાત નહીં, કોઈ ચીજની.

**પ્રશ્નકર્તા :** દાદા, એમનામાં બહુ જ ભદ્રિકતા. ભદ્રિકતાનો ભંડાર !

**દાદાશ્રી :** તેથી જ મને કશું અડચણ નહીં પડેલી ને, બળી !

## હીરાબા ડાહ્યા, અમારામાં થોડો ગાંડો અહંકાર

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબા જે રીતે રહેતા ને, આ જમાનાની કોઈ સ્ત્રી ના રહે. બા જે રીતે રહેતા ને, જે લિમિટેશનમાં, કેટલી બધી અગવડ-સગવડમાં ગમે તેમ, એ રીતે કોઈ બીજું ના રહે.

**દાદાશ્રી :** કેમ ના રહે ?

**પ્રશ્નકર્તા :** ના રહે. રોજ તમારી જોડે કકળાટ કરે કે મારે આ જોઈએ છે ને તે જોઈએ છે, આ નથી ને તે નથી. બાએ તો ક્યારેય કહ્યું નથી.

**દાદાશ્રી :** બરાબર છે, મારી જોડે હોય પણ ક્યાંથી એવું ?

**પ્રશ્નકર્તા :** આ બધુંય છે તમારી પાસે, શું નથી ?

**દાદાશ્રી :** કેમ એ આશા રાખવા જેવી ? હોય જ ક્યાંથી તે ?

**પ્રશ્નકર્તા :** કેમ ના હોય ?

**દાદાશ્રી :** એડજસ્ટમેન્ટ છે. જેવી સ્ત્રી એવો પુરુષ હોતો નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** અમે જરા ગાંડા હતા, એ ડાહ્યા.

**પ્રશ્નકર્તા :** તમે કંઈ ગાંડા નહોતા, હોં.

**દાદાશ્રી :** અમારું થોડું ગાંડું કહેવાય. અહંકાર ભારે એટલે ગાંડું. કશું હોય નહીં ને બૂમાબૂમ કરે, અહંકાર બોલે. બીજાને ઉતારી પાડે. એટલે ગાંડું જ કહેવાય ને ? અમારા પાટીદારમાં સ્ત્રીઓ કહે ને, કે 'અહીં સ્ત્રીઓ તો ડાહી આવે છે, તમે બધા ગાંડા.' બીજા બધા કબૂલ ના કરે ને ! અમે તો કબૂલ કરીએ. મેં જોયેલું ગાંડપણ, ગાંડપણ જોયેલું મારામાં.

## ઈચ્છા વગરનું જીવન

હીરાબાને કોઈ જાતની ઈચ્છા નહીં ને કે મારે આ જોઈએ છે કે તે જોઈએ છે. કશી ઈચ્છા વગર જીવવાનું બધું. ભાંજગડ જ નહીં ને ! એક પ્રોફેસર પૂછતા'તા, 'આ આટલી ઉંમરમાં આટલું બધું તેજ ક્યાંથી ?' કારણ કે કોઈ જાતની ઈચ્છા નથી. આ ઈચ્છાવાળો સાવ એ થઈ જાય, તેજ ઊડી જાય. સમજ પડીને ? અને હીરાબાને મમતાય છે તે નેસેસરી (જરૂરિયાત પૂરતી) છે, અન્‌નેસેસરી (બિનજરૂરી) મમતાય નથી, નહીં તો સ્ત્રી જાતિને હોય થોડી મમતા. આ ઉંમરે બહુ સારું કહેવાય.

એક દિવસ મને કહે છે, 'સોનું કશું માગ્યું ?' મેં કહ્યું, 'ના બા.' હું કહું કે કશું કરો ને, તેય બીજા કોઈ કહે તો કરે. સવિતાબા ને એ બધા કહે, 'આવું કરાવો હીરાબાને.' એટલે એવું કરાવડાવું. જણસો તો લાવેલા, સોનું ભારે. પણ અડચણ આવીને, તે મેં કહ્યું, 'મારે જોઈશે તો આપશો ?' ત્યારે કહે, 'હા, બધી જ.' અને આપી પણ દીધેલી, અને ત્રીસના ભાવમાં વેચેલી.

## વખાણવા જેવા તો હીરાબા

એવું છે, હીરાબાને વખાણે તોયે બહુ થઈ ગયું, મને નહીં વખાણો

તો ચાલે. એ વખાણવા જેવા છે. ઝવેરબા હતા પછી એ હતા, તો ઘરમાં સાચવ્યું એમણે. ઝવેરબાના જેવી ખુરશી એમણે સાચવી. પછી હવે આપણે બીજું શું સાચવીએ ? કોઈને વઢ્યા નથી, કોઈને દુઃખ દીધું નથી. કોઈનું આઘુંપાછું નથી કર્યું. જ્યાં સુધી ખાવાનું કરતા હતા, બધાને સારી રીતે ખવડાવ્યું. પછી ના થયું ત્યારે છોડી દીધું. કોઈ મહેમાનને તરછોડે નહીં. થતું હતું ત્યાં સુધી કર્યું છે બધું. પછી હવે થાય નહીં. ત્યારે હવે શી રીતે ચા-પાણી થાય તે ?

**હીરાબા :** તોય હજુ પાઉ.

**પ્રશ્નકર્તા :** તોય હજુ પીવડાવે. કોઈક હોય ઘરમાં તો કહે કે બનાવી આપો.

**હીરાબા :** એની મેળે મેલીનેય પીવે.

**પ્રશ્નકર્તા :** 'એની મેળે મેલીને પીવે' કહે છે. દાદા, એ પેંડા આપવા જતા જ પડી ગયા ને ! એમને તો કંઈ હોય ઘરમાં તો આપવાનું પહેલું.

## અન્નપૂર્ણાનું સ્વરૂપ ને સીધા-સરળ

**દાદાશ્રી :** હીરાબા ચા-પાણી કરે ખરા, તોયે શરત કરેલી કે કોઈપણ આવે ને, વેઢમી હોય તો વેઢમી મૂકજો. વખતે ના હોય તો રોટલી મૂકજો પણ મૂકજો. ભાવથી જમાડો એટલું જ. એટલે બધા આવી ગયેલા જે' જે' કરે. એ બધા સમજે, માની જેમ જમાડે છે. એટલે ગામના લોકોએ નામ આપ્યું અન્નપૂર્ણા !

અને ભાદરણ જઈને કહે પણ ખરા કે હીરાબા તો અન્નપૂર્ણા છે ! હીરાબા જમાડે પણ પ્રેમથી, સહેજેય મોઢું ના બગાડે. આ તો શોભાસ્પદ કહેવાય ને !

એ મને કહેય ખરા કે 'તમારા કરતા લોકોનો મારા પર વધારે ભાવ છે.' મેં કહ્યું, 'હા, તેથી તો તમારા લીધે મારો ભાવ છે ને !' કારણ કે આપણા લોકોય કહે ને, 'બા, તમારી તો વાત જુદી.' એટલે બા માની લે બિચારા, સીધા-સરળ ને !



## વિકારી દોષ નહીં

વિકારી દોષ બાને (ઝવેરબાને) નહીં, એમને (દિવાળીબાને) નહીં અને આ હીરાબાનેય વિકારી દોષ નહીં, આ આવા ભયંકર કળિયુગમાં. તેનું મને મારા મનમાં બહુ એ, કે ભલેને ગાળો ભાંડે, પણ નિર્વિકારી હોવું જોઈએ. ડાઘ ન પડવો જોઈએ, ડાઘ. ભયંકર કળિયુગમાં ડાઘ જ પડી જાય ને !

મોક્ષે જવા સતી થવું પડશે.

**પ્રશ્નકર્તા :** સતી થવું પડશે ?

**દાદાશ્રી :** હા, સતી થવું પડશે. જેટલી સતીઓ થઈ એ મોક્ષે ગઈ, નહીં તો પુરુષ થવું પડે. પુરુષ ભોળા હોય બિચારા, જેમ નચાવે એમ નાચે બિચારા. બધા પુરુષોને નચાવેલા સ્ત્રીઓએ. એક સતી એકલી ના નચાવે. સતી તો ધણીને પરમેશ્વર માને.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓમાં આવું જીવન બહુ ઓછાનું જોવાનું મળે.

**દાદાશ્રી :** હોય ક્યાંથી ? આ કાળમાં, આ કળિયુગમાં ! સત્યુગમાંયે કો'ક જ સતીઓ હોય, તો અત્યારે કળિયુગમાં હોય ક્યાંથી ? મારે તો હીરાબાએ બૂમ પડવા દીધી નથી કે આમણે (દિવાળીબાએ) કોઈ દહાડો બૂમ પડવા દીધી નથી ને અમારા ઘરનું જે છે, ચારિત્રની બૂમ પડી નથી. કોઈ એમ ના કહી શકે કે તમારા ચારિત્રમાં આવું છે. એ જ મારે મન તો બધું સોનું હતું.

## દાદા-હીરાબા સાથે વાત

### ખરા પુણ્યશાળી

**પ્રશ્નકર્તા :** બા, દાદાના પત્ની થયા એટલે કેટલું બધું તમારું પુણ્ય ?

**હીરાબા :** હો, પુણ્ય અધી વળ્યું બધેય. પુણ્ય ફેલાઈ ગયું બધેય.

**દાદાશ્રી :** ઓહો ! પુણ્ય તમે કર્યું છે ? છાનામાના પીપળા પૂજ્યા હોય કે ગમે તે કંઈ કર્યું છે ખરું !

**પ્રશ્નકર્તા :** શું કર્યું છે, બા ?

**દાદાશ્રી :** 'ના કહેવાય' કહે છે, નહીં ?

**પ્રશ્નકર્તા :** બા, શું કરેલું કહો ને, કોઈક તો કરે એમાંથી.

**હીરાબા :** હોવે ! કોઈક કરે ને દહાડો વળે ?

**દાદાશ્રી :** લોક તો મને કહે છે, 'હીરાબા તો બહુ પુણ્યશાળી, બહુ

પુણ્યશાળી.' તે એટલું પુણ્ય છે તમારું ? હવે કોણ આટલું બધું કરે ? સેવામાં બધા હાજર હોય, ખબર જોવા બહુ જણ આવે છે. પુણ્યશાળી તમે વધારે ! એમ ?

**હીરાબા :** એ તો ખરું જ સ્તો.

**દાદાશ્રી :** એક દહાડો હીરાબા કહેતા'તા, 'હું ગબડી પડી તે મને કશુંય ના થયું. વાગ્યું પણ આવું ફ્રેક્ચર કશું ના થયું ને તમે કશું નહોતું કર્યું તોય અત્યારે આ પગે ફ્રેક્ચર થઈ ગયું. તમારી પુણ્યૈ કરતા મારી પુણ્યૈ ભારે.' ત્યારે મેં કહ્યું, 'પુણ્યૈ તો ભારે જ કહેવાય ને ! અમને પૈણ્યા એ તમારી જેવી તેવી પુણ્યૈ છે ?' તમે પીપળા પૂજેલા મને લાગે, નહીં ?

**હીરાબા :** હા, પીપળા તો ખરેખરા પૂજ્યા છે.

**દાદાશ્રી :** કશું પૂજ્યું હશે સારું, નહીં તો આવું બધું મળે નહીં. રાજાની રાણીનેય આવું તો ના મળે ! લોક તમારા હારુ ત્યાં આગળ ભગવાનને ભક્તિ કરે છે, કે બાને વહેલામાં વહેલું હાથે મટી જાવ બધું. ત્યારે શું પૂજ્યું'તું, એ કહો ને બધાને, તો એ પૂજે લોક !

**હીરાબા :** લોકોને તો ના મળે.

**પ્રશ્નકર્તા :** બે-ત્રણ જણને તો કહો.

**હીરાબા :** ના, બે-ત્રણ જણને ના મળે. જેણે કર્યું હોય એને મળે.

**પ્રશ્નકર્તા :** પણ શું કર્યું એ તો કહો.

**હીરાબા :** એ કરેલું કહેવાય કે ?

**પ્રશ્નકર્તા :** મને તો શિખવાડો.

**હીરાબા :** ના, કોઈને નહીં શિખવાડવાનું.

## નથી કરી ફરિયાદ

**નીરુમા :** દિવાળીબાને નભાવી લીધેલા તમે ?

**હીરાબા :** હં.

**નીરુમા :** એ વઢે તમને, બા ?

**હીરાબા :** એ તો એવું મહીં અવળું ને અવળું કહે.

**દાદાશ્રી :** હં !

**પ્રશ્નકર્તા :** દાદા, તો એ હીરાબાને ટૈડકાવે ?

**દાદાશ્રી :** ટૈડકાવે નહીં પણ વર્તન કંઈક જરા કાચું તો રાખે.

**પ્રશ્નકર્તા :** તે હીરાબા તમને કમ્પ્લેન (ફરિયાદ) ના કરે ? એમના જેઠાણી એમના પર આમ એ કરવા જાય તો હીરાબા આપને કમ્પલેન ના કરે ?

**દાદાશ્રી :** ના. એમને હીરાબાને અડચણ પડેલી, બહુ દુઃખ વેઠેલ.

**પ્રશ્નકર્તા :** તો તમે કશું બોલો નહીં ?

**દાદાશ્રી :** મને જાણવા દીધેલું નહીં ને બધાએ. ઝવેરબાએ નહીં જાણવા દીધેલું અને એમણેય નહીં જાણવા દીધેલું. સહન કરી કાઢે બધા.

હવે બીજું શું, ખાવામાં આઘુંપાછું કરે.

**પ્રશ્નકર્તા :** જેઠાણીપણું કરે એ ?

**દાદાશ્રી :** બધુંય. એ તો જ્યારે એ રાંડ્યા ને, ત્યારે અહીં વડોદરા આવવાનું થયું ત્યારે હીરાબાને કહેવા માંડ્યા, કે 'હું અહીંયા આવું છું તો તમે પાછલું વેર તો નહીં વાળો ને !' ત્યારે હીરાબા કહે, 'ના, તમારી મેતે નિરાંતે રહો, મારે વેર વાળવું નથી.'

## ક્યારેય રીસ નથી રાખી

દિવાળીબાએ બહુ દુઃખ દીધેલું પણ તોય કોઈ દા'ડો રીસ નથી રાખી એમણે. દિવાળીબાએ પૂછેલું કે 'તમે મારી જોડે રીસ રાખશો ?' ત્યારે કહે, 'ના બા, હું રીસ નહીં રાખું.'

**પ્રશ્નકર્તા :** ના રાખે, બા તો હજુય...

**દાદાશ્રી :** દિવાળીબા એમ સમજે કે મેં બધું ઊંધું કર્યું છે તે હેરાન કરશે, રીસ રાખશે. ત્યારે કહે, 'ના, મારે રીસ રાખવાની નથી.' એટલે મને બહુ સારું લાગ્યું, રીસ ના રાખે તો. જરાય રીસ રાખેલી નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, દિવાળીબાએ શું દુઃખ આપેલા ?

**દાદાશ્રી :** બહારથી પડીકા લાવીને હીરાબાને ખવડાવવું પડતું'તું. એ અમે બે ભાઈઓ જ જાણીએ. બહારના લોક જમે અને ઘરમાં હીરાબાને પડીકા ખવડાવે.

**પ્રશ્નકર્તા :** ઓહોહો !

**દાદાશ્રી :** આ બિચારાએ ઠેઠ સુધી પણ સંયમ રાખેલો, કોઈને કહેલુંય નહીં કોઈ દિવસ. ઝવેરબા જાણે એકલા બિચારા. તે બા પછી જાણે કે હીરાબાને શરીર જાડું છે તે ખાવા જોઈએ. તે પછી ઝવેરબા પડીકું લઈ આવીને છે તે ખવડાવે.

## હીરાબાનું મોટું મન

બટાકા તે દહાડે તો, ૧૯૪૦માં એક આને રતલ હતા. પછી ૧૯૪૨માં લગભગ બાર આના થઈ ગયા હતા.

**પ્રશ્નકર્તા :** હા, થઈ ગયા હતા, ભાવ વધી ગયા હતા.

**દાદાશ્રી :** પેલા લશ્કરને લીધે.

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** પણ અમારા ભાભીને બટાકા વગર તો ચાલે નહીં.

તે હીરાબા મને કહે છે, 'આ બાર આના ભાવના બટાકા આવે છે. પેલા બીજા શાક એકેક આને, દોઢ-દોઢ આને, બે આને મળે છે. તે બાર આના ભાવના બટાકા એ કર્યા કરે છે.' ત્યારે મેં કહ્યું, 'બંધ કરી દેવડાવો.' ત્યારે કહે, 'ના, બંધ ના કરી દેશો.' લ્યો ! એક ફેરો

કહો છો કે બંધ કરો. ત્યારે મેં કહ્યું, 'બંધ કરી દઈએ.' ત્યારે કહે, 'ના, બંધ નહીં કરી દેવાનું.' એ શા હારુ બોલતા હશે ?

**નીરુમા :** દાદા, મન મોટું ને, એટલે બંધ ના કરાય.

**દાદાશ્રી :** સહન ના થાય એટલે મને કહે ખરા, પણ પછી એમને દુઃખ ના થાય એટલું કરે.

તમને યાદ હતું ?

**હીરાબા :** હું ખવડાવું. એ વઢે પણ ખવડાવીને પછી મોકલું.

**નીરુમા :** કોણ લઢે, બા ?

**હીરાબા :** દાદા.

**દાદાશ્રી :** ઝવેરબા દિવાળીબાને વઢતા હતા ખરા ?

**હીરાબા :** અરે, શાના વઢાય ? વઢાય નહીં.

**દાદાશ્રી :** શું એ સામા બાઝે ?

**હીરાબા :** હા, સામે બાઝે.

**દાદાશ્રી :** તે તમે વઢેલા નહીં કોઈ દહાડો ?

**હીરાબા :** ના રે.

## ઘરની આબરૂ તો રાખવી જ પડે ને

**દાદાશ્રી :** પાણીના માટલા જેવું ના બદલાય ?

**હીરાબા :** ના.

**દાદાશ્રી :** માટલા તો બદલી નખાય.

**હીરાબા :** માટલા બદલાય, એ તો માણસ, બદલાતું હશે ?

**દાદાશ્રી :** ના બદલાય. તેથી એ કહે છે, 'ના, કશું લેવાનું નહીં આપણે. આમાં તો આપણી આબરૂ જાય.'

**હીરાબા :** આપણી આબરૂ જાય. બારણે લોક સાંભળે તો કેટલું ખરાબ દેખાય !

## જોડે તો કશુંય નહીં આવે

**દાદાશ્રી :** આ એકલું જ ખેતરની બાબતમાં જ અમારે દિવાળીબા જોડે થયેલું, તે પછી મેં છોડી દીધું બધું. એ જેમ કહે એમ કરવું આપણે. મિલકતનો ત્રીજો ભાગ લખે, તો છો ને લખે. બળ્યું, લઈ જશે તો વાંધો છે ? આપણે ઘરનું ઘરમાં જ છે ને ! કંઈ બહાર લઈ જવાનું છે ? અને હીરાબાયે હા પાડી, એમની મેળે. હું તો હીરાબા, તમારા લીધે ના પાડતો'તો. તમારે વાંધો નથી, તો મારેય વાંધો નથી. આ તો ઘરમાં ને ઘરમાં જ છે ને !

**હીરાબા :** અને એ કંઈ લઈ જવાના છે ? અને હુંય કંઈ લઈ જવાની છું ?

**દાદાશ્રી :** થોડું થોડું તો લઈ જવું પડે ને, થોડું થોડું ?

**હીરાબા :** અરે, જોડે તો કશુંય નહીં આવે.

**દાદાશ્રી :** આ વાણિયા આપણી પોળને નાકે, લઈ ગયા બધા.

**હીરાબા :** અરે, વાણિયા શું લઈ જાય ?

**દાદાશ્રી :** આ પેલા મોહનના બાપ ને એ બધા લઈ ગયેલા. લંગોટી વાળતા'તા ને ?

**હીરાબા :** કશુંય નહીં લઈ ગયા, પરસોત્તમભાઈ મરી ગયા. એ કશુંય નહીં લઈ ગયા. જોડે તો એક વાલની (વાલ = એક પ્રકારનું તોલનું માપ) વીંટી છે તેય કાઢી નાખે.

**દાદાશ્રી :** શાથી દિવાળીબા આમ કરે છે ?

**હીરાબા :** એ તો કરે, જીવવા સાટે. જીવીએ શી રીતે, કહે.

**દાદાશ્રી :** તમે તો કોઈ દહાડોય કહ્યું નહીં કે 'મારે આ ભેગું કરવું છે કે આમ કરવું છે', એવું કશું કહ્યું કે કર્યું નથી.

**હીરાબા :** ભેગું તો, વાપરવા જેટલું આપણે લઈએ, પછી તો એને શું કરવાનું ?

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને ! આવું રહેવું જોઈએ. તે તમારે એમને કહેવું જોઈએ કે 'તમે વાપરવું હોય એટલું વાપરજો.'

**હીરાબા :** ના રે, કહેવાય કે ? એ તો ઝાડ થઈ જાય (ભારે દુઃખ આવી પડે).

**દાદાશ્રી :** પણ તમે કહ્યું હોત તો પાંસરા રહ્યા હોત ને ! હું એકલો કહું એટલે હું એકલો ખોટો દેખાઉ છું આમાં વારેઘડીએ.

**હીરાબા :** ખોટા દેખાવ તે...

**દાદાશ્રી :** એ સારા દેખાય ને હું એકલો ખોટો દેખાઉ.

**હીરાબા :** હું શું કહું એમને ?

**દાદાશ્રી :** બહુ પાકા તમે તો, મને ખોટો દેખાડ્યો, હોં.

**હીરાબા** (શરમાઈ) **:** હું શું કરવા કહું એવું ?

## જેઠાણી મેણા મારે તોય હીરાબા બતાવે લાગણી

**દાદાશ્રી :** આ દિવાળીબા આટલા બધા મેણા-ટોણા તમને મારી જતા હતા ને ?

**હીરાબા :** દિવાળીબા તો ઘરના.

**દાદાશ્રી :** ઘરના કહેવાય, નહીં ? નિશ્ચયના !

**હીરાબા :** હાસ્તો.

**દાદાશ્રી :** વ્યવહારના જુદા.

હીરાબા તો પાછા મને કહેતા ગયા કે 'દિવાળીબા સામું જોજો.' મેં કહ્યું, 'એ તો જોઈએ છીએ ને !' ત્યારે કહે, 'ના, એમને મહિને સો રૂપિયા વ્યાજ મળે એવું કરી આપજો.' મેં કહ્યું, 'કરી આપીશું, મહિને સો રૂપિયા વ્યાજ મળે એવી કંઈ મૂડી મૂકી આપીશું પછી.'

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

### કળિયુગી રંગથી અસંગ



હીરાબાને જીવનમાં ક્યારેય ફરિયાદ કરતા કોઈએ જોયા નહીં હોય. ક્યારેય કશું તેમણે માગ્યું નથી. સંસારમાં હોવા છતાં, સ્ત્રી પ્રકૃતિની વિરુદ્ધ તેમનું જીવન હતું. ક્યાંય મોહ નહીં, કોઈ વસ્તુ વસાવવાની કે કોઈ દાગીના કે કપડાંનો ! પૂજ્ય બા તો હતા સાવ ભદ્રિક ને ભોળા, કળિયુગના રંગથી અસંગ !



# [૧૫]
# 'પ્રૉમિસ ટૂ પે'

## ડૉક્ટરની ભૂલથી હીરાબાની એક આંખ ગઈ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે હીરાબાને પ્રૉમિસ આપેલું એ વાત કરો ને બધાને.

**દાદાશ્રી :** પૈણ્યા એ પ્રૉમિસ આપ્યું'તું કે હવે બીજીને નહીં પૈણીએ. ત્યારે શું કરે તે ? અમારે કંઈ પોતાના છોકરાં કશું નહોતું. અને તેય કુદરતી, નેચરલી હતું.

**પ્રશ્નકર્તા :** એ શું બન્યું'તું, દાદા ?

**દાદાશ્રી :** મારે ઘેર છે તે, હું આશરે પાંત્રીસેક વર્ષની ઉંમરનો થયો ત્યારે હીરાબાને આંખમાં કંઈક થયું, તે ડૉક્ટરને બતાડવા ગયા, તે કંઈક પેલું એવું થઈ ગયું ડૉક્ટરથી, તે એક આંખ જતી રહી.

હીરાબાની આંખ તેતાલીસની સાલમાં જતી રહી, ડૉક્ટર જરાક એ કરવા ગયા, અહીં જરાક પેલું એ હતું, પેલો વા કહે છે કોઈ જાતનો, ઝામર. તે ઝામરને લીધે ડૉક્ટર ઑપરેશન કરવા ગયા તે આંખ જતી રહી.

## ન હોય ડૉક્ટરની ભૂલ, જોયું પોતાનું પરિણામ

આ હીરાબાને ડૉક્ટરની ભૂલથી આંખનું એ થયું, ત્યારે બધાએ કહ્યું કે 'આ ડૉક્ટરની ભૂલ છે.' માટે બીજા ડૉક્ટરે કહ્યું, 'તમે કલેઈમ

(દાવો) માંડો પચાસ હજાર રૂપિયાનો.' હીરાબાને બધાય આવીને કહે છે, 'બા, તમારા આ આંખના પૈસા, એ માટે કરવું પડે કંઈક.' ત્યારે કહે, 'ના બા, એની ઈચ્છા એવી નહોતી. એ ભૂલ થઈ એ વાત જુદી, પણ એની ઈચ્છા નહોતી. એની ભાવના મારા તરફ સારી હતી.'

પણ તોય લોકોએ હીરાબાને સમજણ પાડી કે 'એક લાખ રૂપિયાનો દાવો માંડી દો આ ડૉક્ટર ઉપર.' ત્યારે હીરાબા કહે છે, 'આ લોકો આવું બોલે છે, પણ ડૉક્ટર સારામાં સારા માણસ, ઊલટું મારું સારું કરવા ગયો, એમાં એનો શો ગુનો ? અને લોકો કહે છે, દાવો માંડો.'



મેં કહ્યું, 'એ લોકો કહે, એને ક્યાં વઢવું ? પણ આપણે જે કરવું હોય એ આપણે કરીએ. એનો શો ગુનો બિચારાનો ? એ તો થવાનો યોગ થયો, ટાઈમ થયો એટલે આંખ ગઈ.' દાવો થતો હશે આ ? એ એની ભાવના સારી છે ને ! આ તો ભૂલ તો દરેકની થાય. ભૂલ તો ભગવાનનીય થયેલી. ના થાય ભૂલ ? ભૂલ માફ કરવી પડે. એની ભાવના ખરાબ હોય તે ?

લોકો કહે છે, 'ડૉક્ટર ઉપર દાવો કરો.' મેં કહ્યું, 'ના.' આપણે તો પરિણામને માનવાવાળા, કોનું પરિણામ છે એ આપણે સમજવાવાળા ને ! આ ડૉક્ટરનું પરિણામ છે કે આપણું છે ?

ડૉક્ટરે કહેવડાવ્યું કે 'ભઈ, મારી ભૂલ થઈ છે. હવે એ તમે માફ કરો તો સારું.' હું તો સમજું, કે જે બન્યું એ કરેક્ટ. અને મૂળ

ભૂલ જે ભોગવે એની. પણ હીરાબાનું મન જાણવા ખાતર મેં પૂછયું, ‘આ લોકો દાવો માંડવાનું કહે છે. દાવો માંડીશું ?’ ત્યારે કહે, ‘ના બા, મારે ભોગવવાનું હશે તે આવ્યું, એનો શો દોષ ?’ મેં કહ્યું, ‘આ કરેક્ટ આપણે આવ્યું.’

ડૉક્ટર બહુ ખુશ થઈ ગયો’તો, નમસ્કાર કર કર કરતો’તો. સરકાર તો બહાર ચઢાવે ને ! સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

## લોક બીજી કન્યા પરણાવવા આવ્યા ત્યારે...

**દાદાશ્રી :** એટલે પછી એક તો છોકરા નહીં અને એક આમની આંખ ખલાસ થઈ. એટલે લોકોને માર્ગ જડ્યો. શું માર્ગ જડ્યો ? એમને પેલી છોડીઓ કૂવામાં નાખવાની હોય ને, તે લઈને મારે ત્યાં આવ્યા. છોડીઓ કૂવામાં નાખવાની હોય ને લોકોને ? ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** હીરાબાની આંખ ગઈ, એટલે લોકોના મનમાં એમ કે આ એક નવો વર ઊભો થયો. તે દહાડે આ છોડીઓની, કન્યાની છૂટ બહુ ને ! એટલે કન્યાના મા-બાપની ઈચ્છા એવી કે જેમ તેમ કરીને પણ કૂવામાં નાખીને પણ ઉકેલ લાવવો.

**પ્રશ્નકર્તા :** છૂટી જવું.

**દાદાશ્રી :** માથેથી દાન છોડી દેવું. અને ૧૯૪૩માં હું પાંત્રીસ વર્ષની ઉંમરનો તે દહાડે ઉંમર મારી નાની ને, બહુ મોટી નહીં, એટલે ફરી પૈણવા જેવી. તે લોકો આવે ને ઘેર બધું, લગ્ન કરાવવા.

તે પટેલ અમારા ભાદરણના હતા, ઈંટોલા એમની સાસરી થાય. તે એમના સાળાની છોડી હશે, એટલે પછી ઘરે આવ્યા. મેં કહ્યું, ‘શું છે તમારે ?’ ત્યારે કહે, ‘આવું તમારું થયું !’ ત્યારે મેં કહ્યું, ‘કેમ તમે આમ પૂછવા આવ્યા છો ?’ ત્યારે કહે છે, ‘એક તો હીરાબાની આંખ ગઈ છે, બીજું પ્રજા નથી. માટે તમે ફરી શાદી કરો.’ મેં કહ્યું, ‘પ્રજા નથી,

પણ મારી પાસે સ્ટેટ નથી કંઈ, બરોડા સ્ટેટ, કે મારે આપવાનું છે એની પાછળ.' સ્ટેટ હોય તો છોકરાને આપેલુંય કામનું. આ કંઈ એકાદ ઘર, એક છાપરું હોય કે એકાદ થોડી જમીન હોય. અને એ આપીને પાછા ખેડૂત ને ખેડૂત જ બનાવવાના ને પાછા ? જો સ્ટેટ હોય તો જાણે ઠીક છે.

તે મેં કહ્યું કે 'આ બધું શેને માટે ?' તે કહે, 'તમારો વંશ રહે.' તે મેં એમને સમજણ પાડી, તે દહાડે જ્ઞાન નહીં પણ અહંકાર ભારે. તે મેં પૂછયું કે 'મારું નામ શું ?' 'અંબાલાલ.' 'મારા બાપનું નામ શું ?' તો કહે, 'મૂળજીભાઈ.' તે મેં કહ્યું, 'આ અંબાલાલ મૂળજીભાઈએ પરણતી વખતે વચન આપેલું તે ના ફરે. એક આંખ તો શું પણ બેઉ આંખો જાય, બન્નેવ પગ જાય તો પણ હું પાલવીશ.' લગ્ન થયું એટલે એમના એ જે બંધન હોય તે બધું બંધન મારે માથે.

## દુનિયા આઘીપાછી થઈ જાય, પણ હું ફરું નહીં

મેં કહ્યું, 'આ હીરાબાને તો અમે પ્રૉમિસ કરેલું છે. એમની એક આંખ જતી રહે કે બે જતી રહેશે તોય હાથે દોરીશ, કારણ મેં પ્રૉમિસ કરેલું છે, પૈણ્યો ત્યારે. એટલે એ આંખ જતી રહી એટલે તમે ભડકશો નહીં કે આ આંખ જતી રહી એટલે શું કરશે હવે ? એમને તકલીફ આવશે, બે જતી રહેશે ને, તો પણ હું દોરવીશ.'

મેં કહ્યું, 'મેં પ્રૉમિસ કરેલું છે, હું કોઈ દહાડો ફરું નહીં. દુનિયા આઘીપાછી થઈ જાય તોય.' પ્રૉમિસ કર્યા પછી ના ફરવું જોઈએ.

તે એ કહે છે, 'પૈઠણ તમને સારી આપીએ તો ?' મેં કહ્યું, 'તમારી છોડીને કંઈ કૂવામાં નાખવી છે ?' 'પચ્ચીસ હજાર રૂપિયા આપું' કહે છે. મેં કહ્યું, 'મને રૂપિયા કમાવડાવવા આવ્યા છો કે આ છોડી ઘાલવા આવ્યા છો તમારી ? કે છોડી કૂવે નાખવી છે તમારે ? હું પૈણેલો છું ને તમે આવું કેમ કરવા આવ્યા છો ?' ત્યારે કહે, 'છોકરા નથી, આ આમની આંખ ગઈ.' ત્યારે મેં કહ્યું, 'એક આંખ ગઈ, બે જશે ને તોયે હું દોરવીશ, કારણ કે અમે પ્રૉમિસ કરેલું છે પરણ્યા ત્યારે. પ્રૉમિસ કરીને પરણ્યા છીએ, આ એવું નથી પરણ્યા, હખળડખળ નહોય. એમની બે

આંખ જતી રહે, હાથ-પગ ભાંગ્યા તોય અમારે એમની ચાકરી કરવી પડે. શું ? પૈસાનો પુરુષ આ ના હોય.'

## એમને દુઃખ તો ન જ અપાય ને

ત્યારે મનમાં તો તરત એ જ આવ્યું, 'મારી ફરજ શું હવે ? બેઉ આંખો જતી રહે તોય પણ દોરવા.' દોરીને પણ એમની જોડે જીવન કાઢવું. ફરજ તો ખરી ને ! અને તે દોરીએ નહીં તોય એમને દુઃખ તો ન જ આપીએ ને !

હું ફરી પૈણું તો આમનું શું થાય ? આ હીરાબા દુઃખી થઈ જાય. દુઃખી થાય કે ના થાય ? આમને શું દુઃખ થાય બિચારાને ? મારી આંખ ગઈ ત્યારે આ દગો થયો ને, કહેશે. હીરાબાને કેટલું દુઃખ થાય ? પછી નવી આવે તે કુણાય કુણાય જ કરે ને ! અમારું પ્રૉમિસ ઊડી ગયું. અમારો કરાર, બધોય એગ્રીમેન્ટ ફેલ થઈ ગયો. એવા નહોય, અમે ક્ષત્રિય ! કેવા ? ડાહીમાના ગાંડા દીકરા અમે.

## ક્ષત્રિય પ્રૉમિસ કર્યા પછી ફરે નહીં

અમે પટેલો, ક્ષત્રિય છીએ. અમે પ્રૉમિસ કર્યા પછી ફરીએ નહીં. અને બધાય આપણા દેશના સંસ્કાર તો છે ને ! બધા ફરતા નથી ને ! એ તો હવે ડાઈવોર્સ લે છે, પહેલા ક્યાં થતા'તા ? જો પ્રૉમિસ ફાયદાકર્તા થાય ને !

આપણે હાથ આપ્યો, એટલે પ્રૉમિસ કર્યું આપણે. અને બધું જાન-જાનૈયા બધાની હાજરીમાં પ્રૉમિસ કર્યું છે. એ પ્રૉમિસ આપણે પટેલ તરીકે ના ભૂલી જવાય. આપણે ક્ષત્રિય લોકો, આપણાથી એવું ના થાય. એક ફેરો પ્રૉમિસ આપી દીધું પછી હવે આ એક અવતાર એના માટે.

## ન ડગ્યા પૈસાની લાલચ સામે

મેં શું કહ્યું ? 'પ્રૉમિસ કરેલું છે હીરાબાને. હાથ-પગ બધું જતું રહેશે તોય પ્રૉમિસ નહીં બદલું.' આ પ્રૉમિસની કિંમત. પેલો ગામડાનો હતો, 'પ્રાઈવેટલી પચ્ચીસ હજાર રૂપિયા આપી દઈશું' કહે. મેં કહ્યું, 'પચ્ચીસ

હજાર નહીં, લાખ આપો તોય નહીં.' પેલાએ મને લાલચ આપેલી, 'હીરાબા રહેશે, એમની ચાકરી કરશે અને પચ્ચીસ હજાર રૂપિયા આપું' કહે છે. હવે મળે નહીં આવા પચ્ચીસ હજાર આપતા, ભલેને સેકન્ડ વખતેય ! મળે ખરા પણ રખડેલ માણસો, અને આ તો પૈણાવવાવાળા તૈયાર. અને પેલાની છોડી સહેજ મોટી થઈ ગયેલી. તે દહાડે તો વીસ-બાવીસ વર્ષની હોય ને, તો બહુ મોટી થઈ ગયેલી કહેવાય. સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'ભઈ, કૂવામાં નાખવાની કેમ ઈચ્છા થઈ છે ?' મેં એને પૂછ્યું, 'શાથી છોડીને કૂવામાં નાખો છો, આટલા સાધનવાળા છો ને ?' તો કહે, 'કૂવામાં ક્યાં નાખું છું ? તમારે ત્યાં પરણે એટલે મારે તો સોનું થઈ ગયું.' ત્યારે મેં કહ્યું, 'આ કૂવો છે. આ ઘૈડા માણસ થયા છે, પાંત્રીસ-છત્રીસ વર્ષના. હું તો પંદર વર્ષનો હતો ત્યારે મેં સંસાર માંડેલો છે અને આ પાંત્રીસ વર્ષે, વીસ વર્ષ સંસાર ચાલ્યો મારો. હવે કેમનું સંસારી મને બનાવો છો ? છોડીને કૂવામાં ના નાખશો. એવું ના કરાય.' ત્યારે કહે, 'ના, આ તો ફરી આવું ઘર મળે નહીં ને !' 'ફાયદો નથી' કહ્યું. 'હું તમને બીજું દેખાડીશ, પણ પ્રૉમિસ ના તોડાય મારાથી.' એટલે એમ તેમ કરીને પાછા વાળ્યા.

## પ્રજા નથી, પણ અમારે એની જરૂર પણ શી ?

આ ભાઈનું પત્યું એટલે પેલા કાશીબા આવ્યા. તે મને કહે કે એકવાર યોગીબાપાના દર્શન કરવા ચાલો. તે હું સમજી ગયો કે એમના દર્શન કરાવડાવીને આશીર્વાદ અપાવે કે વંશનો વેલો સાચવવા બાબો આવે. અમારે એની શી જરૂર ? જેને શેર માટીની ખોટ હોય તેને અને બહુ જ ટળવળતો હોય તેને અપાવો, મારે શું કરવું છે ? અમારે તો બાબાભાઈ આવ્યા ત્યારે અને ગયા ત્યારેય પેંડા ખવડાવ્યા. બેબીબેન આવ્યા ને ગયા ત્યારેય અમારે તો એનું એ જ. અલ્યા, પોતે જ જવાનો છે, તો બાબા ને બેબીઓ શું બેસી રહેવાના છે ?

ઘણાય લોકો કહેતા હતા કે 'પ્રજા નથી ને !' ત્યારે મેં કહ્યું, 'પ્રજા હતી તેય મેં પેંડા ખવડાવ્યા હતા.' મારે પ્રજા હતી ને મેં એમને

પ્રૉમિસ કર્યું હતું. છોકરો નહોતો એટલે લોકો કહે છે કે 'ભાઈ, તમે ફરી કરો, ફરી કરો.' મેં કહ્યું, 'ના, મેં એમને પ્રૉમિસ આપ્યું છે.'

## માત્ર પૈણ્યા નથી, પ્રૉમિસ આપેલું છે

લોકો કહે છે, 'તમે ફરી મેરેજ કરો.' મેં કહ્યું, 'ના, અમે પ્રૉમિસ આપેલું છે પરણતી વખતે.' પ્રૉમિસ એટલે પ્રૉમિસ. માણસ પ્રૉમિસ ના પાળે તો બીજું શું કરી શકવાનો છે ? પ્રૉમિસ હું પાળું છું તે સારું જ કહેવાય ને ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર, પ્રૉમિસ તો પાળવું જ જોઈએ.

**દાદાશ્રી :** અમને ફરી પરણાવવા ફરે પણ એકવાર આપેલું વચન ભલેને અમે સગીર વયમાં પરણ્યા હોય પણ વચન ના તોડીએ. લગ્ન કર્યા એટલે 'પ્રૉમિસ' કર્યું આપણે લગ્નમાં, એટલે પ્રૉમિસ તો બધું પાળવું જ જોઈએ ને ? કોન્ટ્રાક્ટ કર્યો છે આ, તે આપણે પાળવો જ પડે ને ? હું હઉ પાળું જ છું ને ! છૂટકો જ નહીં ને ! રાજીખુશીથી સોદો કરેલો છે ને હવે ફરી જવાય ? સોદો નહીં કરેલો ?

**પ્રશ્નકર્તા :** કરેલો ને !

**દાદાશ્રી :** તે હવે ફરી જવાતું હશે ?

કોઈ કહે કે તમે પૈણ્યા છો ? ત્યારે કહું કે માત્ર પૈણ્યા નથી, પણ પ્રૉમિસ આપેલું છે. પૈણેલા તો મેં બધા બહુ લોકો જોયા, પણ અમે તો પ્રૉમિસ આપેલું છે. પૈણતી વખતે પ્રૉમિસ, હાથ નથી આપતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે ઘડીએ પ્રૉમિસ આપીએ છીએ.



# [૧૬]
# આદર્શ વ્યવહાર દાદા-હીરાબાનો

## [૧૬.૧]
## ગમ્મત કરી, હસાવે હીરાબાને

### નિર્દોષ ગમ્મત કરી હીરાબાને કરે ખુશ

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં આપ જબરજસ્ત જ્ઞાનની વાત કરતા હોવ છો પણ હીરાબા સાથે જોઈએ તો એકદમ એમના લેવલે જઈને રહો છો. એમને જરાય બોજો ના લાગે એ રીતે.

**દાદાશ્રી :** અમે તો હીરાબાને ખુશ નથી કરી નાખતા ત્યાં ?

**પ્રશ્નકર્તા :** કરી નાખો છો, દાદા.

**દાદાશ્રી :** હં. એવી બધી આવડત જોઈએ કે નહીં ? હસાવીએ કરીએ, આમતેમ કરીને, એમના મનને જરા બહેલાવીએ. જૂઠું ગતકડુંય બોલીએ, 'આજ આવું થઈ ગયું.' કોઈની હિંસા ન થતી હોય અને નિર્દોષ ગમ્મત થતી હોય તો નિર્દોષ ગમ્મત કરી નાખીએ. હીરાબાને હસાવતા હસાવતા ગમ્મત કરાવીએ. તે એક દહાડો મેં કહ્યું, 'આ ઘૈડપણ કોણે મોકલ્યું આ ?' તો કહે, 'એ તો આવે, જવાની આવી હતી એટલે પછી ઘૈડપણ આવે.' મેં કહ્યું, 'પણ કોણે મોકલ્યું આ, તપાસ કરો.' હા, કો'ક મોકલી આપે એને ના ફાવતું હોય ત્યારે. 'એ તો

એની મેળે આવે' કહે છે. મેં કહ્યું, 'ના આવે.' જરા ગમ્મત કરાવીએ એમને, આટલી ઉંમરે. એ જાણે કે હજુ આ ભોળા બાબા જેવા જ છે. અમે ભોળપણ દેખાડીએ, એટલે એ ખુશ થાય. 'હજુ મારે સમજણ પાડવી પડે છે' કહે છે.



## લઘુતમમાં રહી ગમ્મત કરાવી પમાડે આનંદ

હજુય હીરાબા જોડે બધી વાતો કરું છું. એમની ગમ્મત કર્યા કરવાનો, એટલે એમને સારું લાગે પછી, આનંદ થાય. અમે એવી વાત કરીએ કે 'દાદા આવડા મોટા ભગવાન થયા, પણ જુઓ હજુ મારા આગળ તો ટાઢા પડી જાય છે ને મારો રોફ છે ને' એવું એમને લાગે. અમે એવી વાત કરીએ. એટલે પછી એમને આખી રાત ઊંઘ આવે ને સારી.

**પ્રશ્નકર્તા :** બધે એવું જ કરો છો.

**દાદાશ્રી :** સુખ થાય ને એમને ! એમને સુખ ખરેખર થતું હશે કે નહીં થતું હોય ?

**પ્રશ્નકર્તા :** એનું જ સુખ થાય એમને બહુ.

**દાદાશ્રી :** હા, એમાં આપણે એમને છેતરવાનો ભાવ નથી, બાકી

હીરાબાને કંઈ છેતરવાના છીએ આપણે ? અને હવે આબરૂ તો ગયેલી જ છે, હવે ક્યાં મારી બીજી આબરૂ જવાની છે ? છે જ કંઈ આબરૂ તે ?

ગમ્મત નથી કરતો ? તમે જુઓ છો ને, ત્યાં ?

**નીરુમા :** જોઉં છું ને !

**દાદાશ્રી :** આપણે તો સામાને કેમ આનંદ થાય એ જોઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** નિર્દોષ આનંદ, નિર્દોષ સુખ.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** હીરાબાએ કોઈ દિવસ ગમ્મત કરેલી ?

**દાદાશ્રી :** એકવાર મામાની પોળમાં અમારા ઘરમાં રિપેરિંગ ચાલતું હતું તે હું મુંબઈથી આવ્યો, ત્યારે હીરાબા કહે કે 'ઘડિયાળ ચોરાઈ ગયું !' ત્યારે મેં કહ્યું કે 'બહુ સારું થયું. હવે નવું આવશે.' ત્યારે હીરાબા કહે છે કે 'હું તમારી પરીક્ષા કરતી હતી.'

## દાદા દેખાડે ભોળપણ

અમને હીરાબા કહે છે, 'તમે તો ભોળા છો.' મેં કહ્યું, 'હા, તદ્દન', શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત.

**દાદાશ્રી :** કારણ કે ભોળા કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા દાદા. પણ આ ઉંમરેય પેલે દહાડે જ્યારે તમને કફ થઈ ગયો અને આખી રાત ઊંઘ્યા નહીં તે હીરાબા વાત કરતા હતા ત્યારે હું એમના મોઢાના ભાવ જોતો હતો. મને કહે, 'ઊંઘ્યા નથી, આટલી બધી શરદી થઈ ગઈ છે ! હું જઈને કહું કે શરદી શું કામ કરી ?'

**દાદાશ્રી :** પછી મેં ગમ્મત કરી, મેં કહ્યું, 'હીરાબાને કહો ને કે દાદાને જોવાય ના આવ્યા.' ત્યારે એમણે કહેવડાવ્યું, 'હું શી રીતે

આવું, મારાથી ચલાતું નથી.' ત્યારે મેં કહ્યું, 'હું આવું.' તે પછી હું ત્યાં જોવા ગયો. તો તે કહે, 'તમે શું કરવા આવ્યા ?' મેં કહ્યું, 'મને સારું છે. તમને સારું હોય તો તમે આવો.' ત્યારે કહે, 'મારે પગથી ચલાતું નથી', પણ મેં તો એવું કહ્યું, 'અહીં જોવાય ના આવ્યા દાદા ભગવાનને ? આવું બધા જોવા આવે ને તમે એકલા ના આવ્યા', જોવા ન આવવું પડે ?

**પ્રશ્નકર્તા :** આવવું પડે, પણ આ બધાય ભલે જોવા આવી ગયા, પણ આમાં જે ભાવ રહેલો...

**દાદાશ્રી :** હં. ભાવ, ભાવ.

**પ્રશ્નકર્તા :** મને કહે, 'ઊંઘ્યા નથી આજે.'

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** 'આટલો બધો કફ થઈ ગયો છે !' બસ, એ વાક્યો જ મારે મન તો બસ હતા.

**દાદાશ્રી :** બસ, બસ. હા, એટલે ભાવની જ કિંમત છે, બીજી શી કિંમત છે ? કિંમત જ ભાવની છે ને !



## [૧૬.૨]

## દાદા કહેતા હીરાબાને - 'તમારા વગર ગમતું નથી'

### કરે ડ્રામા છતાંય સામાને લાગે મીઠું

**પ્રશ્નકર્તા :** દાદા, તમને હીરાબા માટે કંઈ લાગણી-બાગણી થાય કે ના થાય ?

**દાદાશ્રી :** થાય ને ! કહીએ ને, કે 'તમારા વગર ગમતું નથી.' એવું કહીએ જ છીએ ને ?

**પ્રશ્નકર્તા :** એ તો ખબર પડે દાદા, કે તમે આ ડ્રામેટિક બોલો છો એમ.

**દાદાશ્રી :** કોને ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** અમને બધાને.

**દાદાશ્રી :** ના, એ તમને ખબર પડે, એમને ના પડે.

**પ્રશ્નકર્તા :** એમને તો બહુ સાચું લાગે.

**દાદાશ્રી :** હા, દરેકને મીઠું લાગે. તમે તો એ જાણી ગયેલા એટલે. અને અમેય ડ્રામેટિકલી નથી બોલતા, ખરેખર જ, લાગણીથી બોલીએ છીએ.

### લાગણી બધાની પણ અંદર અડે નહીં

**પ્રશ્નકર્તા :** તમે એમને કહો છો, કે 'અમને તમારા વગર ગમતું નથી', તો તમને કંઈ ખરેખર નથી ગમતું ?

**દાદાશ્રી :** હા, બરોબર છે. પણ અંદરખાને હીરાબા જાણે કે મારી લાગણી બહુ છે એમના પર.

**પ્રશ્નકર્તા :** એ તો કહે છે જ ને, 'મારું બહુ સાચવે છે દાદા, હું કહું તો કેવા આવે છે મુંબઈથી, દોડતા !'

**દાદાશ્રી :** હા, હા, બરોબર. એ અંદરખાને જાણે કે મારી લાગણી છે. તે તો રાખવી પડે ને ! બધાની લાગણી રાખવી જોઈએ. એવું કંઈ એમના એકલાની થોડી છે લાગણી ? હું તો બધાની રાખું પણ સુપરફ્લુઅસ, અડે-કરે નહીં.

**પ્રશ્નકર્તા :** કાલે તમે દીપકને કહ્યું'તું કે 'મને તો તારા વગર ગમતું નથી. આવજે તું.' તો હવે કંઈ એના વગર તમને નથી ગમતું, દાદા ?

**દાદાશ્રી :** એ તો ના આવે તોય ગમે અને આવે તોય ગમે. પણ આપણે એમ કહીએ તે પેલાને તો પાણી ચઢે ને !

## ફેર, જગતની ને દાદાની લાગણીમાં

**પ્રશ્નકર્તા :** દાદા, આ મહાવીર ભગવાનને લાગણી થતી હશે ?

**દાદાશ્રી :** લાગણી ના થાય તો મહાવીર ભગવાન જ ના કહેવાય ! એ કંઈ જડ હોતા હશે ?!

**પ્રશ્નકર્તા :** એમને થાય, દાદા ?

**દાદાશ્રી :** શું એ પૂતળું, જડ હોય ?

અમનેય હીરાબાની લાગણીઓ થાય, આ બધાની હઉ લાગણીઓ થાય. નજીકના હોય ને જે, જેના પગ રબાયા (રબડાવવું = ફેરો ખવડાવવો) હોય, જેણે કંઈ ફેરા ખાધા હોય, ધક્કા ખાધા હોય...

**પ્રશ્નકર્તા :** દાદા, આમાં લાગણીથી ફાયદો શું થાય ? લાગણી હોય એ બરોબર છે.

**દાદાશ્રી :** ના, પણ લોકોની લાગણી હોય એવી નહીં. લોકોની લાગણી ચિંતા કરાવ્યા કરે, અમારી લાગણી એને મટાડે.

લાગણી ત્યાં સુધી જ કહેવાય છે કે સામાને હેલ્પ કરે. નહીં તો ચિંતા કહેવાય. એટલે જગતને પેલું એનું કંટ્રોલ કરતા આવડતું નથી એટલે પછી ચિંતા થઈ જાય, અમારે લાગણી સુધી રહે.

**પ્રશ્નકર્તા :** એટલે આપની લાગણી અને જગતની લાગણી, એમાં ક્યાં ફેર પડે ?

**દાદાશ્રી :** એ બચે તો બહુ સારું, આમ થઈ જાય તો આમ સારું, આમ થાય તો આમ સારું. એ બધી એમ પરિણામ સાથે લાગણી હોય એની. અમને પરિણામ સાથે ના હોય લાગણી. અમુક માણસો એવા હોય ખરા. નૉર્મલ લાગણીવાળા હોય તે. નહીં તો પછી ચિંતા કર્યા કરે. લાગણી હોય તે ચિંતા થઈ જાય. તે એનુંય બગાડે ને પેલાનુંય બગાડે. હેલ્પ કશું થાય નહીં.

એટલે લાગણીવાળા તો અમેય, કોઈ દહાડોય રડીએ નહીં, પણ છતાંય લાગણી કાયમની બધાની. કારણ કે જેટલા વધુ મળે એટલા તો રોજ અમારા જ્ઞાનમાં આવતા જ હોય બધા.

**પ્રશ્નકર્તા :** મા-બાપ પોતાના બાળકો માટે જે રીતે લાગણી બતાવે છે, તો ઘણી વખત લાગે છે કે ખૂબ બતાવતા હોય છે.

**દાદાશ્રી :** એ ઈમોશનલ જ છે બધું. ઓછી બતાવનારેય ઈમોશનલ કહેવાય, નૉર્મલ જોઈએ. નૉર્મલ એટલે બનાવટ ખાલી, ડ્રામેટિક ! ડ્રામાની સ્ત્રી જોડે ડ્રામા કરવાનો તે અસલ, એક્ઝેક્ટ. લોકો એમ સમજે કે સહેજ ભૂલ નથી કરી. પણ બહાર નીકળતી વખતે એને કહીએ, 'હેંડ મારી જોડે', તો ના આવે એ. 'આ તો ડ્રામા પૂરતું જ હતું' કહે. એ સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** હા, સમજાય છે.

## અમારી હીરાબા માટે કાયમની લાગણી

**દાદાશ્રી :** એટલે મેન મસ્ટ નૉટ બી ઈમોશનલ (માણસ ભાવુક ન જ હોવો જોઈએ). જેમ ટ્રેનો ઈમોશનલ થાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** હા, અકસ્માત થાય.

**દાદાશ્રી :** લાખો માણસ મરી જાય. ત્યારે માણસ ઈમોશનલ થવાથી અંદર કેટલાય જીવો ખલાસ કરી નાખે છે ! એટલે અમે ઈમોશનલ ના થઈએ.

અમારી લાગણીઓ કેવી હોય ? એકદમ ઊભી થઈને આથમી જાય એવી ના હોય. અમારી પરમેનન્ટ લાગણીઓ હોય. લોકોને ઊભી થાય ને એકદમ આથમી જાય. આપણા લોકો નથી કહેતા કે મારો છોકરો ફર્સ્ટ કલાસ છે, આ બધી વાતો કરે મોટી મોટી અને કલાક પછી એ છોકરાના હાથે વીસ કપ-રકાબી પડી જાય, એના હાથે તૂટી જાય ત્યારે એના ફાધર કહે કે 'યૂઝલેસ ફેલો (નકામો માણસ).' એમ એનો એ જ અભિપ્રાય આપનારો માણસ, સો-સો વખત અભિપ્રાય ફેરવે છે, ત્યારે છોકરો શું કહે કે 'પપ્પાજી, હવે મારે તમારું સર્ટિફિકેટ જોઈતું નથી, મારું કૉલેજે આપ્યું છે, એ સર્ટિફિકેટ કાયમનું છે.' કૉલેજે આપેલું કાયમનું હોય ને ! અને આ મા-બાપનું તો સર્ટિફિકેટ ઘડીકમાં આમ ફરે, ઘડીકમાં તેમ !

એટલે આ ખોટી લાગણીઓ છે, યૂઝલેસ લાગણીઓ. અમે કોઈ સર્ટિફિકેટ ન આપીએ. અમે હીરાબા માટે કાયમની લાગણીઓવાળા. કોઈ કહે કે તમે જ્ઞાની છો છતાંય સ્ત્રી (વાઈફ) સાથે લાગણીઓ રાખો છો ? અમારી કાયમની, પરમેનન્ટ લાગણી. ઘડીકમાં આમ વધી ગઈ ને ઘટી ગઈ, એ ના હોય અમારે. ગુરુ-લઘુ ના થાય. એ અવળું કરે તોય લાગણી તેની તે રહે. કારણ કે બુદ્ધિ એ ભાંજગડ કરે ને, અવળું કરે તો ! આ સમજાયું ? બુદ્ધિ ભાંજગડ કરે. અને અમારે બુદ્ધિ નહીં ને ! એટલે તમે અવળું કરો તોય પ્રેમ, સવળું કરો તોય પ્રેમ.

**પ્રશ્નકર્તા :** અને પેલી જે લાગણીઓ આમ ચઢ-ઊતર કર્યા કરે એ બધી આસક્તિ કહેવાય.

**દાદાશ્રી :** હં, જે ચઢ-ઊતર થયા કરે એ બધી આસક્તિ, એ લાગણીઓ નહીં.

જ્યારથી તમે અહીં આવ્યા છો ને, ત્યારથી તેની તે જ પ્રકારની

લાગણી હોય છે મારી. એમાં ચેન્જ (ફેરફાર) હોતો નથી. તમને કોઈ વખત એમ લાગે કે આજ દાદામાં ચેન્જ લાગે છે, પણ એ હોતો નથી ખરી રીતે. એનું નામ જ ઈમોશનલ નહીં.

## દાદા બતાવે લાગણીનો મૌલિક અર્થ

**પ્રશ્નકર્તા :** લાગણીઓ સહિત ઉપલક કેવી રીતે થવાય ?

**દાદાશ્રી :** અરે, અમે આ હીરાબાની લાગણીઓ રાખતા હતા ને, ઠેઠ સુધી. અમે તો અમેરિકા જતા હતા તોય યાદ કરતા હતા અને અહીં આવીને એમને કહેતા હતા, 'અમને તમારા વગર ગમતું નહોતું' એવું બોલતા હતા. તમને કોઈ કહે 'મને તમારા વગર ગમતું નથી' તો તમને આનંદ થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** ઘણું ગમે.

**દાદાશ્રી :** ત્યાર પછી આ જગતમાં બધું શું શું ગમે છે એ જોવું જોઈએ. અને લાલ મરચું દેખાડીએ તો શું થાય ? તે આપણે કોઈને એને ગમતું બોલીએ અને આનંદ થાય એવું બોલીએ એ આત્માનો ગુણ નથી, પુદ્‌ગલનો છે. તે આ લોકો આત્માનો ગુણ માનીને વાપરતા નથી.

**પ્રશ્નકર્તા :** એટલે લોકો ઉપલક જુદી ભાષામાં લઈ ગયા.

**દાદાશ્રી :** ઉપલકની વાત જ સમજતા નથી.

**પ્રશ્નકર્તા :** ઉપલક એટલે તિરસ્કારની વાતમાં લઈ ગયા !

**દાદાશ્રી :** કંઈ લેવાદેવા નહીં, એવું ઉપલક અને અમારે લેવાદેવા બધું જ. ઠેઠ સુધી, આત્મા સુધી લેવાદેવા. તમે તો ઉપલક માનો, નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા, અહીંયા દરેક નવી વાતનો નવો અર્થ નીકળે છે. અહીંયા બધા જ શબ્દોનો નવો અર્થ નીકળે છે, જે ક્યાંય બહાર સાંભળ્યો નથી.

**દાદાશ્રી :** બહાર સાંભળ્યો નથી, નહીં ? અક્રમેય ક્યાં સાંભળેલું ?

નીરુબેન કહે ને, 'આટલી બધી લાગણીઓ શી રીતે તમે બાની

રાખી ?' નીરુબેનને આમ કહું હું, કે 'તમારે જ્યારે અનુકૂળ હોય ત્યારે અહીંથી જતા રહેજો પણ મને પૂછીને જજો.' અને આમ એમને માટે લાગણીઓ ખરી. આમ તો એ મનમાં માની ના બેસે કે મારા વગર દાદાને ચાલતું નથી. એવું ખોટું માની બેસવું, દાદાને કોઈનું ઓઠીંગણ જ નથી. છતાં 'તમારે લીધે અમારું ગાડું ચાલે છે' એવું બોલીએ. નીરુબેનને કહુંય ખરો. લાગણીઓ તો રાખવી પડે ને ? તમારા માટે અમને લાગણીઓ હશે કે રાગ હશે ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા. લાગણીઓ.

**દાદાશ્રી :** લાગણીઓ. આ તો જ્ઞાની પુરુષ થઈને આવું બધું પૂછે છે ? 'તારે કેમનું ચાલે છે ? ગાડું કેમનું ચાલે છે ?' અલ્યા મૂઆ, તે ના પૂછે ત્યારે શું કંઈ રડાવડાવે એને ? એને ટાઢક વળે એવું ના બોલવું પડે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે, દાદા.

## અમે વીતરાગ, અંબાલાલ લાગણીવાળા

**દાદાશ્રી :** આ દાદાની વાણી, દાદાનું વર્તન અને વિનય મનોહર છે ને, એટલે મનનું હરણ કરે એવા. કેવા ?

**પ્રશ્નકર્તા :** મનનું હરણ કરે એવા.

**દાદાશ્રી :** આ ત્રણ જોઈએ. આ ત્રણ જોઈએ કે ના જોઈએ ? ડિગ્રી-બિગ્રી ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** જેના વાણી, વર્તન અને વિનય મનોહર હોય એ ડિગ્રી હોવી જોઈએ. અમારી વાણી ભલે કડક હોય પણ મનને હરણ કરે એવી હોય. કેવી ? મન બીજી જગ્યાએ જતું બંધ થઈ જાય, ચૂપ થઈ જાય. આમ જોયા જ કરે.

**પ્રશ્નકર્તા :** આ બધા તો રાહ જોતા હોય છે કે ક્યારે જોબ પૂરી થાય ને દાદા પાસે જઈએ ?

**દાદાશ્રી :** હા, લોકો રાહ જોતા હશે. બાધાઓ રાખતા હશે હજુ એ મહીં બીજા. અમદાવાદ જઈએ ને, તે આખો રૂમ ભરેલો હોય, બસ્સો માણસનો. તે સાડા અગિયાર થાય ત્યાં સુધી મહીં ઊઠે નહીં કોઈ. આ ઠંડક મેલીને કોણ ઊઠે ? આ વાતાવરણ ! વર્લ્ડની અજાયબી જેવું વાતાવરણ ! તે પછી મારે છેક સાડા અગિયાર થાય ત્યારે એમ કહેવું પડે, 'દાદા ભગવાનના અસીમ જય જયકાર...' એટલે બધા સમજી જાય કે આ દાદાને જવું છે. તે કંઈ સુધી આ તો ? રાત્રે સૂઈ તો જવું પડે ને ? આ તો મીઠું જ લાગે પણ ક્યાં સુધી બેસવાનું ? આ બેન કહે છે, 'તમે જશો પછી મને ગમશે નહીં.' પણ હવે ક્યાં સુધી ? એવું ચાલતું હશે ?

**પ્રશ્નકર્તા :** આ બધા એવું જ કહે છે, કાલથી તકલીફમાં મૂકાઈ જઈશું.

**દાદાશ્રી :** હા, પણ એ તો ત્યારે મને કંઈ ગમતું હશે ?

**પ્રશ્નકર્તા :** તમને ના ગમે, દાદા ? તમે તો વીતરાગી !

**દાદાશ્રી :** આ વીતરાગી છીએ, પણ અંબાલાલ ખરા ને પાછા. અંબાલાલ નહીં ? મને પંચોતેર થયા, મારા વાઈફ તોંતેર વર્ષના છે. એમને મારે કશું નહીં કહેવું પડતું હોય ? એ મને સંભાર સંભાર કરે છે. તે મેં કહ્યું, 'મનેય તમારા વગર ગમતું નથી, તમે સાંભર સાંભર થયા કરો છો.' એમને એટલો બધો આનંદ થાય કે ન પૂછો વાત !

## અમને યાદગીરી નહીં પણ દેખાય

**પ્રશ્નકર્તા :** દાદા, તમને તો સાંભરતુંય ના હોય કોઈ.

**દાદાશ્રી :** ના, બધું સાંભરે અમને. તે તમે ભૂલો છો, બધુંય એ સાંભરવાનું. એટલે યાદ ના હોય, અમને યાદશક્તિ બિલકુલ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** હં, તો શું હોય ?

**દાદાશ્રી :** યાદશક્તિ આખી ખલાસ થઈ ગયેલી હોય, બુદ્ધિ

ખલાસ થઈ ગયેલી હોય. આ બધી યાદશક્તિઓ ખલાસ થઈ ગયેલી હોય પણ અમને દેખાય. ઠાકોર દેખાય, ફલાણા દેખાય, ફલાણા દેખાય, બધા દેખાય. અને તમને યાદ આવે. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** અમને દેખાય આમ. એટલે હીરાબા દેખાય પાછા.

## હોય સાચું પણ અંદર અડવા ના દઈએ

આજેય અમે આટલી ઉંમરે હીરાબાને કહીએ, કે 'તમારા વગર અમને ગમતું નથી. આ પરદેશે પણ તમારા વગર મને ગમે નહીં' એટલું કહીએ. શું કહીએ ?

**પ્રશ્નકર્તા :** તમારા વગર ગમતું નથી.

**દાદાશ્રી :** તે ખુશ થઈ જાય, બસ એટલું જ.

**પ્રશ્નકર્તા :** બાને સાચુંય લાગે.

**દાદાશ્રી :** હા... સાચું જ હોય, પણ મહીં અંદર ના અડવા દઈએ. બહારનું બહાર.

**પ્રશ્નકર્તા :** એટલે એ કેમનું સાચું હોય ?

**દાદાશ્રી :** અંદર અડવા ના દઈએ. છેતરપીંડી નહીં, એ હોય સાચું પણ વ્યવહાર પૂરતું જ. બહારનું બહાર, તમેય જુદા ને હુંય જુદો, તમારે અંબાલાલભાઈની જોડે સંબંધ, મારી જોડે તો નહીં. એટલે અમે એડજસ્ટ થતા બધા જોડે, ભાગીદારો જોડે, સંબંધીઓ જોડે, બીજેય બધે એડજસ્ટમેન્ટ. જોયેલું ને તમે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

## વ્યવહારમાં હોવા છતાં છૂટેલા બધા આંકડાથી

**દાદાશ્રી :** મારે આ ભાંજગડ ના જોઈએ. મારે તો બોજા રહિત ફરું છું, તે દુનિયામાં કશું બોજો જ નથી ને ! હીરાબા જોડેય (અંદરથી) છૂટું

કરી નાખ્યું ને, ઘર જોડેય છૂટું કર્યું, બધા જોડે છૂટું કર્યું, છતાં જઈએ-આવીએ વહેવારમાં, હીરાબા ના જાણે કે છૂટું કર્યું છે. પણ મનથી મેં છૂટું કરી નાખ્યું ને ! આંકડો છોડી દીધેલો. આ તમે એન્જિન જોયેલું રેલ્વેનું ? એની પાછળ સો ડબ્બા વળગાડ્યા હોય અને સો ડબ્બા એ ગૂંથાયેલા હોય આમ આંકડાથી, પણ એનો પહેલા ડબ્બાથી જ આંકડો છોડી નાખીએ તો ?

તે સો ડબ્બા છો ને ગૂંથાયેલા રહ્યા પણ પહેલા ડબ્બાનો આંકડો કાઢી નાખીએ તો આમ એન્જિન એકલું ફર્યા કરે ને ! પહેલો આંકડો જ કાઢી નાખવાનો છે, બીજું કશું કરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબાને દુઃખ નહીં થાય ? હીરાબાને તમે એમ કહ્યું ને હમણે.

**દાદાશ્રી :** છૂટી ગયેલું એટલે એ છોડી દીધેલું. આ બધાય આખા જગતથી છોડેલું ને ! આ દેહથીય છોડેલું.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** વહેવારથી બધું કરવું પડે. વહેવારથી તો 'તમારા વગર ગમતું નથી' એમ હઉ બોલીએ. અમે ત્યાં જઈએ ત્યારે એ કહે, 'બહુ મોડા આવ્યા છો આ ફેરે તો.' તે હું કહું કે 'પણ મનેય તમારા વગર ગમતું જ નથી. શું કરું ?' એમનું મનનું સમાધાન તો કરવું પડે ને ? એમને કિંચિત્‌માત્ર દુઃખ ના પડે એવું.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તમે હીરાબાને છેતર્યા ના કહેવાય ?

**દાદાશ્રી :** બધું જગત જ છેતરેલું છે ને ! ક્યાં છેતરબાજી નથી ?

**પ્રશ્નકર્તા :** ના, પણ આટલો બધો ઊંચો વહેવાર જીવ્યા !

**દાદાશ્રી :** એ આત્માથી તો હોય નહીં ને ! આત્મા તો આવું કરતો જ નહોતો. એ જ આપણે છીએ પહેલા જે હતા એ. આ તો કર્યા જ કરે છે. આ એ.એમ.પટેલ તો સિન્સિયર છે જ એમને, પણ હું નથી સિન્સિયર.

**પ્રશ્નકર્તા :** દાદા હવે આખી દુનિયાના છે, ખાલી એકલા હીરાબાના નથી.

**દાદાશ્રી :** નહીં ? આખી દુનિયાના ! સત્યાવીસ વરસથી મેં ટેન્શન જોયું નથી. સમજવું તો પડશે ને દુનિયામાં, ક્યાં સુધી આવું ગપ્પું ચાલ્યા કરશે ? આમ ગપ્પું, તદ્દન ગપ્પુંવાળું !

## નાટકીય મમતા એનું નામ શુદ્ધ વ્યવહાર

એ તો હવે આપણે વ્યવહાર નાટકીય કરવાનો છે. તે નાટકીય એમેય કહીએ હીરાબાને કે 'મને તમારા વગર ગમતું નથી.' તે એમને કેટલો આનંદ થાય !

**પ્રશ્નકર્તા :** આનંદ તો થાય.

**દાદાશ્રી :** 'આવું કોણ કહેનાર છે' કહેશે. અત્યારે આ વખતમાં, ઘૈડપણમાં કોણ કહે ? તે વ્યવહાર જ જોવાનો છે જ્ઞાની પુરુષનો. તે આજે જોયો ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારના આગ્રહી, એ પણ આવો વ્યવહાર ના કરે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** બહુ ઊંચો વ્યવહાર થયો.

**દાદાશ્રી :** ભર્તૃહરી રડે પણ બધું નાટકીય. કેવું ? બંધન નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આવું આ કાળમાં રહે નહીં ને ! નાટકીય મમતા આ કાળમાં રહે નહીં.

**દાદાશ્રી :** ના રહે. નાટક કરો બધું. ખાવ-પીવો બધું પણ નાટકીય. શું ? અમે નાટક કરીએ જ છીએ ને !

**પ્રશ્નકર્તા :** આ કાળમાં કો'ક જ આપના જેવો હોય કંઈક. આ કાળમાં નાટકીય મમતા મળે નહીં.

**દાદાશ્રી :** ના, નાટકીય મમતા તો હોય નહીં ને ! અમે કેવું

હીરાબાની ખબર લઈએ છીએ ! હીરાબાને ત્યાં જઈને જમી આવીએ છીએ. હીરાબા કહે, 'કાલે જમવા આવજો', તો પાછા જઈએ છીએ અમે ત્યાં. બધા લોકેય કહે, 'દાદા જમવા આવ્યા'તા આજ. ને હીરાબાને કેવા સાથે.' હીરાબાય વિધિઓ કરે છે, 'હું શુદ્ધાત્મા' બોલે છે. પણ કેવું અમે નાટક કર્યું છે ! હીરાબા એ ના જાણે કે નાટક કરે છે, હં. હું કહું કે 'તમારા વગર ગમતું નથી મને. પણ આ પગે એવું થયું તેથી, નહીં તો મને તો તમારા વગર ગમતું જ નથી.' એ ના જાણે કે નાટક કરે છે આ !

**પ્રશ્નકર્તા :** આનું નામ શુદ્ધ વ્યવહાર.

**દાદાશ્રી :** હા, શુદ્ધ વ્યવહાર. અને દસ-પંદર દહાડે એક ફેરો ભાણાભાઈને કહે કે 'આજે કહેજો, જમવા આવે દાદા.' એટલે અમારે જવું જ પડે. ગમે તેટલું કામ હોય તો બધું કાઢી નાખવું પડે. એમને રાજી રાખવા પડે.

**પ્રશ્નકર્તા :** ફાઈલ નંબર ટુ છે.

**દાદાશ્રી :** હં... એ ચીઢાય તો આપણી આબરૂ ગઈ. આ થોડી ઘણી રહી છે આબરૂ તેય જતી રહે ! પણ એ ચીઢાય એવું રાખ્યું જ નથી કશુંય.

## હૃદયથી બોલો, પણ ડ્રામેટિક

કોઈ સગું થાય નહીં છતાંય વ્યવહાર ચૂકાય નહીં. વ્યવહારમાં એમ કહેવું કે 'તમારા વગર અમને ગમતું નથી.' હુંય હીરાબાને કહું છું કે 'તમારા વગર મને ગમતું નથી.' ત્યારે કહે, 'હા, એવું થાય જ ને, ના થાય આપણે ?' એમને એમ ખબર નહીં કે આ પાકા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પણ અમને એવું જ શિખવાડો છો હવે. અમારે પણ એમ જ કરવાનું છે હવે.

**દાદાશ્રી :** ના, એ એટલું જ શીખવાની જરૂર છે. બીજું 'તું શું સમજુ, તારામાં અક્કલ નથી', એવું કરીને શું કાઢવાનું ?

**પ્રશ્નકર્તા :** ના, ના, એમ તો હવે કહેવાય જ નહીં.

**દાદાશ્રી :** ના, ના, શાદી કર્યા પછી ? આ આવું કરવા હારુ શાદી કરી'તી ? વ્યવહારમાં મીઠી વાણી તો બોલ મૂઆ ! એની ક્યાં ખોટ છે તે ! અને હૃદયથી પાછું, ઉપલકેય નહીં. હૃદયથી બોલો, પણ ડ્રામેટિક, છે જ ડ્રામેટિક.

## સામાને સંતોષ થાય એવો આદર્શ વ્યવહાર

અમેય છે તે કહીએ ને હીરાબાને, બોતેર-તોતેર વર્ષના તોય અમે કહીએ. અત્યારેય આટલી ઉંમરે મને કહે છે, 'તમે બહુ દહાડા જાઓ છો ને, તો તમે સાંભર સાંભર થાવ છો.' મેં કહ્યું, 'મનેય બહારગામ હોઉ તો તમારા વગર ગમતું નથી પણ શું કરું ?' એટલે ખુશ થઈ જાય, બસ. આ નીરુબેન ને બધા બેઠા હોય ને કહું, 'મને તમારા વગર ગમતું નથી.' આ વ્યવહાર કહેવાય. આમાં આપણી દાનત ચોર નથી. પણ વ્યવહાર સુંદર, આદર્શ દેખાડો. એટલે સામાને સંતોષ થાય. સિન્સિયર, આમ સિન્સિયર હોય. અમે સિન્સિયર છીએ ને વ્યવહાર સારો દેખાય છે. કેટલાક માણસ સિન્સિયર હોય, છતાંય એવું કહે કે 'સંભારીને શું ફાયદો છે ?' આ અક્કલનો કોથળો આવ્યો ! બિચારાને સાંભર સાંભર કરે છે ! વ્યવહારથી રૂપાળું દેખાય એ તો કેવું સુંદર ! આ બધા હસે, એમની રૂબરૂમાં, બધાની રૂબરૂમાં બોલું ને, મેં કહ્યું, 'મનેય તમારા વગર ગમતું નથી.' એમને કેટલું પાણી ચઢે કે ઓહોહોહો ! અને બધા બેઠા હોય ને બોલું. કારણ કે બધાને શિખવાડવા હારુ બોલું છું કે પાંસરું બોલતા શીખો, વાંધો ખરો ચંદુભાઈ ? હેં ?

## સાચા દિલથી કહો તો માને

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એક ખૂબી છે કે તમે કહો ને આવું કે મને તમારા વગર ગમતું નથી, તો સામાને સાચું લાગે અને અમારા જેવાની તો પોલ બહાર પડી જાય કે આ અમથું અમથું ઠોક્યા રાખે છે. 'હવે અમથા અમથા મને ના કહેશો' એમ કહે અને તમે કહો તો બાને સાચું લાગે છે. એ શું હશે દાદા, તમારા કહેવાની પાછળ ?

**દાદાશ્રી :** અમારો ભાવ છે, સાચા હૃદયની વાત છે. એ સમજે કે ખરેખર દાદાને મારી પર લાગણી છે. તમેય સાચા દિલથી કહો તો બધું માને. અમારું દિલ સાચું છે ને ! તમારે કહેવું સુપરફ્લુઅસ, આ જેટલું રહેવું જોઈએ એટલું જ. અને આ બધા મહીં અડવા દે છે, હોમ વિભાગને અડવા દે છે.

## ધણીપણું છોડી દીધેલું માટે

ભગવાને વ્યવહાર ઉપલક કહ્યો, સુપરફ્લુઅસ. એને લૌકિક કહે છે, લૌકિક. કો'ક માણસ મરી જાય તો બધા રડવા ભેગા થાય, ત્યારે કહે, 'બધા શું કરવા રડો છો ?' ત્યારે કહે, 'લૌકિક કરીએ છીએ.' અલ્યા, હવે લૌકિકનો ખરો મીનિંગ શું ? ત્યારે કહે, 'એ તો અમને ખબર નથી.' લૌકિક એટલે સુપરફ્લુઅસ, ખાલી દેખાવ.

**પ્રશ્નકર્તા :** હીરાબાને કેવું તમારું બધું બરાબર જ લાગે છે, સાચું જ લાગે છે અને અમે બોલીએ તો ઘરવાળાને છેતરે છે એવું લાગે છે.

**દાદાશ્રી :** ભઈ, મેં તો પિસ્તાળીસ વર્ષથી ધણીપણું છોડી દીધેલું છે ! બોલો, તમે છોડ્યું કદી ? ધણીપણું છોડી દીધું ત્યારે વિશ્વાસ બેઠો છે અને અત્યાર સુધી લગામ પકડેલી હોય તો એ વિશ્વાસ શી રીતે બેસે તે ઘડીએ ? ધણીપણું પિસ્તાળીસ વર્ષથી છોડી દીધેલું ત્યારે વિશ્વાસ બેઠો, નહીં તો બેસે નહીં ને વિશ્વાસ ?

## દાનત ચોખ્ખી જોઈશે

એમને તોંતેર વર્ષ થયા, અમને પંચોતેર વર્ષ થયા પણ હું કહું કે 'તમારા વગર ગમતું નથી.'

**પ્રશ્નકર્તા :** હું તો દર વખતે એવું કહું છું પણ એ એમ કહે છે કે 'તમે જૂઠું બોલો છો, જો ગમતું ના હોય તો તમે બહાર જતા કેમ રહો છો ?'

**દાદાશ્રી :** 'હા પણ જૂઠુંય બોલું છું ને' કહીએ. 'જૂઠુંય બોલું છું

ખરો ને', એવું આપણે એક્સેપ્ટ કરી દેવું. એમ કરતા કરતા એમનું મન ભરાશે. આપણી દાનત ચોખ્ખી હશે તો સામાને ચોખ્ખું કરી શકીશું. મારી દાનત સ્વચ્છ હતી એટલે સ્વચ્છ કરી શક્યો.

**પ્રશ્નકર્તા :** બરાબર છે પણ દાદા, તમે જ્યારે હીરાબાને કહો છો કે 'મને તમારા વગર ગમતું નથી', તો બા તો ખરેખર સાચું માને, એમને તો સાચું જ લાગે છે.

**દાદાશ્રી :** સાચું જ માને. હું ખરેખર અત્યારેય, અહીંયે ભાવ રાખ્યા કરું, યાદ કર્યા કરું. એમને દરરોજ યાદ કરવાના.

## ક્ષણવાર દુઃખ ના પડે એની જાળવણી

હીરાબા અત્યારે મને પૂછે, 'આ ફેરે તમે મુંબઈ વધારે રહ્યા', ત્યારે હું કહું કે 'મને પણ તમારા વગર ગમતું નથી પણ શું કરું ?' એટલે એમને એવું લાગે કે 'ઓહોહો ! આટલે વર્ષેય મને યાદ કરે છે.' ના લાગે બળ્યું ? મિત્રાચારી છે ને ! અને સ્વપ્નેય અવળો વિચાર નહીં આવેલો.

**પ્રશ્નકર્તા :** માટે દાદા, એ પ્રેમ.

**દાદાશ્રી :** કેમ કરીને એમને કિંચિત્‌માત્ર દુઃખ ના પડે એની નિરંતર જાળવણી, ભાવના એવી. એ અમને કહી જાય, એમની ભૂલચૂક થઈ જતી હોય તેનો અમને વાંધો નથી. એમની ભૂલચૂક થઈ જાય. એ એમનો પોતાનો ઈરાદો હોતો નથી, એ એમની કચાશ છે. તેનો વાંધો નથી, કચાશનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** આ તો આખો દહાડો કચકચ કરતા હોય એટલે પછી શું થાય, દાદા ? આપ આવી રીતે જાળવણી કરો છો, એટલે ક્યાંય દુઃખ ના થાય.

**દાદાશ્રી :** હા, એક ક્ષણવાર દુઃખ ના થાય એવી જાળવણી. આપણે તો વ્યવહારિક રીતે રહેવાનું છે. કેવું ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક રહેવું.

**દાદાશ્રી :** અમે હીરાબા જોડે રાખતા'તા ને વ્યવહારિકતા. વ્યવહારિકતા એટલે એમની માંદગીમાં આપણે એમના માટે બધીય કાળજી રાખવી જોઈએ. પણ એ મરી જાય તો કંઈ મરી જવાનું નહીં બા ! એનું નામ વ્યવહારિકતા. એમને દુઃખ ના પડે એ આપણું લક્ષ હોવું જોઈએ, બસ બીજું કાંઈ નહીં.

## ભાવ સુંદર રેડો ને

આ અમે હઉ આટલી ઉંમરે હીરાબાને કહીએ છીએ, 'હું બહારગામ જઉં છું તે તમારા વગર મનેય ગમતું નથી.' હવે એ મનમાં શું જાણે, મને ગમે છે ને એમને કેમ નહીં ગમતું હોય ? એટલે જો આવું કહીએ તો સંસાર લુખ્ખો ના પડી જાય. હવે તું ઘી રેડ ને બળ્યું મહીંથી, રેડીશ નહીં તો લુખ્ખું આવશે ! રેડ સુંદર ભાવ ! આ બેઠા ને, હું કહું ને ! મને કહે છે, 'હું હઉ તમને સાંભરું ?' મેં કહ્યું, 'સારી રીતે. લોક સાંભરે તો તમે ન સાંભરો ?' અને ખરેખર સાંભરેય ખરા, ન સાંભરે એવું નહીં !

આદર્શ હોય અમારી લાઈફ, હીરાબાય કહે, 'તમે વહેલા આવજો.'

**પ્રશ્નકર્તા :** આપે હીરાબા પાસે રજા માગેલી ખરી કે હવે અમે જઈએ ?

**દાદાશ્રી :** હા, એ આપે. 'વહેલા આવજો' એવુંય કહે અને કહે, 'બધા લોકોનું ભલું થાય એવું કરો.'

## મનમાં રાખીએ પ્રેમ, પણ થોડો ખુલ્લો કરો ને

એટલે અમારું બધું ડ્રામા જ હોય. હીરાબા તોંતેર વર્ષના તોય મને કહે છે, 'તમે વહેલા આવજો.' મેં કહ્યું, 'મનેય તમારા વગર ગમતું નથી !' એ ડ્રામા કરીએ તો એમને કેટલો આનંદ થઈ જાય ! 'વહેલા વહેલા આવજો' કહે છે. તે એમને ભાવ છે એટલે એ કહે છે ને ! એટલે અમેય આવું બોલીએ. બોલવાનું હિતકારી હોવું જોઈએ.

આપણો બોલ બોલેલો જો સામાને હિતકારી ના થઈ પડ્યો તો બોલ બોલેલો કામનો જ શું તે ?

અમને આવડે એવું. અમને બધું આવડે. અમારે તો દરેકને સુખ થાય એવું બોલવાનું જોઈએ. દરેકને સુખ કેમ વધે એ અમારી ભાવના હોય.

આ પંચોતેર વર્ષે હીરાબાને ત્યાં જાઉં, ત્યારે કહું છું, 'તમારા વગર મને ગમતું જ નથી પણ શું કરું, બહાર જવું પડે.' એમને આનંદ થાય. અને આપણે કપટ નથી કરતા, મને ખરેખર યાદ આવે. અને ગમતું-ના ગમતું તો, મને તો આ દેહ ઉપરેય ગમો નહીં ને ! મને રાગ-દ્વેષ કોઈ જગ્યાએ હોય નહીં ને ! પણ એમને આનંદ થાય કે ઓહોહો... એટલું જ બોલવું, 'અમને તમારા વગર ગમતું નથી.' હવે એવું બોલવામાં શું જાય છે ? પણ આ ના બોલે ! આડા ! આ તો આબરૂ ગઈ મારી, કહે.

અને અમારે પાછી બનાવટ નહીં કરવાની. આ તો લોક બનાવટ કરે છે, એવું નહીં. એ વઢેને આપણને, ત્યારે થોડીવાર પછી કહી દેવું, 'તું ગમે તે વઢું, તોય તારા વગર મને ગમતું નથી.' આટલો ગુરુમંત્ર કહી દેવો. એવું કોઈ દહાડો બોલતા જ નથી ને ! તમને બોલવામાં વાંધો શું ? તારા વગર ગમતું નથી. મનમાં રાખીએ ખરો પ્રેમ, પણ થોડું ખુલ્લું કરવું.

## બે જાતનો પ્રેમ રાખવો

લોક કહે, 'આવું કરવાથી તો વાઈફ ચઢી બેસે.' અલ્યા મૂઆ, ચઢી બેસે તે એને કંઈ મૂછો આવતી હશે ? ચઢી બેસે, તે શી રીતે ચઢી બેસે ? આવું લોકો ભડકાટમાં રહે છે. કશું ચઢી ના બેસે.

હા, પછી પોતાનામાં બરકત ના હોય તો તો બધું ચઢી બેસે. સહુ કોઈ ચઢી બેસે. બરકત તો જોઈએ ને ! પૈણ્યા પછી બરકત ના હોય, તો કામનું શું ?

ચઢી બેસે, એવી બધી મનમાં શંકાઓ ના કરવી. આ શંકાઓને લીધે ટસલ ઉપર ચઢ્યા જ કરે છે ને ! નિરંતર દુઃખમાં જ રહ્યા કરે છે, કોલ્ડ વૉરમાં. હવે કોલ્ડ વૉર કરવાની શી જરૂર છે તમારે ?

અને ચઢી બેસે ત્યારે આપણે છે તે સમજવાનું, કે આ બોલ બોલ કરે તે ઘડીએ આપણે કેટલું ગ્રહણ કરવું ને કેટલું નહીં ! એટલે પછી એ પોતે થાકીને શાંત થઈ જાય ને મનમાં સમજી જાય કે આના પેટમાં પાણી હાલતું નથી, મારું બોલેલું નકામું જાય છે. ફરી બોલવાનું બંધ કરી દેશે. આપણે કહેવાથી બંધ નહીં કરાય. પેટમાં પાણી ના હાલે એટલે આખી દુનિયા કબજે થઈ જાય !

પંદર દહાડા આપણી સામા બોલ્યા હોય, તે એક દહાડો આપણે પાછા સ્વરૂપમાં આવી જાવ તો ચૂપ થઈ જાય બધું. મૂછો હોય તેમાં બહુ ફેર, નહીં ?

**પ્રશ્નકર્તા :** ફેર ખરો.

**દાદાશ્રી :** તે એવું બધું મનમાં કકળાટ નહીં રાખવાનો, પ્રેમથી જ જોવું બધું. બે જાતનો પ્રેમ રાખવો, એક શુદ્ધાત્મા ભાવે પ્રેમ રાખવો અને બીજો આસક્તિ ભાવનો. આસક્તિ ભાવનો રિલેટિવ અને શુદ્ધાત્મા ભાવનો રિયલ.

## દાદા ખરા ગૃહસ્થી, પણ વીતરાગ

ઘરમાં બેસવાનું ગમે નહીં તોય પછી કહેવું કે તારા વગર મને ગમતું નથી. ત્યારે એય કહે કે તમારા વગર મને ગમતું નથી, તો મોક્ષે જવાશે. દાદા મળ્યા છે ને, તો મોક્ષે જવાશે.

**પ્રશ્નકર્તા :** અમે ગૃહસ્થી, તો પછી અમને મોક્ષ કેવી રીતના મળે ?

**દાદાશ્રી :** નહોય તે ગૃહસ્થી. ગૃહસ્થી શાના તમે ? તમે ગૃહસ્થી છો ? ગૃહસ્થી તો કેવો હોય તે ?

**પ્રશ્નકર્તા :** અમે ઓછી જવાબદારીવાળા ગૃહસ્થી છીએ.

**દાદાશ્રી :** ગૃહસ્થી તો હું છું. ઘેર વાઈફ તોંતેર વર્ષના છે અને અત્યારે એમની જોડેય વાતોચીતો બધી કરવાની. એ કહે, 'કેરીઓ મોકલજો.' તો મોકલાવુંય ખરો. નવસારી હતા ત્યારે કહે, 'કેરીઓ મોકલજો', તે મોકલી હતી. ત્યાંથી વડોદરાવાળા એક છોકરાને કહી દીધેલું કે 'સારી-સારી કેરી જોઈને, ત્યાંથી લઈને આપી આવ.'

પછી ખબર આવી કે 'તમારે અમેરિકા જવાનું છે માટે વહેલા આવજો અહીં વડોદરે, એટલે પંદર દહાડા રહેવાય. પછી ત્યાં જજો. અને મારે જમાડવા છે બધા આપણા મહાત્માઓને, હજારેક માણસને' કહે છે. ત્યારે મેં કહ્યું, 'સારું, જમાડીને પછી જઈએ ત્યાં.'

એટલે ગૃહસ્થી તો હું છું, તમે ક્યાં ગૃહસ્થી છો ? છતાંય વીતરાગતાથી રહું છું. એય કહે, 'વીતરાગ રહો.' એમને વિધિ હઉ કરવાની પાછી, દરરોજ. એય કહે છે, 'મારે મોક્ષે જ આવવું છે, મારે બીજે નહીં.' જેને મોક્ષે આવવું હોય તે મારી જોડે ચાલો. શાના ગૃહસ્થી કહેવાય ? ગૃહસ્થી તો ઘરમાં કકળાટ કરતો હશે ?

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈએય ના આવે એમાં તો, કોઈનોય નંબર ના લાગે.

**દાદાશ્રી :** ત્યારે ગૃહસ્થી તો કેવા હોય ? બહાર લડીને આવે પણ ઘરમાં લઢવાડ ના હોય.

## સીધું બોલવાથી મોક્ષ

એટલે આ ફેરે આ સરળ માર્ગ મળ્યો છે, તે ઉકેલ લાવી નાખો. બીજે બધે આ પારકામાં પેસશો નહીં હવે. આ સરળ માર્ગ આવ્યો છે, એ તમારી ભયંકર પુણ્યૈય કહેવાય ! આ મોટી પુણ્યૈય કહેવાય. સરળ, સીધો, સહજ અને સુગમ માર્ગ. સંપૂર્ણ રીતે સમજાય એવો અને અવિરોધાભાસ ! માટે હવે એનો ઉકેલ લાવી નાખો. જે થવું હોય તે થાવ. રહેવું હોય તો રહો અને જવું હોય તો જાવ, પણ મોઢે ના બોલવું. મોઢેથી ઘરમાં બધાને કહેવું કે 'તમારા વગર ગમતું નથી અમને.' તમે

ના હો તો મારે મોક્ષમાર્ગ સારી રીતે થાય, એવું નહીં બોલવાનું. 'તમારા વગર ગમતું નથી', કહીએ. શું કહેવાનું ?

**પ્રશ્નકર્તા :** તમારા વગર ગમતું નથી.

**દાદાશ્રી :** હા. અમેય હીરાબાને કહીએ, 'તમારા વગર ગમતું નથી અમને, બહાર ફરીએ છીએ તોય.' એટલે ખુશ.

## કપટથી નહીં, વિવેક ને સાચો પ્રેમ છે મહીં

**પ્રશ્નકર્તા :** આવું બોલવું એ કપટ ના કહેવાય ?

**દાદાશ્રી :** કપટથી કહીએ નહીં. આપણે એમ કહીએ છીએ કે તમારા લીધે મારો મોક્ષ બગડી જાય છે, એ કપટથી કહીએ છીએ ? આય કપટથી નથી. આ વાણી બોલતા આવડી એને. વિવેક કરતા આવડ્યો.

**પ્રશ્નકર્તા :** દાદા, ડ્રામેટિક, નાટકીય.

**દાદાશ્રી :** સાવ નાટકીય નહીં. વિવેક, સાચો પ્રેમ છે અંદર, ભાવ છે, કારણ કે આત્મદૃષ્ટિએ એમની ઉપર પ્રેમ છે. બહારના જોડે આપણને લેવાદેવા નથી. આત્મદૃષ્ટિએ એમની ઉપર ભાવ છે આપણને. અને વિવેક, આ ભવમાં સોદો કર્યો છે, પૂરો તો કરવો જ પડે ને ! બહારના માગતાવાળાને આપણે વિવેકથી બોલાવીએ છીએ, 'આવો, પધારો, બેસો', ન ગમતા હોય તોય. નથી વિવેક કરતા ?

**પ્રશ્નકર્તા :** હા, હા, એ બરાબર છે.

**દાદાશ્રી :** એવું વિવેક. કંઈ કપટ-બપટ આપણામાં હોય જ નહીં ને ! કપટ તો કેવું હોય ?

**પ્રશ્નકર્તા :** તો બહારના સાથે ડ્રામેટિક હોય ?

**દાદાશ્રી :** નહીં, એ ડ્રામેટિક અને આ એના આત્મા સાથે પ્રેમમય. અને પાછલો હિસાબ ચૂકતે કરવાનો છે. હીરાબા જોડે જરાય કપટ તો હોય નહીં ને ! એ પોતે સમજી જાય કે 'ના, સાચું બોલે છે.'

## આવું શીખવા જેવું, નહીં તો દ્વેષ પેસી જશે

દહાડામાં પંદર-વીસ વખત તો મારે એમને યાદ કરવાના.

**પ્રશ્નકર્તા :** બહુ વખત યાદ કરો છો, દાદા તમે. પંદર-વીસ વખત યાદ કરો એટલે ઘણો વખત કહેવાય.

**દાદાશ્રી :** હા, ત્યારે તમે તો બે વખતેય નથી કરતા. અમારે તો એમની તબિયત સારી રહે તેના માટે અહીંથી આશીર્વાદ મોકલવાના. બીજું મોકલવાનું રોજ. હવે બોલો, અમે લાગણી વગરના છીએ કે લાગણીવાળા છીએ ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. શીખવું જોઈએ આ. લાગણીવાળા, ઘણી બધી લાગણી.

**દાદાશ્રી :** હા, હવે એમને આપણે હાથ આપેલો છે, પ્રૉમિસ. એને કેમ છોડાય ?

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષે જવું હોય તો આ શીખવું જોઈએ દાદા પાસેથી.

**દાદાશ્રી :** મોક્ષ જતો રહેવાનો નથી, આ શીખવું જોઈએ. હું જે શીખ્યો છું એ બધું શીખવા જેવું છે. સહેલામાં સહેલો મોક્ષમાર્ગ છે પણ બધું શીખવા જેવું છે. અઘરું નથી કંઈ. અથડામણ થાય એવું કશું છે નહીં. શીખવા જેવું છે બધું. બોધકળા ને જ્ઞાનકળાથી આ પ્રાપ્તિ થયેલી. બોધકળા સંસારમાં મને જ્ઞાન નહોતું થયું તોય હતી અને પછી આ જ્ઞાનકળા ઉત્પન્ન થઈ. પછી શું જોઈએ આપણે ? આ શીખવા જેવું છે બધું, નહીં તો દ્વેષ પેસી જશે.

**પ્રશ્નકર્તા :** હા, નહીં તો દ્વેષ પેસી જાય.

**દાદાશ્રી :** જો સારા માણસને ભાડે નહીં આપો તો બીજો ખરાબ તો પેસી જ જવાનો છે. રૂમ ખાલી રહે નહીં આ કાળમાં. શું તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા, હા દાદા, બરાબર.

**દાદાશ્રી :** માટે એમના માટેય ભાવ સુંદર જ રાખવાનો. એ ફાઈલો છે.

**પ્રશ્નકર્તા :** મોટામાં મોટી ફાઈલ.

**દાદાશ્રી :** હં...

**પ્રશ્નકર્તા :** ન ગમતું હોય તો ગમાડીને વિવેકમાં જ રહેવાનું.

**દાદાશ્રી :** ના ગમતું તો હોય નહીં. ના ગમતું હોય તો એ કોને ના ગમે ? ચંદુભાઈને ના ગમે, તેમાં આપણે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. ચંદુભાઈની જ વાત છે.

**દાદાશ્રી :** હા... ના ગમતા જેવું હોય શું ? બહારવાળા જોડેય ના ગમતું ઊડાડી દીધું આપણે. તો આ તો પ્રૉમિસ કરેલું આપણે.



## [૧૭]

# વિષય બંધ થયા પછી મતભેદ બંધ

### પત્નીને વિનયથી સંબોધે 'હીરાબા'

**પ્રશ્નકર્તા :** દાદા, એક ગાંધીજી એમના પત્નીને 'બા' કહેતા હતા ને આપ પણ 'હીરાબા' કહો છો, તો એની પાછળ શું રહસ્ય છે ?

**દાદાશ્રી :** અમદાવાદના પત્રકારોએ પૂછયું કે ''અત્યારે પણ તમારા વાઈફ જોડે તમારો વ્યવહાર કેવો છે ? 'લ્યો, લાવો' કહો છે ?'' મેં કહ્યું, ''ના, હું એમને 'હીરાબા' કહું છું. 'લ્યો, લાવો' કહું એવો માણસ નથી. એ આવડા મોટા ઈકોતેર વર્ષના, હું તોતેર વર્ષનો, એમને 'લ્યો, લાવો' કહેવાતું હશે ?''

**પ્રશ્નકર્તા :** એમને પહેલેથી જ 'હીરાબા' તરીકે સંબોધતા ?

**દાદાશ્રી :** હીરાબા તો અમે અમુક ઉંમર થયા પછી બોલીએ છીએ. પહેલા કંઈ આવું બોલતા હતા ? પણ હવે ખોટું દેખાય ને ? બહાર એમને 'તું કંઈ ગઈ હતી' એવું બોલાતું હશે ? આ આવડા મોટા હોય, કહેવાય એવું ?

**પ્રશ્નકર્તા :** ના કહેવાય.

**દાદાશ્રી :** હવે બીજા લોક તો એમેય કહે, 'ગૌરાંગની મા કંઈ

ગઈ ?' તમે તો એમેય કહો, હું કોની મા કહું ? એટલે 'પેલી કંઈ ગઈ' એમ કહેવું પડે. એટલે 'હીરાબા' કહું છું.

**પ્રશ્નકર્તા :** વડોદરામાં રહે છે ને ?

**દાદાશ્રી :** વડોદરામાં છે ને ! હું 'હીરાબા' કહું છું. ત્યાં એમની સાથે મતભેદ કોઈ દહાડો નહીં પડેલો.

મારે તો કકળાટ ના થાય એટલા માટે એમને તમે લ્યો, ને તમે આ લ્યો ને એવું તેવું ના કરું. 'હીરાબા કેમ છો' એમ કરીને બોલાવું. તમે એવું ના કહેશો. કારણ હું નિવૃત્ત થયેલો હતો.

**પ્રશ્નકર્તા :** અમે બેન સુધી તો આવ્યા છીએ, હજુ બા સુધી નથી આવ્યા.

## વિષય બંધ, ત્યારથી સંબોધ્યા 'બા'

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ક્યારથી હીરાબા કહેવાનું ચાલું કર્યું ?

**દાદાશ્રી :** જ્યારથી હીરાબાની સાથે વિષય મારો બંધ થયેલો ત્યારથી હું 'હીરાબા' કહું છું એમને. ત્યાર પછી અમારે કંઈ ખાસ અડચણ આવી નથી. અને પહેલા જે હતી તે વિષયની સાથમાં, સોબતમાં તો પોપટમસ્તી થાય થોડીઘણી. લોક જાણે કે આ પોપટે પોપટીને મારવા માંડ્યું ! પણ હોય એ પોપટમસ્તી. પણ જ્યાં સુધી વિષયનો ડંખ છે, ત્યાં સુધી એ જાય નહીં. એ ડંખ છૂટો થાય ત્યારે જાય. આ અમારો જાત અનુભવ કહીએ છીએ. આ તો આપણું જ્ઞાન છે તેને લઈને ઠીક છે, નહીં તો જ્ઞાન ના હોય તો તો ડંખ માર્યા જ કરે. છે તો અહંકાર ને ! એમાં અહંકારમાં એક ભાગ હોય કે 'એમણે મને ભોગવી લીધી' અને આ કહે, 'એણે મને ભોગવી લીધો.' પણ એ અહંકારમાં, જ્યારે અહીં આગળ (આ જ્ઞાન પછી) નિકાલ કરે છે એવું. તોય પણ, પેલી ડિસ્ચાર્જ કચકચ તો ખરી જ. એ કચકચ સાચી કચકચ નથી પણ ડિસ્ચાર્જ કચકચ છે. પણ તેય અમારે નહોતી એવી. મતભેદ નહોતો કોઈ જાતનો.

વિજ્ઞાન તો જુઓ ! જગત જોડે ઝઘડા જ બંધ થઈ જાય. બૈરી જોડે તો ઝઘડા નહીં, પણ આખા જગત જોડે ઝઘડા બંધ થઈ જાય. આ વિજ્ઞાન જ એવું અને ઝઘડા બંધ થાય એટલે છૂટ્યો.

## હીરાબા સાથે સમાધાન કરી, કર્યો વિષય બંધ

**પ્રશ્નકર્તા :** હીરાબા સાથે વાતચીત થઈ હતી વિષય બંધ કરવા માટે ?

**દાદાશ્રી :** હું પિસ્તાલીસ વર્ષનો હતો ત્યારથી હીરાબા જોડે બ્રહ્મચર્ય અંગે વાતચીત કરી નાખેલી. હીરાબા કહે છે, 'મને બહુ ગમે છે એ.' બહુ સારુ, કહીએ. એ તો સમાધાન કર કર કરવું પડે ને, આપણે ભેગો વેપાર માંડ્યો છે એટલે. સહિયારો વેપાર કર્યો પછી એમનું સમાધાન કરવું પડે. ના સમાધાન હોય તો સમજણ પાડીએ એમને કે આમાં શું ફાયદો છે ? અને વિષય વખતે ફોટો લે તો સારો દેખાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ખાનદાન દેખાય પછી ? મને તો એ ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી દેખાયા કરે આમ. આ તો હું કહું ત્યારે તમને દેખાયો, મને તો એમ ને એમ દેખાયા કરે, કે કેવું દેખાતું હશે આ બધું ? આવું જ દેખાય ને ? આ બધું બહુ ખુલ્લું કરવાની જરૂર નહીં પણ આ તો સમજી લેવાનું છે, ઈન શૉર્ટ (ટૂંકમાં). ના સમજી ગયા ? છતાંય છૂટકો નથી. તે અમે શું કહ્યું છે કે નાછૂટકે આ મીઠી દવા પીજો. દવા મીઠી છે. નાછૂટકે, બન્નેને તાવ ચડ્યો હોય તો. નહીં તો પીશો નહીં બહુ. નિકાલ તો કરવો પડશે ને બધાનો ? ઝઘડો ઊભો રાખીએ એ ચાલે નહીં. નિકાલ તો કરવો જ પડે. સમજણ પડી ? એ ગાંઠથી જ બંધાયેલું છે ને, બીજું શું બંધાયેલું છે આ ? એની જ આ બધી ઉપાધિ કરવી પડે છે ને ! મારે હીરાબા પાસે સમાધાન થયા પછી અમારે બેઉને કેટલી બધી શાંતિ રહેવા માંડી ને ! પહેલા અમથો અમથોય કકળાટ થયા કરે. એ પછી વાસણ ખખડે.

**પ્રશ્નકર્તા :** આદર્શ જીવન જીવવું હોય તો આપે જે કહેલું કે

ઋષિમુનિ અને ઋષિપત્નીનો જેવો સંસાર વ્યવહાર હતો એવું હોવું જોઈએ, એમ આપ કહેવા માગો છો ને ?

**દાદાશ્રી :** હા, એવું રહેવાનો પ્રયત્ન તો કરો. પછી જેટલું લીકેજ થાય એ તો ડિફરન્ટ વાત છે. પણ એ ધ્યેય તો નક્કી કરવો જ જોઈએ ને ? ના કરવો જોઈએ ? દાદાને જુઓ, ઓગણત્રીસ વર્ષથી (જ્ઞાન થયું ત્યારથી) નિરંતર સમાધિ, ચોવીસેય કલાક સમાધિ રહે છે ! દાદાજી કેવા સુખમાં વર્તે છે !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ આ જે વસ્તુઓ થાય, એ આપણે ડિસ્ચાર્જ કહી શકીએ ? કારણ કે મનમાં તો એવી ભાવના હોતી નથી, પણ થઈ જતું હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** હા, પણ એ જ કહે છે ને થઈ જવું, તો કૂવામાં કેમ પડી જતો નથી ? અંદરખાને પોતાની ઈચ્છા હોય છે. સમજ પડીને ? એટલે એ પદ્ધતસર હોય, ન્યાયપૂર્વક.

આ હવે તો સમજ પડીને ? આ હવે અમારે અને હીરાબાને કેટલાય વર્ષથી સંબંધ સ્ત્રી-પુરુષ જેવો નથી. એટલે અમારો વ્યવહાર, હવે 'હીરાબા' કહીને બોલાવું છું. તે પચાસ હજાર માણસો બધા એમને 'હીરાબા, હીરાબા' કર્યા કરે ને !

## શોભા વધે એવી રીત

અમે જ્ઞાની થયા પછી તો એમને 'હીરાબા' કહીએ છીએ. કારણ કે મોટા વડીલ, લોક પૂજ્ય ગણે. મારી જોડે બેસાડીને લોક એમનીય પૂજા કરે છે. માટે અમે મર્યાદામાં રહીએ. હીરાબાને 'હીરાબા' કહીએ, ભાભીને 'દિવાળીબા' કહીએ. અરે, ભત્રીજા વહુનેય 'કાશીબા' કહીએ. મોટી ઉંમરનો પુરુષ હોય તેને 'તું' કહીએ પણ સ્ત્રી નાની હોય તોય તેને માનથી બોલાવીએ. સ્ત્રી એ તો લક્ષ્મી છે.

જ્ઞાન પહેલા અમારું કઠણ ખાતું હતું. પછી પણ નરમ, જ્ઞાન થયા પછી બિલકુલ નરમ. પછી તો આ બધાને, સવિતાને 'સવિતાબા'

કહેતા, નહીં તો એ ભત્રીજા વહુ થાય. કોઈ કહેતું હશે ? પણ ના, બધાને આપણે પ્રેમથી બોલાવવાનું. આપણે એવું નહીં. આ હીરાબાને 'હીરાબા' અને દિવાળીબાને 'દિવાળીબા'. 'લ્યો-લાવો, લ્યો-લાવો' એ તો કંઈ રીત કહેવાતી હશે ? દિવાળીબા બોલાય, દિવાળી ના બોલાય. આપણી શોભા કહેવાય આ પાંસઠ વર્ષે 'દિવાળી' હું બોલું તો ? સિત્તેર વર્ષના થયેલા ને, 'લ્યો દિવાળી, લ્યો દિવાળી'. આપણી શોભા ક્યારે રહે ? 'દિવાળીબા' બોલીએ ત્યારે. અને હીરાબાય 'હીરાબા' કહેવાય. ઉંમર આટલી સિત્તેર વર્ષની થયેલી, 'તું કંઈ ગઈ હતી ?' અરે, આ તે કંઈ રીત છે ? હું કહું, 'તમે ક્યાં ગયા હતા ?' અને એમને કહું કે 'એય, તું આમ કેમ બેઠી છું ?' તો મારું મોઢું સારું દેખાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** અત્યારે બોતેર વર્ષે હું 'હીરાબા' કહું છું, લગભગ પચ્ચીસેક વર્ષથી. લોક 'બા બા' કરતા હોય ને હું છે તે 'એય, એય' કરતો હોઉં તો એ કેટલું ખરાબ લાગે ? મૂઆ, શું તારે મેળાપ નહીં પડેલો, પૈણ્યો હતો ત્યારે ? 'એય, એય' કરવા પૈણ્યો હતો ? કંઈ વિગત તો હોવી જોઈએ ને ? પ્રેમ કે એવું કંઈ તો હોવું ના જોઈએ બધું ? તે અમેય 'હીરાબા' કહીએ છીએ. 'હીરાબા, કેમ છો, કેમ નહીં ?' ત્યાં બેસીએ, બોલીએ. તમને કેવું લાગે છે ? મારી રીત ગમે છે થોડી ઘણી ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે. કાલથી પ્રેક્ટિસમાં મૂકવા માંડીએ હવે.



# [૧૮]

# હીરાબાએ પણ સ્વીકાર્યા ભગવાન તરીકે

## પહેલા સમજણ વગર લીધેલું જ્ઞાન

અમારે વ્યવહાર આદર્શ હોય. બાકી ટોપ ક્લાસ (ઉચ્ચ કક્ષાનો) એવો વ્યવહાર ના હોય માણસને ! અત્યારેય જોડે રહીએ છીએ. એ પંચોતેર વર્ષના ને હું સિત્યોતેર વર્ષનો. બેઉ નિરાંતે જોડે રહે છે, ડોસો ને ડોસી બેઉ ! એમણેય આ મોક્ષે જવાનું જ્ઞાન લીધેલું મારી પાસે. 'મારેય મોક્ષે જવું છે' કહે છે.

**પ્રશ્નકર્તા :** હીરાબાને જ્ઞાન ક્યારે આપેલું, દાદા ?

**દાદાશ્રી :** બહુ વર્ષો થયા, એમને ક્યારે લીધેલું એવું યાદેય ના હોય.

**પ્રશ્નકર્તા :** એમને આપની પાસે માગવું પડ્યું હશે ને કે મને જ્ઞાન જોઈએ ?

**દાદાશ્રી :** ના, ના, બધાએ કહ્યું કે 'હીરાબા આ જ્ઞાનમાં બેસી જાઓ.' ત્યારે કહે, 'સારું.' આમ માગે એવા માણસ નહોય. કહે, 'મારે શું દુઃખ છે તે ?' તે એના જેવું, તે સમજાવી-પટાવીને બેસાડ્યા એમને.

**પ્રશ્નકર્તા :** એમ ?

**દાદાશ્રી :** હા, અને લોકોને જ્ઞાન શું છે એય ખબર નહોતી તે દહાડે.

## ખબર પડેલી પણ એનું મહત્વ નહીં ને

**પ્રશ્નકર્તા :** આપ નિરંતર આનંદમાં જ હતા. પણ આમ ઘરે હીરાબા કે કોઈએ તરત જાણેલું કે અમુક સમય ગયા પછી ખબર પડેલી આ જ્ઞાનપ્રાપ્તિ થયેલી તે ?

**દાદાશ્રી :** વાર જ ના લાગે ને ! ફેરફાર થઈ ગયો હતો ને !

**પ્રશ્નકર્તા :** હીરાબાને ક્યારે ખબર પડેલી ?

**દાદાશ્રી :** હીરાબાનેય સાધારણ ખબર પડેલી પણ હીરાબાને આનું મહત્વ એટલું બધું નહીં. એ જાણે કે 'શુંયે જ્ઞાન થયું છે ! આપણને કામ શું ?' કહે.

**પ્રશ્નકર્તા :** એટલું લેવલ નહીં એટલે ને, દાદા ?

**દાદાશ્રી :** એ તો બહુ એ તૈયાર નહીં ને ! પછી ધીમે ધીમે ધીમે એમને અનુભવ વધતો જાય. આપણે એવું કહીને આમ જરૂરેય નહીં ને !

**પ્રશ્નકર્તા :** હં, વ્યવહાર નહીં આપનો એટલે... પણ પછી તો નિરંતર પરમાનંદ સ્થિતિ થઈ ગઈ આપની ?

**દાદાશ્રી :** ના, વ્યવહાર બહુ સુંદર હતો ને ! બહુ સુંદર, વ્યવહાર ફક્કડ. આમાં અંદર જાગૃતિ રહે ને વ્યવહાર પણ સરસ, વ્યવહાર સારો.

## હીરાબાને પણ દબાણ નહીં

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે વ્યવહારની બધી આવડત, એ બધી તમારામાં પહેલેથી ?

**દાદાશ્રી :** એ વ્યવહારની આવડત બહુ સારી. બહુ સારી સૂઝ પડે. તેથી 'અંબાલાલભાઈ' કહે ને, નહીં તો કોઈ કહેતું હશે કે ? છ અક્ષર તે કોઈ બોલતું હશે ? આમ ચાર અક્ષરેય બોલતા અઘરા પડે છે લોકોને.

**પ્રશ્નકર્તા :** તે એવું હીરાબાને પણ ખબર પડી ગયેલી કે સંસારમાં સુખો જ નથી એમ ?

**દાદાશ્રી :** એમનેય ખબર પડતી'તી. પણ બહુ અનુભવ નહીં. એમના થોડા કાચા અનુભવ, પણ મોહ ઓછા આમ. જેને જેટલો સુખ નથી એવો અનુભવ થયેલો હોય, તેટલો તેને મોહ ઓછો હોય.

**પ્રશ્નકર્તા :** હીરાબાને આપના પર ખૂબ ભાવ હતા ? એવો જ ભાવ રહે હીરાબાને ?

**દાદાશ્રી :** એમને બધા સારા ભાવ હતા, ફર્સ્ટ ક્લાસ ભાવ !

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન થયા પછી, હીરાબા આપને પરમાત્મા જેવા જ માને ?

**દાદાશ્રી :** ના, પહેલા નહોતા માનતા, પણ પછી છે તે એમને મનમાં લાગ્યું કે 'ના, આ બરાબર છે.' પહેલા મહીં બીજાની શિખામણ હતી. એટલે 'કૃષ્ણ ભગવાન એ જ ભગવાન' કહે.

**પ્રશ્નકર્તા :** પછી તમે સમજાવો એમને ?

**દાદાશ્રી :** એવું દબાણ કરવાનું નહીં. આપણે શું કામ છે, એવું મનાવીને પણ ? જેને ગરજ હોય તે માને.

**પ્રશ્નકર્તા :** પણ હીરાબા હતા ને ?

**દાદાશ્રી :** તેમાં શું થયું, આ બીજા લીમડાબા નહીં ? કાશીબા, લીમડાબા.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ હીરાબા તો આપની કેટલી ક્લોઝ ફાઈલને, ફાઈલ નંબર ટુ.

**દાદાશ્રી :** એ ફાઈલો હોય જ ને પણ !

## દાદાય ભગવાન પણ કૃષ્ણ એ ખરા ભગવાન

એ મને કહે છે, 'કૃષ્ણનું નામ દઈશ, તમારું નહીં દઉં.' એમને એ પહેલેથી પેસી ગયેલું કે આ જૈનધર્મ પાળે છે, એટલે જૈન છે આ બધું. પણ વિધિ-બિધિ કરે અત્યારે. આમ જ્ઞાનેય લીધેલું, પણ એ હજુ

થોડુંક પેલું જાય નહીં. 'ચાર વાગે ઊઠીને કૃષ્ણનું નામ દઉ છું' કહે છે. તે એમણે (નીરુબેને હીરાબાને) કહ્યું, 'દાદા ભગવાન...!' તો એ કહે છે, 'એય ભગવાન, પણ આ અમારું તે અમારું.'

## આપણી સમજણ ઠોકી બેસાડવાની નથી

**નીરુમા :** દાદા, રોજ એમને કહીએ છીએ કે 'બા, દાદા જ કૃષ્ણ નહીં ? આ જાતે જ છે કૃષ્ણ.' તો કહે, 'ના, એ નહીં, મારા તો પેલા કૃષ્ણ.'

**દાદાશ્રી :** એમની સમજણ પર આપણી સમજણ ઠોકી બેસાડવાની નથી. એમની છે એ કરેક્ટ. આ આપણુંયે એનું એ છે અને પેલુંયે એનું એ છે. બધા કાગળિયાં જ ને ! કોઈ સુંવાળા કાગળ કે કોઈ છે તે પેપરના કાગળ. ગ્રાફ પેપર હોય ને પેલો પેપર હોય, પણ છેવટે તો કાગળિયાંને !

**પ્રશ્નકર્તા :** પણ આ વાસ્તવિક સમજણ ખરી ને ! આ તો વાસ્તવિકતા છે ને, આ સમજણ પાછળ !

**દાદાશ્રી :** શી વાસ્તવિકતા ?

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છો.

**દાદાશ્રી :** ના, આનંદ શી રીતે થાય એ અમારો ધર્મ. બીજું બધું આ લોકવ્યવહારમાં શું કહેશે, એ અમારે કશું જોવાનું નહીં. લોકવ્યવહારમાં તો બધું કહેતા જ આવ્યા છે ને, ક્યાં નથી કહેતા ? કે 'આવા છે, તેવા છે', ના કહે ? સારું કહીએ તોય ઊંધું કહે છે ઘણા લોક તો. નથી કહેતા ? કહે કે ના કહે ?

**પ્રશ્નકર્તા :** કહે, કહે.

## છેવટે માન્યું 'દાદા' જ ભગવાન

**દાદાશ્રી :** પછી હીરાબા મને કહે છે, 'તમે ભગવાન શાના ?' મેં કહ્યું, 'હા, બરાબર છે. તમારી વાત સાચી છે.'

**પ્રશ્નકર્તા :** પછી શું થયું, છેવટે બા માન્યા ખરા કે આપ જ્ઞાની છો, ભગવાન છો ?

**દાદાશ્રી :** એ તો થોડા વખત પછી મેં કહ્યું, 'ભગવાન એ ભગવાન છે, હું કંઈ ભગવાન છું ?' ત્યારે હીરાબા કહે, 'તમે જ ભગવાન છો, નહીં તો આટલું બધું લોક આવતું હશે ? કંઈ અમથા આવે છે બધા ? લોક ગાંડા છે બધા કે પાછળ ફરે તે ? તમે જ ભગવાન છો.' એવા એ, આમ કહે તો આમ ને આમ કહે તો આમ.



**પ્રશ્નકર્તા :** એટલે આપે 'બા'ની પ્રકૃતિ સમજીને એમને છંછેડ્યા નહીં ને કોઈ જાતનું દબાણ ન કર્યું તો 'બા'ને જાતે જ પછી સાચી સમજણ પડી ?

**દાદાશ્રી :** અમે દરેક પ્રકૃતિને પામી લીધેલી હોય. આમ ઓળખી જોઈએ, એટલે અમે દરેકની જોડે એની પ્રકૃતિ પ્રમાણે રહીએ.

## હીરાબા જોડે 'હા' કહેવડાવી સવળી સાઈન કરાવે

**પ્રશ્નકર્તા :** આપ પ્રકૃતિ તો ઓળખી લો છો અને સાથે સાથે

હીરાબાને એવી રીતે વાળો છો કે એમનાથી ખરાબ કર્મ ન બંધાય, દુઃખી ન રહેવાય ને બધી રીતે એમનું કલ્યાણ થાય !

**દાદાશ્રી :** હા, હીરાબાને ઝામર થયેલું ત્યારે ડૉકટર જરાક કંઈક કરવા ગયો તેનાથી તેમની એક આંખ જતી રહી. લોકોએ કહ્યું કે 'ડૉકટર ઉપર લાખ રૂપિયા નો દાવો માંડો.' મેં ના કહી. પછી હીરાબા જોડે ગમ્મત કરતા કહ્યું કે 'આપણે ડૉકટર ઉપર દાવો માંડીશું કે ?' ત્યારે હીરાબા બોલ્યા કે 'ના, એમાં ડૉકટરનો શો ગુનો ? ડૉકટર તો સારું કરવા ગયો હતો ! એ તો મારા ભાગ્ય એવા તેથી ! બા એવું કશું કરશો નહીં.' અને હુંય કરવા ના દઉ ને ! મારે તો ગમે તેમ હીરાબા પાસે 'હા' કહેવડાવવું'તું.

આ તમને જોવાનું મળ્યું છે ને ! બીજા માણસ જોઈને તૈયાર થઈ જાય !

**પ્રશ્નકર્તા :** આવી બીજી કોઈ વાત હોય તો કહો ને.

**દાદાશ્રી :** હું ગમ્મત કરું કો'ક દહાડો. મેં કહ્યું, 'આ મારે ઘૈડપણ લાવવું નહોતું પણ ઘૈડપણ પેસી ગયું આ મને.' ત્યારે એ કહે, 'એ તો બધાને આવે, કોઈને છોડે નહીં.' એમને મોઢે કહેવડાવડાવું. અને આપણું કરેલું આપણે જ ભોગવવું પડે. એમાં ચાલે નહીં, એવું કહે.

## હીરાબા જોડે લઈએ સહમતી

તે હીરાબા તો એટલા સારા, હું મામાની પોળમાં રહેતો'તો ને, મેં કીધું કે આ બધા કહે છે, તો આપણે ઘર બદલવું છે ? બંગલામાં જવું છે ? ત્યારે કહે, 'ત્યાં વધારે પૂંજો વાળવો પડે, એના કરતા આપણે અહીં સારું છે. અને આ વસ્તી સારી વાણિયા લોકોની, જોડે જોડે, અડી-અડીને, અને પેલું તો બંગલામાંથી બહાર નીકળીએ, કમ્પાઉન્ડની બહાર નીકળીએ ત્યારે ભેગા થાય.' પણ મારી ઈચ્છા નહીં એટલે હીરાબાની આમ સહમતી લઈ લઉ.

મારી ઈચ્છા નહીં. તે વગર કામના ખર્ચા વધારવા, પૂંજા

વાળવાના. હીરાબા કહે, 'ના બાપ, નર્યો પૂંજો વાળ વાળ કરવો પડે. વધારે રૂમ આપણે શું કરવા છે ? પૂંજો તો મારે વાળવાનોને ? નોકર-બોકર રાખવાનું મને ગમતું નથી.' અમારા બેના મત એક જાતના. બેઉ કરકસરિયા ! કસર કરીને દહાડા કાઢવાના. અને બહાર બધાને આપી દે. નોબલ ખરા ! મોટા મનના હીરાબાયે.

## રીસ રાખે નહીં એટલા માટે અવળું ચઢાવે

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબા તો મોટા મનના ને !

**દાદાશ્રી :** હીરાબાને તો અમારા ભાભી ૧૯૪૨ની સાલમાં કહેતા'તા, 'તમે મારી જોડે બદલો લેશો ? મેં તમારી જોડે ખરાબ વર્તન રાખ્યું છે, તેનો બદલો લેશો ?' ત્યારે હીરાબા કહે છે, 'ના બા, મારે તો તમે જેઠાણી.'

**પ્રશ્નકર્તા :** એ તો એકદમ સુંવાળા, બહુ સુંવાળા ! બા તો આવું કશું જ ના કરે.

**દાદાશ્રી :** હા... તે પછી મારા મનમાં શું કે કંઈ રીસ રાખે નહીં એટલા હારુ હું અવળું ચડાવું, 'આટલું આટલું તમને પજવ્યા છે તોય તમે એમને કશું પજવતા નથી ?' 'હં... નહીં પજવવાનું, એવું નહીં પજવવાનું.' એવું કહે છે. મેં કહ્યું, 'આટલું આટલું પજવ્યા છે, એ હું જાણું.' શું ?

**પ્રશ્નકર્તા :** તે માપ કાઢવા ને, દાદા.

**દાદાશ્રી :** એમના મોઢે આ 'ના' કહેવડાવી મજબૂત કરાવડાવું. બાકી ખાનદાની કહેવાય, અસલ ખાનદાની કહેવાય. બાકી એમને ભાભીએ બહુ પજવેલા.

**પ્રશ્નકર્તા :** અસલ ખાનદાની કહેવાય એને.

**દાદાશ્રી :** ઊલટો હું એમને વઢું ને, આ મેં કહ્યું, 'તમને પહેલા દુઃખ દીધેલું ને, એમણે.' ત્યારે કહે, 'છો દીધું, પણ એમને કશું નહીં

કરવાનું.' મારી ઈચ્છા પેલી કે સારી રીતે આ ભાભીને રહેવા દે. એટલે મારી ઈચ્છાને પૂરણી આપે પછી.

## પોતે પાપ વહોરીને પણ હીરાબાનું સુધારે

મારી ઈચ્છા એવી કે હીરાબા ભાભીની જોડે સારા રહે તો સારું. કારણ કે પેલું વેર ના રાખે ને ! પણ વેર રાખ્યું નથી કોઈ દહાડોય. મારી ઈચ્છા હતી તે પૂરી થઈ ગઈ. રખાતું હશે વેર તો ? લોક તો ગમે તે કરે, પણ નથી રાખ્યું કોઈ દહાડો. નોબલ !

મારે જોઈતું હોય કે એ ભાભીને કશું કહે નહીં, પાછલું વેર વાળે નહીં, એવી મારી ઈચ્છા હોય ને ! તે હું દાણો દાબી જોઉં. એટલે હું એમને વઢું એટલે આ ઉપરાણું લે, એટલે હું જાણું કે હા, બરાબર છે. આપણે જોઈતી દિશામાં છે અને જોઈતી દિશામાં ના થતું હોય તોય હું વઢું એટલે તે એ બાજુ જ ફરી જાય. શાથી ? આ દયાળુ સ્વભાવ ! વઢે એટલે કઈ દિશામાં ફરી જાય પેલા ? જ્યાં આપણે ફેરવવા હોય ત્યાં. એટલે હું બનાવટી વઢું, પણ એ મને કહેવાની ના કહે, 'તમારે કશું કહેવું નહીં એમને.'

**પ્રશ્નકર્તા :** હવે સમજાયું દાદા, હીરાબાએ તમને કેમ ભગવાન તરીકે છેવટે સ્વીકાર્યા, કારણ કે તમે જાતે તપ કરીને પણ એમનું કેમ કરીને આત્યંતિક કલ્યાણ થાય એના માટે જબરજસ્ત ખટપટ કરી છે.

## દાદા-હીરાબા સાથે વાત

### વઢીને સવળા ફેરવે

**દાદાશ્રી :** દિવાળીબાને કશો પૈસા-બૈસાનો લોભ નહીં ને !

**હીરાબા :** અરે, લોભ તો ખરો હજુ.

**દાદાશ્રી :** એમ ! હજુય છે ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** હવે કોના કરવા હારુ ?

**હીરાબા :** કોને ખાતર, તે એમને ખાતર. લોભ તો ખરો જ ને ! પૈસાનો લોભ ખરો હજુ. 'બે હજાર આપે તો હું સહી કરું' કહે છે.

**નીરુમા** (દાદાશ્રીને) **:** બે હજાર આપે તો સહી કરું, કહે છે.

**હીરાબા :** પણ સહી કરી એ.

**દાદાશ્રી :** રૂપિયા આપ્યા ?

**હીરાબા :** ના. હોવે આપે. સહી કરી આપી.

**દાદાશ્રી :** એમ ? પણ શું લખાવ્યું તે જાણો છો પેલા વકીલને ?

**હીરાબા :** એ નહીં જાણું, બા.

**દાદાશ્રી :** વકીલે પૂછ્યું કે આ કોની મિલકત છે ?

**હીરાબા :** ત્યારે તેમણે શું કહ્યું ? કહે, મારી ?

**દાદાશ્રી :** 'હીરાબાની. હીરાબા, અમારા દિયર અને મારી. અમારા ત્રણ જણની આ મિલકત છે' કહે છે. અને તમે કહો છો કે 'એમને કશું કહો નહીં.'

**હીરાબા :** એ બદલાવાના છે હવે ?

**દાદાશ્રી :** ના, પણ ત્રીજો ભાગ આપવો પડશે ?

**હીરાબા :** એ તો આપવો જ પડશે. એ તો તમારી ભોજાઈ છે તે આપવો જ પડે ને !

**દાદાશ્રી :** તમે પહેલેથી કહ્યું હોય તો હું એમની જોડે વઢત નહીં ને ! એ તો તમે એમ કહેતા હતા, 'આટલી મિલકત મારી.' ત્યારે મેં કહ્યું, 'હા, તમારી.' ત્યારે હું એમને વઢત જ નહીં ને !

**હીરાબા :** ના, એ મિલકત તો તમારી હતી ને પૈસા આપ્યા હતા તમે, બારસે-તેરસો.

**દાદાશ્રી :** હા, તે જ કહું ને ! એટલે પાછી લીધેલી વેચાતી. એટલે એ જમાનાની વાત.

**હીરાબા :** પાછી લીધેલી, પણ હવે એ બોલે છે આવું એટલે.

**દાદાશ્રી :** પણ તે શું કરીશું ? તમે એમને કહેશો કે તમે શાના ત્રીજો ભાગ માગો ?

**હીરાબા :** પણ કહેવાનું શું હવે ? ત્રીજો ભાગ તો એ એમનું ખેતર છે તે લઈ જ જશે ને !

**દાદાશ્રી :** એમનું શાનું ખેતર ?

**હીરાબા :** પણ એ તો ખરું જ સ્તો. મૂઆ, હવે આપી દો ને અહીંથી.

**દાદાશ્રી :** એ પહેલા તમે શું કહેલું ? 'કોઈને આપવાનું નથી, બધું મને આપવાનું' ત્યારે મેં કહ્યું, 'તમારું આ.' એટલે હું ઊલટો દિવાળીબા જોડે વઢ્યો કે 'તમારે લેવાદેવા નથી. બોલશો નહીં અમથા.' તે વળી આજ પાછા કહે છે, 'આપો, હવે.' હું એટલા હારુ તો વઢ્યો. મારું વઢેલું નકામું ગયું આ તો.

**હીરાબા :** ત્યારે શું કરે એને ? એ હવે કંઈ છોડવાના છે ? એ તો વળગે એવી છે.

**દાદાશ્રી :** એ તો એવું સાંભળે તો ખોટું દેખાય ને !

**હીરાબા :** એ તો કહેવાય. ખોટું શાનું દેખાય ?

**દાદાશ્રી :** એ બોલશો નહીં. ખોટું દેખાય. મને ના ગમ્યું આ. એ તો પવિત્ર બઈ છે. બીજું બધું ગમે તે હશે, બાઈ પવિત્ર. મેં યોગિણી જેવી જોઈ છે. યોગિણી એટલે જેને ત્રીસ વર્ષની ઉંમરે રાંડી છે, જેણે પરપુરુષ સામે દૃષ્ટિ નથી કરી. અને ભાદરણ ગામની બધી સ્ત્રીઓ કહો, તો પાનીઓ દેખાય છે, આમની પાની નહીં દેખાયેલી કોઈ દહાડો. તેથી તો એમણે જ્યારે કહ્યું હોય ત્યારે ત્યાં આગળ સ્વામીનારાયણમાં

જઈને ખર્ચો હઉં કરી આવતા હતા. મંદિરમાં એમને હજાર-પંદરસોનો, બે હજારનો ખર્ચ કરવો હોય ને... એ કહે, 'મારે જમાડવા છે' તો અમે ત્યાં જઈને જમાડી આવતા હતા કારણ કે યોગિણી જેવી બઈ તો, પછી આ શું ? મારે ને એમને વેર હશે કે આમની જોડે હશે. આ અમારું વેર હશે તે વેર વાળ્યું એમણે. એમાં શું ખોટું કર્યું ? કંઈક હશે પૂર્વનું ત્યારે ને ? ભાઈ એવા નહોતા. આમને (હીરાબાને) તો પડીકામાં ખવડાવવું પડતું હતું બાને. શું કરવાનું ? તમે કહી નહીં દીધું, એટલું સારું છે, આબરૂ રાખી છે.

**હીરાબા :** તે આબરૂ તો રાખવી જ પડે ને, ઘરની.

**દાદાશ્રી :** ત્યારે હું આવું નહીં કહી દઉં હવે. ખોટું દેખાય ને બહાર.

**હીરાબા :** બધું જાણીએ, પણ હવે શું કરીએ ?

**દાદાશ્રી :** બાકી યોગિણી જેવી, બીજા અવતાર બગડશે એ વાતમાં માલ નહીં.

**હીરાબા :** એ નહીં બગડે. એ તો એવી નથી.

## ભગવાન તો હવે થયા

**નીરુમા :** પણ દાદા તો ભગવાન થઈ ગયા ને, બા ?

**હીરાબા :** તે ભગવાન હવે થયા. ત્યારે કંઈ થયા હતા ભગવાન ?

**નીરુમા :** એ તો પછી જ થાય ને !

**હીરાબા :** હં... ત્યારે કંઈ થયા...

**દાદાશ્રી :** કંઈ ભૂલો તો થઈ હશે ને ? કેટલા વર્ષથી, ભૂલ તો ના થાય ?

**નીરુમા :** એ તો થાય ને, દાદા.

**દાદાશ્રી :** પણ હમણેના થોડા વર્ષથી ડાહ્યા દેખાય છે, નહીં ?

**હીરાબા :** થોડા વર્ષથી ડાહ્યા દેખાય, તે ઘરેય ભૂલી ગયા.

**દાદાશ્રી :** ના, ઘર ભૂલાતું હશે ? એ પેલા બધા સાંભળનારા બહુ આવે ને, તો ક્યાં બેસાડું પછી ત્યાં આગળ તે ?

**હીરાબા :** ક્યાં બેસાડે, પણ બેસાડે તો સાંભળનાર ઓછું કરો.

**દાદાશ્રી :** ઓછું કંઈ થાય એવું નહીં ને ! આપણે કહીએ કે 'જતા રહો' પણ તે શી રીતે જતા રહે ?

**હીરાબા :** 'જતા રહો' તો ના કહેવાય.

**દાદાશ્રી :** હેં ? ના કહેવાય ને, એ તો ?

**હીરાબા :** એવું તો ના કહેવાય.

**દાદાશ્રી :** તમે ખાનદાન માણસ, તમે ના કહો તો પછી હું શી રીતે કહું ? ના કહે એ.

**નીરુમા :** બા, પેલું 'દાદા ભગવાન કોણ'ની વાત કરેલી એ યાદ છે કે તમે ભૂલી ગયા ?

**હીરાબા :** આ...

**નીરુમા :** આ દેખાય છે એ કે બીજા ?

**હીરાબા :** બીજા.

**નીરુમા :** બીજા કયા ?

**હીરાબા :** આ મહીં અંદર.

**નીરુમા :** હં... આજે મેં એમને વાત કરી કે દાદા ભગવાન કોણ ? મેં કહ્યું, 'દાદા ભગવાન કોણ કહો', તો એ કહે છે કે 'આ દેખાય છે એની મહીં અંદર છે તે પ્રગટ...'

**દાદાશ્રી :** અંદર પ્રગટ થયા છે, ચૌદ લોકનો નાથ !

**હીરાબા :** ચૌદ લોકનો નાથ !

**દાદાશ્રી :** રણછોડજી એ, મહાદેવજી એ, કૃષ્ણ એ, મહાવીર એ. એટલે લોકો ત્યાં ડાકોરમાં જઈએ ત્યારે રણછોડજીની પેઠ દર્શન કરે. આખું ગામ દર્શન કરે. અહીં આપણે ઘેર બેઠા આવ્યા, પછી હવે શું કરવા ખોળવા જઈએ બહાર ?

**હીરાબા :** હં... બહાર શું કરવા ખોળે ?

**નીરુમા :** માગો એ મળે, કહે છે.

**દાદાશ્રી :** જે માગે એ મળે. એ કહે કે 'મને દર્દ મટી જાવ', તો એ મટાડશે.

**હીરાબા :** તો મટાડી દયોને આ.

**દાદાશ્રી :** ના, એ તો કહેવું પડે આપણે. તમે ત્યાં ઘેર બેઠા બેઠા કહો તે અમને પહોંચે ત્યાં.

**નીરુમા :** દાદા ભગવાન મારું મટાડી દો કહેવાનું.

**હીરાબા :** હા, કહેવાનું ને !

**દાદાશ્રી :** ના, એ તો બોલવું પડે પાંચ-દસ મિનિટ એમ, વાત એકલાથી ના થાય. તેથી તો લોકો 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલે ને, તેથી બધું એમને મટી જાય. બધું થાય, માગ્યું હોય તે મળે. તેથી બધા બોલે. એટલે હું હઉ બોલું ને ! મારે કંઈ દાઢ-બાઢ દુઃખે ત્યારે હું તરત બોલું તો મટી જાય છે.

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

### કૃષ્ણભક્ત બન્યા દાદાભક્ત

બા પહેલેથી કૃષ્ણ ભક્તિ કરતા. પરમ પૂજ્ય દાદાશ્રીને ૧૯૫૮માં જ્ઞાન થયું. દાદાશ્રીએ આ વાત અત્યંત ગુપ્ત રાખેલી. શરૂઆતનો દસકો તો અમુક જ વ્યક્તિઓ સાથે ગુપ્ત રીતે સત્સંગ કરતા. ભોળા-ભદ્રિક બાને આની કંઈ જ ખબર ન હતી. દાદાશ્રીને જ્ઞાન થઈ ગયું પણ તે

શું જ્ઞાન ને તેઓશ્રીની કઈ દશા તે બાને કઈ રીતે સમજાય ? ધીમે ધીમે જ્યારે બહાર પડવા માંડ્યું ત્યારે બાને સમજાવી-પટાવીને બેસાડ્યા ત્યારે એમને પણ જ્ઞાન લેવાની ઈચ્છા થઈ, જેના મહાન નિમિત્ત મહાત્મા નટુભાઈ બન્યા. ૧૯૭૩-૧૯૭૪માં બાએ જ્ઞાન લીધું. પણ એમને એનું ઊંડાણ કળાયું નહીં. છતાં દાદાશ્રીને પૂજ્ય દૃષ્ટિથી જોતા થઈ ગયા. ૧૯૮૩માં મામાની પોળમાં બા હતા, ત્યારે બાની સાથે હું ને મહાત્મા લીલાબેન જ્ઞાનની, દાદાની કીર્તનભક્તિની ખૂબ વાતો કરતા. ને બાને ફરી જ્ઞાન લેવાની ભાવના જાગી. ને મામાની પોળમાં પરમ પૂજ્ય દાદાશ્રીએ તેમની અસલ બાંકડાની બેઠક પર બેસીને હીરાબાને ફરીથી જ્ઞાન આપ્યું. ત્યારે બાને કંઈક ઉઘાડ થયો. પછી તો દાદાશ્રી જ્યારે જ્યારે વડોદરામાં હોય ત્યારે અચૂક બાને વિધિ કરાવતા. બાની સ્પેશિઅલ વિધિ થતી ! કપાળે અંગુઠો ને માથા પર પગ મૂકીને બે વખત થતી. અને એની એમને જબરી અસર થઈ ગઈ ! પૂજ્ય દાદા સ્વયં ભગવાન જ છે તેની તેમને પ્રતીતિ થઈ ગઈ !



## [૧૯]
# હીરાબાના હાથે દાન

### હીરાબાની દાન આપવાની ઈચ્છા પૂરી કરી

હીરાબા ધર્માદો બહુ આપે એવા નહોતા, આપણે કહીએ ને તોય. કોના હારુ રહેવા દે છે તેય એમને ખબર ન હોય. એ તો ખબર જ ના હોય ને ! નથી આપતા એટલે કો'કના હારુ રહેવા દે છે. એ તો પેલા અમદાવાદવાળા સાહેબે, એમણે પહેલા સવા લાખ એમના હાથમાં આપ્યા. મને કહે છે, 'મારે તો હીરાબાના હાથથી, એટલે હીરાબા છે તે દાન કરે એવું કરવું છે. મેં મારું દાન જુદું આપી દીધું, પણ આ તો હીરાબા જ કરે.' તે હીરાબા પાસે કરાવ્યું, તે હીરાબા કહે, 'લ્યો ભઈ, આમનું લઈને હું આપું છું, પણ એમાં મારું શું આમાં ?' ફરીવાર એક લાખ લાવ્યા, તે હીરાબા પાસે અપાવ્યા. તો કહે, 'ભઈ, હું આપું છું ખરી, પણ મારું શું એમાં ? તમારા એ તમારા ને મારા એ મારા.' એવું બોલ્યા એટલે હું સમજી ગયો કે આમને બે લાખ આપવા છે. એટલે બોલે નહીં પણ સમજી જઉ ને હું ?

**પ્રશ્નકર્તા :** હં, સમજી જાવ.

**દાદાશ્રી :** એટલે પછી મેં ત્યારે બે લાખ નક્કી કરેલા કે બે લાખ આપી દેવા. તે એમણે વાંધો નહોતો ઊઠાવ્યો. અને મોઢે બોલ્યા એટલે પૂરું કરવું જોઈએ ને એમની હાજરીમાં. મેં કહ્યું, 'હવે બે લાખ હાથ

ઉપર નથી, શું કરીશું ?' એ તો દોઢેક લાખ હતા, મેં કહ્યું કે 'આપણે કંઈ રસ્તો કરીએ.' ત્યારે કહે, 'એમ કરો, બાર મહિના હપ્તા ભરે છે ને લોકો, કોઈ દસ હજારનો, કોઈ પચ્ચીસ હજારનો, કોઈ પચાસ હજારનો, એવું આ હપ્તા જેવું કરો.' મેં કહ્યું, 'શી રીતે પણ ?' પછી એક લાખ સત્તર હજાર બેંકમાં મૂકી આવ્યા અને એના ૧૯૯૧માં બે



લાખ થશે બેલેન્સ. આ તો ગઈ સાલની (૧૯૮૬ની) વાત. જો ત્યારે બે લાખ થઈ ગયા ને ? અમારે હીરાબા કહેતા હતા ને, તે અપાઈ ગયા. એની પાવતી હઉ આવી ગઈ. એટલે ઉપાય કર્યો ને ! હીરાબાના નામ ઉપર પાવતી કરી આપી. એથી અત્યારે અપાયા. પણ આ તો એમની હાજરીમાં થઈ જવું જોઈએ એવું નક્કી કરેલું એ થઈ ગયું. પૂરું કરી આપ્યું આ. પાવતી દેખાડી દીધી, બે લાખ સંઘને આપું છું. પછી વાંધો નહીં ને ! પછી આપીશું.

અને હીરાબાને તે બધી જ એમની ને મારે વાતચીત થયેલી એ બધી જ પૂરી કરી. દરેક પૂરી કરી. આને દસ હજાર આપજો, આને ફલાણું આપજો. આને બીજું બધું આપજો એ. પછી પૈસા આપણે કરવાના શું ? આપણે તો આ આખું જગત આપણા છોકરાં !

## બધી મિલકત હીરાબાની, મારી પાસે ચાર આનાય નહીં

તે આ હમણાં બે લાખ હીરાબાના નામ પર આપ્યા મંદિરમાં.

**પ્રશ્નકર્તા :** તમારા નામે આપવા'તા ને થોડાક. તમારા નામે એકાદ લાખ આપો ને બીજા.

**દાદાશ્રી :** મારું નામ ! મારું નામ જ ક્યાં છે તે ? આવું શું બોલો છો તમે ? મારી પાસે ચાર આનાય નથી. એ બધી હીરાબાની મિલકત, મારે કશું લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** તો અમારે હીરાબાને પકડવા પડશે.

**દાદાશ્રી :** ના, તમારે તો અમને કહેવાનું, તમે જ્યારે માંગો ત્યારે આપી દઈશ.

**પ્રશ્નકર્તા :** એ નથી કહેતો.

**દાદાશ્રી :** એ મિલકત થોડી થોડી રાખી મૂકી હોય.

**પ્રશ્નકર્તા :** ના... ના, એ નથી કહેતો. અમારે પૈસા જોઈતા હોય તો હીરાબાને પકડીશું.

**દાદાશ્રી :** ના, ના, એ તો રાખી મૂકી હોય.

**પ્રશ્નકર્તા :** હું એ પૈસાની વાત નથી કરતો.

**દાદાશ્રી :** ના, એમ નહીં, કોઈ પણ વસ્તુ હોય તો પણ અમે બધું એડજસ્ટમેન્ટ કરેલું હોય, પણ અમારી પાસે ના હોય. ચાર આનાય અમારી પાસે નહીં. રાઈટેય નહીં અમને કોઈ ખર્ચવાનો, એક પૈસાનોય. એક ફક્ત અમારે ધોતિયા-બોતિયા લાવવાના હોય, એની વ્યવસ્થા છે. કપડાં-બપડાં લાવવાના હોય એની. અને એથી બીજો કોઈ ખર્ચો થાય તે.



# [૨૦]
# રહ્યા મામાની પોળમાં જ

## બા મામાની પોળમાં ને દાદા નવું બાંધ્યું ત્યાં

**પ્રશ્નકર્તા :** તમારું હેડ ક્વાર્ટર (મુખ્ય મથક) ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** ગામેગામ હેડ ક્વાર્ટર.

**પ્રશ્નકર્તા :** ના, એ તો બરોબર પણ...

**દાદાશ્રી :** એકુંય જગ્યાએ ઊભું રહેવાનું નહીં. ઘર ખરું મામાની પોળમાં, તેમાં છે તે હીરાબા રહે. અને કોઠી ચાર રસ્તા ઉપર જે નવું બાંધ્યું છે, ત્યાં આગળ હું રહું છું. મામાની પોળમાં ભાડાનું ઘર હતું, એ મકાનનું ભાડું હું શું આપતો હતો ? પંદર રૂપિયા. પણ પચાસ-સાંઈઠ માણસો રોજ દર્શન કરવા આવે. સવારમાં બે-ત્રણ કલાક સત્સંગ કરતા હતા લોકો. હજાર રૂપિયા ભાડું હોય, તોય આટલો લાભ ના ઉઠાવાય. એવું આપણા ઘરનું ભાડું જો વસૂલ થાય, તો આપણને કેવું સરસ લાગે !

મને તો મારું મામાની પોળનું ઘર પંદર રૂપિયા ભાડાનું તો બહુ કામ લાગેલું. એ ઘરમાં એટલો બધો સત્સંગ થયેલો છે, એટલો બધો સત્સંગ થયો છે કે ન પૂછો વાત ! ઘરવાળાનીય એવી ઈચ્છા હતી કે 'અહીં રહો તો અમને બહુ સારું પડે.' અને હીરાબા તો એમ જ કહેતા હતા કે 'હું તો અહીંથી ત્યાં રહેવા જશો તોય નહીં આવું. હું તો અહીં જ રહેવાની, મારે ત્રીજે માળે નથી ચઢવું.' અમે નવું બાંધ્યું ને, એ

ફ્લેટ જે છે તેમાં, તે કહે છે, 'મારે ત્યાં નથી આવવું.' તે બેય રાખવા પડ્યા. એમની ઉંમર તોંતેર વર્ષની, તે એમને શી રીતે ના કહેવાય આપણાથી કે 'ના, અહીં જ આવો.' એમને ઠીક લાગે એવું કરવું પડે.

**પ્રશ્નકર્તા :** મામાની પોળ છોડવી કોઈને ના ગમે, દાદા.

**દાદાશ્રી :** હા, છોડવી ના ગમે. બધાને, પોળવાળાને બહુ એ. તે મામાની પોળમાં રોજ જવાનું મારે, વડોદરામાં હોઉં ત્યારે. અને આમ પગ ઊંચો કરીને વિધિ કરી આપવાની, હીરાબાને. માથા પર પગ મૂકીને વિધિ કરીને પછી અહીં પાછા આવવાનું. એમની તોંતેર વર્ષની ઉંમર, એમને સત્સંગ ના જોઈએ ? રોજેય જવાનું. છોકરાં-બોકરાં તો બધા મરી પરવાર્યા છે. અત્યારે તો એ રોફ મારે છે ને અમેય રોફ મારીએ છીએ. અત્યાર સુધી સગાંવહાલાંની છોડીઓ રહેતી'તી ને ખાવા-બાવાનું કરી આપતી'તી. હવે છોડીઓ બધી પરણી ગઈ, હવે શું કરે ? તે એક જૈન બેન છે, એ બહુ સારા છે, તે એમની સેવાય કરે છે, જમાડે છે ને પોતે રહે છે. અને બીજા બે-ત્રણ ભક્તો હોય તે એમની સેવા કરનારા, રાત-દહાડો. ભક્તો ખરા ને, બધાએ.

## કોઠીનું ઘર

**પ્રશ્નકર્તા :** દાદા, કોઠીનું ઘર કેટલામાં લીધેલું ?

**દાદાશ્રી :** કોઠીનું સાડા છ હજારમાં રાખેલું. કોઠીની જગ્યા ૧૯૪૨ની સાલમાં રાખેલી, તે ૧૯૮૨ની સાલમાં આ બેસવા ગયા આજ.

**પ્રશ્નકર્તા :** હા, ચાલીસ વરસે.

**દાદાશ્રી :** હં... મેં જાણ્યું કે આ પૈસા નકામા જ ગયા પણ ઊગ્યા તે આ !

**પ્રશ્નકર્તા :** સાચો પૈસો ઊગે ને ?

**દાદાશ્રી :** ના, પણ એ સાડા છ હજાર તો બહુ ઊગ્યા.

**પ્રશ્નકર્તા :** હા, બહુ ઊગ્યા.

**દાદાશ્રી :** બીજું એક મકાન વેચી દીધું હતું તે પૈસા તો ધંધામાંથી આપેલા, તે નકામા ગયા.

**પ્રશ્નકર્તા :** ક્યાં હતું મકાન, દાદા ?

**દાદાશ્રી :** એય અમારી પોળની જોડે હતું, એક માળનું આર. સી. સી. વાળું હતું.

**પ્રશ્નકર્તા :** અચ્છા.

**દાદાશ્રી :** તે આપણા કુટુંબના ભાઈને મારે વેચાતું આપવું હતું પણ પેલો જે હતો ભાડુઆત તેણે ખાલી ના કર્યું તે ના કર્યું પણ ઉપર બાંધવાય ના દીધું મૂઆએ. તે મારે બાંધીને આ ભાઈને આપવું હતું. એટલે પછી હેરાન કર્યા ને આ ભાઈ ઈંટ લઈને ફરી વળ્યો. એટલે મેં કહ્યું, 'રહેવા દે બા, આપણે વઢંવઢા નથી કરવી.' પછી એને જ વેચી દીધું. જે સામો થયો તેને જ આપી દીધું, આપણે ક્યાં ઝઘડા કરીએ ? અને આ સાડા છ હજારનું લીધું હતું તે ખરું સદ્યું. એના બાર મહિને હીરાબાને ભાગ બાર હજાર રૂપિયા તો ભાડું આવે છે ને ફ્લેટ જુદો. બીજી બધી જગ્યા બહુ રહી હજુ તો. ભોંયરું રહ્યું, બીજું બધું બહુ રહ્યું. ધંધા સિવાયના હીરાબાના ભાગે આટલું આવે. ઝવેરબાની જમીનના ત્રણ લાખ રૂપિયા આવવાના થયા છે.

**પ્રશ્નકર્તા :** હં...

**દાદાશ્રી :** બાની જમીનના ત્રણ લાખ રૂપિયા આવવાના થયા. હીરાબા તો ત્રણ લાખની રકમ સાંભળે એટલું, કશું ગણવું-કરવું નહીં. કશું લેવું-કરવું ને હાથમાં ઝાલવાના નહીં કશુંય. મમત્વ નહીં કશુંય. પણ આંટી ના પડવી જોઈએ કે 'આ નહોય તમારા.' આપણે કહીએ કે 'તમારા.' એટલે પછી તમે ગમે એ કરો. અને 'નહોય તમારા' કહીએ કે આંટી.

## તમને અનુકૂળ આવે ત્યાં રહો

હવે મકાન બંધાવ્યું કોઠીનું અને રહેવા જવાનું થયું ત્યારે હીરાબા

કહે કે 'મારાથી ચઢાય નહીં.' એટલે અમારે એકલાને ત્યાંનું ત્યાં જ (નવા ઘરે કોઠી) રહેવું પડ્યું. શું થાય ? એ કહે છે કે 'હું તો ત્યાં રહેવા નહીં જઉ, નવું બંધાયું ત્યાં, કોઠી ઉપર.' આ તો પઝલ જ છે ને જગત તો ! બંધાતું હતું ત્યારે કહે છે, 'હું જઈશ.' અને બંધાઈ રહ્યું ત્યારે ના કહે છે. હવે ત્યાં મારા માટે છે તે પેલું ઊભું ટબવાળું સંડાસ ગોઠવ્યું છે. હવે મારાથીયે ચડાતું નથી. હવે શું કરું તે ? એ તો હિસાબ છે ને બધો. રહેવા-કરવાનો હિસાબ હોય તો ને ? ભોગવવાનો હિસાબ નક્કી હોય તો ત્યાં જ ભોગવાય ને !

'હું તો અહીં જ રહીશ' કહે છે. મેં કહ્યું, 'તમને અનુકૂળ આવે ત્યાં રહેવાનું.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** અનુકૂળ આવે ત્યાં રહેવાનું.

**દાદાશ્રી :** હા, અમે એમ જરાય ના કહીએ કે ત્યાં રહેવા જાવ તમે. તમને અનુકૂળ આવે ત્યાં રહો.

## ઘરધણીને કહ્યું કે હીરાબાને સમજાવો

બિચારા ઘરધણીના મનમાં એમ સહેજ થાય ખટકો, કે 'પોતાનું ઘર બંધાયું તોય આ ઘર ખાલી કરતા નથી.' તે એનું ઘરધણીને થોડુંક વધારે આપી દઈશું. મેં કહેલું, 'એ જે ભાડું માગે એ આપી દેવાનું.' અને એ માણસેય એવો સમજે છે કે 'મારે એવું કશું કરવું નથી.' પણ છતાંય એને એ કરીએ, સંતોષ આપીએ. એનો બિચારાનો શો ગુનો ? આપણું ઘર જુદું થયું એટલે જુદું રહેવું જ જોઈએ ને ? આપણે ઘેર જવું પડે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** પણ હીરાબા તો ખસવાનું ના કહે છે. 'મારે પાડોશી જોડે ફાવી ગયું છે, આવા પાડોશી મને મળે નહીં' કહે છે. અને એમને એકલાને શું જોઈએ ? પેલી છોકરી એક ખાવા કરે છે.

ઘરધણી શું કહે કે 'મારે તમને ખાલી નથી કરાવવું દાદાજી, ફક્ત આ તમે ત્રીજે માળે રહો, બધી જ સગવડ હું કરી આપું.' ત્યારે પછી મેં

એને કહ્યું કે 'હું તો બધી રીતે તૈયાર છું, તું ખાલી કરાવું તોય હું તૈયાર છું, પણ હીરાબા ભાગીદાર છે, તે હીરાબા જ્યાં સુધી કશું સ્વીકાર ન કરે ત્યાં સુધી મારાથી બોલાય નહીં.' અને હું તો એકલો હોઉ તો ખાલી કરી આપું, એક મિનિટેય ના રહેવા દઉ. અને આપણાથી રહેવાય જ શી રીતે ? ગુનેગાર છીએ આપણે. પણ હીરાબા પાર્ટનર ખરા ને, એટલે પેલાને મેં કહ્યું, 'હીરાબાને તમે સમજાવી દો.' તો પેલાએ સમજાવ્યું કે 'તમે ત્રીજે માળ રહો.' ત્યારે હીરાબા કહે છે, 'ત્રીજે માળ નહીં, તું વચલે માળ કહીશ તોય નહીં જઉં.' બોલો ! 'મારાથી ચડાતું નથી, મારે આ પગ ઊંચકીને ચડાતું નથી.' તે પેલા ગભરાયા. તૈયાર થયેલું, વાતચીત થયેલી, બધું નક્કી થઈ ગયેલું ને પાછું. છે આપણું કશું ?

## ઘરધણીને ખાનગીમાં આપ્યું વધારે ભાડું

અહીં પંદર રૂપિયાનું ભાડું. ત્યાં ફ્લેટ તૈયાર થયો પણ ગયા નહીં. હીરાબા કહે છે, 'મને ત્યાં ગમતું જ નથી.' ભાડે નથી આપ્યો બીજાને. એ કોઠીનો ફ્લેટ એમ ને એમ પડી રહ્યો છે. એ લોકો વાપર્યા કરે. પછી આ ઘરધણીએ મને કહેવડાવ્યું કે 'તમારા મનમાં અસંતોષ રાખશો નહીં. કારણ કે હીરાબા જ્યાં સુધી રહે ત્યાં સુધી મારા મહેમાન છે.' ત્યારે મેં એને કહ્યું, 'આ ખોટું થાય છે.' ત્યારે કહે, 'ના, એમ તમે કશું રાખશો નહીં.' ત્યારે મેં કહ્યું, 'તો કંઈક ભાડું વધારે લો. આવું આ આટલા ઓછા ભાડાથી ના પોસાય.' પછી એ મને કહે છે, 'એ બધું જોઈ લઈશું હવે.' પછી મેં નક્કી કર્યું, 'આપણે એમને દોઢસો રૂપિયા ભાડું આપવું.' એટલે પછી એના મનનું સમાધાન થઈ જાય બિચારાને. એ સારા માણસ છે. હીરાબાને કહ્યું હોય કે વધારે આપો, તો એમને ના ગમે. કારણ કે કો'કે શિખવાડ્યું છે એમને કે 'ત્યાં તમારે હક છોડી દેવો હોય તો છોડી દો ને ! અહીં આગળ તમારો હક રાખી શકાય, તમે બે જણ જુદા રહેતા હોય તો.' એવી કંઈ બત્તી લોકોએ દેખાડી છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ અમારા પૈકીના જ કો'ક હશે !

**દાદાશ્રી :** એ ગમે તે હોય. એમને સારું લગાડવા માટે કહ્યું હશે

કે તમે રહેશો તો તમે હકદાર છો. તમે બે જુદા રહેતા હોય તો એ ત્યાં રહેવા જાય, તમે અહીં રહો તો વાંધો નહીં. એથી એમના મનમાં એમ થયું હશે કે હું તો હકદાર જ છું. પણ હવે એ મેં ખાનગી રાખ્યું છે. મેં કહ્યુંને કે આપણે ખાનગી રાખીને આમને વધારે આપી દેવાના. બહુ સારો માણસ, ઊલટી સેવા કરે હીરાબાની. આવું બોલે તોય સેવા કરે.

## ઘરધણીના હકનું નુકસાન ન થવું જોઈએ

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો ઘરધણીના ધનભાગ્યને, તે હીરાબા ત્યાં રહે છે.

**દાદાશ્રી :** હા, એ તો હવે...

**પ્રશ્નકર્તા :** એ કોને કહી શકે એ ?

**દાદાશ્રી :** હા, એ તો એટલી બધી એને કિંમત સમજાય નહીં ને ! એ જાણે કે આ ઊંચા પુરુષ છે, ધર્મિષ્ઠ પુરુષ છે. પણ એટલું બધું જાણે નહીં ને ! એ તો થોડું ઘણું સમજાય તો ખરું જ. પણ હવે એના હકને નુકસાન શા માટે કરીએ આપણે ? આપણી પાસે ના હોય તો એને કહીએ કે 'ભાઈ, હવે મારી પાસે તો પહોંચી વળાય એવું નથી. માટે એ ભાડામાં ચલાવી લેજે.' પણ આપણી પાસે હોય તો શા માટે ? એને એવું નહીં. એને બિચારાને શો દોષ છે ? એ તો એણે મને કાગળ લખી મોકલ્યો કે ઘરમાં વધારે માણસ હોય તો અમારે મુશ્કેલી અને આ તો ઘર જેવા માણસ, મારી છોડીઓ સચવાય, બધું સચવાય.' એટલે એને કંઈક આપી દઈશું વધારે અને પેલું કોઠીનું ઘર પડી રહ્યું છે ત્યાં આગળ, હવે એ આ લોકો વાપરશે. એ તો આ કોના હારુ બંધાવ્યું છે ને કોના હારુ એ જગ્યા રાખી છે, તે જ મને ખબર નથી પડતી. ૧૯૪૨ની સાલમાં રાખેલી એ જગ્યા, સાડા છ હજાર રૂપિયા આપીને. ત્યાર પછી શરૂઆતમાં તો કેટલાય લોકો એમ ને એમ પેસી ગયા હતા, તે એમને પૈસા આપી કાઢ કાઢ કર્યા. એક બાજુ કાઢ કાઢ કરે ને એક બાજુ પેસી જાય. કોણ સાચવવા રાખીએ ? એટલે આવું, આ તો બધું હું તો જોવાય નહોતો જતો. આજેય લોકો

કહે, કે એ તો જોવાય નથી આવ્યા, કશું કરવા જ નથી આવ્યા. અમારા ઘરધણીને કહે કે 'એય, બોલીશ નહીં.' એટલે આ દુનિયામાં તો ચાલ્યા જ કરે બધું, આવું ને આવું. આમ વ્યવહારથી તો ન ગમવું જોઈએ. વ્યવહાર ન હોવો જોઈએ. પણ હવે એ માણસ સારા હતા, એ આટલું લખી મોકલ્યું.

**પ્રશ્નકર્તા :** દાદા, ભાદરણનું ઘર પણ નવું બાંધ્યું પછી આપ ક્યાં કોઈ દિવસ ત્યાં રહ્યા છો ?

**દાદાશ્રી :** ભાદરણ મકાન બંધાયે દસેક વર્ષ થયા હશે. પણ તે તમે મને પૂછો કે દાદાજી, તમે આ મકાન ભોગવ્યું કેટલો વખત ? ત્યારે હું એક દહાડો સૂઈ ગયો નથી. જો બાંધ્યાનું ફળ ! શું ફળ તમે જોયું ? એક રાતેય ત્યાં સૂઈ ગયો નથી. કોઈ ફેરો દહાડે કલાક સૂઈ ગયો હોઈશ. આ બાંધ્યાનું ફળ તો જુઓ ! અને લોક મમતાથી ઘરા બાંધવા નીકળ્યા, મૂઆ.

## દાદા-હીરાબા સાથે વાત

**હીરાબા :** ઘર તો જોઈએ ને ! ઘર વિના તો ના ચાલે. ઘરેય જોઈએ અને બધુંય જોઈએ.

**દાદાશ્રી :** પણ તમે રહેતા તો છો નહીં.

**હીરાબા :** ક્યાં ?

**દાદાશ્રી :** ત્યાં (કોઠી ચાર રસ્તા).

**હીરાબા :** તે અહીં રહીએ છીએ ને, ત્યાં શું કરવા જઈએ ?

**દાદાશ્રી :** ના, તે ત્યાં તમે તો બંધાવનારા ! 'ત્યાં ઘર જોઈએ મારે', એવું કહેતા'તાને ?

**હીરાબા :** ઝવેરબાએ તો મરતા સુધી સંભાર્યું, ઘર, ઘર.

**દાદાશ્રી :** આ બધા કહે છે, તો અહીં (કોઠી) રહો. હવે તમારું ઘર અહીં છે ને !

**નીરુમા :** એટલે હવે એમનાથી રંધાય નહીં ને ! રસોઈ ના થાય ને એમ !

**દાદાશ્રી :** એ તો અહીં જમવાનું. આપણે વાંધો શો છે ? અહીં આ કંઈ જુદાઈ છે આપણે ?

**હીરાબા :** ના, જુદાઈ શાની ?

**દાદાશ્રી :** રહો ને, જમો ને ! અહીં સૂઈ જાવ. આરામ કરો.

**હીરાબા :** સૂઈ જઈએ છીએ ને ! આ મહીં કોટડીમાં ઘાલ્યા છે ને !

**દાદાશ્રી :** એ તો આવું થયું તેથી ને ! અહીં તમારો પલંગ રાખશે, વાંધો ખરો ?

**હીરાબા :** ના, ના, અહીં તો ટાઢ વાય.

**દાદાશ્રી :** એ બંધ કરશે. આ પડદો રાખે ને, એટલે હવા ના આવે.

**હીરાબા :** ના, પણ સૂઈ જવાનું તો ત્યાં (મામાની પોળે) જ સારું.

**નીરુમા :** પેલા પોળમાં ખુલ્લામાં રહેલા ને, દાદા, એટલે એમ કહે છે. એટલે અહીં એમને...

**દાદાશ્રી :** આગળ ચોક-બોક, બધું એય નિરાંતે દેખાય, ફરાય...

**પ્રશ્નકર્તા :** સાંજે ઓટલા પર બેસે ને બહાર, બધા બહાર આવીને.

**દાદાશ્રી :** હા, હા. બેસે, બધા જુએ. ખુલ્લું મન રાખેલું ને બધું. મન ખુલ્લું રહેલું ને ! આ બંધિયાર લાગે એમને.

**નીરુમા :** ફ્લેટ સિસ્ટમ ને પેલી સિસ્ટમમાં આખું જુદું લાગે.

**દાદાશ્રી :** હા, આ ઘર પવિત્ર કર્યું એટલું સારું. એક દહાડો સૂઈ જજો એ રૂમમાં.

**હીરાબા :** સૂઈ ગઈ'તી.

**દાદાશ્રી :** ના, હાથે સારું થાય તો પછી સૂઈ જજો તમારી રૂમમાં. હું મારી રૂમમાં તો સૂઈ ગયો.

**હીરાબા :** એ ઘર તો હું ના મેલું, ભલે વાણિયાને ઊંચો કરું.

**દાદાશ્રી :** એ તો ઊંચો જ છે ને ! છતાંય વાણિયો બહુ ખુશ છે એમના પર. 'હીરાબાને જ્યાં સુધી રહેવું હોય ત્યાં સુધી રહે.'

**હીરાબા :** આ પાણી ખાતર તે વાણિયો બહુ બૂમાબૂમ કરે. મેં કહ્યું, 'હું ઊભી રહું છું અહીં આગળ, ભરી લે.' ત્યારે પેલો ભરવા દે.

**પ્રશ્નકર્તા :** પેલા ઉપરવાળા વાણિયા છે ને, તે પાણી ભરવા માટે બીજા બધાને કાઢે. એટલે બા કહે છે, 'હું બોલું, એટલે પછી ભરવા દે.'

**દાદાશ્રી :** નહીં તો કાઢે ? વાણિયા સારા માણસ છે, માણસ સારા છે. ત્યાં નીચે રહેવાનું છે એટલે ત્યાં ફાવશે એમને. નીચે છે ને ! મેડે ચઢવા-કરવાનું નથી. પછી તમારે શું વાંધો ? બીજું શું જોઈએ ?

**હીરાબા :** અરે, બીજું તો જોઈએ જ તો !

**દાદાશ્રી :** હવે તો બહુ ત્યારે કેટલાક કાઢવાના ? પંદર વર્ષ કાઢશો બીજા, વધારે કેટલા કાઢવાના ?

**હીરાબા :** અરે હજુ તો સોળ રહ્યા, સત્તર વર્ષ, વીસ વર્ષ.

**દાદાશ્રી :** સત્તર વર્ષ લખી લે અલ્યા ભઈ. તોંતેર થયા ને સાત ઉમેર.

**નીરુમા :** વીસ કહે છે.

**દાદાશ્રી :** વીસ !

**હીરાબા :** વીસ વર્ષ જીવવાનું છે.

**દાદાશ્રી :** તો વીસનો આપણે હિસાબ રાખશું. બેંકમાં એટલા રૂપિયા મૂકી દઈએ, વીસ વર્ષના રૂપિયા બેંકમાં મૂકી દે. જ્યારે જેટલા રૂપિયા જોઈએ એટલા લઈ લેવાના.



# [૨૧]
# હીરાબાના અંતિમ દિવસોમાં...

## જ્ઞાની છતાં ગજબનું ભજવે નાટક

તમે જાણો કે દાદાને કોઈ નથી, પણ એ રહ્યા હીરાબા અમારે ઘેર. એમની લાગણી મને ના થાય ? તમને તમારા બૈરી-છોકરાંની થાય ને ? તે બે દહાડાથી કહેવડાવ કહેવડાવ કરે છે, 'વહેલા આવજો, વહેલા આવજો.' ગઈ સાલ તો ખંભાતની જન્મજયંતી ઉપર આવ્યા હતા, જોડે ને જોડે બેઠા હતા બગીમાં. આ ફેરે ઘણુંય કહ્યું પણ ના આવ્યા, કારણ



આ ધૂળ ઊડે ને ! અને હવે એમનો એક પગ ફીટ થતો નથી નીચે (પહોંચતો નથી નીચે). પગ જરા લૂઝ થયેલો છે, લૂઝ થયેલો એવો વાંકો થયેલો છે, તે એની કસરત ચાલુ છે.

આ જુઓ ને, મને પંચોતેર વર્ષ થયા ને એમને તોંતેર વર્ષ થયા છે. એમને આ વાંકા પગની ઉપાધિ જ ને બધી ! પણ જુઓ, આખો દહાડો આનંદમાં રહે છે. આખો દહાડો મસ્તીમાં, કારણ કે બીજો વિચાર જ નહીં ને કોઈ જાતનો. એ ખરાબ છે કે સારું છે એ ભાંજગડ નહીં ને ! સબ અચ્છા !

## 'બા'ની રાખે લાગણી પણ વળગાડ્યા વગર

આ અત્યારે કોઈ કહે કે 'તમે હીરાબાની ચિંતા નથી કરતા ?' ભઈ, અમે તો હીરાબાની રાત-દહાડો લાગણી રાખીએ. કારણ કે એમના એક હાથ અને પગથી કામ થતું નથી. નિરાંતે બેસી રહેવું પડે છે પણ વળગાડવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે લાગણી રાખો ને વળગે નહીં ?

**દાદાશ્રી :** હા, વળગે નહીં.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** લાગણી રાખવાની, તે એમને આશીર્વાદ મોકલ્યા કરીએ અને ઘેર જઈએ ત્યારે એમને વિધિ કરાવડાવીએ દરરોજ.

**પ્રશ્નકર્તા :** એ લાગણી રાખીએ તેટલો વખત તો એ સાંભર્યા કરે ને ?

**દાદાશ્રી :** સાંભરવાનું તો અમને હોય જ નહીં કશુંય. અમને તો કશું સાંભરે જ નહીં. નીરુબેન જોડે રહે તોય સાંભરે નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે લાગણી રાખીએ છતાં સાંભરે નહીં એ કેવું ?

**દાદાશ્રી :** સાંભરવાનું કશું હોય નહીં. દેખાય ત્યારે મોકલીએ પરમાણુ.

**પ્રશ્નકર્તા :** તો દેખાય ક્યારે ?

**દાદાશ્રી :** દેખાયા જ કરે.

**પ્રશ્નકર્તા :** અમે એવું કરી શકીએ ખરા, દેખાય ત્યારે ?

**દાદાશ્રી :** કેમ તમે કંઈ જુદી નાતના છો ? નાત તો તેની તે જ છે ને ? આ હઉ કરી શકે ને !

**પ્રશ્નકર્તા :** એ પરમાણુ મોકલવાના કહ્યું ને, એ શું હોય એમ ?

**દાદાશ્રી :** એમના આત્માને કહીએ કે એમની કાળજી લેજો, એમને થોડું એ (સહાય) કરજો.



## રોજ જઈને અમારે વિધિ કરવાની

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબાને અહીં લઈ આવો ને.

**દાદાશ્રી :** અહીં ? શી રીતે લાવું ? હીરાબાને એક પગ કામ કરતો નથી. એટલે આખો દહાડો બેસી રહેવું પડે પલંગમાં. સંડાસ બે જણ ઊંચકીને લઈ જાય ત્યારે. પણ આખો દહાડો બેઠા બેઠા આશીર્વાદ આપે. 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલાવડાવું અને અમારે

દરરોજ જવાનું ત્યાં આગળ. અમે રહીએ જુદા. એ જુના ઘરમાં, ભાડાના ઘરમાં રહે છે અને અમે બાંધેલા નવા ઘરમાં રહીએ છીએ. રહીએ જુદા પણ એમના માટે રોજ જવાનું. જઈએ એટલે આમ કરીને આત્માની વિધિ કરે. કપાળે અંગૂઠો અડાડીને વિધિ કરવાની રોજ. એમના માથા પર પગ મૂકીને વિધિ કરવાની. એ દસ મિનિટ સુધી કરવાની. આમ વિધિઓ કરીએ ને આશીર્વાદ આપીએ.

## મનના ગુણાકારના ભાગાકાર

અમારે આ એક આંગળી જરા આઘીપાછી થઈ તેમાં આટલી બધી અડચણ પડે છે, તો બધા આંગળામાં હીરાબાને જેવું થયું'તું તો એમને કેટલીય અડચણ પડતી હશે ? આ તો મને સમજણ પડી. એક આંગળી છે ને, મોઢું ધોવાતું નથી હવે. આમ કરીને ધોવા જઈએ તો ભલીવાર આવતો નથી. ત્યારે મેં કહ્યું, 'આ હીરાબાને છે તે એક આંખ ને એક પગ નકામા થઈ ગયા તો કેવી અડચણ આવતી હશે ?' એટલે આ મને અનુભવ થયો. માટે આ આવી દુનિયામાં કેમ રહેવાય ? એકાદ આંગળીમાં જો આટલું બધું ભાંજગડ થતી હોય તો બળી આ દુનિયામાં રહેવાય કેમનું ?

હીરાબાનું શરીર આવું થઈ જાય ને, તે એક ફેરો અમારું મન એવું બોલ્યું કે 'બળ્યું, આ દુઃખ એમને પડે છે એના કરતા છૂટે તો સારું.' તે પછી તો કેટલી કેટલી મેં વિધિઓ કરી !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ના, 'સો વર્ષના થાઓ બા. દવા-ચાકરી હું કરીશ' કહ્યું. કોઈ નહીં મળે તો મારી સમજણ પ્રમાણે હું ચાકરી કરીશ, પણ એ જીવો. ના, જલદી છૂટે એવું કોઈને માટે ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

## 'બા'નું ચિત્ત આનંદમાં રહે તેવો રસ્તો ખોળી કાઢ્યો

**દાદાશ્રી :** હીરાબાને એક હાથ ને એક પગ નબળો પડી ગયો

છે. તે પલંગમાં ને પલંગમાં બેસી રહેવું પડે. તે બે મહાત્માઓ હતા આપણા, તે કહે, 'અમે સેવામાં રહીશું' એટલે રાત-દહાડો ત્યાં ને ત્યાં, જમે છેય ત્યાં ને ત્યાં રહે છે. પુણ્યશાળી માણસ હીરાબા, તે બધી પુણ્યૈ ચોગરદમ ! પણ પછી પાછું મને કહે છે, 'આમ બેસી રહેવાનું સારું લાગે ?' હવે જ્ઞાન તો લીધેલું મારી પાસે. ફરીય લીધું હમણે. પણ એ જાગૃતિ એટલી બધી રહે નહીં ને ! તે પછી એમને બેઠા-બેઠા આનંદ થાય એવો રસ્તો ખોળી આપ્યો. પેલા ભાઈને મેં કહ્યું, 'રોજ પાંચ-દસ કિલો છે તે ફ્રૂટ લાવી આપવું.' તે બધા છોકરાને એકેકું એકેકું આપે. તે સાંજે આ પ્રયોગ કરે તે દોઢ કલાક ચાલે નિરાંતે. એટલે ખૂબ આનંદમાં ! એમાં રહે ને, ચિત્ત બધું.



**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ચિત્ત કંઈ લેવામાં ના રહે ને આપવામાં રહે ને ! અને આપતી વખતે હંમેશાં આનંદ થાય. દુનિયાનો નિયમ છે એવો કે તમે કંઈ પણ કારણ સિવાય જો સામાને આનંદ આપો એટલે તમને આનંદ હોય જ ત્યાં આગળ, રોકડો આનંદ હોય. એટલે આવું મેં કર્યું,

એ આજ છે તે એપલ લાવી આપે, કાલે છે તે કેળા લાવી આપે. પરમ દહાડે વળી પછી બીજું લાવી આપે, જામફળ લાવી આપે. ટુકડો નહીં, આખે આખું જ આપે. અને આ છોકરાં તો એટલા બધા આનંદમાં આવી જાય છે કે 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલ્યા જ કરે છે આખો દહાડો !

## એ સુખી રહે એટલે બહુ થઈ ગયું

એટલે તોંતેર વર્ષે હીરાબાને ઊઠાતું નથી અને હાથે કામ થતું નથી. એટલે પલંગની બહાર નીચે ઉતારાય નહીં. એ બેઠા બેઠા આનંદ કરે. બેઠા હોય તો એમ જ લાગે બહુ સુખી છે આ. મને કહેતા'તા પણ, 'આ લોક તો કહે છે કે હું સુખી છું પણ આ તો પગે નથી ચલાતુંને મારે.' મેં કહ્યું, 'એ સંભારવાનું નહીં હવે. બોંતેર વર્ષો એણે કામ કર્યું, હવે એ છે તે સ્પેર પાર્ટ (શરીરનો હિસ્સો) બગડી ગયો. જેટલા સ્પેર પાર્ટ્સ સારા છે એનાથી કામ લ્યો આપણે.'

**પ્રશ્નકર્તા :** કેટલા વરસથી છે એવું છે, દાદા ?

**દાદાશ્રી :** બે-ત્રણ વરસથી. અને બહુ કસરતો-બસરતો બધું બહુ કરાવ્યું પણ કશુંય વળતું નથી. અને પાછું એક એ કે એ હવે તો શક્તિ આવીને ઊભા થાય અને જો ફરી એ પગ ચાલુ થઈ જાય તો પછી ફર ફર કરીને પાછા પડી જાય છે. તો પાછા કહે, 'મારું ભાંગ્યું.' આ ભાંગે છે ને તે ભાંગે છે વારેઘડીએ. એટલે બે-ત્રણ વખત બ્રેકેજ થયું (ભાંગી ગયું) આવું. એટલે પછી બધાય કહે છે, 'આ હવે બહુ પ્રયત્ન કરશો નહીં, નહીં તો બ્રેકેજ થયા કરશે.' એટલે એ દુઃખી થાય, એના કરતા આ બેઠા બેઠા એય આનંદ કરે. અને એક જૈન બઈ છે સારી, તે રસોઈ કરે છે, એમની સેવા કરે છે. બીજી એક બઈ સેવા કરે છે. બધા બે-ત્રણ જણ હઉ સેવા કરે છે. માટે એ હવે મજા કરે છે, કારણ ઉંમર થઈ ગઈને હવે તો, હવે વધુ આશા રાખી શકીએ નહીં ને આપણે. એ સુખી રહે એટલે બહુ થઈ ગયું. એમને દુઃખ ના થવું જોઈએ કશું.

## દાદાને ધર્યા જગકલ્યાણે

**પ્રશ્નકર્તા :** દાદા, તમે બહાર સત્સંગ માટે જાવ તો એમને દુઃખ નથી થતું ?

**દાદાશ્રી :** ના, એ તો મને કહે છે, 'બધાય લોકોનું કલ્યાણ કરો.' લોકોનું કલ્યાણ કરું છું એટલે મને બહાર નીકળવા દે, નહીંતર નીકળવા ના દે અત્યારે આટલી ઉંમરે.



**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમને તમારો આટલો વિયોગ લાગે તો હીરાબાનેય વિયોગ લાગતો હશે ને તમારો ?

**દાદાશ્રી :** ના, એ તો ઊલટા કહે છે, ''લોકોનું કલ્યાણ થાય એટલા માટે જાવ, હું મારી મેળે 'દાદા ભગવાન' કર્યા કરીશ.'' લોકોનું કલ્યાણ થાય આમાં તો ! લોકોને બહુ સારો લાભ થશે, આ બધું આખું ટોળું ઊભું થઈ રહ્યું છે ને ! આ સંઘ બહુ મોટો છે.

પણ હું વડોદરામાં હોઉ ત્યારે મારે હાજરી આપવા જવું પડે. જેમ ઘણા માણસને પોલીસ ગેટ ઉપર હાજર નથી થવું પડતું રોજ ? એમ હાજર થવું પડે. આ તો વિધિ કરી આપ્યા પછી પાછા આવવાની છૂટ. એમને વિધિ કરી આપવાની. એ ત્યાં ના આવી શકે એટલે મારે

અહીં વિધિ કરાવવા જવું પડે ને ! એમને મોક્ષે લઈ જવાના છે ને ! અત્યારે તો હીરાબા પગે લાગે, સારી રીતે વિધિ-બિધિ બધું કરે. 'હવે ભગવાન થયા' કહે છે.

## બોલે એવું કે બા હિંમતમાં આવી જાય

'તમે મારી સેવા કરો છો' કહે છે. હસતા હતા એમ કરીને. મેં કહ્યું, 'તમને હસવું આવે છે ?' ત્યારે કહે, 'બળ્યું, પાછું રડવુંય આવે, હસતા હસતા.' મેં કહ્યું, 'તમારે રડવું શેના હારુ આવે ?' ત્યારે કહે, 'આ દુઃખે ત્યારે રડવું આવે.' સુંવાળા ખરા ને અંગના, સુંવાળા ! રૂના ધાગા જેવા, અમે કઠણ. અને પાછા એ એમેય કહે, 'હું તમને હરાવી પાડું.'

હું કોઈક ફેરો એમને કહું, 'બહુ ઢીલા થઈ ગયા છો.' 'ના, હજુ તમને હરાવી પાડું એવી છું' એવું હઉ બોલે કોઈ વખત. એટલે હિંમત આવી જાય. હું જરા ઢીલા થઈ કહું, 'બા, આવા ઢીલા થઈ ગયા છો.' એટલે એ હિંમત કરે ને 'હું હરાવી પાડું એવી છું !' આવું બોલે. જેવું બોલે એવું થઈ જાય. કોઈ મતભેદ નહીં, કશું ભાંજગડ નહીં આમ. સારું મારા ભાઈ, ગાડું સારું ચાલ્યું બેઉનું. છેલ્લા પચ્ચીસ-ત્રીસ વર્ષથી તો મતભેદ નથી પડ્યો.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર.

## દરરોજ પદ્ધતસર વિધિની દાદાની સેવા

**દાદાશ્રી :** અત્યારેય ત્યાં આગળ જઈએ ને, તે દસ મિનિટ તો પહેલી એમની વિધિ કરાવડાવાની અહીં આગળ પગના અંગૂઠે. માથે પગ મૂકવાનો, તે દસ મિનિટ કરાવડાવીએ, બસ. એટલે દાદાની આટલી સેવા. અમે શું સેવા કરીએ ? અમારાથી ઊંચકાય નહીં અને હાથ-પગ છે તે, એક પગ એ થઈ ગયેલો, હાથ એ થઈ ગયેલો ને બેસી રહે. એમને ઊંચકીને સંડાસ લઈ જવા પડે. હવે સંડાસ અહીંયા કરે નહીં એવા પાછા અક્કલવાળા. 'ત્યાં લઈ જાવ' કહેશે. તે બધા બહુ સારી સેવા કરે. અમારે પણ વિધિની આટલી સેવા રોજ કરવાની. અત્યારે તો અમારાથી ઊંચકાતું નથી, નહીં તો અમે જાતે ઊંચકીને સેવા કરીએ.



એ વિધિ મોટી પાછી, પગ માથા ઉપર મૂકીને પછી કરવાની. એક અહીં કરવાની, એક અહીં કરવાની, બધી કરવાની. તે એમને નીચે નમવાનું નહીં. ચાર છોકરા અમારી ખુરશી ઊંચકી રાખે અને અમારા પગે અહીં માથું અડાડે. આમ ઊંચે અમારી ખુરશી ધરી રાખી તે પગે માથું અડાડીને બેઠેલા હોય. અમારે વિધિ કરવાની ને એમને બોલાવું, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એમ હીરાબા બોલે. એટલે એ વિધિઓ કેવી કરવાની ? પદ્ધતસર વિધિ કરવાની પાછી. એ તમે જોઈ નથી એમને વિધિ કરે છે તે ? પદ્ધતસર વિધિ, 'હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું.' હીરાબા 'હું શુદ્ધાત્મા' બોલે છે ને પછી 'જય સચ્ચિદાનંદ' બોલે. અમે વિધિ કરીએ કે તરત 'જય સચ્ચિદાનંદ' કહે. જેટલો અવાજ નીકળે એટલો, મને સંભળાય જ નહીં પણ આ બીજા બધા કહે કે બોલ્યા. ના સંભળાય તેથી કંઈ નથી બોલ્યા એવું કેમ કહેવાય આપણાથી ?

એટલે કહે, 'બસ થઈ ગયું અમારે. આટલું અમારું સાચવવાનું.' નીરુબેન જોડે આવે ને એમને વિધિ કરાવી આપે અને કશીય અડચણ પડવા ના દે ! બધા બહુ છોકરાંઓ, કેટલા બધા આવ-જાવ કરે ને !

## વિધિ રહી જાય તો બા કરે ફરિયાદ

દરરોજ વિધિ કરવાની. આ બધા મને ઊંચો કરે, હીરાબાને નીચે બેસાય નહીં ને ! તે પેલી ખુરશી ઊંચી કરે, અહીં પગ અડાડીને વિધિ કરવાની, પછી માથા ઉપર પગ મૂકવાનો. રોજ દસ મિનિટનો એ ક્રમ ત્યાં. પણ બૂમ નહીં, બરાડા નહીં. કંઈક દુઃખે-કરે નહીં, કશું જ નહીં, ફક્ત હાથ-પગ અટકી ગયા એટલું જ. અત્યારે ત્યાંથી કાગળ આવે ત્યારે શું લખે છે ?



**પ્રશ્નકર્તા :** બહુ આનંદમાં છે અને દાદા બધે ફરે ને જગતનું કલ્યાણ કરે.

**દાદાશ્રી :** બધા જાય ત્યારે પૂછે કે 'શું કહેવું છે દાદાને ?' ત્યારે કહે, 'કહેજો કે બધા લોકોનું કલ્યાણ કરે.'

અમારે તો વડોદરામાં હોઈએ ત્યારે એમની વિધિ કર્યા વગર નીકળવાનું નહીં. વિધિ કરાવવા જવાનું બીજી જગ્યાએ હોય તોય. વિધિ એમની કરાવીએ જ. નહીં તો એ કહે કે 'મારી વિધિ બે દહાડાથી રહી ગઈ.' એમની ફરિયાદ આવે. હું કહું કે 'આમ હતું એટલે રહી ગઈ.' ત્યારે કહે, 'સારું પણ ફરી ના રહી જાય એવું કરજો.'

## દાદાએ કેટલા સાચવ્યા હશે કે હીરાબા વિધિ કરે

એકવાર પેપરવાળા કહે છે, 'તમારા તરફ પૂજ્યભાવ ખરો કે ?' મેં કહ્યું, 'હું જ્યારે જઉં છું ને, ત્યારે એ વિધિ કરીને પછી બેસવાના.' અહીં કપાળ અડાડીને વિધિ કરીને પછી બેસવાનું. આ બધાએ જોયેલું છે. તે અમે કેટલા સાચવ્યા હશે કે એ વિધિ કરતા હશે ? કોઈ જ્ઞાનીની સ્ત્રીએ એમની પાસે વિધિ કરેલી નહીં. ત્યારે અમે કેવા સાચવ્યા હશે એમને, એ પરથી તમને સમજાય બધું ?

## દાદા-હીરાબા સાથે વાત

## કેટલા પુણ્યશાળી કે કોઈ કશું બોલે નહીં !

શરીરેય આપણું થાય કંઈ ? એ તો સારું છે, પુણ્યશાળી છો તમને એ પજવતું નહીં. લોકોને તો પજવે છે શરીર, બહુ પજવે. પેટમાં દુઃખે, માથું દુઃખે, શ્વાસ ચઢે ને એવું બધું થયા કરે ને ! તમે તો બહુ પુણ્યશાળી !

'એય પડી રહે છાનીમાની, બોલ બોલ કરે છે !' એવું બોલે મૂઆ. તમે તો પુણ્યશાળી છો, કોઈ અક્ષરેય બોલે નહીં. 'હીરાબા હીરાબા હીરાબા...' તે કેવું પુણ્ય લઈને આવ્યા છે ! તમે જોયેલું નહીં લોકોનું ?

**હીરાબા :** જોયેલું.

**દાદાશ્રી :** આ બધું જોયેલું છે ને ! 'બેસી જા છાનીમાની, બેસી જા' એવું કહે. તે બધેય એવું, આનું આ જ છે.

**પ્રશ્નકર્તા :** ના, પણ એમને 'મને આમ થાય છે કે મને તેમ થાય છે', એવું કશુંય નહીં.

**દાદાશ્રી :** ના, એવું નહીં, કશી બૂમ જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ કોઈ બહુ કહે ને, તો કહે, 'આ ઢીંચણ થોડું દુઃખે છે.'

## દુઃખે તો હસવું શી રીતે આવે ?

**દાદાશ્રી :** આજે દુઃખ્યું'તું ?

**હીરાબા :** આ દુઃખે છે ને !

**દાદાશ્રી :** એમ ?

**હીરાબા :** નહીં તોય શું થાય તે ? ભાંગ્યું એટલે...

**દાદાશ્રી :** તો આ હસવું શી રીતે આવે બળ્યું ?

**હીરાબા :** હસવું તો આવે જ ને !

**દાદાશ્રી :** દુઃખે જુદું ને હસવું એ બે જુદું ?

**હીરાબા :** હા, એ તો આવેય ખરું.

**દાદાશ્રી :** એમ !

## સહુનું સારું થજો

**હીરાબા :** કોઈનું બૂરું ના કહેવાય એ. સહુનું સારું થજો એવું કહું.

**દાદાશ્રી :** તે કેટલો વખત બોલો છો ?

**હીરાબા :** બે-ત્રણ વખત.

**દાદાશ્રી :** બે-ત્રણ વખત બોલો છો, સહુનું સારું થજો ?

**હીરાબા :** હાસ્તો.

**દાદાશ્રી :** તમારે તો કોઈ દુશ્મન જ નહીં ને ?

**હીરાબા :** ના રે, મારે દુશ્મન શાનો ?

**દાદાશ્રી :** કોઈ દુશ્મન-બુશ્મન નહીં ? ના ફાવતું હોય એવું નહીં ને ? બધાય જોડે ફાવતું ?

**હીરાબા :** હા.

## ઊંઘ નથી આવતી

**હીરાબા :** ઊંઘ નથી આવતી, કેમ કરીને સૂવું ? ઉધરસ ચડે છે.

**દાદાશ્રી :** એ તો આમ આડા થઈને આમ આંખો મીંચીએ કે ભગવાનનું નામ દઈએ તો આવે પછી.

**નીરુમા :** નથી આવતી એમને. સૂઈ જાય, પાછા બેઠા થાય, પાસા ફેરવે, ચેન નથી પડતું.

**દાદાશ્રી :** બેઠા હઉ થાવ છો ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** સૂવાનું નથી ફાવતું ?

**હીરાબા :** સૂવાનું નથી ગમતું ને !

**પ્રશ્નકર્તા :** બસ, આમ જ બેસી રહે છે, ટેકોય નહીં જોઈએ એમ.

**દાદાશ્રી :** તકિયો મૂકી આપો છો ?

**પ્રશ્નકર્તા :** ના, તકિયોય નહીં જોઈએ ને !

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** આમ જ બેસી રહે છે, બસ.

**દાદાશ્રી :** તકિયા વગર ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** મને તો ઊંઘ સમૂળગી આવતી જ નથી. મેં કહ્યું, 'એ હીરાબા પાસેથી થોડી ઉછીની લઈ આવું', પણ તમે કહો છો કે 'મને નથી આવતી.' એનું નામ જ ઘૈડપણ. નાનપણમાં બહુ ઊંઘ આવે અને ઘૈડપણમાં રિસાઈ જાય.

**હીરાબા :** મને પહેલા તો ઊંઘ આવતી હતી.

**દાદાશ્રી :** આવે ને એ તો.

**પ્રશ્નકર્તા :** ઊંઘ તો એમને આવે સારી, પણ આ પેલું દુઃખે છે ને રાત્રે એટલે.

**દાદાશ્રી :** બહુ દુઃખે છે ?

**હીરાબા :** હા, એ બહુ દુઃખે છે.

**દાદાશ્રી :** પાસું ફેરવે એટલે, નહીં ?

**હીરાબા :** હા, પાસું ફેરવું એટલે...

**નીરુમા :** પેલો હાથ દુઃખતો હતો ને, એટલે રાત્રે ઊંઘ ના આવે એટલે એ પાસું ફેરવવા ઊઠાડે ને પછી પાછા પોતે ને પોતે સવારે કહે, કે 'જો હું તને કેટલું ઊઠાડું છું, તારી ઊંઘ બગાડું છું એ મારો જ દોષ ને ?'

**દાદાશ્રી :** હા, બરાબર છે.

**નીરુમા :** મેં કહ્યું, 'બા, એમાં શેનો દોષ ? અમારે તો સેવાનો આવો લાભ મળ્યો, આવું કંઈથી હોય ?'

(નીરુમા મહાત્મા સાથે વાત કરે છે) : બહુ જ આમ આખી રાત આમ બેઠા ને બેઠા હોય. એમને એટલું બધું એ થઈ ગયું પછી, 'હવે તું અહીં સાથે ને સાથે સૂઈ જા મારી જોડે, મારા પલંગમાં ને સોડમાં સૂઈ જા. આખી રાત તને જગાડી', એમ કહીને પછી સૂવડાવી એમણે મને. એવા પ્રેમાળ, બહુ નિર્દોષ !

**દાદાશ્રી :** આમને કોઈક હેરાન કરે એ સુખી ના થાય.

**પ્રશ્નકર્તા :** ના, કોઈ સુખી ના થાય.

**દાદાશ્રી :** હા, અને રાજી કરે તો સુખી થઈ જાય. એમને જે જે લોકો રાજી કરી ગયા ને, તે સુખી થઈ ગયેલા. કારણ બધું ચોખ્ખું ખાતું, બિલકુલ ચોખ્ખું ખાતું. એમના આશીર્વાદેય સારા. અમે તો ખટપટિયા નાનપણથી.

## કોણે મોકલ્યું ઘૈડપણ ?

ઘૈડપણ આવ્યું ને બા. તમે કાગળ લખીને બોલાવ્યું, નહીં તો ન'તું આવવાનું.

**હીરાબા :** મેં બોલાવ્યું નથી.

**દાદાશ્રી :** તો શી રીતે ખબર પડી આને ? આપણે ઘેર તો કોઈએ કાગળ લખ્યો નથી.

**હીરાબા :** નહોતું જોઈતું ઘૈડપણ.

**દાદાશ્રી :** મને હઉ મોકલ્યું ને ! તમે કહો છો, 'મારા પછી તમે જજો.' એમ કરીને મને હઉ મોકલાવડાવ્યું. નહીં તો મારે જતું જ રહેવું હતું ને ? પણ એમણે શરત કરી, શું શરત કરી'તી ?

**હીરાબા :** પહેલું મારે જવાનું.

**દાદાશ્રી :** એટલે જ મારે ઘૈડપણ આવ્યું ને ! તમારું શરીર તો સારું છે.

**હીરાબા :** હાથ સારો નથી ને !

**દાદાશ્રી :** ના, પણ તમે જવાનું કહો છો ને મારે જવાનું...

**હીરાબા :** વીસ વરસ કાઢવાના છે.

**દાદાશ્રી :** ઓહોહો...

ત્યાં ઉપર બધા ગયા તેને શાનો નાસ્તો મળતો હશે ?

**હીરાબા :** શાનો નાસ્તો ?

**દાદાશ્રી :** ત્યાં આગળ બેસી રહે, તે એમ ને એમ ભૂખ્યા બેસી રહેવાતું હશે ? નાસ્તો તો આપે જ ને ?

**હીરાબા :** ત્યાં નાસ્તો શાનો ?

**દાદાશ્રી :** તો ત્યાં ભૂખ્યા બેસી રહે ?

**હીરાબા :** હં.

**દાદાશ્રી :** એવું હોતું હશે ? તો તો પછી અહીંથી જાય જ નહીં ને લોક ?

**નીરુમા :** નથી જ જવું હોતું ને !

## સંગાથ તો કોઈનોય નહીં

**હીરાબા :** આ જોડે તો કોઈ આવવાનું નથી, એકલા જવાનું છે.

**દાદાશ્રી :** દિવાળીબા તો આવશે ને, જોડે ?

**હીરાબા :** અરે, દિવાળીબાને શું કરવા મારે જોડે ?

**દાદાશ્રી :** ત્યારે સંગાથ કોનો કરશો ?

**હીરાબા :** સંગાથ તો કોઈનોય નહીં.

**દાદાશ્રી :** મારો કરજો, મારો.

**નીરુમા :** દાદા ભગવાનનો.

**હીરાબા :** તે તો કરીશું જ સ્તો.

**દાદાશ્રી :** એ મારાથી વીસ વર્ષ શી રીતે જીવાય ? એ તો એ (હીરાબા) જીવે. નીરુબેન, કાઢે મારું આ શરીર ?

**નીરુમા :** વધારે.

**હીરાબા :** અરે, તમારું પણ શરીર સારું છે, વધારે કાઢશો.

**દાદાશ્રી :** તમારા કરતા વધારે ?

**હીરાબા :** હા.

**દાદાશ્રી :** તમારું તો આવું શરીર, કેટલું મજબૂત શરીરેય આમ !

## કોઈયે ના મરે

દિવાળીબાએ શી રીતે આ રંડાપો કાઢ્યો હશે બધો ?

**હીરાબા :** તે તો કાઢે જ સ્તો. એ તો કાઢે ને બધુંય. ધણી મરી જાય એટલે થઈ જાય પાછું.

**દાદાશ્રી :** પછી ભૂલી જાય ?

**હીરાબા :** હં. તે આ ભૂલી ગયા !

**દાદાશ્રી :** મણીભાઈ જીવતા હતા ત્યારે એમને કહેતા'તા ને, 'તમે ના હો તો હું તો મરી જઉ.'

**હીરાબા :** હોવે ! કોઈ નથી મરી જતું પાછળ.

**દાદાશ્રી :** એ એવું કહેતા'તા, 'તમે નહીં હો તો મારાથી જીવાય નહીં.' ત્યારે હું સમજતો'તો કે આ શું મોટો રોફ મારે છે ?

**હીરાબા :** કોઈએય ના મરે, બધાય જીવે. આ ધણી મરી જાય તોય એ તો ખાય-પીવે ને બધું મઝા કરે.

**દાદાશ્રી :** તમે તો ના જીવો ને ?

**હીરાબા :** હોવે, હુંયે જીવું. બધાય કંઈ કોઈ મરી જાય છે પાછળ ? કોઈએ મરતું નથી.

**દાદાશ્રી :** એમ !

**હીરાબા :** કોઈએય ના મરે.

**દાદાશ્રી :** આ દુનિયા આવી ?

**હીરાબા :** અરે ! દુનિયા તો વળાવી ને પાછી પરણી જાય.

## હું વહેલી મરી જઉ તો સારું

**હીરાબા :** હું વહેલી મરી જઉ તો સારું.

**દાદાશ્રી :** એ તો પેલું લોકોએ કહેલું કે સૌભાગ્યવંતી જવાય. તે હીરાબાને જોઈએ તો મારેય સૌભાગ્યવંતી ના જોઈએ, બળ્યું ?

સમજણ કેવી કે 'સૌભાગ્યવંતી જવાય તો સારું !' તે એ

કહેતા'તા મને વારેઘડીએ, કે 'તમે છો ને મારે જવાય તો સારું.' મેં કહ્યું, 'એવું કરશો નહીં. આપણે ભાંજગડ, ઉતાવળ શું કરવાની ? તે ત્યાં શું દાટ્યું છે ત્યાં ? ત્યાં કંઈ મોટી મોટી કૅન્ટીનો છે ? અહીં તો બટાટા પૌંઆ આપે.'

## સાહજિક વાણી

**પ્રશ્નકર્તા :** દાદા, પૂછી લીધું આણે બધું. કે આપણે રેગ્યુલર કોલમ માટે કામ લાગે.

**દાદાશ્રી :** હીરાબાને કલાક સુધી પૂછીને લખે છે બધું. એ તો કેવું હીરાબાની પાસે મન મેળવીને, એમની પાસે વાત કરાવીને... એ સાહેબ કલાક-કલાક એમની જોડે બેસે.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. પણ દાદા, હીરાબાની વાતો સાંભળવાની બહુ ગમે છે.

**દાદાશ્રી :** ગમે જ ને પણ, કારણ કે એ ચોખ્ખા છે ને ! એટલે સાહજિક વાણી છે, મહીં ગાંઠો નથી. એટલે બહાર પડશે ખરું જ્યારે-ત્યારે.

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

## ૧૯૮૩ના સંસ્મરણો...

૧૯૮૩ની એ વાત. હીરાબા પડી ગયા ને ડાબા હાથે ફ્રેક્ચર થઈ ગયું. એના સમાચાર અમદાવાદમાં દાદાશ્રીને ફોનથી મળ્યા. દસ મિનિટમાં સત્સંગમાં જવા તૈયારી કરતા હતા તેને બદલે દસ જ મિનિટમાં બધું પેકિંગ કરી વડોદરા બા પાસે જવા રવાના થયા ! પરમ પૂજ્ય દાદાને જોતા જ બાને એકદમ ઠંડક થઈ ગઈ. બાને ખૂબ જ દર્દ થતું રાત્રે પણ, તેઓ ખાઈ નહોતા શકતા. કણસતા છતાં ક્યારેય તેમણે કોઈ ફરિયાદ નથી કરી.

એ દિવસોમાં (૧૯૮૩માં) સંપૂજ્ય દાદાશ્રી હીરાબાને દરરોજ સવાર-સાંજ વિધિ ને સાંનિધ્ય મળે તે માટે બાની સાથે જ રહ્યા હતા.

એ સમયમાં હું દાદાશ્રીની સાથે જ હોવાથી મને પણ બાની અતિ નિકટ ચોવીસેય કલાક સાથે જ, બે માસ સુધી રહેવાનો અમૂલ્ય મોકો મળ્યો. તે વખતે બા સાથે ખૂબ ખૂબ વાતો થતી. બાને જાતજાતના પ્રશ્નો પૂછાતા. તેઓ ક્યારેક પુલકિત થતા, ક્યારેક ઉલ્લાસમાં આવી જતા, તો ક્યારેક ગલગલિયા અનુભવતા ! બાની શિશુ સહજ વાતો મુગ્ધ કરી દેતી. એમની સરળતા, સહજતા, સહૃદયતા ને ભદ્રિકતા નારી જગતમાં બેનમૂન નમૂનારૂપ નીવડી. એ દિવસોમાં પ્રસંગોપાત્ત બાની સાથેનો થયેલો ખુલ્લા દિલનો વાર્તાલાપ સુજ્ઞ વાચકોને બાની તેટલી જ નિકટતામાં લાવી નાખશે.



# [૨૨]

# હીરાબાના દેહવિલય વખતે દાદાની સ્થિતિ

## સૌભાગ્યવંતી થઈને હું જઉ

**પ્રશ્નકર્તા :** હીરાબા બહુ ભદ્રિક, દેવી જેવા, બહુ જ સરળ, જરાય આડાઈ નહીં.

**દાદાશ્રી :** તે મને કહેતા હતા, 'હું હવે જઉ તો સારું.' મેં કહ્યું, 'એની ઉતાવળ શું કરવા કરો છો, શેના હારુ ઉતાવળ કરો છો ?' ત્યારે કહે, 'ના, તમારા પછી મારે ના રહેવાય, મારે તો પહેલું જ જવું જોઈએ.' એટલે કાયદાના આધારે હં. એવું પ્રેમના આધારે નહીં, કાયદાના આધારે. તમારા વગર મને ગમશે નહીં એવું નહીં, પણ કાયદો એવો કે 'હું છે તે સૌભાગ્યવંતી થઈને જઉ. એટલે ગંગાસ્વરૂપ મારે થવું ના પડે.' શું ?

**પ્રશ્નકર્તા :** હં, એ અમારા કાઠિયાવાડમાં એમ કહે, 'ચાંદલે જવું.'

**દાદાશ્રી :** હા, તે સૌભાગ્યવંતી થઈને હું જઉ. ત્યારે પાકા છે ને ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ પાકા.

**નીરુમા :** પછી આપે કહ્યું ને, કે 'ઉતાવળ શું કરવા ? આપ પછી હું કેટલા વર્ષ રહીશ ?' તો કહે કે 'તમે દસ વર્ષ રહેશો.'

**દાદાશ્રી :** હં. પછી ?

**નીરુમા :** અને કહે, 'તમે ?' તો કહે, 'મારે તો બહુ નથી રહેવું.' તો તમે કહ્યું, 'ના, આઠ વર્ષ તો રહેજો.'

**દાદાશ્રી :** 'રહેજો.' તે ઉતાવળ શી છે ? ત્યાં આગળ કંઈ કૅન્ટીનો કોઈએ રાખી મૂકી છે ? ત્યાં નાસ્તાની કૅન્ટીનો હતી એ જતી રહી બધી. ત્યાં જઈએ તોય કૅન્ટીનો નથી બધી સરસ.

**પ્રશ્નકર્તા :** પણ તે આઠ ક્યાંથી કાઢ્યા ?

**દાદાશ્રી :** છે તે નીકળ્યા એની મેળે. કારણ કે એક-બે ફેરો પડી ગયા ને, તે બધું આ કચ્ચર થયેલું, બધું ભાંગી ગયેલું. પડી જાય એટલે એ થાય ને ! આ એની મહીં એય શું કરે ? તોંતેર વર્ષ થયા, એય શું કરે ?

**પ્રશ્નકર્તા :** કોઈ પણ શું કરી શકે ?

## અને છેવટે એવું જ થયું

**દાદાશ્રી :** એ મને રોજ કહેતા'તા કે મારે પહેલું જવાય એવું કરો. હું અખંડ સૌભાગ્યવતી થઈને જઉ.

**પ્રશ્નકર્તા :** તે એવું જ થયું.

**દાદાશ્રી :** એટલે પછી આપણાથી બોલાય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એમની ઈચ્છા પૂરી થઈ.

**દાદાશ્રી :** બધી ઈચ્છા પૂરી, બીજી કશી ઈચ્છાઓ રહી નહોતી.

## ખાતરી સાચી પડી, દાદાની હાજરીમાં દેહ છોડ્યો

એમણે પોતે જ કહેલું કે 'તમારી હાજરીમાં હું જઉ એટલું કરો.'

**પ્રશ્નકર્તા :** મને ત્યાં કીધેલું, હું ત્યાં આવતો ને, ત્યારે.

**દાદાશ્રી :** હા, એમણે લોકોને એવું કહેલું 'કોઈની પાસે જે અજાયબ ચીજ નથી એ દાદા પાસે છે.' પણ લોકોનું પુણ્ય પાકતું નથી. પુણ્ય પાકવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** દાદા, હીરાબાની એક વાત સાચી પડી. એ મને કહેતા'તા, કે હું જ્યારે જઈશ ત્યારે દાદા હાજર હશે. મને પ્રૉમિસ આપેલું છે, કહે છે. તે આ બહુ માંદા થઈ જાય ને તમે વડોદરામાં હાજર ના હોવ ને, તો મને ગભરામણ ના થાય !

**દાદાશ્રી :** હા, આ ખાતરી તો જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** ખાતરી, અને તમે અહીં આવી જાવ ને, પછી બહુ ચિંતા ના થાય, કે દાદા અહીંયા છે. પણ આજથી કેટલાય વર્ષ ઉપર કહેલું મને, કે આ તમે પંદર દહાડા અહીં રહો, પંદર દહાડા મુંબઈ જાવ. અને વાતમાં ને વાતમાં કહેલું છે, એમનું પ્રૉમિસ છે કે હું દેહ છોડીશ ત્યારે એ હાજર હશે.

**દાદાશ્રી :** બહુ જબરજસ્ત ખાતરી કહેવાય, એવી પોતાની જાતની ખાતરી હોય તો એ કામ કર્યા વગર રહે જ નહીં ને ! જાતની ખાતરી !

**પ્રશ્નકર્તા :** અમને ખાતરી પડી જાય ને, દાદા. અમુક વાતો તો એમની એવી.

**દાદાશ્રી :** એમની જોડે રહ્યા એને અઢી-ત્રણ મહિના થયા, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એકધારો ત્રણ મહિના જોડે જ.

## હીરાબાની ભાવના એમના જીવતા જ કરી પૂર્ણ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે હીરાબાની ભાવના પ્રમાણે બધાને જમાડ્યા હતા ને ?

**દાદાશ્રી :** હા, હીરાબા માટે જીવતા કરાવડાવ્યું. હીરાબા કહે, 'જીવતા થાય ?' મેં કહ્યું, 'હા, સારી રીતે થાય. કેમ ન થાય ?' પાછો આપણા માતાજીનો યજ્ઞ કરાવડાવ્યો. એટલે યજ્ઞના નામ પર આવે ને બધા. લોકો જમવા આવે, નહીં તો જમવા કોણ આવે ?

**પ્રશ્નકર્તા :** હં, બરાબર.

**દાદાશ્રી :** તે બહુ સારી સંખ્યા થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એકવીસો છોકરીઓ થઈ. તે હજાર ડબ્બા લાવ્યા'તા અને હજાર કટોરીઓ લાવ્યા'તા, આખી ખડકીની છોકરીઓને બધાને વહેંચી દીધા.

## હીરાબાના નિમિત્તે કર્યો ખર્ચ

હીરાબાની પાછળ છે તે લાખ ઉપર જશે ખર્ચ. કારણ કે બે હજાર-બાવીસસો તો છોકરીઓને આવડા આવડા તાટ ને એ બધું વહેંચ્યું. રૂપિયા રોકડા હઉ. અને બધું આખું હાઈસ્કૂલ, કૉલેજો, કન્યાશાળાઓ, બાલમંદિરો બધાને દૂધપાક-પૂરી ને બધું જમાડ જમાડ કર્યા, ચાર દહાડા સુધી.

**પ્રશ્નકર્તા :** હીરાબાની બાબતમાં તમે આ વાપર્યું એ વ્યવહારમાં કેવું કહેવાય ?

**દાદાશ્રી :** આ સંસાર વ્યવહારમાં સારું કહેવાય એ.

**પ્રશ્નકર્તા :** આપણે રહેવાનું સંસાર વ્યવહારમાં જ.

**દાદાશ્રી :** આ સંસારના વ્યવહારમાં ખરું, પણ એમાં સારું દેખાય આ. અને એ તો સારું દેખાય એટલા માટે હું ના કરું, એ તો હીરાબાની ઈચ્છા હતી એટલે મેં કર્યું. આ મને સારા-ખોટાની પડેલી ના હોય, તે છતાં ખોટું ના દેખાય એવું રહેતા હોઈએ.

## સારી ઉંમરમાં સારું મરણ

**પ્રશ્નકર્તા :** બાની કેટલી ઉંમર હતી, દાદા ?

**દાદાશ્રી :** મારાથી બે જ વર્ષ નાના. એમને પંચોતેર ઉપર થઈ ગયા. સારી ઉંમર થઈ ગઈ હવે. સારી ઉંમરમાં સારું મરણ ! નહીં તો બે ભેગું થાય નહીં, પણ જુઓ એમની પુણ્યૈ કેવી સરસ !

**પ્રશ્નકર્તા :** એમની એક મોટામાં મોટી મહાનતા એ કે આ ઉંમરે દાદાને જગત કલ્યાણ માટે વિશ્વભરમાં ફરવા જવા દેતા.

**દાદાશ્રી :** હા, એ પોતે આશીર્વાદ આપતા હતા.

**પ્રશ્નકર્તા :** હું આમને ઘણીવાર કહું કે આપણે આ શીખવાનું છે કે હીરાબા કેવા એમને આશીર્વાદ આપીને પરદેશ મોકલે છે અને...

**દાદાશ્રી :** અને જ્યારે હોય ત્યારે કહેશે, 'બધું કલ્યાણ કરીને આવો.' ચાલો, બધું જે થયું તે, મને લાગતું'તું કે દિવાળી પહેલા જશે, પણ આ અમારી જયંતી પૂરેપૂરી ઉજવ્યા પછી અને આ અમારો એક્સિડન્ટ (અકસ્માત) થયા પછી ચાલ્યા.

## છેલ્લા ત્રણ મહિના જોડે જ રહ્યા

**પ્રશ્નકર્તા :** અને એમણે જાણ્યું કે દાદા સારા પણ થઈ ગયા છે પાછા.

**દાદાશ્રી :** સારા થઈ ગયા. એક્સિડન્ટ થઈ ગયો અને પછી સારું થઈ ગયું એમ કહે.

મને પેલા નટુભાઈ ગઈ સાલથી કહે કહે કરે કે 'હીરાબા છે તે આ દિવાળી નહીં કાઢે.' એટલે હું ચેતી ગયેલો. મેં કહ્યું, 'દિવાળી પહેલા કંઈ થાય તો...' એટલે અહીં રહેતો'તો, ખસતો નહોતો. મેં કહ્યું, 'આ બોલેલો છે ત્રાહિત રીતે, રાગ-દ્વેષ રહિત ! વાણી કંઈ અવળી પડે નહીં. કંઈક બોલે છે, માટે બરોબર છે.' તે અહીં રહેલો.

**પ્રશ્નકર્તા :** અને એ માટે કદાચ એક્સિડન્ટ પણ નિમિત્ત હોય કે જેથી તમારે અહીંયા રહેવું જ પડે.

**દાદાશ્રી :** બધું નિમિત્ત જ ને ! હિસાબ બધો ચૂકતે કરે ને ! છેવટે મુક્ત કર્યા. ત્રણ મહિના રહ્યા'તા સાથે, જોડે ને જોડે, ચોવીસેય કલાક.

## છેલ્લા દહાડા સુધી માથે પગ મૂકીને વિધિ

દરરોજ રાતે વિધિ-બિધિ બધું કરીએ. બ્લડ પ્રેશર હતું, પહેલા

પ્રેશરની ઉપાધિ બહુ હતી, તે માથા પર પગ મૂકીને વિધિ કરતા'તા. તે બંધ થઈ ગયેલું. માથા પર બબ્બે પગ મૂકી અને વિધિ આમની એકલાની જ કરીએ છીએ. ઠેઠ સુધી એ વિધિ કરતા'તા. છેલ્લે દહાડે પણ એ જ કરેલું. પહેલા અહીં અંગૂઠે વિધિ કરવાની, પછી માથા પર. એમ કરીને દસ મિનિટ કાઢવાની, દરરોજની. આટલી અમારી ભક્તિ. બીજું શરીર તો ઊંચકાય નહીં અમારાથી અને અડવા દેય નહીં કોઈ દહાડો. 'આટલું કરી આપજો ને' કહે. આ બે મહિનાથી વિધિ કરીને તે એમને સમાધિ રહેતી'તી. પછી વિધિ કરી લઉં ત્યારે પછી 'જય સચ્ચિદાનંદ' કહે.

**પ્રશ્નકર્તા :** હા. મહાત્માઓ બધા 'સચ્ચિદાનંદ' કહે, તો સામે જવાબ મળતો 'સચ્ચિદાનંદ'.

**દાદાશ્રી :** હા, મળતો'તો અને ઓળખતા'તા હઉ બધાને !

**પ્રશ્નકર્તા :** અવાજ પરથી ઓળખતા, દાદા.

**દાદાશ્રી :** હા...

## મહીંનું ચોખ્ખું થઈ ગયેલું

**પ્રશ્નકર્તા :** કાલ રાત્રે તો સારી રીતે વાત કરતા'તા.

**દાદાશ્રી :** થોડું થોડું સંભળાતું'તું બધાને.

**પ્રશ્નકર્તા :** વિધિ પણ કાલે સરસ કરી હતી.

**દાદાશ્રી :** હા, રોજેય વિધિ સરસ કરે.

**પ્રશ્નકર્તા :** આ ભાઈ 'હું શુદ્ધાત્મા છું' એમ ત્રણવાર બોલે ત્યારે ત્રીજી વખતે બા પિકઅપ કરે (બોલવાનું શરૂ કરે). પણ ગઈકાલે મેં માર્ક કર્યું (નોંધ્યું) કે દરેકે દરેક વખતે પિકઅપ કરતા'તા. એ ભાઈ બોલે 'હું શુદ્ધાત્મા', તરત બા બોલતા.

**દાદાશ્રી :** એમ !

**પ્રશ્નકર્તા :** ત્રણ બોલતા પછી એકાદ ડ્રૉપ થતું (છૂટી જતું).



**દાદાશ્રી :** સંભળાતું'તું ખરું ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. અને બહુ ક્લિયર (ચોખ્ખું) બોલતા'તા.

**દાદાશ્રી :** એમ !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મહીં ક્લિઅરન્સ થયેલું છે, બહુ સારું ક્લિયર. મારી જોડે દૃષ્ટિ કરતા'તા ને, તો હું ક્લિયર જોતો'તો, મહીં હું દર્શન કરતો'તો એમના.

## છેલ્લે આપ્તપુત્રોને કહે, પરણવાનું નહીં

**પ્રશ્નકર્તા :** અને દાદા, પેલું આપ્તપુત્રોને પરણાવવાની વાત કરતા'તા તો અત્યાર સુધી દરેક વખતે એવું કહેતા'તા કે પરણ, પરણવાનું. પણ છેલ્લે, આ વખતે 'ના' બોલ્યા'તા.

**દાદાશ્રી :** આ ફેરે 'ના' બોલ્યા, 'પૈણવાનું નથી' કહે છે.

**પ્રશ્નકર્તા :** પૈણે નહીં, એવું કીધેલું.

**દાદાશ્રી :** હા.. પહેલા દરેક વખતે એવું બોલતા'તા, એટલે મેં તો જાણ્યું એવું જ બોલશે. પણ ના, આ ફેરે જુદું બોલ્યા, 'મને તો જિંદગીમાં બહુ મદદ કરી છે એમણે.'

## ડૉક્ટર તો નિમિત્ત, ચાલે બધું કુદરતી નિયમથી

અને એમને કોઈ દહાડોય દુઃખ પડ્યું જ નથી. તે ઠેઠ સુધી વાતો કરતા'તા. આમ કોઈની પડેલી નહીં, કોઈની અંદર ડખલ નહીં. કોઈનું નુકસાન થાય કે એવું કશું નહીં. બધાને સારું થાય એવી ભાવના !

**પ્રશ્નકર્તા :** પણ શ્વાસમાં કાંઈ ભરાઈ ગયેલું ?

**દાદાશ્રી :** ના, એ તો કુદરતનો નિયમ જ એવો કે તે ઘડીએ ડૉક્ટરનેય ગળફો બંધ કરી દે. આપણે ડૉક્ટરને કહીએ, 'બધાના ગળફા કાઢ્યા.' ત્યારે કહે, 'આ ના નીકળે.' કુદરતને ગળફો બંધ કરી દેતા કેટલી વાર લાગે ? એમાં માણસનું શું ગજું તે ? માણસ તો એક નિમિત્ત છે અને તે નિમિત્ત રૂપે કામ કરી જાય. ડૉક્ટરને આપણાથી 'ના' ન કહેવાય, કે તું શું કરવાનો છે ? કારણ કે નિમિત્ત છે એ.

**પ્રશ્નકર્તા :** પણ બરોબર બે મહિના થયા.

**દાદાશ્રી :** હા, એમની મને સેવા મળી. અહીં કપાળે અંગૂઠો અડાડી

અને વિધિ કરવાની. બીજી વાર બે પગ માથે મૂકવાના. એ વિધિ દસ મિનિટ કરવાની. એ મારી સેવા. બીજું તો મારાથી ઊંચકાય નહીં, એટલે શી રીતે ? બીજું, ઊંચકનારા તો બધા છે. બીજી સેવા નહીં. અને પછી મને તરત વિધિ કરીને પછી હું આમ 'જય સચ્ચિદાનંદ' કહું એટલે એ 'જય સચ્ચિદાનંદ' બોલે.

## છેલ્લે અશાતા ન આવે અને સમાધિમરણ થાય એવી વિધિ

શાતા વેદનીય ક્યાંથી ઉત્પન્ન થઈ ગઈ ? આવી કેવી પુણ્યૈ કહેવાય ? તે મનમાં ભય રહ્યા કરે કે કોઈ અશાતા આવી પડે તો ? એટલે હું રોજ પ્રાર્થના કરું, કે અશાતા ના આવે. આવા સુંવાળા માણસને અશાતા આવે એના કરતા મને આવો.

**પ્રશ્નકર્તા :** ના, આવા સમયમાં તો લોકો ચીઢિયા બહુ કરે, બીજા તો ચીઢિયા કરે.

**દાદાશ્રી :** હા, વિધિઓ થઈને. વિધિ કરાવું એટલે મને તરત કહે 'જય સચ્ચિદાનંદ.' ચીઢિયા તો ખાધા જ નહીં એમણે.

એ બીજા ચીઢિયા કરે છે ને, એ એનું કારણ પોતાને દુઃખ થાય છે તે સહન થતું નથી. આમને દુઃખ જ થતું નહોતું ને !

જુઓ ને આ પણ અક્ષરેય બોલ્યા નથી. બૂમ નહીં, બરાડો નહીં, ફરિયાદ નહીં. શાતા વેદનીય કાયમને માટે ! અશાતા ના હોય તો જ આવું બોલે ને, નહીં તો ચીઢાયેલા હોય. નહીં તો જ્ઞાનીનેય અશાતા વેદનીય હોય. અસર ના થાય એ જુદી વસ્તુ છે. અશાતા વેદનીય હોય એટલે શબ્દ કકરો નીકળે. એમને તો એય કકરો નહીં.

એટલા માટે હું રોજ વિધિ કરતો હતો કે અશાતા વેદનીય દેખાય નહીં તો સારું. હવે આવી નથી. અને છેલ્લે દહાડે આવે તો ? એટલે મેં એની વિધિઓ કરેલી કરેક્ટ. અડધી રાતેય પાછી બધી વાતોચીતો કરી હતી. અને રોજના જેવું જ લાગે આપણને. અને એમણે કહ્યું કે 'મારો આ હાથ દુઃખે છે.' થોડીકવાર દબાવ્યું, ત્યારે કહે, 'મટી ગયું

હવે.' બીજું કશું નહીં. રોજ શાતા વેદનીય રહેતી'તી, અને મરતી વખતે જો સમાધિ મરણ જ હોય ને !

## દોરોય ઉકલ્યો ધીમે ધીમે

મરતી વખતે દોરોય વહેલો ઉકલ્યો નહીં. જાણે ધીમે ધીમે ઉકલતો જ જતો હોય ને, અને છેલ્લેવારકે ઉકલે એટલે ગરગડી એમ ને એમ પડી રહે અને દોરો છૂટો થઈ જાય. અને કો'ક ગરગડી તે ઘડીએ આમ કૂદાકૂદ કરે. એક ભઈ મરવાના થયા ને, તે ગરગડી કૂદાકૂદ કરવા માંડી એટલે સમજી ગયો. મેં કહ્યું, 'હારું આ ગરગડી કૂદાકૂદ કરે છે.' હવે એ બોલાય નહીં મોઢે. ગરગડી તો હું સમજું. બહાર તો ગરગડી કહેવાતી હશે ? તે ગરગડી શું કૂદાકૂદ કરે ? ઉહ... ઉહ... ઉહ... મેં કહ્યું, 'આ દોરો ઊકલ્યો ઝટપટ !' અને ગરગડી કૂદાકૂદ, કૂદાકૂદ ! અને દોરો ઊકલી રહે એટલે ગરગડી બંધ. ઉહ... ઉહ... થાય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ ગરગડી ઊકલતી હોય તે ઘડીએ, એકદમ, જોશભેર ! ઊકલતી ગરગડી તો આમ ને આમ કૂદાકૂદ કરે ને ?

## જ્ઞાની જોવા મળ્યા દરેક વ્યવહારમાં

પણ એમને દુઃખેય નથી પડ્યું, કોઈ જાતનું નહીં. સિસકારોય નથી પાડ્યો. એટલે મારા મનમાં એમ થાય કે હારું આ અત્યાર સુધી સિસકારો નથી પડ્યો કોઈ વખત, છેલ્લા બે-ત્રણ દહાડા પડશે તે મારા મનમાં સંકોચ થતો હતો, પણ એય ના થયો. બહુ પુણ્યશાળી !

**પ્રશ્નકર્તા :** બધા વ્યવહારની અંદર આપ રહો, અમારે આ આવું જોવાનું ક્યાં મળે ?

**દાદાશ્રી :** ના મળે, મળે નહીં, પણ આ તો અક્રમ વિજ્ઞાન છે એટલે. અને પેલામાં (ક્રમિકમાં) તો સાવ જુદા જ થયેલા ને ! વ્યવહાર હોય નહીં ને !

## વર્ષોનો રહ્યો સંગાથ, પછી શોક શાને ?

હીરાબાને તેરમે વર્ષે લગ્ન થયા'તા તે એ વાતને આજે ત્રેસઠ વર્ષ થયા ત્યારે કહે છે, 'જઉ છું.' એ સંગાથ તો મોટો કહેવાય ને, નહીં ? સંગાથ મોટો ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** કહેવાય, મોટો જ કહેવાય.

**દાદાશ્રી :** ઓછો ના કહેવાય. પછી એની પાછળ શોક હોય જ નહીં ને ! છૂટવાનું તો હતું જ ને હવે.

**પ્રશ્નકર્તા :** હા, છૂટવાનું હતું.

**દાદાશ્રી :** છૂટવા માટે તો આ નાદારી નીકળી'તી ને બધા અંગોની. બોલેય બંધ થઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** હા, બોલેય બંધ થઈ જાય.

**દાદાશ્રી :** બોલનોય લવ્વો થઈ જાય. બોલવું હોય શું ને નીકળે શું, લ... લ... લ... એવું થાય.

## છેવટે જવાનું આપણે તો

મેં કહ્યું, 'દુકાન ભાંગી ગઈ હોય ને, તો બીજી નવી બાંધવી સારી.' ત્યાં થાંભલા પડી ગયા હોય, બીજો પડવાની તૈયારી હોય, નળિયા પડતા હોય ને તોય રહેનાર કહે, 'ના, મારે આમાં જ રહેવું છે.' એને ગમે નહીં નીકળવું. કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** ઘર છોડવાનું ગમે જ નહીં.

**દાદાશ્રી :** પણ છોડવાનું નથી ગમતું એય અજાયબી છે ને !

હીરાબાને તો પહેલા મેં પૂછેલું, 'આપણે જવું પડશે ?' 'એ વગર છૂટકો જ નહીં' કહે છે. અને મેં કહ્યું, 'ઘૈડપણ મારે આવી ગયું.' 'તે આવે ને, બૂમો શું કરવા પાડો છો ? એ તો આવે જ' કહે છે. ગમ્મત કરવા સારુ મેં કહ્યું, 'આ લોકો મને કહે છે કે તમે ઘૈડા

થઈ ગયા ?' 'એ તો આવવાનું ઘૈડપણ, ના લાવવું હોય તોય આવે. જવાનું આપણે તો.'

## મરણના સમાચારે પણ એ જ સ્વસ્થતાથી કરી વિધિ

રાત્રે સારી રીતે વાતો-બાતો કરતા'તા બધી. ત્રણ વાગે તો ગામઠાણ (જેની પર ગામ વસ્યું હોય તે જમીન) છોડી દીધું.

**પ્રશ્નકર્તા :** ખબર કેવી રીતે પડી ત્રણ વાગે, દાદા ?

**દાદાશ્રી :** એ તો જાગ્યા'તા ને બધા. રોજ જાગીને જુએ ને ! ત્યારે થોડું થોડું એ થયું પછી જતા રહ્યા. પણ સારું મરણ. કશું દુઃખ નહીં. ને એમને એક બૂમ પાડતા કોઈએ જોયા નથી અત્યાર સુધી, કે મને આમ થયું કે તેમ થયું. બૂમ પાડે કે છે તે સોડ વાળે. મુશ્કેલી મેં નથી જોઈ. તે ઠેઠથી, પહેલેથી સમાધિ હતી ને !

અમે પથારીમાં રાત્રે બેઠા હતા, રસિકભાઈ નીચેથી કહેવા આવ્યા કે 'હીરાબા ગયા.' રાત્રે તો અમે બધા બેઠા હતા. કશી એવી વાતચીત જ નહોતી. બધી પાછલી જ વાતો કાઢતા'તા, એ પોતે હઉ. એ સૂઈ ગયા એટલે પછી અમેય સૂઈ ગયા. પછી આ લોકો તપાસ કરવા ગયા ત્યારે મહીં કશું હતું નહીં. તે પછી ઉપર આવીને મને રસિકભાઈએ કહ્યું. મેં કહ્યું, 'હું વિધિ કરું છું, વિધિ પૂરી કરી લઉં ત્યાં સુધી તમે બધું કરો વ્યવસ્થા.' મારે ત્યાં સુધી એક કલાક વિધિ ચાલવાની હતી.

## બાની વિદાય પર લોકોએ આપી ભાવાંજલિ

પછી સવારમાં જે લોક દર્શન માટે તૂટી પડ્યું છે ! નર્યા હાર, હાર, હાર ! પોણોસો હાર સુખડના હશે. બીજા કેટલા બધા હાર ! બધુંય એના સાથે જ બાંધ્યું હતું. રસ્તામાંય બધું હાર સાથે. ફુલાનો ઢગલો થયેલો ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** દાદા, એ પણ મહા ભાગ્યશાળી કહેવાય ને ! જ્ઞાની પુરુષના પત્ની થવાનું સૌભાગ્ય મળ્યું એમને.

**દાદાશ્રી :** બહુ ભાગ્યશાળી ! આ તો કેટલા હાર ચડ્યા ! દોઢસો. પચાસ-પોણોસો પેલા સુખડના હતા. એ જેવું તેવું પુણ્ય કહેવાય ? કેટલા બધા લોકો દર્શન કરતા હતા ! અને એ તો કંઈ જ્ઞાની નહોતા. પણ લોકોનો પ્રેમ કેટલો બધો ! પોણોસો માળાઓ સુખડની ને પોણોસો પેલી, એટલી તો માળાઓ પડી એમની પર. ત્યાં સ્મશાને લઈ ગયા તે માળાઓ સાથે લઈ ગયેલા. તે આટલું મોટું ઊંચું દેખાતું'તું. લોકોનો પ્રેમ પણ એટલો હતો ને એમના પર. કંઈ મારે લીધે હતો એવું નહીં. એમની પર ભાવ હતો. મારે લીધે હોવું એ જુદી વસ્તુ છે. એવી રીતે કલ્યાણ થઈ ગયું ! પામીને અમારા કહ્યા પ્રમાણે ચાલ્યા ગયા.

## સ્મશાન સુધી હીરાબાની જોડે ને જોડે

પાલખીમાં ફેરવીને પાછી મામાની પોળમાં ઊભી રાખી અને નીચે મૂકી થોડીવાર, ઘર આગળ.

**પ્રશ્નકર્તા :** હા દાદા, એ સરસ કર્યું.

**દાદાશ્રી :** અને જોડે રહેનાર બધા રડતા'તા, એ મેં જોયા, અમારે ત્યાં.

**પ્રશ્નકર્તા :** એમનોય ત્યાં જવાનો ભાવ હતો.

**દાદાશ્રી :** પછી બધા મને કહે છે, 'તમે આવશો ?' મેં કહ્યું, 'હા, જરૂર.' હીરાબા જાય છે ને હું મૂકવા ના આવું તો ખોટું કહેવાય ને ! એટલે 'હું હીરાબાને મૂકવા આવીશ.' કહ્યું. હીરાબા કંઈ ગયા છે ? નામ ગયું અને ઠામ ગયું. નામ ને ઠામ બે જ ગયું ને, જે રહેતા હતા એ ઘર. પછી હું તો પેલી ચેરમાં નીકળ્યો.

હુંયે સ્મશાનમાં ગયો'તો, પેલી વ્હીલચેર ઉપર. બધા કહે કે ગાડીમાં આવો, ત્યારે મેં કહ્યું, 'ગાડીમાં આવું તો તો મને રસ્તામાં ભેગા થાય નહીં ને !'

**પ્રશ્નકર્તા :** આજ-કાલ બધા ગાડીઓમાં જ જાય છે, દાદા.

**દાદાશ્રી :** ના, એ તો બધા રોફવાળા. પણ હું કંઈ રોફવાળો નહીં ને ! હું તો એમની જોડે ને જોડે ગયો, વ્હીલચેરમાં બેસીને.

**પ્રશ્નકર્તા :** વ્હીલચેરમાં !

**દાદાશ્રી :** વ્હીલચેર, છોકરાંઓ ધકેલે. પછી ગાડીઓવાળા કહે છે, 'દાદા, આમાં તો બહુ ટાઈમ લાગશે. બેસી જાવ ગાડીમાં.' 'ના, આજ તો હીરાબાની જોડે ને જોડે ઠેઠ સુધી એમની પાછળ પાછળ આવીશું, ધીમે રહીને.' તે લોકોય જુએ કે દાદાજીના આ શું વેશ થયા છે ! હીરાબાની જોડે ને જોડે. એમની પાછળ વ્હીલચેર ચલાવીને ! અને લોક આજુબાજુ મેડા પરથી જુએ બેઠા બેઠા. એમણે પેપરોમાં વાંચેલું ને, તેથી. અમે જૂને ઘેર રહેતા હતા ત્યાં આગળ પણ લઈ જઈને ઊભા રાખ્યા થોડીવાર. બે મિનિટ ત્યાં ઊભા રાખ્યા. ત્યાં આગળ લોકો મને જુએ, અને હું નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા. અત્યારે ના હોઉ વખતે, એવું સરસ ના હોઉ. અને અસર જ ના હોય ને !

તે બાળતી વખતે આખો ઘીનો ડબ્બો મંગાવ્યો, ચોખ્ખા ઘીનો. અને લાકડા વધારે મંગાવ્યા. જેટલા મળ્યા એટલા છે તે સુખડના લઈ આવ્યા. આ રીતે બધું ચોખ્ખું થઈ ગયું. બળીને રાખ થવા જોઈએ, એટલું જ જુએ છે ને ! તે એમના માટે નહીં, આ લોકને માટે. નહીં તો વાતાવરણ બગડે ને, બધી હવા-બવા. આ બધું જે કર્યું તે લોકોએ લોકોના માટે જ કરેલું. બાળવા-કરવાની બધી ક્રિયાઓ કરવાની. ફૂલા નાખવાની (અસ્થિ પધરાવવાની) ક્રિયા કરી તેય પોતાના માટે, નહીં તો હાડકા રસ્તામાં રખડ્યા જ કરતા હોત. નાખી આવો અલ્હાબાદમાં, કહે છે. તે ઘડીએ જોવા જેવું લાગે.

## છેક સુધી નિભાવ્યો વ્યવહાર આદર્શ રીતે

આ તો વ્યવહાર છે અને વ્યવહાર આદર્શ હોવો જોઈએ. અમે વ્યવહારમાં આદર્શ ! જુઓ ને, સ્મશાનમાં હીરાબા સાથે આવ્યા'તા તો ?

**પ્રશ્નકર્તા :** હા, એ જોયું ને, દાદા. બધાએ જોયું. ઘણા પૂછે છે, 'દાદા આવ્યા'તા ?' મેં કહ્યું, ''હા, દાદા ઠેઠ આવ્યા'તા.''

**દાદાશ્રી :** સ્મશાનમાં ના આવે તો લોકો જાણે 'ફરી પૈણવાના છે.' આપણે ત્યાં એક કહેવત છે કે ત્રીસ-ચાલીસ વર્ષનો હોય ને, તો ફરી પૈણવાનો હોય તો સ્મશાનમાં જાય નહીં. એટલે સમજી જાય લોકો કે સ્મશાનમાં આવ્યા નથી એટલે ફરી પૈણશે. આવી કહેવત છે આપણે ત્યાં અને ખરેખર એમ જ, સ્મશાનમાં ગયો એટલે ફરી પૈણાય નહીં. આ જુઓ અમે ઉઘાડું આવીને કહી દીધું ને, 'ભઈ, નથી પૈણવાના.'

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કાલે કીધું કે 'અમે તો રાંડેલા કહેવાઈએ હવે.'

**દાદાશ્રી :** હા, શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું'તું, 'નિર્દોષ ગમ્મત કરાવજો.' જુઓ, આ બધી નિર્દોષ ગમ્મત ! કોઈને કિંચિત્‌માત્ર દુઃખ થાય નહીં.

## દુઃખ અમને અડે જ નહીં

**પ્રશ્નકર્તા :** હીરાબા ગયા તે વખતે મહીં થોડુંક દુઃખ થયું હતું ?

**દાદાશ્રી :** ના, અમે વીતરાગ જ છીએ ને ! અમને કોઈ જાતનો ક્લેશ-કંકાસ કશું થાય જ નહીં ને ! તમને હઉ વીતરાગ બનાવ્યા છે ને !

અમને કશું અડે નહીં. આ જગતમાં એવી કોઈ ચીજ નથી કે અમને અડે. અમને દુઃખ અડે નહીં પણ તમને દુઃખ અડે તોય અમે જોખમદાર ! તમે સાઠ હજાર માણસોને દુઃખ અડે તોય જોખમદારી અમારી ! દુઃખ અડે જ કેમ કરી ને ? આ દાદાનું વીતરાગ વિજ્ઞાન છે ! જ્યાં ચૌદ લોકનો, આખા બ્રહ્માંડનો નાથ પ્રગટ થયેલો છે, ત્યાં શેની ખામી રહે ? માગો એ મળે.

અમને દુઃખ જો થતું હોય તો જ્ઞાની જ ના કહેવાઈએ. અમને કોઈ રીતે દુઃખ જ ના થાય. અમને દુઃખ અડે જ નહીં કોઈ દહાડો.

**પ્રશ્નકર્તા :** હા, આપ સર્વજ્ઞ છો, આપ જ્ઞાની છો એવું લખ્યું છે પણ સ્વાભાવિક રીતે દુઃખ તો થાય ને ?

**દાદાશ્રી :** ગમે તે રીતે દુઃખ થાય જ નહીં, સ્વાભાવિક કે

અસ્વાભાવિક, એનું નામ જ્ઞાની. આ શરીરમાં જ રહેતા નથી અમે. શરીરમાં રહે તો દુઃખ થાય ને ! તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** જી હા.

**દાદાશ્રી :** એટલે અમને દુઃખ જ ના હોય. અમે રડીએ તોય દુઃખ ના હોય. આ અંબાલાલ રડે તોય દુઃખ ના હોય. એટલે બહુ જુદી જાતની છે આ દશા ! સમજાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, એ હકીકત હું સમજી શકું છું.

**દાદાશ્રી :** હા. અને અમને એકલાને નહીં, આ બધાનેય દુઃખ ના થાય. આ બધાને એક દુઃખ થાય તો અમારી જવાબદારી છે. દુઃખ કેમ થવું જોઈએ માણસને ? શું ગુનો કર્યો છે તે માણસને દુઃખ થાય ? એટલે એને જો સ્ત્રીઓ મરી જાય તોય દુઃખ ના થાય. અમારે આઘાત કે દુઃખ હોય નહીં. ઊલટા તમારા જે દુઃખ હોય તે અમે લઈ લઈએ.

## રહ્યા-ગયામાં સમસ્થિતિ

લોકો તો એમ જ જાણે ને કે દાદાને બહુ દુઃખ થયું હશે ! દાદાનો તાવ જુએ ત્યારે ખબર પડે કે હીરાબા ગયા કે રહ્યા છે એ બન્ને સ્થિતિ



સરખી જ હોય. કેવી હોય ? રહ્યા હોય તોય સરખી, ગયા હોય તોય સરખી. બન્ને સ્થિતિ સરખી હોય. હજુ પેટમાં પાણી હાલ્યું નથી અમને. અહીંયા ઘરે આવીને જશુભાઈએ વાત કરી, પણ પેટમાં પાણી હાલ્યું નથી. પણ વ્યવહારમાં અમે એમ કહીએ કે 'ભઈ, મહીં થાય તો ખરું જ ને, બા.' તમને બધાને ના કહીએ, પણ વ્યવહારમાં, બહાર તો અમે કહીએ. એ કહે, 'હીરાબા માટે તમને દુઃખ થાય ને ?' મેં કહ્યું, 'હા, થાય તો ખરું ને બા, ના થાય એવું હોય ?' નહીં તો એને ગણતરી ઊંધી લાગે. કહે, 'આ કઈ જાતની ગણતરી ? આવું શી રીતે બને ?' તમને સાચું લાગે હું કહું તે, કે અમને અસર જ ના હોય કોઈ જાતની ? આ વર્લ્ડમાં કોઈ એવી ચીજ નથી કે અમને અસર કરે. જો તમારા જ દુઃખ મેં લઈ લીધા, તો મારી પાસે દુઃખ ક્યાંથી હોય ? છે દુઃખ કોઈ જાતનું ? થયું ત્યારે, દાદા મળ્યા ત્યારથી દુઃખ નથી ને ?

## સ્થિરતા અમારી જાય નહીં

**પ્રશ્નકર્તા :** હીરાબા ગયા ત્યારે તમે કઈ રીતે સ્થિરતા રાખેલી ?

**દાદાશ્રી :** મારે તો ગયા ત્યારેય સ્થિરતા અને હોય તોય એની મહીં સ્થિરતા જ હોય. હું આ દેહમાં જ ના હોઉં ને ! દેહથી જુદો રહું છું હું. આ દેહનો છે તે સંબંધ એમને, મારે કોઈ જાતનો સંબંધ નહીં. સમજ પડીને ? એટલે હું જુદો રહું છું. પણ વ્યવહાર સુંદર, એમને 'હીરાબા' કહીને બોલાવતો હતો. અમારે સ્થિરતા જ હોય, મને ગાળો ભાંડે, માર મારે તોય સ્થિરતા જ હોય, ધોલો મારે તોય સ્થિરતા જ હોય. કોઈ દહાડો સ્થિરતા અમારી જાય નહીં.

## હીરાબાના મરણ વખતેય ક્ષણે ક્ષણે જ્ઞાનમાં જ

હીરાબાને કાઢી ગયા ત્યારે તો બહુ જણના મોઢા છે તે ઢીલા થઈ ગયેલા ! મહીં આંખમાં જરા જરા પાણી નીકળેલું હોય પણ મારામાં પાણી નીકળે તો એનું વધારે નીકળે ને ? નહીં તો હુ હુય થઈ જાય (ડૂસકા દેવાઈ જાય) પછી. હાર્ટ પૂરેપૂરું, બધા કરતા હાર્ટ સુંવાળું, પણ બિલકુલ બંધ.

એટલે મારી આંખમાંથીય પાણી નીકળે, કારણ કે અમારું હાર્ટ કૂણું હોય. તે પાણી કોને ના નીકળે ? જેનું હાર્ટ મજબૂત થયેલું હોય ને બુદ્ધિ પર લઈ ગયો હોય ત્યારે. અમારું હાર્ટ તો બહુ કૂણું હોય, બાળક રડે એવું રડે. પણ આ જ્ઞાન હાજર રહે ને ! જ્ઞાનને હાજર રાખવું પડે અમારે. એક સેકન્ડનો નાનામાં નાનો ભાગ જો ખસ્યા હોત તો તરત પાણી નીકળી જાય. જેની આંખમાં બહુ પાણી આવતું હોય, તેનાથી અમે છેટા બેસીએ.

અને ત્યાં હાસ્ય અમારે બંધ કરવું પડે. જગત વ્યવહાર છે આ તો. અને કાચી બુદ્ધિવાળો તો કહે કે 'જુઓ ને, હૃદય પથરા જેવું છે તે હસે છે હજુ તો.' એને ટીકા કરવાની તક મળે.

પછી અમારા મહાત્માઓની હાજરીમાં અમે હસીએ, પણ બીજાની હાજરીમાં ના થાય એવું.

હવે રડવું એટલે શું કરવાનું કે ઉપયોગ છોડી દેવાનો. લોકોને જુએ એટલે આપણને રડવું આવે હડહડાટ. અમારો ઉપયોગ તો નિરંતર હોય. આ હીરાબા વખતે તો અમારો ઉપયોગ હતો ! એક સેકન્ડ પણ કંઈ પાણી હાલ્યું નથી, જેવો હતો તેવો. હીરાબાની ઈચ્છા નહોતી કે તમે રડજો. આ તો બોલે નહીં પણ મનમાં કહે કે 'પથરા જેવા છે', એટલે રડવું પડે. પણ મને એવું કોઈ પથરા જેવો કહે નહીં.

## લોકોને પણ લાગે કે દાદા નિરંતર જ્ઞાનમાં જ

અમે તો જ્ઞાની થઈ બેઠેલા એટલે લોકો હીરાબા મરી ગયા ત્યારે મારા સામું જુએ ને, કે દાદા કેટલા જ્ઞાનમાં છે ને કેટલા આમાં છે તે ! પણ એક ક્ષણવાર બીજું દેખી શકે નહીં, નિરંતર જ્ઞાન જ. પળે-પળે નહીં, સમયે-સમયે. સમયસારનું જ્ઞાન રહ્યું'તું.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ એમ કેમ બોલ્યા કે 'જ્ઞાની થઈ બેઠા' ? આપ તો જ્ઞાની જ છો.

**દાદાશ્રી :** નહીં, પણ એ લોક... અજ્ઞાની માણસ તો એવું જ બોલે ને ! કહે, 'જ્ઞાની થઈ બેઠેલા, જુઓ તો ખરા કેમનું પોલ ચાલે છે !'

'હીરાબા મારા વાઈફ છે', એ એક્ઝેક્ટ મારી માન્યતા હોય નિશ્ચયથી તો મને રડવું આવ્યા વગર રહે નહીં ને ! પણ આમાં તો હું હસુંય નહીં અને રડુંય નહીં. લોકોએ ઠેઠ સુધી હીરાબાની પાછળ મને જોયો. મારી આંખો સામું જોયું. પણ કશું દેખે નહીં ને ! એક ક્ષણવાર અમે ઉપયોગ ચૂકીએ નહીં, નહીં તો અમનેય ડૂસકું ભરાય. લોકોને રડતા દેખીએ ને, તે ડૂસકું ભરાય. શું થાય ? અમને મરેલા પર રડવું ના આવે. જીવતા માણસ રડતા દેખીએ ત્યારે મનમાં ભરાય. એ જોઈ શકાય નહીં અમારાથી. એટલે આ પ્રસંગમાં અમે જીવતા માણસનેય રડતા જોઈએ ને, ત્યાં અમે જોઈએ-કરીએ પણ કશું અસર ના થાય એટલું બધું તાળું મારી દીધેલું. ઠેઠ સુધી, સ્મશાનમાં બેઠા તોય નહીં, અસર જ નહીં. નો ઈફેક્ટ (અસર નહીં) !

## અહંકારની ડખલ નહીં માટે પરિણામ દેખાડે ક્લિયર

**પ્રશ્નકર્તા :** તમને જે ચંદ્રકાંતભાઈના મૃત્યુ વખતે રિએક્શન આવ્યું'તું ને ?

**દાદાશ્રી :** હા, આવ્યું'તું. અહીં ગાડીમાંથી ઊતર્યો ને, ત્યારે મારામાંય રિએક્શન આવ્યું'તું.

**પ્રશ્નકર્તા :** એ મારે જાણવું છે, જ્ઞાની પુરુષનું શું રિએક્શન હોય ?

**દાદાશ્રી :** આ રિએક્શન તો, રાત્રે દેહ છે તે જરા શોક સ્વભાવી થયો અને આંખેય જરા ઢીલી થઈ, મોઢું પણ ઢીલું થયું. એ જે બધી અસર થઈ એ પાછી મને દેખાઈ બધી. હું એને જોયા કરતો'તો. બધી અસરને હું જોયા કરું. એટલે કંટ્રોલની બહાર આગળ ખસવા ના દઉ પછી. કારણ આગળ જાય તો બીજા બધા લોકોને દુઃખ થઈ જાય, ભારે પડી જાય.

**પ્રશ્નકર્તા :** એ પહેલા એવી કોઈ અસર થયેલી ?

**દાદાશ્રી :** ૧૯૫૬માં થયેલી જ્ઞાન થતા પહેલા, અમારા મધર ઑફ થઈ ગયા'તા ત્યારે.

**પ્રશ્નકર્તા :** કઈ ઉંમરે ?

**દાદાશ્રી :** ચોરાસી, એઈટીફોર. તે દહાડે રડવું આવેલું.

**પ્રશ્નકર્તા :** તમને એ જે આખી અસર થઈ ગઈ, રડવું આવી ગયું, તે વખતે તમે ક્યાં હતાં ?

**દાદાશ્રી :** ક્યાં ?

**પ્રશ્નકર્તા :** તમે જે દ્રષ્ટાભાવમાં...

**દાદાશ્રી :** ના, તે ઘડીએ દ્રષ્ટાભાવ નહોતો.

**પ્રશ્નકર્તા :** હં, એમ !

**દાદાશ્રી :** તે ઘડીએ તો 'હું અંબાલાલ છું' એ જ, ત્યાર પછી બે વરસ પછી જ્ઞાન થયું આ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કાંતિભાઈ ગયા ત્યારે તમને જરાય ઈફેક્ટ નહોતી દેખાતી.

**દાદાશ્રી :** ના, તે દહાડે રડવું નહીં આવેલું. પણ તે દહાડે હું બહારગામ હતો. અહીં હોત ને, તો આવત. મને રડવું શેના પર આવે છે ? મરનાર ઉપર નથી આવતું, બીજા લોકોને ઢીલા દેખું ને તો મને આવે છે. એ તો જ્યાં આગળ કો'ક એકદમ ધ્રુસકે ધ્રુસકે રડી પડે અને તે જોઉં તો મને અસર થઈ જાય પછી. અત્યારેય અસર થાય. અહીં કોઈ રડતું હોય ને, તો અસર થઈ જાય. પણ એની અસર બીજા લોકો ઉપર વધારે પડશે એમ માનીને એનેય કંટ્રોલમાં લઈએ અમે. શું કહ્યું ? બીજાને વધારે અસર પડી જાય ને ! બાકી શરીર તો એવું જ હોય, દેહ તો એવો જ હોય.

**પ્રશ્નકર્તા :** એમ નહીં, દાદા. એ બે સ્થિતિ, મધર ઓફ થઈ ગયા ત્યારે અને ચંદ્રકાંતભાઈ વખતે એ બેમાં શો ફેર ?

**દાદાશ્રી :** તે દહાડે તો મધરનો પ્રેમ જ ખાલી. પ્રેમ જ રડાવે છે

અને આ તો જ્ઞાતા-દ્રષ્ટા સાથેનું. પણ મોઢું કેવું થયું હતું તે હજુ મને ખબર, આ લોકોનેય ખબર પડે ને મનેય ખબર પડે એવું મોઢું થયેલું, નહીં ? આ જ્ઞાન થયા પછી. આ ભાઈ જોઈ ગયા'તા છાનામાના આવીને, નીચા નમીને, એમને અસર જાણવી'તી કે આ શું અસર થઈ દાદાને ? તમે જોઈ ગયા'તા ખરું ? શું શું જોયું'તું ?

**પ્રશ્નકર્તા :** બધું જોયું'તું.

**દાદાશ્રી :** આંખમાં કશું જોયું'તું ?

**પ્રશ્નકર્તા :** આંખમાંય પાણી આવ્યું'તું.

**દાદાશ્રી :** હતા, હતા. જેટલું એમને દેખાતું'તું એટલું મને દેખાતું'તું, જ્ઞાનમાં. એ સહજ સ્વભાવ ! જો કદી આ અહંકાર કરવાનો હોય ને, પણ ત્યાં અહંકાર અમારો હોય નહીં પણ જો આ આજનું આ જ્ઞાન ના હોય તો અહંકારે કરીને બિલકુલ કશું બહાર ના પડવા દઉં. ક્લિયર દેખાડું બધું. અત્યારે ગમે એટલા પરિણામ થાય તોય ક્લિયર દેખાડી દઉં. અહંકાર શું ના કરે ? અત્યારે તો સહજ બધું.

## જોવા મળી દાદાની દેહાતીત દશા

અમે નિરંતર મોશનમાં રહીએ, પેટમાં પાણી ના હાલે. લોક જાણે કે વાઈફ મરી ગયા એટલે શુંનું શુંય થયું હશે એમને ! પણ હીરાબા ઑફ થઈ ગયા, ત્યારે હું પણ જોડે ને જોડે સ્મશાનમાં ગયો હતો ને લોકો આંખોમાં જોતા હતા પણ કશું દેખાય નહીં ને ! કશું જ ના દેખાય. રડવુંય ના દેખાય, હસવુંય ના દેખાય. શું કહ્યું ? નૉર્મલ પોઝિશન (સામાન્ય સ્થિતિ, સામાન્ય દશા). એ સામા રડે, આ શરીરનો, પ્રકૃતિનો સ્વભાવ છે કે જો સામો રડતો દેખે ને, તો આંખમાં પાણી આવે. પણ એ છે તે હું જોઉં નહીં અને પેલાની આંખમાંથી પાણી આવતા પહેલા કંઈક એવો શબ્દ બોલું તે વળી જાય. સમજ પડીને ? અને નહીં તોય અમે જ્ઞાનમાં જ રહીએ. એક સેકન્ડેય શરીરમાં ના રહીએ. ઠેઠ સ્મશાનમાં જતા સુધી, સ્મશાનમાંથી પાછા આવતા હોય

તોય એક સેકન્ડેય શરીરમાં નહીં, આઉટ ઑફ બોડી. તમે ત્યારે જોયું હતું ને ?

**પ્રશ્નકર્તા :** હા, હું હતો ને દાદા સાથે. મેં જોયું હતું. હું એ જ જોતો હતો.

**દાદાશ્રી :** પાસે હતો પાછો, એમાં પણ આ દેહાતીત દશા જોવા મળે ક્યાં ? આ દાદાના દર્શન થઈ જાય ને, તો કલ્યાણ થઈ જાય ! જો સાચા રૂપમાં દર્શન થાય ને, તો કલ્યાણ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીની દેહાતીત દશા હોય છે, એવું વાંચેલું બધું પણ દેહાતીત દશા કેવી હોય છે ? એ જોયેલી નહીં કોઈ દહાડો, ત્યારે એ જોવા મળી.

**દાદાશ્રી :** એ જોયેલી નહીં ? એ તે દહાડે તમે જોયેલી ને, એ દેહાતીત દશા !

## અમને નિરંતર જ્ઞાન હાજર જ હોય

તમે થોડું ઘણું જોયું'તું ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. હું આખો વખત એ જ માર્ક કરતો'તો કે દાદાનું દર્શન શું બધું જોવા મળતું'તું !

**દાદાશ્રી :** ઠેઠ સુધી, પછી એમના ભત્રીજા આવ્યા'તા, એમના ભઈના દીકરાઓ. તે એ બે જણ આવ્યા, તે એમને ઢીલા પડતા જોયા મને જોઈને. એટલે મેં જાણ્યું કે હમણે ડૂસકું આવશે ને રડશે. એટલે મેં કહ્યું, 'તમે બહાર બેસો.' એટલે એમને એકલાને બહાર બેસાડ્યા'તા. કારણ કે મને મુશ્કેલીમાં મૂકે ને ! એ ખૂબ રડે એટલે પછી થોડુંઘણું બે ટપકા પડી જાય મને. એ ટપકા પડે એનો વાંધો નથી, પણ એ વ્યવહાર યોગ્ય ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** ના, પણ દાદા, તે દિવસે ચંદ્રકાંતભાઈ વખતે...

**દાદાશ્રી :** એ થયું'તું. ત્યાં આગળ એવું જોવાઈ ગયું અને એટલો

બધો એ ઉપયોગ મૂક્યો નહીં મેં એટલે પછી એ મૂક્યો ને. એ તો એક્ઝેક્ટ મૂકી દેવો પડે ઉપયોગ. એ ઉપયોગ સહેજ ખસી ગયો કે એવું થઈ ગયું'તું. અહીં ઠેઠ સુધી થયું નથી. થયું છે કંઈ ?

**પ્રશ્નકર્તા :** હા, નથી થયું.

**દાદાશ્રી :** અને પથારીમાં હતો, રસિકભાઈ કહેવા આવ્યા તોય કશું નહીં. મેં કહ્યું, 'વાંધો નહીં. તમે છે તે બધું આનું આ પ્રમાણે કરો.'

અમે નિરંતર જ્ઞાનમાં રહીએ. એક સેન્ટ પણ જો એ થઈ જાય ને તોય ડૂસકું દેવાઈ જાય. નિરંતર જ્ઞાનમાં, એક સમય પણ ફેરફાર નહીં, નહીં તો ડૂસકો લેવાઈ જાય. અવકાશ મળ્યો કે ડૂસકો આવી જાય.

## આજે તો વાજા વગાડાય

**પ્રશ્નકર્તા :** જે ઓટલા પર હતા ને, એમની આંખોમાં આંસુ આવી ગયા હતા.

**દાદાશ્રી :** હા, આંસુ હતા. એટલે જ્યાં આંસુ દેખાય ને, ત્યાં મોઢું ફેરવી લઉં. કારણ કે કો'કનામાં આંસુ દેખું એટલે મને આંસુ આવે, પણ હું જ્ઞાની પુરુષ અને મારે તો કંટ્રોલમાં રહેવું જોઈએ. મને જો રડવું આવે તો બધા રડે પછી. 'હુ હુ હુ' થઈ જાય બધે. શું થાય ? અને આ રડવાની જગ્યા નહોય, આ તો આનંદ કરવાની જગ્યા. મેં તો કહ્યું, 'બેન્ડ હોય તો બેન્ડ વગાડાવો', પણ લોક માન્ય ના કરે ને !

અત્યારે લોકો મને કહે કે વાજા વગાડો તો હું વગાડાવું. પાંચસો રૂપિયા આપીને કે તું વગાડ ધમધોકાર કે સારું થયું આટલી ઉંમરે છૂટ્યા આ દેહમાંથી, નહીં તો દેહમાં તો કકળાટ કરાવડાવે. આ ઉપાધિ શી રીતે સહન થાય ઘૈડપણમાં તે ?

એમણે ક્યારેય કોઈને ગાળ ભાંડી નથી, કોઈને વઢ્યા નથી, કોઈને કશું કહ્યું નથી કોઈ દહાડો, કોઈ આરોપ મૂક્યો નથી.

**પ્રશ્નકર્તા :** ના, દાદા, એવું કશું નથી કર્યું.

**દાદાશ્રી :** કોઈના તરફ કશું ખરાબ દૃષ્ટિ નથી કરી.

**પ્રશ્નકર્તા :** આવો પ્રેમ જ જોવા ના મળે.

**દાદાશ્રી :** કેટલી બધી સરસ વીતરાગતા રહી ! એટલું કહીને આ ઉજાણી કરો. તે અમે વાજાં વગાડાવીએ. બહુ સારું થયું આ દેહમાંથી છૂટ્યા, કંઈ દુઃખ પડ્યા સિવાય !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આનંદનો દિવસ. એ તો અહીં બેન્ડ હોત તો બેન્ડ બજાવત. હું બેન્ડ વગાડાવત અહીં. તે આ દેહમાંથી છૂટવું કંઈ સહેલું છે ? છોત્તેર વર્ષે છૂટવું સહેલું છે કંઈ ? આ દેહ જ છોડે નહીં. દુઃખ આપ્યા વગર રહે નહીં ઘૈડપણ. કશું અડચણ વગર મુક્ત થયા. મારા મનમાં તો એવું કે આવું ને આવું જો ગાડી ચાલ્યા કરે તો બહુ સારું પડી જાય, પણ ગાડી ચાલી. સરળ સ્વભાવી, બીજી કશી ભાંજગડ નહીં.

અને હીરાબા છોત્તેર વર્ષના હતાં. તે હવે ઘૈડું પાન થયું હતું ને ખરવા લાયક થયા'તા. એટલે મેં તો તરત જ બધાને કહ્યું કે આજ તો મારે ત્યાં બેન્ડ હોત તો હું વાજાં વગાડાવત, કે આવા ભાંગલા-તૂટલા દેહમાંથી આત્મા સારી રીતે નીકળ્યો ! તોય આપણા લોકો એને કાણ-મોકાણ જેવું બનાવી દે.

**પ્રશ્નકર્તા :** દીકરો જન્મ્યો ત્યારે તો પેંડા વહેંચ્યા પણ મરી ગયો ત્યારે વહેંચ્યા. એ વાત તે દહાડે કાઢેલી. અને આજ આ વાત નીકળી કે બેન્ડવાજા વગાડત.

**દાદાશ્રી :** મેં એક-બે જણને તરત કહ્યું હતું, કે બેન્ડ હોત તો આજ બેન્ડ વગાડત.

હીરાબાને પૂછયું હોત આપણે કે 'અમે તમારા પછી શોક રાખીએ ?' ત્યારે કહેત કે 'ના, શાંતિથી રહેજો.' આ તો લોકોને દેખાડવા માટે આ બધું કરે છે લોક.

## આ તો લૌકિક કહેવાય

એવું છે ને, રડનારા માણસ આગલે દહાડે કેમ રડતા નથી ? એ હું એમને પૂછું છું. શું એ જાણતો નથી કે જવાના છે ? એવું આગલે દહાડે કેમ રડતા નથી ? હું એમને પૂછું કે પછી શું કરવા રડો ને પહેલા કેમ રડતા નથી ?

**પ્રશ્નકર્તા :** તમે કહો ને, આગલે દિવસે કેમ નથી રડતા ?

**દાદાશ્રી :** પાછળથી આ બધું કરે, મનમાં બધું જાણે છે કે આ જવાના છે, તો રડવું કેમ નથી આવતું ? ત્યારે મનમાં એમ કહે કે 'ભઈ, એમને સાયકોલોજી ઈફેક્ટ થાય એટલા હારુ નથી રડતા.' તો એમની ગેરહાજરીમાં રડો. એ ન હોય ને પછી રડો.

આ તો રડવું એક-એકનું જુએ છે ને, એનું આવે છે. ને બીજા કોને રડવું આવે છે ? જેને ખોટ ગઈ તેને.

બાકી ગોરાણીઓ મને કહેતી'તી. મેં કહ્યું, 'આ બધા રડે છે ને બિચારા દુઃખી થાય છે ને ?' ત્યારે કહે, 'સહુસહુના ઘરનું રડે, સંભારીને.' ત્યારે મેં કહ્યું, 'આ છાતીઓ કૂટી નાખે છે ને !' ત્યારે કહે, 'ભઈ, તમે જાણતા નથી, એ તો છાતી કૂટવાની એક્શન કરે એટલે તમે જાણો કે આ છાતી કૂટવા માંડી. પણ એ છાતીને અડે નહીં. તે આ લૌકિક કહેવાય.' લૌકિક એટલે શું ? જેવું તને જણાય છે એવું એક્ઝેક્ટ નહીં પણ એના જેવું.

હવે આ બધી ગૂંચો શી રીતે સમજણ પડે માણસને ? હું તો બધી અવસ્થામાંથી બહાર નીકળેલો છું. એટલે પેલી ગૂંચો જોઈ ને આયે જોયું. અને આ ઠેઠ સુધીનું પારદર્શકેય હું જોઈ શકું છું.

**પ્રશ્નકર્તા :** આપે પ્રશ્ન કર્યો ને કે આગલે દહાડે કેમ નથી રડતા, એ મને સમજાવો.

**દાદાશ્રી :** એવું છે ને, માણસ મરી ગયા પછી સ્વાર્થનું રડે છે. અને કોઈ કહે, હું પ્રેમથી રડું છું, તો એનો પ્રેમનો સ્વાર્થ છે. પ્રેમ

એનું નામ કહેવાય કે જીવ મરે તોય પ્રેમ રહી શકે છે. એટલે આ બધું સ્વાર્થનું રડે છે. તે એ ગયા પછી જ રડે, નહીં તો ખરું રડવું આવતું હોય તો પહેલેથી રડવું આવે કે હવે શું થશે મારું ? આ તો બધું ઠીક છે, લૌકિક કહેવાય.

હું નાનો દસ-બાર વર્ષનો હતો ને, ત્યારે અમારા કુટુંબમાં એક ભાઈ મરી ગયેલા. તે બધા એમના ભાઈઓએ પોક મેલી. તે આ પોક કેવી રીતે મેલી ? માથે આટલે સુધી ઓઢેલું ખેંચે, અહીં સુધી. એટલે મોઢું દેખાય નહીં. આંખ દેખાય. નહીં ? મહીં અંદર શું કરી રહ્યા છે, પોક મેલી રહ્યા છે કે એ રેડિયો વગાડી રહ્યા છે, આપણને ખબર પડે નહીં.

એટલે આમ પોક મેલી અને એવો અવાજ આવ્યો કે મને ઉઘાડી આંખે રડવું આવ્યું. વિષાદ રસ ઉત્પન્ન થાય એવું બોલ્યા. અને વિષાદ તે આંખમાંથી પાણી આવી ગયા, એટલે મેં જાણ્યું કે અત્યારે હું આટલું રડ્યો તો આ કેટલું રડ્યા હશે ? અને મહીં હતી પોલંપોલ.

પછી આ બધું જોઈ લીધેલું. આ બધું નાટક છે ખાલી.

**પ્રશ્નકર્તા :** એ દસમાં વર્ષની વાત પછી એંસી વર્ષ સુધીમાં તમે કેટલી વખત રડ્યા ?

**દાદાશ્રી :** રડાય તો ખરું પણ અમુક સ્ટેજે પાછું રડાય અને પછી બંધ થતું જાય. એ તો બા મરી ગયા ત્યારે રડાયેલું, કારણ કે એ જો ન રડું ને, તો મહીં ડૂમો ભરાય ને દુઃખ થાય. એટલે ત્યારે જાણીને રડેલો.

## મમતાના પરમાણુ નીકળી જવા જોઈએ

આ તો મૂર્ખાઈ એટલે રડે છે. નવું શું બન્યું છે ? જે બનવાનું હતું તે જ બન્યું છે ને !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આ તો મહીં પરમાણુ ભરેલા ને, એટલે રડી પડે ઢીલા મનના. છતાં લૌકિકમાં રડવું તો જોઈએ જ માણસે. જો રડવું ના આવે તો મહીં ડૂમો ભરાય. જેને ના આવતું હોય ને જ્ઞાની હોય તો ચાલે, નહીં તો ડૂમો ભરાય.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહારમાં જે કોઈ રડતો હોય તો તેને રડવા દેવો, એને ડૂમો નીકળી જાય. પ્રકૃતિ જે છે તેને વેન્ટિલેશન (દુઃખ નીકળવાની જગ્યા) જોઈએ ને ?

**દાદાશ્રી :** હં, પ્રકૃતિને વેન્ટિલેશન જોઈએ, ખરું કહે છે. નહીં તો સફોકેશન (ગૂંગળામણ) થઈ જાય અંદર.

આ તો બધું લૌકિક છે. એમાં સાચા માણસ રડી ઊઠે બિચારા. અને તે રડવું આવવું જોઈએ માણસને. કારણ કે એ મમતાનું પરિણામ છે. રડવું ના આવે તો મહીં ગભરામણ થઈ જાય. એ પરમાણુ નીકળી જ જવા જોઈએ. જેટલી એની જોડે મમતા છે ને, એટલા પરમાણુ નીકળી જ જવા જોઈએ.

## પૈણતી વખતે આવેલો વિચાર ખરો પડ્યો

અમને તો પૈણતી વખતે વિચાર આવેલો આવો, કે 'આ પૈણીએ છીએ ખરા, પણ બેમાંથી એક જણે રાંડવું પડશે !' તે કાલે છતું થયું. કાલે એ બન્યું એ જોયું ને ! હવે કો'ક પૂછે કે 'દાદા ?' ત્યારે કહે, 'રાંડેલા જ છે, કંઈ માંડેલા ઓછા કહેવાય ?' હીરાબા બેઠા હતા ત્યાં સુધી માંડેલા અને ગયા એટલે રાંડેલા. પછી એ સાહિત્યકારો ખોળી કાઢે, વિધુર ને બિધુર એ બધા શબ્દો. પણ દેશી ભાષા એ સાચી, રાંડવું ને માંડવું. આ ગામઠી ભાષા મોક્ષે લઈ જાય. રાંડવા-માંડવાનું જ્ઞાન હોય તો મોક્ષે જાય બળ્યો. 'આ વિધુર આવ્યા.' એનો શું અર્થ ? રાંડેલા કે માંડેલા ? ત્યારે કહે, 'ભઈ, માંડેલા છીએ. અને કોઈ રાંડેલા હોય તો રાંડેલાય કહે.' શેના આધીન રાંડેલા ને માંડેલા, તે બધું સમજી જવાનું તારે. આ માંડ્યો સંસાર, તે માંડેલો કહેવાય અને સંસારનું પૈડું તૂટ્યું કે રાંડ્યો. ગાડાનું એક પૈડું તૂટ્યું એટલે પછી રખડ્યું. એક પૈડું તૂટ્યું

એટલે તો આખું ગાડું ગયું નકામું. પેલા ગાડામાં તો ભઈ, બીજું પૈડું ઘાલે પણ આમાં શું કરે ?

અને 'આપણે' પૈણ્યા નહોતા, તે પછી 'આપણે' ક્યાં રાંડવાનું ? દેહને રાંડવાનું, પૈણ્યો હોય તે. 'આપણે' ક્યાં ફેંટા ઘાલ્યા'તા ને બધું પહેર્યું'તું ?

## સંયોગનો અંતે વિયોગ થયો

આ તો છૂટા પડ્યા છે અહીંથી. હું અમેરિકા જઉં એવી રીતે આ ગયા છે. ૧૯૨૩માં પૈણ્યા'તા ને ૧૯૮૬માં છૂટા પડ્યા. જુઓ સંયોગ વિયોગી સ્વભાવનો ને ! અને તે મને તો લગ્નના માંડવામાં જ વિચાર આવ્યો હતો કે બેમાંથી એક જણ રાંડશે !

પોતે સંયોગી તો ચાલ્યા ગયા છે. આ તો બધું સંયોગ સંબંધ છે ને ! કોઈ દસ વર્ષ રહે, કોઈ વીસ વર્ષ, કોઈ પાંચ મિનિટ રહે, કોઈ દસ મિનિટ રહે. વિયોગ થયા જ કરે એની મેળે.

એવા સંયોગ સંબંધ કેટલે સુધી પહોંચ્યા છે એ ખબર હતી. ઓગણીસમે વર્ષે અમારા ફાધરના સંયોગ પૂરા થઈ ગયા. વીસમે વર્ષે બ્રધરનો સંયોગ પૂરો થયો. પછી ઝવેરબાનો અડતાલીસમે વર્ષે અને હીરાબાનો છે તે ઈઠ્યોતેરમાં વર્ષે ૧૯૮૬માં સંયોગ પૂરો થયો.

## કાયમના તો ક્યાંય ગયા જ નથી ને ?

આમાં રડવા જેવી વાત જ ક્યાં છે ? આ તો મરેલા ક્યાં છે ? એ તો લોકોને લાગે કે હીરાબા ગયા. મૂળ વસ્તુ તો છે જ ને !

**પ્રશ્નકર્તા :** છે જ.

**દાદાશ્રી :** કાયમના છે ને ?

**પ્રશ્નકર્તા :** કાયમના.

**દાદાશ્રી :** વિધિ કાયમનાની કરતો'તો કે હીરાબાની કરતો'તો ?

**પ્રશ્નકર્તા :** કાયમનાની.

**દાદાશ્રી :** હં. બળવાની વસ્તુ બળી ગઈ, ન બાળવાની રહી ગઈ. કાયમના છે તે તો ગયા જ નથી ને ! એ તો અમારી સાથે જ છે, વ્યવહારથી કહેવાય કે એ ગયા. અમને તો હીરાબા એવા ને એવા જ લાગ્યા કરે હજુય. જેવા હતા તેવા ને તેવા લાગ્યા કરે. વ્યવહાર કહે, 'લ્યો, તો તમે કહો છો એવા ને એવા તો દેખાડો જોઈએ.' મેં કહ્યું, 'ભઈ, એ તને નહીં દેખાય, એ મને દેખાય.'

## જ્ઞાન દૃષ્ટિએ કોઈ મરતું કે જીવતું છે જ નહીં

આ જીવતા જ છીએ આપણે. મરવાના જ નહોતા. પણ આ તો હવે ખબર પડી ને ? પહેલા ખબર નહોતી ને ! હવે તો આપણે જાણીએ છીએ કે આપણે મરવાના નથી, મરવાના તો આ ભાગ છે. જગત એમ જાણે કે મરી ગયા. જેવી દૃષ્ટિ છે ને એવું દેખાય. જે પોતાને મરી ગયો એમ જાણતો હોય, એ બીજાને મરી ગયેલા જ જાણે.

જ્ઞાનીની દૃષ્ટિએ સમજદાર હોય એ કાઢી નાખે વિષાદ બધો અને સમજદાર ના હોય તો રહેવા દે. દુનિયાની દૃષ્ટિએ સમજદાર હોય એ વિષાદ રહેવા દે અને દુનિયાની દૃષ્ટિએ સમજદાર ના હોય એ વિષાદ કાઢી નાખે. આ બે દૃષ્ટિઓ છે.

કોઈ પણ વસ્તુ દુનિયામાં બને એમાં, 'આ શું છે ?' એવું અમને જોડે જોડે પાછું બીજું બને અમારું. આ તો વ્યવહારનું બન્યું, પણ નિશ્ચયનું બની જાય ત્યારે અમારે, કે 'ખરેખર આમ છે.' એની મેળે જ બની જાય, સ્વભાવિક જ.

આ તો કોઈ પણ માણસ મરે તે મને અસર થતી નથી. કારણ મરતું-જીવતું મારા જ્ઞાનમાં નથી હોતું. ના સમજ્યા ? લોકોના જ્ઞાનમાં હોય, પણ મારા જ્ઞાનમાં એ મરતું-જીવતું નથી. છતાં લોકો પૂછે ત્યારે હું કહું, 'હા, ભઈ મરી ગયા બા. બહુ ખોટું થયું.' હું તો બોલું વ્યવહારમાં. વ્યવહારમાં અવિનય ન રહું. વિનયપૂર્વક બોલું, કે

'બહુ ખોટું થયું. આવું ના હોવું જોઈએ.' બાકી મારા જ્ઞાનમાં તો કોઈ મરતું જ નથી !

## પૂજ્ય નીરુમા સંપાદિત વાણીમાંથી...

### મહાસતીનું સ્વરૂપ

સતીઓએ પતિની સાથે પવિત્ર જિંદગી ગાળી જગતને સતીના આદર્શ દેખાડ્યા. સીતાએ રામ સંગ ચાલી નીકળી, રાજવૈભવ કરતા પતિસેવા પ્યારી ગણી ને સીતાજી મહાસતી ગણાયા. આ કળિકાળમાં પૂજ્ય હીરાબાની જોટે તો કોઈ સત્‌યુગની સતીય ના આવી શકે ! પરમ પૂજ્ય દાદાશ્રીના જગત કલ્યાણના કાર્ય માટે પોતાની જિંદગીના ખીલેલા ફૂલના દિવસો પતિના વિરહોમાં પણ હસતે મુખે જગતને ન્યોછાવર કર્યા. દાદાશ્રીને મહાન પદને વરાવવા પૂજ્ય હીરાબાની મૂક કુરબાની સામાન્ય જનને જડે કે ના જડે, પણ અધ્યાત્મની તવારીખમાં પૂજ્ય હીરાબાના ત્યાગ, સેવા ને સમર્પણતાનું અદ્‌ભુત સ્વરૂપ અંકાયેલું રહેશે.





ગૃહસ્થી વેશે વીતરાગતા, વર્તીને વર્તાવનાર;
અસંયતિ પૂજા, અગિયારમું આશ્ચર્ય દીઠ કળિકાળે !

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૫. અહિંસા |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૬. પ્રેમ |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૭. ચમત્કાર |
| ૪. અથડામણ ટાળો | ૨૮. વાણી, વ્યવહારમાં.... |
| ૫. ચિંતા | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૬. ક્રોધ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૭. માનવધર્મ | ૩૧. આપ્તવાણી-૧ |
| ૮. સેવા-પરોપકાર | ૩૨. આપ્તવાણી-૨ |
| ૯. હું કોણ છું ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૨. દાન | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૫) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૬. સહજતા |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૭. આત્મસાક્ષાત્કાર |
| ૨૪. સત્ય-અસત્યના રહસ્યો | ૪૮. જ્ઞાની પુરુષ (ભાગ ૧-૨) |

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામીઝ, કન્નડ, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન ભાષામાં ભાષાંતરિત થયેલા પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી-હિન્દી-અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર

**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત** : **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૯૨૪૩ ૪૩૬૮૭ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૪૧ ૩૪૮૮૮ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

# અનુભવનું તારણ કાઢી બનાવ્યો આદર્શ વ્યવહાર

અમારે પહેલા વાઈફ સાથે મતભેદ બહુ પડતો'તો. કારણ અણસમજણ હતી ને ! પણ એ બધા અનુભવ પરથી બહુ વિચારી વિચારીને શોધખોળ કરેલી, કે આ મતભેદમાં નર્યું દુઃખ જ છે. પછી તારણ કાઢી નાખ્યું, કે આપણી ભૂલ થાય છે આ તો. આવી ભૂલ કેમ ચાલે ? ઘરના માણસને દુઃખ કેમ દેવાય ? આ ભૂલ આપણને ન શોભે. છેવટે પાંત્રીસ વર્ષની ઉંમરે મેં મતભેદવાળી લાઈફ પૂરી કરી નાખી. પછી મતભેદ જ નથી પડ્યો અમારે કોઈ દિવસ.

હું તો આ બોલું છું ને, એ પ્રમાણે જ લાઈફમાં વર્તેલો છું. કારણ કે મેં આ હિસાબ ખોળી કાઢેલો. આમાં ખોટ શું, નફો શું, એમ ખોળી ખોળીને આગળ ચાલેલો છું.

- દાદાશ્રી



dadabhagwan.org



ISBN 978-93-87551-22-0

9 789387 551220

Printed in India

Price ₹ 150